# અમારો આવતો અંક.

આછું દિગ્દર્શન

વિખ્યાત આંગ્લ લેખક બર્નાર્ડ શૉનું અપૂર્વ નાટક:—

## સેંટ જૉન—

રા. ચંદ્રવદન ચીમનલાલ મ્હેતા.

પ્રકૃતિ કવિ તરીકે કવિ ન્હાનાલાલ અને રા. નરસિંહરાવ
—એક તુલના—રા. "સ્નેહરશ્મિ."

ઝમીર—(એક ઐતિહાસિક નવલિકા.)

આ ઉપરાંત

રૂ. ૧૦૦) ની ઉપહાર યોજના વાળી

## સર્વોત્કૃષ્ટ નવલિકાઓ.

ચાલુ વાર્તાઓ, નાટકો વિગેરે.

ગુજરાતના સર્વોત્તમ લેખકોની આ બોધપ્રદ અને રસમય વાર્તાઓ વાંચ્યા સિવાય કેમ ચાલશે ?

આજેજ લખો:—

વ્યવસ્થાપક સુવર્ણમાળા,
લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસ,
આંકળી સ્ટ્રીટ, ભાયખળા, મુંબાઈ નં. ૮.

---



સંચાલકો:—શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી અને રા. 'ચંદ્રકાન્ત.'

કાર્તિક ૧૯૮૩.

## વિષયાનુક્રમણિકા.

### કાવ્યો


૧ ફુલવેલી—રા. "સ્નેહ-રશ્મિ" .... .... .... ૯૦
૨ તૃષા—રા. કૃષ્ણદેવ હ. ભટ્ટ .... .... .... ૨
૩ હાફીજ-ગુલાબોદ્યાન
  ૧ તુજ અધરે વેણુ-નાદ એ .... .... .... ૧૫
  ૨ આદર્શની શી ભવ્ય મૂર્તિ .... .... .... ૧૬


### નાટકો


૧ મગધ સામ્રાજ્ય—રા. ચંદુલાલ જટાશંકર ભટ્ટ બી. એ. .... .... ૩


### વાર્તાઓ


૧ ડાકણ. (ઉપહાર માટે) .... .... .... ૨૮
૨ કિસ્તિ મા'ત.—રા. ભગવાનલાલ ગી. ભટ્ટ .... .... .... ૬૨
૩ સ્વરાજ્ય પ્રતિજ્ઞા—શેઠ પુ. વિ. માવજી. .... .... .... ૯૧


### નિબંધો


૧ કાકા કાલેલકરના લેખો—રા દુર્ગાશંકર કે. શાસ્ત્રી. .... .... ૧૭
૨ પ્રાચીન ભારતમાં વેષ પરિધાન—પંડિત ગૌરીશંકર ઓઝા ... ૧૨
૩ ગુજરાતનું ભાવિ—પ્રો. બલવંતરાય ઠાકોર. ... ... ૫૭
૪ બંગાળના બાઉલ કવિઓ—રા. નગીનદાસ પારેખ. ... ... ૭૫


### પ્રકીર્ણ


૧ પ્રાચીન આર્ય મુનિઓનો ધર્મપ્રચાર—એક અભ્યાસી .... ... ૪૭
૨ ગત સાહિત્યકારોના સંસ્મરણો—રા. પ્રવાસી ... ... ... ૫૦
૩ પુરોહિત— ... ... ... ... ૫૩

અને

માસિક મનન—પ્રો. બલવંતરાય ઠાકોર ... ... ... ૯૬

# ચિત્ર સૂચિ.

## ત્રી કલર


૧ પ્રાચીન ભારતમાં વેષ પરિધાન ...(ઈ.સ. પૂર્વે ૨૦૦ વર્ષ પરનું) કવર
૨ ગોચારણ .... ... ... ... ... મુખપૃષ્ઠ.


## એકરંગી.


૧ તુજ અધર વેણુ નાદ એ .... ... ... ૧૫
૨ આદર્શની ભવ્ય મૂર્તિ .... ... .... ૧૬
૩ મહાત્માનું પૂર્જન .... ... ... ૪૮
૪ ઉંટોની લડાઇ .... ... ... ... ૪૯
૫ પંડીત ... .... ... ... ૬૪
૬ ગ્રામ્ય સૌંદર્ય .... ... ... ... ૬૫
૭ બાઉલ-કવિ .... ... ... .... ૯૦
૮ સ્વરાજ્ય પ્રતિજ્ઞા .... ... ... ... ૯૧
૯ સ્વ. સર. લલ્લુભાઇ આશારામ શાહ .... .... ... ૧૦૨
૧૦ સ્વ. હિંદી કવિ—ગોવિંદ ગીલ્લાભાઈ ... ... ૧૦૩









...ed & Published by WAMAN RAMSHANKER MASTER
...shmi Art, Printing Works, 97 B, Sankli St, Byculla, Bombay, 8
All Blocks are made at our Studio.

સુવર્ણમાળા

કાર્તિક
૧૯૮૩

# "અરૂણ"

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર.



એ ઉદાર પ્રથમ ઉષાનો, પ્રથમ અરૂણ વાદળ ભેદતા ધવલગિરિને ઉદયશિખરે પોતાનું પ્રશાન્ત કરૂણ નેત્ર ઉઘાડે ત્યારે હે દુ:ખી જાગ્રત દેશ, એનું પ્રથમ સગીત, પ્રથમ ઘોષણા—ધ્વનિ તારે કંઠસ્વરે વાગી ઉઠો.

બ્રાહ્મણ, સ્નાન કરી ચંદન અર્ચી નિર્મળ થઇ તું તૈયાર રહેજે, માથું ઉંચું કરી આમ વંદન ગીત ગાજેઃ શાન્તિ,

વિધાતાની કન્યા લલાટિકા, નિશાચર પિશાચની રાતી દીપશિખા લજવીને તું આવ; તારો જે વિશાળ સંતોષ એ વિશ્વલોકના ઇશ્વરનો રત્નભર્યો રાજભંડાર છે; તારૂં જે ધૈર્ય તે દૈવ ધૈર્ય છે; તારી જે નમ્રતા એ મહાશ્રેષ્ઠ મુકુટ છે, એ એનોજ પુરસ્કાર છે."

વર્ષ
૨ જું

અંક
૧ લો



# તૃષા.

  



રસોત્સવ તણી લસન્ત અભિલાષ ઉંડી ઉરે,
વધેજ સહસા, દહે સકલ આત્મ, અંગો બળે;
મળે સહચરી, શમે રસપિપાસ, આજ્ઞાધરી
ભમું જગ૰ બધે, રટન્ત લલના, પ્રિયા, પ્રેમદા.

મળી પ્રિય સખી, વિલાસ, રતિ-રાસ ખેલ્યા બહુ,
તથાપિ દિલ ના ઠર્યું, દહન હાય! ચાલુ રહ્યું;
વિલાસ કદિના કરે શમન દાહ ઉંડા તણું:
ધરે પ્રિયતમા! ક્ષમા, વિફલ દુઃખ દીધું ઘણું.

ચહું પ્રિયતમે! અહી હૃદયતંત્ર, રાજ્ઞી બનો!
સમર્પણ કરૂં અકથ્ય મમ ગૂઢ આંદોલનો!
મળે પ્રિય સખી, તથાપિ ઉર શાન્ત્ય પામે નહિ.
રહે રંક્ષ તૃષા, દિસે સકલ વિશ્વ સૂનું ફરી.

કૃપાલ કરુણા કરી અગર હાથ હેતે ગ્રહે,
ભુલું સ્થિતિ સહુ, અને ભવ સમુદ્ર યાત્રા ફળે.



કૃષ્ણદેવ હરજીવન ભટ્ટ.
બી. એ.

 




(નાટક)

લેખકઃ—ચંદુલાલ જટાશંકર ભટ્ટ, બી. એ.

## પાત્ર પરિચય.

### પુરૂષ વર્ગ

કુમારગુપ્તઃ—મગધનો સમ્રાટ. (ગુપ્તવંશનો ત્રીજો રાજા)
સ્કંદગુપ્તઃ—યુવરાજ.
મહામંત્રીઃ—બીજા ગુપ્તરાજા ચંદ્રગુપ્તના સમયથી મંત્રીપદ ભોગવનાર વૃદ્ધ પ્રધાન.
ગોવિન્દગુપ્તઃ—મગધની પાસે કનકપુર નામે આવેલા નાના રાજ્યનો રાજા અને ગુપ્તરાજ્યનો સેનાપતિ.
કૃષ્ણગુપ્તઃ—પાટલીપુત્રનો નગર સૈન્યપતિ.
વીરમલ્લઃ—એક ખટપટી સાધુ.
હિરીંત્રઃ—હુણોનો સેનાપતિ
કાનજીઃ—મહામંત્રીનો વિશ્વાસપાત્ર માણુસ.

શકરાજાના પ્રતિનિધીઓ, છડીદાર, ચોપદાર, સૈનિકો વગેરે.

---

### સ્ત્રી વર્ગ,

મહાદેવીઃ—કુમારગુપ્તની મહારાણી
અનન્તાઃ—એક નાચનારી.
મુન્દિરાઃ—અનન્તાની માતા.
મેનાઃ—વીરમલ્લની પુત્રી.
અરૂણાઃ—ગોવિન્દગુપ્તની ભત્રીજી.
રમાઃ—ગોવિંદગુપ્તની પત્ની.

## અંક પહેલો.

### પ્રવેશ પહેલો

—:o:—

સ્થળ:–સમ્રાટ કુમારગુપ્તનો રાજદરબાર.

(મહામંત્રી, અધિકારીઓ તથા મંડલેશ્વરો બેઠેલા છે. સિંહાસન ઉપર ગરૂડધ્વજ ફરકેછે)

યુવરાજ સ્કંદ—(પ્રવેશે છે) મહામંત્રી, પ્રણામ.

મહામંત્રી—આયુષ્મન્, યુવરાજ સ્કંદગુપ્ત, ગુપ્ત સામ્રાજ્યની કીર્તિ ઉજ્જ્વલ કરો એજ આશિર્વચન ખીરાજો (આસન ઉપર યુવરાજ બેસે છે.)

છડીદાર:—(પ્રવેશે છે) ભારતભૂષણ, પરમપૂજ્ય, * પરમેશ્વર, મગધસમ્રાટ, ગુપ્તકુલભૂષણ મહારાજા કુમારગુપ્તનો જય થાઓ.

(સમ્રાટ કુમારગુપ્ત આવી સિંહાસન ઉપર બેસે છે. પછી નૃત્ય શરૂ થાય છે.)

કુમારગુપ્ત:—(નૃત્યપછી) મહામંત્રી,

મહામંત્રી:—જી, મહારાજ

કુમાર:—ગોવિન્દગુપ્ત આવવાને હજી કેટલો સમય છે?

મહા:—સમ્રાટ, આપણા સેનાપતિ ગોવિંદગુપ્ત પશ્ચિમના રાજાઓને હરાવી પાછા ફર્યા છે. આજે તેનો આવી પહોંચવાનો દિવસ છે. તેથીજ આપની આજ્ઞાનુસાર આ વિજયાનંદસૂચક દરબાર ભર્યો છે. મહારાજ એક વિજ્ઞપ્તિ કરૂં?

કુમાર:—ઘણી ખુશીથી કહો. મહામંત્રી તમે તો મારા સ્વર્ગસ્થ પિતા ચંદ્રગુપ્તના પ્રીતિપાત્ર હતા અને મને પણ તમેજ શિક્ષણ આપી આ રાજ્યાસનને યોગ્ય બનાવ્યો છે. કહો શી સલાહ આપો છો?

મહા:—મહારાજ, આપના પિતા ચંદ્રગુપ્તના સમયથી એવો રિવાજ છે કે જ્યારે સેનાપતિ મહાન વિજય મેળવી પાછા ફરે ત્યારે તેને એક મંડલ ભેટ આપી મંડલેશ્વરનો અધિકાર અર્પણ કરવો.

---

* અશોકના સમયથી ગુપ્તરાજાઓ પોતાને પરમેશ્વર કહેવરાવતા.

કુમારઃ—હા. ઘણીજ ખુશીથી. હું પણ એ રિવાજને માન આપવાનો તૈયાર છું. ગોવિન્દગુપ્તને રત્નપુરનું મંડલ ભેટ આપો અને દસ હજાર સુવર્ણનિષ્ક ઇનામ આપો. લેખ કરી લાવો.

મહાઃ—જેવી આજ્ઞા. (લખવા બેસે છે.)

પ્રતિહારઃ—(નમીને) સમ્રાટનો જય થાઓ. મોહિનીપુરથી એક નૃત્ય કરનારી આવી છે અને અંદર આવવાની અનુજ્ઞા ઇચ્છે છે.

મહા—આજના વિજયના આનંદ સમયે કોઇને પણ અંદર આવવાનો પ્રતીકાર ન હોય. તેને આવવા દે,

(પ્રતીહાર નમીને બહાર જાય છે અને નાચનારી અનન્તા તથા તેની માતા ઇન્દિરા પ્રવેશે છે)

ઇન્દિરાઃ—(નમીને) મગધ સમ્રાટનો જય થાઓ. મહારાજ આજના મહોત્સવના પ્રસંગે મારી પુત્રીને મેં એક નાચ શીખવ્યો છે. તે જો આપની અનુજ્ઞા હોય તો અહિં કરી બતાવે.

કુમારઃ—હા અમારી અનુજ્ઞા છે.

(અનન્તાનું મયૂરનૃત્ય શરૂ થાય છે. સ્ટેજ ઉપર આસમાની પ્રકાશ)

કુમારઃ—(નૃત્ય ચાલતું હોય છે ત્યારે સ્વગત) આહા. શું સુંદર નૃત્ય છે. આ નાચનારી જાણે મારા અંતઃકરણને આકર્ષીને દુર લઇ જતી હોય એમ લાગે છે. આજે મને કંઇ નવીનજ પ્રકારની લાગણી થાય છે. (નૃત્ય પુરૂં) નર્તિકે, તારૂં નામ?

અનન્તાઃ—(નમીને મધુર હાસ્યથી) સમ્રાટ, કિંકરીનું નામ અનન્તા.

કુમારઃ—શું તારૂં નામ અનન્તા? હે અનન્તે, તારી કલા, તારૂં સૌન્દર્ય, તારી વાણીની મધુરતા—સર્વ સદ્‌ગુણો કોઇ રાજમહેલને શોભાવે તેવા છે. તું કલા છે. હું કલાનો ભોક્તા છું. (સિંહાસન ઉપરથી નીચે ઉતરે છે)

"કલાને સ્નેહનો હું તો બનેલો એક શોધક છું"
"કલામય આવી મૂર્તિનો ખરેખર એક પોશક છું."

આવ મને ભેટ. (તેને ભેટવા રાજા જાય છે કે તરતજ ગોવિંદગુપ્ત પ્રવેશે છે.)

ગોવિંદઃ—(સેનાપતી વેશમાં ખુલ્લી તલવાર સાથે) વિજય, વિજય, મગધ સમ્રાટનો વિજય.

કુમારઃ—આવો સેનાપતિ ગોવિંદગુપ્ત આવો. તમારા જેવા દેશના સેવકથી મારો આત્મા ઘણોજ પ્રસન્ન થાય છે. પશ્ચિમ દેશ જીતી મગધની આબાદી વધારી તમે રાજ્યની ઉત્તમ સેવા બજાવી છે.

ગોવિન્દઃ— સમ્રાટ મેં તો ફક્ત મારો ધર્મ બજાવ્યો છે.

"કર્યું વિશેષ ના કંઇ મેં, બજાવી ફર્જ છે સાદી"
"બજાવે ફર્જ જો સહુ તો, રહે નિજ દેશ આબાદી"
"ખરો નિજ માતનો જાયો, કરે નહિ લેશની પરવા"
"અને નિજ દેશની ખાતર, કરે નહિ પ્રાણુની પરવા"

મહામંત્રીઃ—મહારાજ, ગોવિન્દગુપ્તને વિજય મેળવવાના પુરસ્કાર તરીકે દસ હજાર સુવર્ણનિષ્ક તથા રત્નપુરનું મંડલ ભેટ આપવાનો આ લેખ આપની આજ્ઞાથી તૈયાર કર્યો છે. આપ તેમાં સહી કરી આપશો ?

કુમારઃ—લાવો. ગોવિન્દગુપ્ત જેવા નિડર, ધર્મનિષ્ઠ અને તનમનથી રાજ્યની સેવા કરનારને એ પુરસ્કાર યોગ્યજ છે. (સહી કરીને) લ્યો સેનાપતિ, રાજ્ય તરફથી તમારી સેવાનો આ બદલો. આવીજ રીતે રાજ્યની સેવા અધિકાધિક કરજો અને દેશની આબાદી વધારજો.

ગોવિન્દઃ—(નમીને લેખ હાથમાં લે છે) સેવાધર્મ બજાવતાં દુઃખ પડશે તો તે પણ સહન કરીને મગધની-મારી માતૃભૂમિની-કીર્તિ ઉજ્જવલ કરીશ.

"સહીને લાખ પણ દુઃખો, કરીશ હું સત્યની સેવા"
"રહીને નીતિને પંથે, કરીશ હું દેશની સેવા"

ઇન્દિરાઃ—સમ્રાટ હવે, અમને રજા છે ?

કુમારઃ—(અનન્તા તરફ જોઇને સ્વગત) આ સૌંદર્યની મૂર્તિનો વિયોગ કેમ કરાય ? (પ્રકટ) મહામંત્રી આ નર્તિકાને એક લાખ નિષ્ક ઇનામ તથા મારો વિલાસ પ્રાસાદ રહેવાને માટે આપો.

મહાઃ—(આશ્ચર્યથી) હેં શી આજ્ઞા મહારાજ ! મહાન વિજય મેળવનારને ફક્ત દસ હજાર અને આને એક લાખ નિષ્ક ?

કુમારઃ—હું આજ્ઞા કરૂં તેનું પાલન કરો.

મહાઃ—પણ ચંદ્રગુપ્તના પુત્ર આવી સામાન્ય નાચનારીને આટલુ બધુ માન આપે એ અયોગ્ય.

કુમારઃ—બસ મહામંત્રી, સમ્રાટની આજ્ઞાને આધીન થવું એજ તમારો ધર્મ. આજ્ઞાની યોગ્યાયોગ્યતા જોવાનો તમારો અધિકાર નથી.

મહામંત્રીઃ—(હાથ જોડીને) સમ્રાટ સંપૂર્ણ વિચાર કરો. રાજ્યની લક્ષ્મીનો વ્યય આવી રીતે થશે તો પ્રજા દુઃખી થશે. પ્રજાનું ધન પ્રજાના લાભ માટે છે નહિ કે રાજાઓના વિલાસ માટે.

કુમારઃ—(ક્રોધથી) બસ. મારે તમારા ડહાપણની જરૂર નથી. સેવકનો ધર્મ સ્વામિની આજ્ઞાનું પાલન કરવું એટલોજ છે.

ગોવિન્દઃ—નહિ મહારાજ. સેવકનો ધર્મ સ્વામિની ભૂલ બતાવવાનો પણ છે.

કુમારઃ—હું રાજા છું. મારી ઇચ્છા પ્રમાણે વર્તવા સ્વતંત્ર છું.

ગોવિન્દઃ—તો સ્વછંદી રાજા તમે પસ્તાશો.

કુમારઃ—કેમ ગોવિન્દગુપ્ત, વિજય મેળવી આવ્યો તેથી અહંકાર વધી ગયો કે શું ? મગધ સમ્રાટની આગળ વિનય પણ ભૂલી ગયો કે ?

ગોવિન્દઃ—મહારાજ, હું સૈનિક છું તેથી વિનય પૂરો નહિ જાણતો હોઉં અને મહામંત્રીની જેમ શાન્તિ પણ નહિ જાળવી શકતો હોઉં, પરંતુ સત્ય કહેતાં ડરતો નથી. આપ આ ઘણું અયોગ્ય પગલું ભરો છો.

ઇન્દિરાઃ—મહારાજ, અમને જવાનીજ રજા આપો. જ્યાં મંત્રી અને સેનાપતિનું આટલું જોર ચાલતું હોય ત્યાં અમે સુખેથી રહી નહિ શકીએ.

કુમારઃ—નહિ. હું રાજા-પોતે. તમને આંહિ રહેવાની રજા આપું છું અને ધારૂં તો રસ્તે રખડતી એક ભિખારણને પણ રાણી બનાવી શકું છું.

ગોવિન્દઃ—અનુભવવિનાના રાજા, સત્તાથી અંધ બની આવા વિચારોને મગજમાં ભરો નહિ. બધી વસ્તુ જગતમાં સમાન નથી હોતી. કમળ અને આવળ ફુલ સરખાં નથી હોતાં, આંબો અને થોર સરખા નથી હોતા, સિંહ અને શિયાળ સરખા નથી હોતા, તેમજ ક્ષત્રિયપુત્રી અને એક નાચનારી સરખી નથી હોતી.

" નહિ કુલીનતા એમાં, નહિ એ ઉચ્ચ ક્ષત્રાણી "
" ભરો જો રાજ્યમાં આવી, થશે તમ દેશ ધુળધાણી "

માટે હજી પણ વિનંતિ કરૂં છું કે ચેતો.

ઇન્દિરાઃ—મહારાજ, અમે જઇએ ?

કુમારઃ—નહિ. આજથી તારી પુત્રી અનન્તા મારી રાણી છે.

ગોવિન્દઃ—(ક્રોધથી) જ્યાં એક સાધારણ નાચનારીને આટલું માન અપાતુ ત્યાં ગોવિન્દને ઇનામ લેવું ન શોભે. માટે આ આપનો લેખ ( તલવારથી તેના ટુકડા કરી નાખે છે. ) એક સ્રીના બે શબ્દોથી આકર્ષાઇ રાજા રાજ્ય કરે તો અન્યાય અને જુલ્મ સિવાય બીજું કંઇજ પરિણામ ન આવે.

" ભરેલી સ્વાર્થથી પૂરી, કૃત્યો પાપ તણાં કરે "
" લેખણુ અને દુર્નારીનો, વિશ્વાસ મૂરખજન કરે "

કુમાર:—(અત્યંત ક્રોધથી) સૈનિકો, આ હરામખોરને કેદ કરો.

(સૈનિકો ગોવિન્દગુપ્ત પાસે જતાં ડરે છે.)

ગોવિન્દ:—ખબરદાર, મારી પાસે આવનાર પ્રાણુનો ભોગ આપશે. હુ મારી સ્વતંત્રતા મેળવવા શક્તિમાન છું. મને કોઇ કેદ કરી શકનાર નથી. હું પણુ મારા કનકપુરનો રાજા છું. અત્યાર સુધી સેનાપતિ તરિકે આંહિ સેવા કરી તે ભૂલી જઇશ. જતાં જતાં એટલું તો કહું છું,

" જ્યાં જ્યાં બાયલા રાજા, અરે એ રાજ્ય શું કરશે "
" મગધની આબરૂ ઉપર, સદાનું પાણી ફેરવશે "
" હું જાઉં છું આ સ્થાન છોડી, (પણુ) દાસ છું આ દેશનો "
" આપત્તિ જો આવી પડે, મુજ દેહ છે આ દેશનો "
" આ દેશ ખાતર, ધર્મ ખાતર, સત્ય ખાતર વિચરૂં "
" જો પ્રાણુ પણુ દેવા પડે, તો પાછી પાની ના કરૂં "

(ગોવિન્દગુપ્ત તલવાર ફેરવતો બહાર ચાલ્યો જાય છે. બધા આશ્ચર્યથી, ભયથી જોઇ રહે છે)

મૂકાભિનયદૃશ્ય Tableau.



## પ્રવેશ બીજો.

---

સ્થળ—વિલાસ પ્રાસાદ.

(અનન્તા આસન ઉપર બેઠી બેઠી વીણા વગાડે છે)

ઇન્દિરા:—(પ્રવેશ કરે છે) જો પુત્રી. આ મોહિનીપુર નથી હો. આ તો પાટલીપુત્ર છે. અને હવેથી તું એક સાદી નાચનારી નહિ પણુ રાણી છે તે યાદ રાખજે. કોઇપણુ યુક્તિથી, કોઇપણુ કપટથી, કોઇ પણુ રીતે સમ્રાટને તારા તરફ સંપૂર્ણ રીતે આકર્ષી લેજે. હું પણુ ધીરે ધીરે મારો દોર એવો ગોઠવીશ કે તું મહારાણી બને અને મગધનું રાજ્ય આપણા હાથમાં આવે

એક સેવકઃ—(આવે છે) બહાર કોઇ સાધુ આવેલો છે અને આપને મળવા ઇચ્છે છે..

ઇન્દિરાઃ—તેનું નામ ?

સેવકઃ—નામ આપવાની તે ના કહે છે પણ જ્યારે મેં કહ્યું કે અજાણ્યા પુરૂષને નવાં રાણીના માતા મળતાં નથી ત્યારે તેણે કહ્યું કે તેણે હાથમાં પહેરેલી વીંટી છે તેના તરફ ધ્યાન ખેંચજે એટલે મને અંદર આવવાની અવશ્ય અનુજ્ઞા મળશે.

ઇન્દિરાઃ—(વીંટી જોઇને. સ્વગત) હા. એતો મારો જુનો મિત્ર વીરબલ હશે. તેની સહાયથી મેં મારી બેનને ચિત્રપુરની રાણી બનાવી. આંહી પણ તે મને ઘણો ઉપયોગી થઇ પડશે. (પ્રકટ) જા તેને અંદર આવવા દે.

(સેવક બહાર જાય છે અને વીરબલ પ્રવેશે છે,)

વીરબલઃ—કેમ ઇન્દિરા, પેલી વીંટીનો આપનાર આ તારો જુનો મિત્ર સ્મરણમાંથી દુર તો નથી થયો ના ?

ઇન્દિરાઃ—(હસીને) સ્મરણમાંથી તો શું પણ હૃદયમાંથી પણ નહિ. પણ આ ભગવાં પહેર્યાં એટલે તમારી વૃત્તિમાં ફેરફાર થયો હોય તો પ્રભુ જાણે.

વીરબલઃ—(હસીને) આ ભગવાં તો જગતને છેતરવા માટે છે. ઇન્દિરા, આ યોગસાધના નથી પણ સ્નેહની દિક્ષા લીધી છે. આ વીરબલ હજી તારોજ છે.

ઇન્દિરાઃ—વીરબલ. તમે તો યોગી અને અમે તો ભોગી. આપણા પંથ હવે તો ન્યારા. તમે તો ત્યાગી અને અમે તો અનુરાગી. તમારી પાસેથી હવે શી આશા ? આ સાધુની ટોપી પહેરી અમને તો વિસાર્યાં.

વીરબલઃ—અરે ઘેલી, આ ટોપી પહેરી એટલે સંસારનો ત્યાગ કર્યો એમ માનતી હોય તો તું ભૂલે છે. આજકાલ બીજા ધંધામાં લાભ ન હોવાથી આ વેશ ધારણ કરી લીધો. જુનું લોકવાક્ય તને સ્મરણમાં નથી ?

"ટોપી પહેર્યે ત્રણ ગુણ, નહિ વેરો નહિ વેઠ"
"આવો આવો સઉ કહે, અને સુખે ભરે પેટ"

જો આ ટોપીને રાજ મહેલમાં ગમે તે વખતે જવાની છુટ. મોટા મોટા માન્ધાતાઓ આવી દરવાજે ઉભા રહે અને અંદરથી રજા મળે ત્યારેજ પ્રવેશ કરી શકે, જ્યારે હું તો સમય અસમયનો વિચાર કર્યા વિના ગમે ત્યારે જઇ શકું. વળી મહાનમાં મહાન પુરૂષો પણ મને નમે.

ઇન્દિરાઃ—(આશ્ચર્યથી) હેં-એં-એં તમે નિત્ય રાજ્યમહેલમાં જાઓ છો?

વીરઃ—અલબત્ત.

ઇન્દિરાઃ—ત્યારે તો તમે આંહિની પરિસ્થિતિના પુરા માહિતગાર હશો.

વીરઃ—અરે જરાપણ મારાથી અજાણ્યું નથી. સમ્રાટને અને મહારાજ્ઞીને હું ત્રણ ત્રણ વખત મળું છું. રાજ્યના બીજા અધિકારીઓ પણ મને ઘણા માનથી બોલાવે છે અને જાણવા જેવી હકીકત સૌની પહેલાં મને મળે છે.

ઇન્દિરાઃ—(સ્વાર્થની ખાતર અત્યંત સ્નેહ હોય એવો દંભ કરતી) વારી જાઉં રે મારા વીરબલ તમારા ઉપર મારો કેટલો સ્નેહ ઉભરાય છે? હે વીરબલ, આંહિના મહામંત્રી રાજ્યનીતિમાં મહા કુશળ છે હો.

વીરઃ—હવે એ બિચારો મારી પાસે પાણી ભરે,

ઇન્દિરાઃ—વીરબલ, મને તમારી સહાય આપશો?

વીરઃ—શાને માટે?

ઇન્દિરાઃ—જેમ મારી બહેન મદનિકાને ચિત્રપુરની મહારાણી બનાવી તેમ. અનન્તાને આંહિની મહારાજ્ઞી બનાવવી છે. માત્ર રાણી તરીકે હોય એમાં કંઇ લાભ નહિ. પણ જો મહારાજ્ઞી થાય તો તેનો પુત્ર થાય તેને રાજ્ય મળે.

વીર;—(સ્વગત) મારી પણ મતલબ પાર પાડવાનો આ યોગ્ય સમય છે. (પ્રકટ) હા સહાય આપું, પણ તે એક શરતે.

ઇન્દિરાઃ—કઇ શરત.

વીરઃ—હું સેનાપતિ થાઉં. ગોવિન્દગુપ્ત ન્હાસી ગયો છે. માટે તે અધિકાર મને મળે એવી ગોઠવણ તારે અનન્તા માર્ફત કરવી.

ઇન્દિરાઃ—તમારી શરત કબુલ, પણ આપણા માર્ગમાં ત્રણ વિઘ્ન છે. એક મહામંત્રી, બીજી મહારાજ્ઞી અને ત્રીજો યુવરાજ સ્કંદ.

વીરઃ—મહામંત્રીને રાજ્યની પ્રતિષ્ઠાની અત્યંત ચિન્તા રહે એવો રોગ લાગુ પડયો છે એટલે કોઈ દિવસ પહેલાં દિવસની જેમ પ્રતિષ્ઠાનું પુંછડું પકડી બેઠો હશે ત્યારે રાજાને સમજાવી તેને દુર કરશું.

ઇન્દિરાઃ—પણ મહારાજ્ઞી અને યુવરાજનું શું?

વીરઃ—મહારાણી તો બીચારી ભોળી છે. તેને વળી પતિપરાયણતાનો રોગ છે. પતિ પ્રસન્ન રહેતા હોય તો મહારાણી પદ તજી દાસી તરીકે પણ રહેવા તૈયાર થઇ જાય.

ઇન્દિરાઃ—પણ યુવરાજ સ્કંદ તો પરાક્રમશાલી છે.

વીરઃ—તેને માટે વળી કોઈ યુક્તિ શોધી કહાડશું. કોઇ શત્રુને ઉભો કરશું અને સ્કંદને યુદ્ધ કરવા સૈન્ય સાથે મોકલી આપશું. પાછળથી શત્રુ સાથે મળી જઇ સૈનિકોને લાંચ આપી આપણા પક્ષમાં લઇ સ્કંદને પરલોકમાં મોકલી આ રાજ્ય શત્રુ અને આપણી વચ્ચે વહેંચી લેશું.

ઇન્દિરાઃ—ધન્ય, ધન્ય, રાજ્યનીતિનિપુણ નર, ધન્ય છે તમને. ચાણકય કરતાં પણ તમે વિશેષ નિપુણતા બતાવી. ત્યારે આપો વચન કે તમે સદાને માટે મારા પક્ષમાં રહેશો.

વીરઃ—તું આપ વચન કે, હું અત્યારે રાજયનો સેનાપતિ અને પછી રાજ્ય પતિ થઇશ

ઇન્દિરાઃ—હા મારૂં વચન છે.

વીરઃ—જો જે હાં. પછી વિશ્વાસઘાત ન કરતી.

ઇન્દિરાઃ—કેમ હજી વિશ્વાસ નથી.

વીરઃ—સ્ત્રી જાતનો વિશ્વાસ કદી થતો હશે !

ઇન્દિરાઃ—હું મારા સ્નેહના સોગંદથી કહું છું કે હું મારૂં વચન પાળીશ.

વીરઃ—(હસીને) ત્યારે હું મારા સ્વાર્થના સોગંદથી કહુ છું કે હું પણ મારૂં વચન પાળીશ.

ઇન્દિરા,—શું સ્નેહથી સ્વાર્થ વિશેષ,

વીરઃ—હા એમજ. સ્નેહ શું ? એવી વસ્તુ જગતમાં છેજ નહિ. સ્નેહ તો માત્ર કવિઓની કલ્પના, લેખકોની કપટજાળ, જેની અંદર ઘણા લાગણીવાળાં સ્ત્રીપુરૂષો ભાન ભૂલીને ફસાય અને અનુભવથી સત્ય દેખાય ત્યારે પસ્તાય પરંતુ મારા જેવાને તો—એટલે કે જ્ઞાનદષ્ટિ જેની ખુલી ગઇ હોય તેને તો—સ્વાર્થ એટલે જગત અને જગત એટલે સ્વાર્થ—એવુંજ દેખાય.

(ચાલુ.)

લગ્ન સમયે જે જામા જેવા વસ્ત્રો વરરાજા પહેરતા હતા એને 'વાધુય' (ઋગ્વેદ ૧૦, ૮૫, ૩૪) કહેતા હતા. આ પ્રથા આજે પણ ઘોડા ઘણા રૂપાંતર સાથે રજપુતાનાની ઘણી જાતોમાં પ્રચલિત છે. (ગુજરાતમાં પણ પ્રચલિત છે.) વસ્ત્રને છેડે લાગવાવાળી ઝાલરે અથવા દોરા ગોડને તૂપ (તૈત્રિરીય બ્રાહ્મણ ૧, ૮, ૧, ૧) કહેતા હતા. આ સર્વ વૈદિક કાળના વસ્ત્રોના નામાદિ છે. સુતરાઉ, ઉન, અને રેશમી વસ્ત્રો ઉપરાંત વૃક્ષ અને રેસાઓના વસ્ત્રો પણ બનતા હતા જે 'વલ્કલ' કહેવાતા હતા. મહાભારત રામાયાણ આદિમાં એનું વર્ણન મળે છે. આ વસ્ત્રો બહુધા તપસ્વી અને તેમની સ્ત્રીઓ પહેરતી હતી. સીતાએ પણ વનવાસ સમયે વલ્કલજ ધારણ કર્યું હતું. સમય સાથે પોષાકમાં પણ પરિવર્તન થયાજ કરે છે. પાટલીપુત્રના રાજા ઉદયનની મૂર્તિ મળી છે જેના વદનપર મિરજાઇ છે અને તેના ગળા પર વણાટ કામનો દ્વાંશિયો છે. (ના. પ્ર. પત્રિકા; ભા. ૧, પૃ. ૪૭, અને એ મુર્તિનો ફોટો) ગુપ્તોના સિકકાઓ પર રાજા સીવેલાં વસ્ત્રો પહેરેલા ઉભેલા દેખાય છે। ('કોઇન્સ ઓફ ધી ગુપ્ત ડીનેસ્ટીઝ' જોન એલન પ્લેટ ૧-૪)

રજપૂતાનામાં (હિંદના મ્હોટો ભાગમાં) પુરૂષોનો સાધારણતઃ પોશાક ધોતીયું, પછેડી અને પાઘડી કે ફેંટો હતા. ઠંડીના દિવસોમાં ઉનના સીવેલા વસ્ત્રો (કે સુતરાઉ કાપુસ ભરેલા વસ્ત્રોનો) ઉપયોગ પણ થતો હતો. ઉત્સવ અને રાજ દરબારોમાંના પોશાકો રેશમી જરીના કામવાળા પણ થતા હતા. કૃષિકાર (ખેડુત) અને સાધારણ સ્થિતિના લોકો ઘુંટણ સુધી કે એની નીચે સુધીના કચ્છા પણ પહેરતા હતા જેના ચિન્હ હજુ સુધી કયાંક કયાંક વિદ્યમાન છે. સ્ત્રીઓનો પોષાક વિશેષતઃ સાડી અથવા નીચે ઘાઘરો અને ઉપર સાડી એ હતો. પ્રાચીન કાળમાં સ્ત્રીઓના સ્તનો ખુલ્લા રહેતા હતા, અથવા તે પર કપડાની પટ્ટી બંધાતી હતી; તેમજ 'કંચુલિકા' (કાંચળી) પહેરવાનો રીવાજ પણ પ્રાચીન છે.

---

એજ પુસ્તકમાં એક જૈન મૂર્તિની નીચે બે શ્રાવક અને ત્રણ શ્રાવિકાઓની ઉભી મૂર્તિઓ છે, આ ત્રણે સ્ત્રીઓએ ઘાઘરા પહેરેલા છે. (પ્લેટ ૮૫). એજ પુસ્તકમાં હાથમાં લાકડી લઇ વેલ પર બેઠેલા એક પુરૂષનું ચિત્ર છે, જેણે કમરસુધી કુરતો કે અંગરખો પહેરેલો છે. (પ્લેટ ૧૦૨) અજંટાની ગુફામાં જન્માને તેડેલી એક સ્ત્રીનું સુંદર ચિત્ર છે. જેમાં તે સ્ત્રીએ કમરની નીચેસુધી બાંહોવાળી સુંદર છિંટની અંગીયા પહેરેલી છે. આ સિવાય અજન્ટાના અનેક ચિત્રોમાં તેમજ પ્રાચિન શિલ્પોમાં સીવેલા વસ્ત્રોના નમુનાઓ મળે છે.

(૧) અજન્ટામાં રાજા દશરથના શિકારનું ચિત્ર છે. પ્રસંગ ભૂલથી શ્રવણને માર્યો અને ...ના શબને તેના અંધ માતા પિતા પાસે દશરથ લઇ જાય છે તેનું રમ્ય ચિત્ર છે તેમાં દશરથે દુમાન તથા કોટ તેમજ મોજા પહેર્યાં છે. આ ચિત્ર સુવર્ણમાળામાં આપવામાં આવશે. તંત્રી.

હાફીસ ગુલાબોદ્યાન.



તુજ અધર વેણુ નાદ એ.

(૧)

ખુશબો મીઠી પ્રસરી રહી
    ઋતુ ગ્રીષ્મમાં શી ગુલાબની
તુજ ઝુલ્ફ ત્યાં વીખરી પડી
    ઢાંકે સુગંધ સુગંધથી
બુલબુલો મીઠાં લવે !
    ત્યાં અધર તુજ ફરકે ધીમે
ને સ્તબ્ધ વિસ્મિત શાં સૂણે
    તુજ અધર વેણુ નાદ એ.



આદર્શની શી ભવ્ય મૂર્તિ.

(૨)

આદર્શની શી ભવ્ય મૂર્તિ
    નિમંત્રતી ને દોટ દઉં;
આવું, ન પકડું, શ્વાસ શું ?
    ભેટી પડું ન. ગ્રહું કશું !
સ્વપ્ન માયિક એ મને
    ઉલ્લાસ ઉન્નતથી ભરે
ચોર મીઠા એહને,
    આશીષ ના શું ફરી ખરે!




(૩)

## કાલેલકરના લેખો.

કાકા કાલેલકરની એક દ્રષ્ટિ છે. કાકા પદાર્થોને અને બનાવોને પોતાની ખાસ દ્રષ્ટિથી સામાન્યથી જુદે રૂપે જુવે છે અને પછી સરસ સંસ્કારી ભાષામાં પોતાના ચિત્તમાં પડેલુ પ્રતિબિંબ ઉતારે છે. એમની આ વિશિષ્ટ દ્રષ્ટિને લીધે નવજીવનમાં પ્રસંગવશાત્ લખાયેલાં સામયિક લખાણો ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ સ્થાનનાં અધિકારી ગણાયાં છે.

નવજીવન પ્રકાશન મંદિરે કાલેલકરના લેખો નામથી ૭૪૭ પાનાંનું દળદાર પુસ્તક પ્રગટ કર્યું છે. કાકા કાલેલકરે નવજીવનનું તંત્રીપદ હાથમાં લીધું ત્યારથી આરંભી તેઓ ઇ. સ. ૧૯૨૩ના ફેબ્રુઆરીમાં સરકારના મહેમાન થયા ત્યાંસુધીમાં નવજીવનમાં એમણે લખેલા લેખોનો આમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. કાલાનુક્રમમાં નહીં પણ વિષયવાર લેખોની ગોઠવણી કરી છે. આટલી ગોઠવણ કરવા ઉપરાંત નવજીવન પ્રકાશન મંદિરે કશું કર્યું નથી. પણ અસહકારની રાજકીય હિલચાલને અંગે લખાયેલાં હોવા છતાં કાલેલકર કાકાનાં આ લખાણો વર્તમાન ધાંધલથી એવાં કાંઇક અસ્પૃષ્ટ છે કે ગમે ત્યારે વાંચતા એમાં રસ આવે છે અને વાંચનાર ઇચ્છે તો એમાંથી બોધ લઇ શકે છે.

કાલેલકર કાકાની દષ્ટિ—આ મોટા સંગ્રહમાં જે કાંઇ વિશેષતા છે તે કાકાની દ્રષ્ટિનીજ છે. એ દ્રષ્ટિના પ્રકાશથી સામાન્ય બનાવ કેવું નવું રૂપ ધારણ કરે છે એ જોવા જેવું છે. સમાજમાં માન્ય—પુજ્ય ગણાતાં મનુષ્યોની જયન્તિ ઉજવવાનો રિવાજ બધે સામાન્ય છે. વીરપૂજાની મનુષ્યના અંતઃકરણમાં રહેલી વૃત્તિનું આ પરિણામ છે. આવૃત્તિ માણુસમાં બહુ સામાન્ય છે. યુથનાયક સાથે ટોળાબંધ ફરનાર પશુઓનો આ સ્વભાવ માણસ જાતમાં ઉતરી આવ્યો છે. પણ કાકાએ આવૃત્તિનું જે સહેતુક પૃથક્કરણ કર્યું છે એ જોવા જેવું છે.

"બે જાતના લોકો જયન્તિઓ ઉજવે છે. જેઓ વીરપુરૂષ પાસેથી પ્રેરણા મેળવવા માગે છે તેઓ, તેમજ જેઓ વીરપુરૂષ પાસેથી રક્ષણ માગે છે તેઓ. એક વર્ગ વીરોનો ઉપાસક હોય છે અને બીજો વર્ગ આશ્રિત હોય છે. પ્રથમ વર્ગને વીરનાં વીરકર્મમાંથી પ્રેરણા, ઉત્સાહ અને પ્રાણ મળે છે અને તે વીરની ઉપાસના કરી વીર બની જાય છે. બીજો વર્ગ પામર હોય છે. તે હમેશાં ભયભીત દશામાં રહે છે. ત્યાગથી ડરે છે. ને કહે છે "આ ભયભિત દશામાંથી જે અમને મુકત કરે તેજ અમારો નાથ."

* * * *

જયંતિના વિચારનું આ પૃથક્કરણ જુદી જુદી રીતે એમણે વારંવાર આગળ ધર્યું છે. આ દૃષ્ટિબિન્દુથી બુદ્ધ અવતારની વાત કરતાં કહે છે કે "પણ શાકય મુનિને અવતાર ગણવો એજ મને પસંદ નથી અવતાર એટલે શું? દુનિયાનું દુઃખ જોઇને, જ્ઞાનનો લોપ જોઇને, શુદ્ધ, બુદ્ધ નિત્યમુકત એવા પરમેશ્વર દુન્યવી રૂપ ધારણ કરીને નીચે ઉતરે છે તે માણસોમાં રહીને માણસ પેઠે ભલે વર્તે પણ તે માણસ નથી. તેની ન્યાત જુદી છે. તેના અનુગ્રહથી આપણો ઉદ્ધાર ભલે થાય પણ તેનું અનુકરણ કરવાની આપણને ઇચ્છા થવાની નથી"... ... ... ... ગૌતમબુદ્ધ અવતાર ન હતા માણસ હતા. દુનિયાનું દુઃખ જોઇને, સમ્યક્ જ્ઞાનનો અભાવ જોઇને તેઓ ચડયા. સામાન્ય જીવ—શ્રદ્ધાવાન જીવ—અનેક જન્મ સુધી ચડતા ચડતા બોધિસત્વના બુદ્ધ થયા. મનુષ્યના દેવ બન્યા. શુદ્ધ, બુદ્ધ, મુકત બન્યા, આર્ય હતા, અર્હત્ બન્યા; તેમનું જીવન અનુકરણીય છે. સીતા, સાવિત્રીની પેઠે બુદ્ધ ભગવાને પણ માણસ કયાં સુધી ચડી શકે છે એ દુનિયાને બતાવી દીધું છે." (પા-૧૨)

આ દૃષ્ટિબિન્દુથી રામકૃષ્ણ પરમહંસને અવતાર ગણવા કે નહીં એ ચર્ચાનો ઉપસંહાર કરતાં કહે છે કેઃ—

"પણ જો આપણે તેમને માણસ ગણીએ તો એમની પાસે એમની પહેલાંની મૂડી કેટલી હતી, તે મૂડીનો એમણે કેવો ઉપયોગ કર્યો, પોતાના દોષો સામે તેમને કેવું લડવું પડયું અને પોતાના પુરૂષાર્થથી તે કેવી રીતે સંપૂર્ણતા અને ઐશ્વર્યપ્રાપ્ત કરી શકયા તે તરફ આપણું ધ્યાન જાય છે. માણસને હિંમત આપનાર બે વચનો આપણી ભાષામાં છેઃ परित्राणाय साधूनां संभवामि युगे युगे. એક અને 'નર કરણી કરે તો નરકા નારાયણ હોય' એ બીજું. બંન્ને વચન છે. પણ બીજું વધારે આશ્વપ્રદ છે એમાં શક નથી." (પા-૧૭)

પણ સાધુના ચરણનો સ્પર્શ કરી, તેનું દર્શન કરી, તેનો અવાજ કાનમાં ભરી લઈ, તેના પ્રસાદના બે ચાર ટુકડાઓ ખાઈ જઇ, તેના નામનો જયઘોષ કરી પાવન થઇ જવા માગનાર કૃપણ લોભીઓનીજ સંખ્યા વધારે હોય છે......... શાક વેચનારી પાસેથી બે શીંગ વધારે કઢાવવાની વૃત્તિ અને આવી રીતે સ્હેજે મોક્ષ મેળવવાની વૃત્તિમાં કશો ફેર નથી.

સમાજમાં લોક સેવક વધે એ ઇચ્છવા જેવું છે. પણ તેની સાથે સેવા લેનારની સંખ્યા વધે તો મેળ સરખોજ રહેવાનો. સમાજમાં સેવા લેવાની વૃત્તિ વધતિ તો જાય છે. સેવકોને તેનો સેવા ધર્મ સમજાવી સમજાવીને તેમના ભોગ કરવામાં આવે છે. શું પત્ની, શું દેશ સેવક અને શું સાધુસન્ત—દરેક ઉપભોગ્ય વસ્તુ છે જ. એવીજ માન્યતા વધી પડી છે. (પા. ૨૧)

આ ઉતારામાં દેખાય છે તેમ કાકાના નવાં પૃથક્કરણ સાથે આપણા સમાજના દોષ ઉપરના આવા કટાક્ષો મળવાથી એમનું લખાણ ખાસ આકર્ષક બની જાય છે.

કાકા કાલેકરના લેખોની બીજી વિશેષતા આપણી પ્રાચીન સંસ્કૃતિનો પક્ષપાત છે. જો કે કાલેલકર જેટલું પ્રાચીન તેટલું સારૂ એવો પૂર્વગ્રહ રાખીને પ્રાચીન સંસ્કૃતિનો બચાવ કરતા નથી. તેમ પ્રાચીન સંસ્કૃતિનાં સર્વ અંગોને આધુનિક સંસ્કૃતિનાં તે અંગો સાથે સરખાવી, આખા વિષયની શાસ્ત્રીય ચર્ચા કરી *પ્રાચીન સંસ્કૃતિનું મહત્વ સ્થાપિત કરતા નથી; અને નવજીવનમાં પ્રસંગોપાત્* છુટક છુટક પ્રસિદ્ધ થયેલાં લખાણોમાં આવી શાસ્ત્રીય મીમાંસાનો સંભવજ નથી. પણ એમણે પ્રાચીન સંસ્કૃતિનાં છુટાં છુટાં તત્વોની ખુબીઓ ઉપર વારંવાર વાંચનારનું ધ્યાન ખેંચ્યું છે, આવે પ્રસંગે કાકા ફક્ત આપણી સંસ્કૃતિના સદંશોનું સૂચનજ કરે છે. આ પ્રકારના લેખોમાં નમુના રૂપ લેખ જોવો હોય તો. સત્યનારાયણનો લેખ જોવો. (પા. ૧૯૯ થી ૨૦૬) કાલેલકર કહે છે કેઃ—" સત્યનારાયણની પૂજા લોકોમાં ચાલતી કરવામાં બે હેતું સધાયેલા છે. લોકોએ સત્યનું સેવન કરવું એ એક ઉદ્દેશ, અને સત્યનો મહિમા સમાજમાં નિરન્તર ગવાતો રહે એ બીજો ઉદ્દેશ. આ પૂજાને ઉત્સવનું નામ આપ્યું નથી, વ્રત કહ્યું છે. એ પણ અહીં ધ્યાનમાં લેવા યોગ્ય છે. ઉત્સવમાં આપણે કોઇ ભૂત વૃત્તાંતનું અથવા કોઇ ધાર્મિક તત્વનું સહર્ષ સ્મરણ કરીએ છીએ. જ્યારે વ્રતમાં આપણે આપણું જીવન ઉચ્ચતર બનાવવા માટે કોઈ પણ દીક્ષા ગ્રહણ કરીએ છીએ.

સત્યનારાયણની કથા સાંભળવાથી અને સ્વદિષ્ટ પ્રસાદ ભક્ષણ કરવાથી સત્યનારાયણનો ઉત્સવ થયો ગણાય, તેને કાંઇ વ્રત ગણી ન શકાય. જેને સત્યનારાયણનું વ્રત કરવું તેણે પોતે સર્વ કાળે સર્વ સ્થળે અને સર્વ પ્રસંગોમાં સત્યના આચરણની અને તક મળતાં સર્વ લોકોને સત્યનું મહત્વ સમજાવી સત્યનું

કીર્તન કરવાની દિક્ષા લીધી હોય તોજ તેને સત્યનારાયણનું વ્રત કર્યાનું પુણ્ય મળે બાકી ન મળે." (પા. ૨૦૨-૨૦૩).

કાકાની આ નવીન વ્યાખ્યા પ્રમાણે તો અત્યારે એક મહાત્મા ગાંધીજીને જ સત્યનારાયણનું વ્રત કર્યાનું પુણ્ય મળવું જોઇએ. 'સત્યનારાયણનું વ્રત' કહેવાય છે એ વાત સાચી પણ એ વ્રત એટલે તે દિવસે ઉપવાસ એટલોજ અર્થ સમજાય છે. અને આથી વધારે અર્થ જે બસેં ચારસેં વર્ષથી આ વ્રત પ્રચલિત થયું તેમાં કોઇ દિવસ કોઇના મનમાં હશે કે નહિં તે ઇશ્વર જાણે. કથા સાંભળી પ્રસાદ ભક્ષણ કરવા કરતાં વધારે કાંઈ અર્થ હોય તો એ પણ સત્યનારાયણ દેવની ભક્તિનો હોવા સંભવ છે. બાકી સત્યની ભક્તિનો અર્થ આ કથા અને વ્રત ચાલુ કરનારના મનમાં કદાચ હશે તો એમાંથી દેખાતો નથી. એટલે ખરી રીતે કાલેલકર આ જુના ખોખામાં નવો પ્રાણ મુકે છે. આ જૂની મુર્તિને નવા સંસ્કાર આપે છે અને ખરેખર તેઓ કહે છે તેમ આ નવા જમાનામાં તો સત્યનારાયણની જુની રીતે નહીં પણ સત્યરૂપ નારાયણની આ નવી રીતે પૂજા કરવામાં આવે તો એ જરૂર ' વાંછિતાર્થ ફલપ્રદ ' થાય. મતલબકે કાલેલકરે સત્યનારાયણની નવી કથા લખી છે. અલબત્ત આપણી જૂની-પૌરાણિક પ્રણાલિકાને અનુસરીનેજ લખી છે અને પ્રણાલિકાનું બાહ્યરૂપ જાળવવા અને મુખ્યત્વે વાંચનારને વિનોદ કરાવવા પ્રાચીન રીતે ફલશ્રુતિ પણ આપી છે " વાંછિતાર્થ ફલપ્રદ એવા આ શ્રી સત્યનારાયણ વ્રતનું અને કથાનું આ રહસ્ય જે વાંચશે તેનેજ શ્રી સત્યનારાયણનો કૃપા પ્રસાદ મળશે. તે સંસ્કૃત ભાષામાં લખેલું નથી અથવા આધુનિક છે એમ માની જો કોઇ એનો અનાદર કરશે તો તેનું સત્યનારાયણ વૃત નિષ્ફળ જશે. પણ જો કોઇ ધ્યાન મનનપૂર્વક આનું શ્રવણ કરી સત્યનારાયણનું વ્રત આચરશે તો તે—

सर्व दुःखेभ्यो मुक्तो भवति मानवः।

કલિયુગમાં ગમે તે માણસ ગમે તેવી સારી નરસી કામનાઓ સિદ્ધ કરવા માટે સત્યનારાયણ વ્રત કરવા લાગ્યો, એ જોઇ શ્રી મહાદેવે ફલપ્રાપ્તિના રસ્તામાં એક કીલક અને એક અર્ગલા નાંખી દીધાં છે; જે માણસ જીતેંદ્રિય અને સત્યવાદી હશે તેજ તેનું ઉત્કીલન કરી આ વ્રત ફલનું દ્વાર ઉઘાડી શકશે. इतिशम् " (પા. ૨૦૬)

આવી ઉગ્ર ફલ શ્રુતિ લખેલી હોવા છતાં સત્યનારાયણની મૂળ સાદી કથા જેટલું એનું આ કાલેલકરોક્ત સુંદર રહસ્ય લોકપ્રિય થવાનો સંભવ નથી. પણ જો સત્યનારાયણની કથાની સાથે સાથે પારશિષ્ટ રૂપે આ રહસ્ય છપાય અને કથાને અન્તે વંચાય તો એમાં કાંઇ ખોટું નથી. કાંઈક લાભજ થવાનો સંભવ છે. હાલના રાષ્ટ્રિય સંસ્કારવાળો કોઈ પુસ્તક પ્રકાશક પ્હેલ કરે તો ચાલે.

આપણી પ્રાચીન સંસ્કૃતિમાંથી સદર્થ—કાંઇક નવુંજ રહસ્ય ખેંચી કાઢવાની કાલેલકરની શૈલીનો ઉપલો દાખલો નમુના રૂપ છે. જરા જુદી રીતનો

દાખલો જોયો હોય તો ' જીવન્ત ઇતિહાસ ' વાળો લેખ જુઓ (પા-૧૬૧ થી ૧૬૪) આપણું પ્રાચીન સાહિત્ય વિશાળ છે. માનવજીવનના ઘણાખરા પ્રશ્નોની ચર્ચા આપણા પુર્વજોએ કરી છે. એટલુંજ નહીં પણ વ્યાપક અને ઉંડી દ્રષ્ટિએ કરી છે. છતાં આ વિશાળ સાહિત્ય ભંડારમાં ક્યાંય ઇતિહાસનો પત્તો નથી, કાલેલકર પહેલાજ પેરેગ્રાફમાં આ હકીકત સ્વીકારે છે. " હિંદુસ્તાનનો ઇતિહાસ હિંદુસ્તાનના લોકોએ લખેલો નથી એ વિધાનનો આપણે ગમે તેટલો વિરોધ કરીયે, તોપણ પ્રાચીન કાળનો આપણો ઇતિહાસ લખાયેલો છે એવું સિદ્ધ થતું નથી. રામાયણ મહાભારત ઇતિહાસ કહેવાય નહિં, આધુનિક દ્રષ્ટિએ તે ઇતિહાસ નથીજ. રામાયણ મહાભારતમાં તેમજ પુરાણોમાં ઇતિહાસ છે. પણ તે ધર્મ નિશ્ચય કરવા માટે જ યોજેલા દ્રષ્ટાંત રૂપ છે. મહાવંશ અને દીપવંશ ઇતિહાસ ગણાય પણ તે સીલોનના છે; અને તેમાં આવેલો ઇતિહાસ જૂજ છે. કાશ્મીરની રાજતરંગિણી વિષે એમજ કહેવું પડે તેમ છે, ત્યારે આપણો ઇતિહાસ કેમ નથી ? જીવનનું ગમે તે અંગ લો, તેમાં આપણા લોકોએ અસાધારણ પ્રાવીણ્ય મેળવેલું છે; છતાં આપણામાં ઇતિહાસ કેમ નથી ? " .

આ ગહન પ્રશ્ન છે. આપણામાં ઇતિહાસ નથી એ હકીકત છે. કેમ નથી એ પ્રશ્નનો જવાબ આપવો કઠિન છે. આપણા પુર્વજોએ ઇતિહાસો શા માટે ન લખ્યા એ એમણે પોતે કોઇ ઠેકાણે કહ્યું નથી. સાદું કારણ તો એજ માની શકાય કે આપણા પુર્વજોમાં ઇતિહાસ દ્રષ્ટિનો જ બરાબર વિકાસ નહોતો થયો. " પુરાણો ઇતિહાસ છે ને ધર્મ નિશ્ચય કરવા માટે યોજેલા દ્રષ્ટાંત રૂપ છે " એમ ઉપર કાકાએ કહ્યું છે. પણ આ તર્ક ભાગવત કે વિષ્ણુપુરાણ જોઇને કરેલો જણાય છે. આ પુરાણોની યોજના ધર્મ નિશ્ચયને ઉદ્દેશીને કરેલી છે એ વાત ખરી છે. પણ જુના પુરાણોની યોજના જુદી જાતની જણાય છે. રાજાઓ; દેવો, ઋષિઓની વંશાવળી અને તેમાંથી અતિ પ્રસિદ્ધનાં ટુંકામાં ચરિત્રો વર્ણવવાં એ જુના પુરાણનો મુખ્ય ઉદ્દેશ હતો. ( જુઓ વાયુપુરાણ ) આ જુનાં પુરાણોની પહેલી રચના થઇ હશે ત્યારે તો રાજવંશો અને ઋષિવંશોની સાચી ઐતિહાસિક નોંધ થઇ હશે. અત્યારનાં પુરાણોમાં આપેલી કલિયુગના રાજવંશોની વંશાવળીમાંથી શૈશુનાગ વંશથી આન્ધ્ર વંશના અંતપર્યંતની વંશાવળી બીજાં ઐતિહાસિક સાધનોની પરિક્ષામાં સાચી ઠરી છે. આ વંશાવળીઓ ઉપરાંત રાજ્યોમાં હકીકતોની નોંધ રહેતી હતી એમ માનવાનું કારણ છે. અને જે દાનપત્રો વગેરે ઉપરથી આજે આપણે પ્રાચીન ઇતિહાસ ઉકેલવાનો પ્રયત્ન કરીએ છીએ એ સામગ્રીતો કેટલા મોટા જથ્થામાં જુના કાળમાં હશે. છતાં ઇતિહાસ નથી એ હકીકત આશ્ચર્ય કારક છે. અને જુના વખતની જુદી જુદી પ્રજાઓની વિશિષ્ટ સંસ્કૃતિઓની સરખામણી કરતાં સ્પષ્ટ દેખાય છે કે જુદી જુદી પ્રજામાં જુદી જુદી શક્તિઓનો વિકાસ થયેલો હોય છે. અમુક દિશામાં ગમે તેટલી આગળ વધેલી પ્રજા પણ બીજી દિશામાં કેવળ બાળક હોય છે. એવાં દ્રષ્ટાંતો ઇતિહાસમાં પુષ્કળ છે. ઇ. સ. પૂર્વે પાંચમા શતકનું ગ્રીસ શિલ્પકળા, કાવ્ય અને નાટક, તત્વજ્ઞાન વગેરે અનેક દિશાઓમાં અતિશય ઉંચી

ભૂમિકાએ પહોંચેલું પણ સામ્રાજ્યવાદ જેવી સાદી શક્તિઓની બાબતમાં બાળક જેવું હતું. રોમન સામ્રાજ્યે કાયદો, સામ્રાજ્ય વ્યવસ્થા વગેરે દિશાઓમાં અપૂર્વ વિકાસ સાધ્યો પણ કળા, કવિતા, તત્વજ્ઞાન વગેરેમાં પોતે જીતી લીધેલા ગ્રીસના રહેવાસીઓ પાસેથી મોટામાં મોટા રોમનો પહેલા પાઠો શીખતા હતા. આ જ રીતે અનેક દિશાઓમાં અસાધારણ પ્રાવીણ્ય મેળવનાર આપણા પૂર્વજોના ચિત્તમાં ઇતિહાસ દ્રષ્ટિ ( Historical sense ) નો વિકાસ ન થયો હોય તો એ તદ્દન સ્વાભાવિક છે. એવોજ બીજો દાખલો લોકસત્તાવાદનો છે. છેક બુદ્ધના જીવન કાળમાં આ દેશમાં ગણ રાજ્યો હતાં અને તે પછીનાં હજાર વર્ષ સુધી છુટાં છુટાં ન્હાનાં ન્હાનાં ગણ રાજ્યો હોવાના પુરાવા છે. પણ એમાંથી લોકસત્તાવાદનો કે લોક સત્તાના તંત્રનો વિકાસ ન થયો તે નજ થયો. સ્થાનિક વ્યવસ્થા માટે સ્થાનિક લોકોનો મત લઇને ( referendum ) કાર્ય કરવાની રૂઢિ છેક અગીઆરમાં શતક સુધી ચાલુ હોવાનું એક ઉત્કીર્ણ લેખ પરથી સાબીત થાય છે. પણ એમાંથી લોકસત્તાવાદનો વિકાસ ન થયો તે નજ થયો. મતલબ કે મને તો આપણામાં ઉંચામાં ઉંચુ તત્વજ્ઞાન છે, આપણામાં ઇશ્વરભક્તિના અત્યંત મર્મગ્રાહી ભક્તિગ્રંથો છે, આપણામાં આ વિશમીસદીમાંયે ગંભીર રોગો મટાડી શકે એવું કાર્યસાધક વૈદકશાસ્ત્ર છે. કારણકે એ બધી શાસ્ત્રદૃષ્ટિઓનો વિકાસ આપણા પુર્વજોએ સાધેલો; પણ આપણામાં ઇતિહાસ નથી... ....નથી. વગેરે નથી કારણ કે એ દ્રષ્ટિઓનો વિકાસ ન થયેલો. મને તો માનસ શાસ્ત્રનો આ ખુલાસો સંપુર્ણ સમાધાન કારક લાગે છે. પણ કાકા સાહેબ શું ખુલાસો કરે છે એ જુઓઃ—

"ઇતિહાસ એટલે મનુષ્ય જાતિ આગળ ઉભા થયેલા સવાલોની નોંધ. આમાંથી કેટલાક સવાલોનું નિરાકરણ થયેલું હોય છે અને કેટલાક સવાલો હજી અનિર્ણિત છે. જે સવાલોનો નિશ્ચય થઇ શકયો છે તે હવે સવાલો રહ્યા નથી. તેનું નિરાકણ થઇ ગયું છે. અને તે સમાજમાં—સામાજીક જીવનમાં સંસ્કારરૂપે દાખલ થઇ ગયા છે. જેમ પચેલાં અન્નનું લોહી બની જાય છે તેમ તે સવાલો રાષ્ટ્રીય માન્યતા અથવા સામાજીક સંસ્કારનું રૂપ પામ્યા છે. અન્ન પાચન થયેલું હોય તો કાલે મેં શું ખાધું એનો જેમ મનુષ્ય વિચાર કરતો નથી. તેમ જે સવાલનો ઉકેલ આવી ગયો છે તે વિષે પણ તે ઉદાસીન રહે છે.

હવે સવાલ રહયો અનિર્ણિત પ્રશ્નોનો. આપણા લોકો પરમાર્થી (serious) છે. તેઓ અનિર્ણિત સવાલને કાગળ ઉપર દાખલ કરી છોડી દેવા નથી માગતા. અનિર્ણિત સવાલોમાં મત ભેદ હોય છે. જેટલા મત ભેદ તેટલા સંપ્રદાયો આપણે ઉભા કરીએ છીએ." (પા. ૧૬૧-૧૬૨.)

આપણામાં ઇતિહાસ નથી. એનો આ ખુલાસો તદ્દન કલ્પિત અને કૃત્રિમ લાગે છે. ઇતિહાસ એટલે અનિર્ણિત અથવા નિર્ણિત સવાલોની નોંધ એ વ્યાખ્યા પણ અયથાર્થ અથવા અપૂર્ણ છે. માણસ ગઇ કાલનું અન્ન આજે પચી ગયું હોય માટે યાદ ન રાખે અને ન પચ્યું હોય તો યાદ રાખે એ દૃષ્ટાંત પણ ખોટું છે. કેટલાક

માણસો વર્ષો પહેલાં અમુક પ્રસંગે શું રસોઇ થઇ હતી એ બારીકીથી યાદ રાખે છે અને કેટલાક આગલે દિવસે પોતે શું ખાધું હતું એયે ભૂલી જાય છે. આ સ્વભાવ ભેદનુંજ પરિણામ છે. જેમ વ્યકિતઓનું તેમ પ્રજાઓનું. કેટલીક પ્રજાઓમાં ઇતિહાસ દ્રષ્ટિ હોય છે, કેટલીકમાં નથી હોતી. ઉપરનું દૃષ્ટાંત કાલેલકરના પક્ષવાદનું સરસ દૃષ્ટાંત છે.

આ રીતે કાલેલકર આપણી સંસ્કૃતિના પક્ષપાતી છે, પણ એમના અમુક સિદ્ધાન્તો દૃઢ છે. મહાત્મા ગાંધીજીની આસપાસનું આખું મંડળ જીવનની અમુક ભાવના સ્વીકારે છે. કાલેલકરના લેખો પણ એ આદર્શને અનુસરે છે. આ લેખો નવજીવન માટે લખાયેલા છે. એટલે નવજીવનની નીતિ તરીકે કાલેલકરે આ ભાવના સ્વીકારી છે કે એ ભાવનાનું સત્ય એમને રૂચવાથી એમણે ગ્રહણ કરી છે કે ગાંધીજીને મળ્યા પહેલાંજ એમણે આ ભાવના સ્વીકારેલી? ગમે તેમ હો, પણ આ લેખોમાં તો વસ્તુસ્થિતિ આ છે કે સંયમ, સત્ય, રાષ્ટ્રોદ્ધાર, ત્યાગ, અંત્યજોદ્ધાર, હિન્દુ મુસલમાન એકતા, રેંટીયો, સ્વદેશી વગેરેની વાત આવતાં કાલેલકર આપણી સંસ્કૃતિની ખામીઓ પણ તરત કબુલ કરે છે અને ગમે તે રીતે સંયમાદિનો ઉપદેશ કરે છે.

વસન્ત ઋતુના આગમનની નોંધમાં લખે છેઃ—"વસન્તના ઉલ્લાસમાં સંયમ ની ભાષા શોભતી નથી, સહન થતી નથી, પણ તેજ વખતે તેની અત્યંત જરૂર હોય છે. ક્ષીણ થયેલો માણસ પથ્ય સાચવે એમાં શી નવાઈ! એમાં શો લાભ? માંડ માંડ જીવવું એમા શું સ્વારસ્ય? જાળવેલો વસન્ત એજ જીવનનો લ્હાવો છે.

* * * * *

ઉત્સવમાં વિનય, સમૃદ્ધિમાં સ્થૈર્ય, યૌવનમાં સંયમ એજ સફળ જીવનનું રહસ્ય છે.

* * * * *

સંયમ, ઔચિત્ય અને રસ એ ત્રણેનો સંયોગ થાય ત્યારેજ સંગીતનો પ્રવાહ ચાલે. જીવનમાં પણ એકલો સંયમ સ્મશાનવત્ થઇ જાય, એકલું ઔચિત્ય દંભ રૂપ થઈ પડે. એકલો રસ ક્ષણજીવી વિલાસિતામાંજ ખપી જાય. ત્રણેનો સંયોગ એજ જીવન છે. વસન્તમાં કુદરત આપણને રસની રેલ આપે છે. સંયમ અને ઔચિત્ય એ આપણી મૂડી હોવી જોઈએ," (પા, ૧૬૫).

મહાશિવરાત્રિની વાર્તા કહ્યા પછી અન્તમાં લખે છે કેઃ—"મહાશિવરાત્રિનો દિવસ એટલે તે ધર્મ નિષ્ઠ સત્યવ્રતી હરણાંના સ્મરણનો દિન." (પા. ૧૬૧)

હોળીના તહેવારમાં કાલેલકરને ગ્રહણ કરવા લાયક કાંઇ મળતું નથી કારણ કે હોળીનો તહેવાર એ પોતે કહે છે તેમ સ્વચ્છંદતાનો તહેવાર જણાય છે.

અને કાલેલકર જેવા સંયમ સિધ્ધાંતી હિંદુ ધમ સ્વચ્છંદતાનો તહેવાર ઉજવે છે. એ વાત કેમ કબુલ રાખે ? છતાં હોળી વિષે એમની કલ્પનાઓ જોવા જેવી છેઃ—

"હિન્દુ ધર્મમાં માણસોને ન્યાત હોય છે. એટલુંજ નહીં પણ દેવો મશુ પક્ષીઓ અને તહેવારોને સુદ્ધાં ન્યાત હોય છે. અષ્ટાવસુ જ્ઞાતે વૈશ્ય હોય છે, નાગ અને કબુતર બ્રાહ્મણ હોય છે અને પોપટ વાણીયો હોય છે. તેમ હોળીનો તહેવાર જાતે શુદ્ર છે શું એટલાજ માટે હોળીનો કાર્યક્રમ કોઇ પણ જમાનાના બગડેલા શુદ્રોએજ રચ્યો હશે ! અને તેમનો હક્ક સાચવવા બાકીના વર્ણોએ તેનો સ્વીકાર કર્યો હશે ? હોળીને દિવસે અન્ત્યજોને અડવું જોઇએ એવો એક નિયમ પુરાણોમાં છે એનો ઉદ્દેશ શો હશે ? દ્વિજ લોકો તે સંસ્કારી એટલે સંયમી અને શુદ્ર તે સ્વચ્છન્દી એમ માનીને શું હોળીમાં આટલો સ્વચ્છંદ રાખ્યો હશે ? હોળીને દિવસે રાજા પ્રજા એક થઇ એક બીજા ઉપર રંગ ઉડાડે છે તે શું કંઇ નહી તો વરસના ચારપાંચ દિવસ સમાનતાનું તત્વ અનુભવવા માટે હશે?

હોળી એટલે કામ દહન વૈરાગ્યની સાધના. વિષયને કાવ્યનું મોહક સ્વરૂપ આપવાથી તે વધે છે. તેનેજ બીભત્સ સ્વરૂપ આપી તેને નાગો કરી તેનું સાચું સ્વરૂપ સમાજ આગળ ઉભું કરી વિષય વિષે સૂગ પેદા કરવાનો ઉદ્દેશ તો એમાં નહીં હોય ? આખો શીયાળો જેના- મોહમાં આપણે સપડાયા તેની ફજેતી કરી તેને બાળી મુકી પશ્ચાતાપની વિભૂતિ શરીરે ચર્ચી વૈરાગ્ય ધારણ કરવાનો શું આમાં ઉદેશ હશે ?" (પા-૧૬૮)

આ પ્રમાણે જુદા જુદા અનેક તર્કો કર્યા છતાં કાકાનું મન માનતું નથી. હોળી સ્વાધીન આર્યોનો તહેવાર હોય એમ તો એમનું મન કબુલ કરતું નથી. છેવટે એમને એમ લાગે છે કે "રોમન લોકોમાં સેટર્નેલીયા નામનો એક ગુલામોનો તહેવાર હતો. તે દિવસે ગુલામો પોતાના ધણી સાથે જમે, જુગટું રમે. છુટથી બોલે, અને મોજ કરે, એટલા આનન્દ ઉપર ફરી એક વર્ષ સુધી ગુલામીમાં રહેવાની તેમનામાં હિંમત આવતી." આ રીતે હોળી પણ ગુલામોનો તહેવાર હોય તો ભલે "પ્રજા અધિકાર વગરની, પરતંત્ર, બાલવૃત્તિની અને બે જવાબદાર હશે. ત્યારેજ, બેવકુફી ભરેલાં કૃત્યોથી આ તહેવાર ઉજવવાનું પ્રચલિત થયું હશે." (પા-૧૬૯)

કાલેલકર છેવટ નિર્ણય કરે છે કે "દરેક તહેવારનું સ્વરાજ્ય સંસ્કરણ થવું જોઇએ, કેમકે સ્વરાજ્ય એટલે આત્મશુદ્ધિ અને નવજીવન." (પા-૧૭૦)

જન્માષ્ટમીની નોંધ લેતાં ભગવાન કૃષ્ણના પ્રચલિત ચરિત્રની મુખ્ય વાત-કંસ, જરાસંધ, કાળયવન વગેરેના નાશની વાત ટુંકામાં પણ પોતાની ખાસ રીતે કહ્યા પછી કહે છે કેઃ— "છતાં દર વર્ષે આટઆટલા કાળથી આપણે એ ઉત્સવ શા માટે ઉજવીએ છીએ ? એટલાજ માટે કે હજી આપણાં હૃદયમાંથી ષડરિપુનો

નાશ થયો નથી. તેઓ આપણને અત્યંત પીડે છે. આપણે લગભગ નાસીપાસ થઇએ છીએ. એવે વખતે આપણા હૃદયમાં કૃષ્ણચન્દ્રનો જન્મ થવો જોઇએ. 'જ્યાં પાપ છે ત્યાં પાપ પુંજહારી પણ છે' એ આશ્વાસનનો આપણા હૃદયમાં ઉદય થવો જોઈએ. મધ્યરાત્રિના અન્ધકારમાં કૃષ્ણચન્દ્રનો ઉદય થાય તોજ નિરાશ થયેલી દુનિયા આશ્વાસન લઇ શકે અને ધર્મમાં દૃઢ રહી શકે." (પા-૧૭૫)

વળી કૃષ્ણજન્મ ઉપરજ બીજી નોંધ લખતાં કૃષ્ણ અને ભીષ્મનાં ચરિત્રોને સરખાવે છે. "ભારતીય યુદ્ધ મહાન હતું પણ કૃષ્ણચરિત્ર તેથીયે મહત્તર છે. મહાભારતમાં ગૌરીશંકર અને ધવલગિરિ જેવાં બે પ્રચંડ શિખરો ચળકે છે, આ બેના પ્રમાણમાં બીજાં બધાં ઉત્તુંગ શિખરો ટેકરી જેવાં દેખાય છે. આ બે શિખરો ભીષ્મ અને કૃષ્ણ. તે મહાન યુદ્ધમાં कर्तुमकर्तुं अने अन्यथा कर्तुं શક્તિ આ બે જણનીજ. બન્ને સરખાજ અનાસક્ત, સરખાજ ધર્મનિષ્ઠ, સરખા જ પરોપકારી અને સરખાજ યોગી. છતાં બન્નેમાં કેટલું અંતર? બંનેના સમાજ શાસ્ત્ર જુદાં, બન્નેની રાજદ્વારી ફીલસુફી જુદી અને બન્નેનાં જીવિત કર્તવ્ય જુદાં. ચાલતી રાજવ્યવસ્થા ટકાવવી, તેની મારફતેજ બની શકે તેટલું લોકકલ્યાણ સાધવું, અને વર્તમાનકાળને વફાદાર રહેવું એ ભીષ્મનો વિચાર. શ્રી કૃષ્ણ અન્યાયના શત્રુ, પાપપુંજના અગ્નિ, રુઢીના વિધ્વંસક. તેમની દ્રષ્ટિ ભવિષ્ય તરફ. રાજદ્વારી પ્રશ્નોમાં ભીષ્માચાર્ય ધારાધોરણને વળગનાર હતા, જ્યારે શ્રી કૃષ્ણ જૂંના સડી ગયેલા એકેએક ધારાધોરણના મડદાને દાટી દેવા નીકળ્યા હતા. તેથી ભીષ્માચાર્યે સત્તાનો પક્ષ લીધો અને શ્રી કૃષ્ણે સત્યનો." (પા-૧૭૭)

શ્રી કૃષ્ણના ચરિત્ર ઉપર ત્રણ નોંધો આ સંગ્રહમાં છપાઇ છે, અને ત્રણમાં થઇને શ્રી કૃષ્ણ ચરિત્ર વિષે કાલેલકરે ઘણું સુંદર લખ્યું છે. જન્માષ્ટમી જુદા જુદા લોકોએ કઈ કઈ રીતે ઉજવવી તે વિષે પણ સરસ વિચારો આપ્યા છે (જુઓ પા-૧૮૨,૧૮૩) અને છેવટ લોકમાન્યના ગીતા રહસ્યની નોંધ લેતાં ભગવદ્ગીતાની સર્વગ્રાહીતા વિષે પોતાનો મત લોકમાન્યના પક્ષમાં હોવા છતાં સ્પષ્ટ નોંધ કરી છે:—

"દરેક જમાનામાં એક એક યુગ પ્રવર્તક ગ્રંથ પેદા થાય છે. ગીતા રહસ્ય એ એવો એક ગ્રંથ છે એમ કહીએ તો તેમાં કશી અતિશયોક્તિ નથી.

રામાયણ, મહાભારત, ઉપનિષદો અગર તો ગીતા એ આપણા રાષ્ટ્રીય પ્રાણના ખજાના છે. જ્યારે જ્યારે રાષ્ટ્ર નવો પુરૂષાર્થ કરવા નીકળે છે. ત્યારે ત્યારે રાષ્ટ્રના નેતાઓ આરંભનો આશીર્વાદ મેળવવા આ ગ્રંથો પાસે જાય છે. ભગવદ્ગીતાનો અર્થ કરી તેમાંથી પ્રાણ મેળવવા લાલા લજપતરાયે પ્રયત્ન કર્યો; પોતાના પન્થની પુષ્ટિને અર્થે વિદુષી એનીબીસેન્ટે ગીતાનો ભાવાર્થ લખ્યો; લોકમાન્યે ગીતા રહસ્ય લખ્યું. પોંદીચેરીમાં બેસીને યોગાભ્યાસ કરી રહેલા વેદશાસ્ત્રસંપન્ન અરવિન્દ ઘોષે ગીતા રહસ્ય સમજાવવા એક બહદ્નિબંધમાળા ચલાવી હતી; શાસ્ત્રોને સ્હેજ

ચાખી જોઇ સન્તોષ માનનાર ગાંધીજી પણ પોતાનાં તત્વો ગીતામાંથી ઘટાવી બતાવવાનો પ્રયાસ કરે છે; અને દરેક જણ આગ્રહપૂર્વક કહે છે કે 'નિરાગ્રહ દૃષ્ટિથી જુઓ તો મારોજ અર્થ ગીતાકારને અભિપ્રેત છે. એ સ્હેજે જોઈ શકશો.' શ્રી શંકરાચાર્યના કાળથી માંડીને ગીતાના અર્થ કરી બતાવવાની બાબતમાં આવા ઝગડા ચાલતા આવેલા છે. શંકરાચાર્યને બધે અદ્વૈત દેખાય છે. જ્ઞાનેશ્વર જેવા સાધુઓને ગીતામાં નિવૃત્તિનો ઉપદેશ મળી આવે છે; લાલા લજપતરાયને તેમાં ગુણકર્મ વિભાગશઃ સમાજ વ્યવસ્થા દેખાય છે; અરવિન્દ બાબુને તેમાં મહાભારત કાલીન મહત્સમન્વય જડે છે; લોકમાન્યને તેમાં કર્મયોગનો આગ્રહ દેખાય છે. જ્યારે મહાત્માજીને તેમાં અહિંસાત્મક સત્યાગ્રહ તેમજ આત્મજય ઉપદેશેલો મળી આવે છે." (પા. ૫૫૮–૫૫૯.)

સમર્થ ટીકાકારોનો આવો પ્રમાણિક મતભેદ સ્વીકાર્યા છતાં કાલેલકર ગીતાને ઐતિહાસિક ગ્રન્થ ગણીએ તો એનો લોકમાન્યે કરેલો અર્થ વધારે બંધ બેસતો છે એમ કહે છે.

બસ કાકા કાલેલકરની દૃષ્ટિ સમજવા માટે આટલા દાખલા બસ છે. કાલેલકરના બધા લેખોમાં એક જાતની ખાસ ખુબી—ખાસ ચમત્કાર છે; એ ચમત્કાર જોવા તો એ લેખોજ વાંચવા જોઇએ. અહીં તો બે ચાર નમુનાના દાખલા આપ્યા છે. પણ આટલાથીએ એમના લખાણની ખુબી શેમાં છે તે સમજાય એમ છે. કાકાની ખુબી વિચારોને મુકવાની ખાસ રીતમાં છે. એમણે કોઇ નવી શોધ કરી નથી, કે નવા સિદ્ધાન્તો પ્રતિપાદન કર્યા નથી. મોટે ભાગે કાલેલકર ગાંધીજીએ પ્રતિપાદિત સિદ્ધાન્તોજ જુદી જુદી રીતે, પોતાની ખાસ ઢબે રજુ કરે છે. આ રીતે કાલેલકરનાં લખાણોની વિશિષ્ટતા વિચારોમાં નહીં પણ વિચારો દર્શાવવાની રીતમાં હોવા છતાં કાવ્યશાસ્ત્રની ભાષામાં બોલીએ તો કાલેલકરનાં લખાણોમાં મુખ્ય શબ્દ ચમત્કાર નથી પણ અર્થ ચમત્કાર છે. મતલબ કે કાલેલકરની ગદ્યશૈલી, ગાંધીજીના મંડળની અર્થવાહી શૈલીના વર્ગનીજ હોવા છતાં, એમની પોતાની ખાસ છે; છતાં તેઓ લલિત શબ્દોની ગુંથણીથી કે વાક્યોની છટાથી ચમત્કાર ઉત્પન્ન કરતા નથી પણ એમણે સ્વીકારેલા—અપનાવી લીધેલા વિચારો સરસ રીતે રજુ કરીને ચમત્કાર ઉત્પન્ન કરેછે. કાલેલકરનાં લખાણોની આ વિશિષ્ટતા મને લાગે છે. ક્યાંક કોઈક નવો વિચાર હશે, ક્યાંક ઇતિહાસનું નવું દર્શન હશે. ક્યાંક સમાજ વ્યવસ્થાનું બીજાઓએ ન દર્શાવેલું બીજ એમણે બતાવ્યું હશે પણ એમની મુખ્ય ખુબી તો ઉપર કહી તેજ મને લાગે છે.

આ નશ્વર જગતમાં આવાં લખાણોનાં આયુષ્યનો ઝાઝો વિચાર કરવો એજ ખોટું છે. એમણે પોતાને યોગ્ય લાગ્યું તે કર્યું અને કર્તવ્ય બુદ્ધિથી કર્યું. ગમે તેમ પણ ગુજરાતી પ્રજાની તથા ગુજરાતી સાહિત્યની કાકા કાલેલકરે સેવા કરી છે એની ના પડાય એમ નથી. એ રીતે જોઇએ છીએ ત્યારે આપણને ગુજરાતી તરીકે શરમ આવે છે. એક કરતાં વધારે દક્ષિણી સર્જ્જનો ગુજરાતમાં વસી શુદ્ધ અને શિષ્ટ ગુજરાતી ભાષામાં પોતાના વિચારો ગુજરાતી આલમને આપી રહ્યા છે ત્યારે કોઇ ગુજરાતી શુદ્ધ મરાઠીમાં પુસ્તકો લખતો હોય એમ જાણવામાં નથી.

સાંભળવા પ્રમાણે કાકા કાલેલકરની તબીઅત સારી નથી, પરમાત્મા એમને આરોગ્ય સાથે દીર્ઘાયુષ્ય આપો.

રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.



## સ્ત્રી.

"The position of women supplies a good test of the civilization of a people." (Herbert spenser.)

"It is universally admitted that there is no better criterion of the refinement of nation, than the condition of the fair sex there in." (James Tod)

હર્બટ સ્પેનસર કહે છે કે—"કોઇ સમાજની ઉન્નતિ કે અવનતિનું મુખ્ય ચિન્હ એની સ્ત્રીઓની સ્થિતિ તથા સંસ્કૃતિ છે."

કર્નલ ટોડ એજ રીતે સમ્મત છે કે—"કોઇ જાતિની સભ્ય તથા શિક્ષિત થવાની કસોટી એની સ્ત્રીઓની અવસ્થા છે"

આ એક નિર્વિવાદ સત્ય છે કે જે દેશની સ્ત્રીઓ શિક્ષિત, સભ્ય અને ઉત્તમ હશે, એ દેશના સંતાનો—બીજા શબ્દોમાં એ દેશમાં નિવાસ કરવા વાળો જાતિઓ કે જનતા—શિક્ષિત, સભ્ય તથા ઉન્નત થશે. સ્રીઓ જાતિના વિકાસનું બીજ છે. કોઇપણ રાષ્ટ્રની ઉન્નતિ કે અવનતિ આજ મહિલાઓથી પ્રારંભ થાય છે. માતાઓમાં એક દિવ્ય શક્તિ છે, જે મનુષ્ય-સમાજને હલાવી દે છે. એમનામાં એક અલૌકિક ચમત્કાર છે, જેથી એ સર્વ રાષ્ટ્રને નિમંત્રણ કરે છે. એનો પ્રભાવ અનિવાર્ય છે, ચાહે એ પ્રત્યક્ષ હો કે પરોક્ષ.

---



# ડાકણ.

(આ વિભાગમાં પ્રગટ થતી વાર્તાઓના લેખકોના નામો પ્રગટ કરવામાં આવશે નહિ.)

તંત્રી.

ધોમ ધખતા બપોર પછી વૈશાખી બીજની સાંઝ નમતી હતી. યૌવનની આશા જેવી સમીરલહરિ તરલ ગતિએ વાતી હતી.

આખો દિવસ કામનો ઢસરડો કરીને મહેન્દ્ર થાકયોપાકયો સાંઝે ઘેર આવ્યો.

કોઈ સોલિસીટરની પેઢીમાં તે ૪૦–૫૦ રૂ. ના દરમાયાથી કામ કરતો. ખુરસી ઉપર બેસી, ઢળતા ટેબલ પર ઉંધે માથે તે આખો દિવસ નકલો લખ લખ કરતો ને દીવાટાણે લોથપોથ બનીને ઘેર આવતો.

તેની આંખો સદા ઉંડી ઉતરેલી રહેતી, શ્રમના ઘેનથી નિરંતર લદાએલી લાગતી. મુંબઈના હવાપાણીના પ્રતાપે શરીર તણખલા સરખું દીસતું. પાચેરઅનાજ પચાવવા માટે તેને અવનવાં ઓસડીઆંની ફાકીઓ લેવી પડતી. કુદરતનું લલિત સૌન્દર્ય એને મન અદ્દશ્ય–અકલ્પ્ય ખ્વાબ હતું. સૂર્યના હુંફાળા રશ્મિઓ તેનેમન અસહ્ય તાપરૂપ હતાં. વૃક્ષઘટામાં અટવાઈને સુસ્વર ગીત ગાતો પવન તેણે કદિ અનુભવ્યો નહોતો—ચાખ્યો નહોતો. ઝરણાનાં કલ કલ ગાન તેને માટે રસજીવનનાં વૃથા ગીતો ગુંજતાં. શાંત રાત્રિની નીરવ ભવ્યતા તેના મનનો ઉચાટ કદિ શમાવતી નહીં. તેના હૃદયાકાશ ઉપર ગરીબીના—બુરી તંગીના—ઓળા નિરંતર ઝઝુમીને કાળાં ઘોર ધાબાં પાડયા કરતા. નિર્ધનતાનો પિશાચ તેના જીવનસમગ્રનો ખગ્રાસ કરતો.

પણ એના પાર્થિવ જીવનની અવર્ણ્ય પમારતામાં યે, કંટાળાભર જીવનનાં અંધકારમય અવકાશમાં યે પ્રકાશનું એક આછું આછું કિરણ તેનો પંથ ઉજાળતું આશાના ઉજમાળા તેજ—અંબાર પૂરતું. એ જ્યોતિ તેની જીવનસહચરીના સ્નેહ-જીવનમાંથી નિઃસરતી. મહેન્દ્ર સાંઝે ઘેર આવતો ત્યારે તેના જીવનની ભાગીયણ સુધા તેને સુધાકરની શીતળ કૌમુદી જેવા હાસ્યવડે વધાવતી. એ મુગ્ધ બાળાની કાલી કાલી બાલિશ વાતો તેનો થાક વણસાડતી. ક્ષણભર તેનું હૃદય આખા જીવનના ધબકારથી થડકતું. ઉર્મિની બે ઘડી હેલી ચઢતી. તેને લાગતું કે તે પોતે સંસારમાં જીવે છે. પણ ક્ષણ જીવી એ રસનિષ્પત્તિ ઉપર પાછું ગરીબીના ખ્યાલનું આવરણ પડતું. ક્ષણિક આનન્દ અને ઉભરો પાછો વિષાદમાં વિલય પામતો. ચહેરા ઉપર શ્યામ વિકલતાની ગાઢી રેખાઓ અંકાઈ જતી.

હિન્દુ—મુસલમાનો જ્યારે ચોપાટી પર એકઠા મળીને બીજનાં દર્શન કરતા હતા, બાંગી ચન્દ્રરેખા ઉપરથી આવતા ચોમાસાના વર્તારા રચતા હતા ત્યારે મહેન્દ્ર ભારે પગલે કોટમાંથી નવી વાડી તરફ હિંડતો હતો. ટ્રામમાં બેસવા જેટલી 'પાદશાહી' માણવાને તેની પાસે જોગવાઈ નહોતી. એવી સગવડનો તે વિચાર કરતો ત્યારે એક દિવસના શાકનો ખ્યાલ પણ સાથોસાથજ આવી જતો અને બીજી સગવડ માણવા માટે તે હરદમ પહેલીનો ભોગ આપતો.

મહેન્દ્ર નવી વાડીમાં પોતાને ઉંબરે આવી ઉભો ત્યારે બારણાં અંદરથી વાસેલાં દેખીને તેને અજાયબી થઇ. દરરોજ સાંઝે સુધા અચુક તેની રાહ જોતી ઓટલા પર ઉભીજ હોય. થાકેલા હૃદયનાથને ઉમળકાભેર વધાવવો એ તેનો સાંઝનો ધર્મવિધિ હતો.

મહેન્દ્ર બારણાં ધકેલી અંદર ગયો. સુધા ચટાઇ પર ચાપટ બેસી ઘુંટણ પર માથું ટેકાવીને રડતી હતી. મહેન્દ્ર આવ્યેથી સુધાએ ઉંચું જોયું. એની આંખો રોઇ રોઇને સુઝેલી હતી, લાલઘુમ થઇ ગઈ હતી, સુધાને વિકલ થઈ જોઈ મહેન્દ્ર બાઓ બન્યો. પાંચ પાંચ વર્ષના સંસાર જીવનમાં આ પહેલીજ વાર સુધાનું મ્હો કટાણું થયું હતું. મહેન્દ્રનો જીવ એ પરિવર્તન નિહાળી કળીએ કળીએ કપાવા લાગ્યો.

સુધાની પાસે જઇ તેણે સુધાનાં બન્ને હાથ પકડી પોતાની કોટે લગાવ્યા મ્હોંમાંથી આપો આપ શબ્દો સરી પડયા, "સુધા! વ્હાલી, આ શું?"

સુધાએ બે નિર્દોષ નયનો મહેન્દ્રના મુખ ઉપર સ્થિર કર્યા. સ્નેહની અકથ્ય લાગણી સાથે તેમાં મર્મવેધી વેદનાનાં નીર ઉભરાય નીકળ્યા.

મહેન્દ્રનું હૃદય બળી ઉઠયું. સુધાના અંતરની વેદનાએ જાણે તેના હૃદયમાં આવીને વાસો કર્યો, ફરીવાર મહેન્દ્રે પુછયું.

"સુધા! બોલને, કોઇ તને વઢી ગયું?"

સુધાને ડુમો આવ્યો. આંસુ થંભાવવાનો પ્રયત્ન વસમો પડયો. તેનાથી ડુસકાં ભરીને રડી જવાયું. નાની બાલિકાની માફક તે મહેન્દ્રના પગ પર માથું ઢાળીને રડવા માંડી. મહેન્દ્રનું મગજ ગુંચવાઈ ગયું. જીવનના વૈતરાના બોજાએ તેને કચડી–પીસી નાખ્યો હતો. તેની આશાની અડગ ઈમારત રૂપ સુધાને આમ હતાશ જોવી તે તેને દુઃસહ માર્મિક ઘા હતો. બધુ સહ્યા પછી હ્રદયેશ્વરીની બેચેની તેને વધારેમાં વધારે અસહ્ય થઇ પડી. પોતાની જાતને માટે મહેન્દ્રને તિરસ્કાર આવ્યો. તેનાથી કંઇ જ થઈ શકે તેમ નહોતું. તે અસહાય હતો, શકિત હીન હતો, સાધન વિહોણો હતો.

એની ચેતના હણાઇ ગઇ. સુધાનું ચૈતન્ય જ એના મજુરીમય જીવનમાં પ્રાણ પુરતું. સુધાને સ્વાસ્થ્યહીણી દેખીને તેનો જીવ નિર્જીવ થઈ ગયો. તેને એમ લાગ્યું કે સુધા દેવી પોકાર કરે છે અને પોતે અચેતન યંત્રની જેમ—યંત્ર કેલ્યા કોઈ પાષાણની જેમ—દેહનું માત્ર સંચલન કરે છે સુધાને છાની રાખવા શું કરવું તેની સુઝ તેને ન પડી. એટલે નિઃસહાય બાળકની પેઠે તે નીમાણો થઇને એક ખુણામાં બેસી ગયો. પોતાના જીવનની વિષમતા, બેદીલીને પરાધીનતા ઉપર વિચાર હીન વિચારણાની પરંપરા પાથરતો તે હતાશ થએલા નાના બાળકની જેમ બેઠો રહયો. ગુંગળાએલ જીવનના દુઃસહ દહાડા પર તેને તિરસ્કાર—કંટાળો વ્યાપ્યો. તે પણ ઘુંટણ પર માથું ટેકવીને ઉંધ મુંધ બેસી રહયો. તેના કોમળ હૃદયનાં બંધ તુટી ગયા. તેમાંથી દિલગીરીની ઉર્મિ ઉછળી. ઠેઠ નયન સુધી પહોંચી. 'ટપકટપક' આંસુ સરવા લાગ્યાં. નમાલી જીંદગી ઉપર તેણે છાનો ફિટકાર વરસાવ્યો.

દિલ ખાલી થયા પછી બળતી આંખો તેણે ઉંચી કરી ત્યારે સુધાને પોતાના પડખામાં અપરાધી બાળકની પેઠે બેઠેલી જોઇ. મહેન્દ્રને કોચવવા બદલ તેને પસ્તાવો થયો હતો. મહેન્દ્ર ઉંચે જુવે કે તુરતજ માફી માગવાની વાત કહી દેવાની તે રાહ જોઇનેજ તેના પડખામાં લપાતી બેઠી હતી. મહેન્દ્રે તેને ઉમળકાભેર પકડીને છાતી આગળ ખેંચી, સુધાએ તેની નબળી, સાંકડી છાતીમાં યે પોતાનું માથું સમાવી દીધું ડુસકાં ભરીને કહ્યું, "મને માફ કરજે, મેં તને આટલી વાર સુધી બાળયો છે તે. ઘેલા, મારે કાજે તું કેમ રડે છે!

"સુધા! તેં બાળપણથી મારી હારે સ્નેહ બાંધી તારૂં જીવન બગાડયું હું તને કોઇ રીતે સુખી કરવાને સમર્થ નથી. તું જુએ છે ને, ચાલીસ રૂપીઆમાં આપણે કેટલીએ વાર અન્નદાંતને વેર લેવરાવવાં પડે છે. પણ, સુધા! હુ તને ઉંડા અંતરથી ચાહું છું. મારી ગરીબી ઉપર તું ભલે આંસુ સારજે. મારા સ્નેહ ઉપર તો હાસ્ય વર્ષાવીશને!"

સુધાને મહેન્દ્રના હેતાળ અવાજે લાગણીનું પૂર આવ્યું. તેણે મહેન્દ્રને ખભે હાથ મુકી નિઃસાસો નાંખ્યો,—

"મહુ! મારી અભાગણીના કર્મોગે તું સારી સ્થિતિમાં નથી આવી શકતો. સાચે જ હું ડાકણ છું. તારૂં નસીબ હુંજ ભરખી જાઉં છું."

મહેન્દ્ર ઉપર જાણે વીજળી પડી. સુધાના વચનો હતાં નિખાલસ, છતાં તેને કંઈક મૂઢ લાગ્યાં. આજની સુધા તેને વિચિત્ર લાગી–પહેલાં નહોતી તેવી વિલક્ષણ ભાસી. તેણે જરા કૃત્રિમ ગુસ્સો લાવીને સુધા સામે આંખ કાઢી.

"સુધા, સુધા! તને સન્નિપાત તો નથી થયો ને? તને આમ બોલવું છાજે!"

સુધા કંઈક ભોંઠી પડી. તેણે આંખો લુછીને મહેન્દ્રનો હાથ દાબ્યો. એ ઉમળકામાં પણ સ્પષ્ટ ધ્રુજારી હતી

"મહેન્દ્ર! હું તો આજ લગી એમજ માનતી'તી કે આપણે એકબીજા વડે સુખી છીએ. પણ નહીં. મારી ભ્રમણા આજે ટળી છે. હું ડાકણ છું એવી મને ખાત્રી થઈ છે."

"અરે ગાંડી, કંઈક ફોડ તો પાડ. મને તો આમાં ગતાગમ નથી પડતી."

"ડાકણ નહીં તો બીજું શું? નહીંતર આપણી બાજુના શેઠનો સુપુ માંદો શાનો પડે? એને સનેપાત ઉપડયો છે."

મહેન્દ્ર તો સજ્જડ ઉભો રહ્યો. તેને કંઈજ ગમ ન પડી.

સુધાએ એની મુંઝવણ જોઈ, એણે સ્પષ્ટ વાત શરૂ કરી,

"આ આપણી બાજુમાં નિરંજન શેઠ છે ના? એની ને આપણી વચ્ચે, મહેષ, કેટલું અંતર? એને કિરતારે લક્ષ્મી આપી અને આપણે ભાલે ગરીબીની કાળી છાપ ચોડી છે! ભગવાને જ ભેદ પાડયો હોય ત્યાં માણસ બિચારો શું કરે? પણ કુદરતની હારે ગેલ કરતાં બાળકને કંઇ એવા ભેદ બાંધે? એજ શેઠનો સુશિલ મને રોજ 'બા બા' કરતો ભેટી પડે છે. આંખો દિ' તે મારી સંગાથે કાઢે છે. તું બહાર જાય છે ત્યારે મને પેટના જણ્યા જેટલી ટાઢક એ સુપુ કાલી કાલી વાતો કરીને આપે છે. એને કંઇક મારી લગની લાગી છે. બિચારાની મા મોટી શેઠાણી! એટલે છોકરો હંમેશાં નોકર વશ રહે. ગમે તેવાં તોય નોકર માણસ. માતાનું હૈયુ તેમની પાસે થોડું હોય છે! સુપુ તો મનેજ પોતાની બા ગણતો હોય એમ મારી હારે ભળી ગયો. હમણા અઠવાડીઆ થયા મારી આગળ આવ્યો નહોતો તે હું એની ભાળ લેવા ગઇ ત્યાં તો ડેલીએથીજ ચાકરડી બોલી કે "જા રાં' તું તો ડાકણ છો." ઉપરથી શેઠાણી પણ તાડુકયાં કે 'કભારજા છોકરાને ભરખી ગઇ, તે છોકરો

બેભાન બનીને બકવાદજ કર્યા કરે છે.' મહુ! મને બહુ ઓછું આવ્યું. એમની આગળ લક્ષ્મી, એમના માળામાં આપણે રહીએ, વળી આપણને ગરીબ ધારે, ઓછું ભાડું લે એટલે જ આપણે ઓશિયાળાં બનીને આમ ગાળો સાંભળવી રહી ને? મહુ! માનીશ? આજ સવારનું મેં અન્ન ખાધું નથી. હું ડાકણ છું, મહુ! હું સાચે જ ડાકણ હોઈશ."

સુધાના કોમળ દિલને તાલેવરોનાં મ્હેણાંએ જખમી કર્યું હતું. દૈયાને મોકળું મેલી એણે વલોપાત આદર્યો. એની નિર્દોષતાએ, સાધ્વી સતી એની પવિત્ર વૃત્તિઓએજ તેનાં આંસુનાં ઝરણાં વહેતાં મૂક્યાં.

મહેન્દ્રને આખા તાલેવર વર્ગ પ્રત્યે ધિક્કાર છુટ્યો. લક્ષ્મી અને માનવતાનો લોપ એની નજર સાગે બાળગોડીઆ તરીકે ખડાં થઇ ગયાં. મુડીવાનોનું સંહારક સ્વરૂપ અંતરચક્ષુ સમીપ ધમધમી ઉઠયું, મહેન્દ્રે હોઠ પીસ્યા. તેનું ચાલત તો નિરંજન શેઠના બંગલાના પાયામાં સુરંગ મુકાવત. પણ જેટલી તેની શારીરિક કમતાકાત હતી તેટલીજ સાધનહીનતા પણ હતી. એટલે એને હોઠ પીસીનેજ લોહી કાઢવા શિવાય બીજો માર્ગ નહોતો. એણે ખીજાઈને કહ્યું.

"આપણે આ મુંબઈની ધમાલમાં નથી રહેવુ. હું કાલે રાજીનામું આપીશ આપણે દેશમાં જઈશું. અહીં તો શયતાનોજ વસે છે."

"મહુ!" સુધાએ રડવું થંભાવીને દિલાસો દીધો, "આપણે બીજે કયાંય નથી જવું. દેશમાં આપણું કોણ છે? કોને ઘરે જઈ પડીએ? અને ત્યાં નોકરી શોધતાં તો મહીના વીતે, ત્યારે આપણે ખાઈએ શું? આપણે નથી કંઇ બચાવ્યું કે વગર ધંધે ચાર છ માસ રોડવી લઇએ."

"પણ આ ગદ્ધામજુરીથી અને આ ભિખારી જીવનથી હવે હું કંટાળ્યો છું. વળી આ મુડીવાનોનાં ફાંકા જોઇ મને કંપારી છુટે છે. વતનમાં આપણીગરીબી પણ મીઠી લાગશે. ત્યાં વળી કંઇક ધંધો મળી રહેશે. નાની એવી દુકાન ખોલશું. ત્યાં મુડીવાન અને ચાકરના ભયંકર તફાવતો આપણને નહીં પીડી શકે."

"તો હું યે તૈયાર છું. પણ આપણે કંઇક મુડી જોઇએને! જો, હું એક રસ્તો બતાવું, મેં હમણાં સીવવાનું અને ભરવાનું શિખી લીધું છે. પરચુરણ કામ કરીને હુંયે સોએક રૂપીયા ત્રણ ચાર માસમાં કમાઇ લઇશ. માળાની સૌ બ્હેનોની માયા છે તે હમણાં કામ પણ ઠીક મળે છે. પછી આપણે ચોક્કસ અહીંથી નીકળી જઈશું."

મહેન્દ્રને સુધાની યોજનામાં વજુદ લાગ્યું. એનો રોષ ઉતરી ગયો.

બન્નેએ જરા જરા ભાખરી દુધ જમી લીધાં. જમતાં જમતાં સુધા

ઉપર વિષાદની—ગમગીનીની—છાયા વધારે આઠી બનતી હતી. મહેન્દ્રે તે નીરખી, અને તેનાં હૃદયમાં પાછી ખિન્નતા વ્યાપી.

"સુધા! આજે તારા ચહેરાનું નૂર કેમ નથી ઝળકતું? જોતો, તું કેવી ઝાંખી લાગે છે?

સુધાએ જવાબ ન દીધો. તેનાં ગોળ નેત્રો જાણે પાછા વળીને આત્મામાં કંઇક શોધ કરી રહ્યાં હોય તેમ સ્થિર મંડાઈ રહ્યાં. જાણે મહેન્દ્રના હૃદયમાં તે ગંભીર અસ્વસ્થ દ્રષ્ટિ આરપાર ઉતરી ગઇ!

"સુધા! શું છે તને! કહી દેને! કંઇ તબિયત સારી નથી?"

સુધાએ ઉંડો નિઃસાસો નાખ્યો. એમાં અંતરાત્માની ધા' હતી. તેણે મંદ અસ્પષ્ટ સ્વરે પૂછ્યું, "સુપુની તબિયત કેમ હશે?"

"અરે ઘેલી! સુપુ સુપુ શું કરછ? એનું જે થવાનું હશે તે થઇ રહેશે પારકી ઉપાધિ તે શીદ વહોરવી પડે છે?"

"તને ખબર નથી, મહુ! સુપુ તો મારો દિકરો છે. હું એની મા છું. આજ આઠ દિવસ થયાં મને એના વિના નથી ગોઠતું. મારે એની પાસે જવું જ પડશે."

"ઠીક, જમી લે. પછી આપણે બેન સાથે તેની તબિયતની ભાળ કાઢશું," સુધાની અધીરાઇ અને અસ્થિર મનોદશાથી આશ્ચર્ય પામતા મહેન્દ્રે પતાવ્યું.

સુધાએ તુરત જ અધુરે ભાણે હાથ વીછળી નાંખ્યા. મહેન્દ્ર 'અરે અરે' કરતો રહ્યો.

"મહુ! હું જઉં છું."

"કયાં?"

"સુપુ પાસે."

"તું કંઇ ઘેલી થઇ? તને ત્યાં કોણ જવા દેશે? ડાકણ કહીને હડધુત કરશે! શા સારૂ ટુંપા ખમવા જવું જોઇએ?"

"ના ના, ટુંપા નહીં ખમું. મને જવા દેશે. મારો સ્નેહ નહીં જુએ?"

"ઉભી રહે."

"કેમ?"

" હું સાથે આવું છું "

" હા, એ બહુ ઠીક કર્યું હો ! સુધુ આપણોજ બાળક છે. મારો તે તમારો ખરોને ? ચાલો, ઝટ ચાલો. "

ઓરડીને તાળું વાસી બન્ને ઓટલેથી નીચાં ઉતર્યાં. બાજુમાંજ એલાયદા માળામા નિરંજન શેઠ રહેતા હતા. ડાકટરને બોલાવવા માટે ત્યાં મોટર તૈયાર થતી હતી.

મહેન્દ્ર અને સુધા બંગલાના ઉંબરા આગળ આવીને ઉભાં. એક મેજ ઉપર ઘાટી બેઠો હતો. મહેન્દ્ર અને સુધા આગળ ચાલ્યાં. સામે દાદર ઉપર ચઢવા માંડયાં ઘાટીએ તેમને અટકાવ્યાં, સુધાએ ઉતાવળે ઉતાવળે પૂછયું.

" રામા ! શેઠચાં પોરાચી તબિયત કસી આહે ? "

તુમાલા કાય કામ ? જસી આય તસી તો આય !

રામાનો ઉદ્ધત જવાબ સાંભળીને મહેન્દ્રને રીસ ચઢી. તેણે ચીઢાઇને રામાને ઉધડો લીધો.

" તુમી મુરખ દીસતા કાય ? તુમચી લેઢી વર જરા અંકુશ ઠેવા. "

" કાઇ શેઠ, તુમી કાઇ સાંગતે ? તુમચા ઘર નાઇ ઇકડે. શેઠને માલા સાંગીતલા હોતા કિ મહેન્દર મ્હેતાજી વ ત્યાંચી ઘરવાળીલા ઇકડે યેઉન નકો દે !

સુધાથી ન રહેવાયું. તેણે રામાને ખખડાવ્યો,

" કશાલા મના કેલી આહે ? તુમીજ શેઠ બનલા કાય ! માઝા તુમચી લવારીચા કશી જ પરવાહ નાંઇ. મીં તો આતા જ શેઠ વર્તી જાતી. "

રામો દાદર આડે ઉભો રહ્યો. સુધાએ પરાણે ઉપર જવા પ્રયાસ કર્યો. મહેન્દ્ર પણ રામાને બાવડું ઝાલી ખસેડવા ગયો. એટલે રામાએ કહ્યું,

" મેતાજી ! તુમચા માન નાહીં રહીલ હો ! સમજા તો બરા, મગ મીં તુમાલા વ તુમચી બાયકાલા ધક્કા મારૂન આતાજ દુર કરસીલ. હ્યા ડાકિનીચા ઇકડે કામ નાહીં. "

'ડાકિની' શબ્દ સાંભળીને સુધા ઉપર જાણે કડકડતી વીજળી પડી. પૂહેલે માળે શેઠશેઠાણી બેઠાં બેઠાં આ ધમાલ સાંભળતાં હતાં. 'ડાકિની' શબ્દમાં જાણે તાલ પૂરાવતાં હોય તેમ ઉપરથી જ શેઠાણી બરાડયાં,

" બાઈ ! તારૂં મ્હોં હવે તો અહીંથી કાળું કર. મારા દુધમલ છોકરાને ખાય ઉપાડવા આવી છો ? જા બેન, જા ! તારા ખપ્પરમાં પૈસા જોતા

હશે તો હોમીશ. તું તારી છુરકી કેમે કરી મારાં રતન ઉપરથી ઉઠાવીશ ?"

આ શબ્દો પુરા થયા ન થયા ત્યાં તો એક જિની 'ઠનનન' કરતી દાદરાને છેલ્લે પગથીએ અથડાઇને સુધાના પગ ઉપર પડી. સુધા ચોંકીને છેટે જઇ ઉભી. ગિનીને તાકી તાકીને જોવા માંડી. ત્યાંથી નજર ઉઠાવીને તેણે મહેન્દ્ર ઉપર દેડવી. બન્ને નજરો મળી. આંખોમાંથી તણખા ઝર્યા, મહેન્દ્રે સિક્કો ઉઠાવીને જોસથી પાછો ઉપર ફેંકયો. તે ઠેઠ ઉપરની સિલીંગ સાથે અફળાઇને ખણુખણાટ કરતો સુપુના શરીર ઉપર પડયો. કોચ ઉપર જરાક જંપેલો સુશિલ સફાળો જાગ્યો, જાણે સુધાની વાતો સાંભળી લીધી હોય તેમ તે કોચમાંથી બેઠો થઈને, આતુર હાથ લંબાવીને બોલ્યો,

" કોન કોન ! સુધા બા આવ્યાં ! બા આવોને, મને તેડોને, મારે રમવા આવવું છે હું આવું છું હો ! "

સુધાએ નીચેથી જ જવાબ દીધો,

" સુપુ ભાઈ, બેટા ! તને હમણાં તેડી જઇશ હો ! બચ્ચા જો આ......"

વચ્ચેથી જ શેઠશેઠાણી બરાડી ઉઠયાં,

" કાઢો કાઢો એ હરામજાદીને. રાંડ હજુયે છોકરાને લઇ જવા આવી છે ! નિકાલો ડાકણને. "

રામાએ ગર્જના કરી, " જાતા કાઇ તુમીં ! "

" ન જાય તો બોલાવો પોલિસને, અને પકડાવી દો હરામખોરોને." શેઠે હુકમ આપ્યો.

મહેન્દ્રની આંખો લાલ ચોળ બની. દેહ અને સાધનો બન્ને વડે તે લાચાર હતો. સુધાનો હાથ પકડી સડસડાટ ચાલ્યો ગયો. ગોકીરો સાંભળીને બહાર નીકળેલાં નવીવાડીનાં પચરંગી બૈરાં કૌતૂહલ પૂર્વક સુધાને અને મહેન્દ્રને શિર નમાવીને હિંડતા નિહાળી રહ્યાં.

દંપતી ઓરડીમાં આવ્યાં. વિજળીની બત્તી પેટાવી. બારણાં બંધ કર્યાં. સુધા ધબ દઇને ચટાઈ ઉપર પડી ગઇ. તેના કોમળ આત્માને આ દુસ્સહ અપમાન કારમું થઈ પડયું. એને મોઢે ફીણ આવી ગયાં.

મહેન્દ્રનાં હાંજા ગગડી ગયાં. પહેલીજવાર આકરામાં આકરો તેને આ પ્રસંગ સાંપડયો હતો. એની આંખમાંથી ચોધાર આંસું વહેવા માંડયાં. પાણી છાંટવાનું કે વા ઢોળવાનું તેને સૂઝયું નહીં. એ તો બાળકની માફક પોક મૂકીને રડવા જ માંડયો.

" ઐસા જ દીસતા. દેખો શેઠાની, " ભૈયાએ અધકચરા ગુજરાતી–હિન્દીનો ભાંગરો વાટવા માંડયો, " યે છોકરેકુ વો ચુડાલી છાતી પર દબા કર બૈઠી હે. યે બિચારા કેસા ઉંહ ઉંહ કસટાતા હે. વોહિ સબ ડાકિનીકા બોજા હે. "

" હા, હા, મારાજજી ! તમે બહુ સારૂં જાણો છો હો !.......હાં, જુઓ, પછી એમ બન્યું કે એ રાં' જ્યારથી–વરસ બે વરસથી–અમારા માળામાં રે'વા આવી છે ત્યારથી છોકરાં ઉપરજ ટાંપી રહી છે. એના આવ્યા પછી તુરતજ ચાલીમાંથી ત્રણ ચાર ભટુરીયાં ટપોટપ ફાટી પડયાં. ચાર છોકરાને તે ડાકણ ભરખી ગઈ. પણ અમને શી ખબર પડે ! અમને તો જરાય શંકા ન પડી. પણ ધીમે ધીમે એની નજર મારા સુધુ ઉપર પડી. સુધુને રંડાએ કોણ જાણે શી ભુરકી લગાવી કે છોકરાને તે ડાકણ વિના છાતઘડી ચાલે નહીં. હું એને નોકરો હારે વાલકેશ્વર ફરવા મોકલું, ચોપાટી પર મોટરમાં મોકલું, પણ એને તો એક ઓલીનુંજ રટણ. ' મારે નીચે જાવું છે નીચે ' એમ બોલ્યાજ...."

" હા, હા ! વો ડાકિનીને કયા નામસે આપ બોલાવો છ ? "

એક માણસ દવાની શીશી આપી ગયો. ડાકટરે મોકલેલી તે દવા હતી. દવાની બાટલી દેખી ભૈયો બરાડી ઉઠયો,

" કયા હમકુ બુલાકે હમેરી સમક્ષ યે દારૂકા લપ્પન છપ્પન કર તે હો ? હમેરી હાજરીમેં ઐસા નહીં ચલેગા. ફેંક દો વો દવાઇ કું ! "

શેઠાણીએ તત્કાલ દવાની બાટલી ખાળમાં ઠાલવી દીધી.

" અચ્છા, મહારાજ જી ? "

" અચ્છા કિયા ! અબ કયા, વો ડાકિનીકા કયા નામ સુનાયા આપને ? "

" અરે ભાઇ ! એનું નામ તો સુધા બળ્યું છે........રફતે રફતે ઈ ડાકણ આ છોકરાને જે તે ખવરાવવા માંડી. મને બે મહીનાથી ધાટણ કીધા કરતી'તી કે બચુ ભાઈને ઓલી વાંઝણી કાંક કરી મુકશે. પણ હું શેની માનું ? ઇ એક દિ' મેં નજરે જોયું, તમેં જ...."

" ઓ હો ! કયા દિખા શેઠાની આપને ? કુછ અડદકા દાના, રાઇ, હિંગ, કુછ બાટી—એસા દિખા કયુ ? "

" હા, હા, મારાજ એવું જ કાંક દીઠું. એક દિ' હું છોકરાને તેડવા ગઈ, તો સમી સાંજે પેલી ડાકણ બારણાં બંધ કરીને કોણ જાણે શું કરતી હશે. હું તો ઉભી રઈને ત'ડમાંથી જોયું તો ચુડેલની જેમ છોકરાને બાથમાં લઇ લઈને ગાલ ઉપર બટકાં ફટકર'ની. " તને ખાઇ જાઉં ! તારે ઘેર નઈ જાવા દઉં, આયાંજ રાખીશ, રંશ-

ને ?" એમ કાંઈક બકયા કરતી'તી. ને છોકરો તો બસ જાણે કાંઈ ન હોય તેમ હસ્યા જ કરતો'તો. તેમ તેમ તો ઓલી એને વધારે વધારે ભીંસી નાખતી હતી. પછી એને હેઠો મૂકીને એક ડબરામાંથી કાંઈક કાઢયું—ખાવાનું......"

" બાટી'થી, બાટીથી, કયા થા ?"

" બાટી જ હતી, મારાજ ! ગોળ ગોળ ને હેઠ ઉપર ઉપસેલી—લાલ લાલ. ઈ લઈને ડાકણે સુપુના મોઢામાં આપી ત્યાં તો મેં બારણું હડસેલ્યું. બબાકળી બનીને તેણે સુપુને હેઠો મૂકી દીધો. એકદમ બારણાં ખોલ્યાં મેં સુપુને ઉપાડો લીધો. ઘાટણને સાદ માર્યો, એટલે ઘાટણ આવી. સુપુને ઉપર લઈ જવા મેં કીધું. પણ સુપુએ તો રાડ સાંધી, " મારે સુધા બા આગળ રે'વું છે, હું ઉપર નઈં આવું" તોય એને પરાણે ઉપર મોકલી દીધો. પછી પેલી ડાકણને એવી ખખડાવી કે " ખબરદાર જો કાંઈ મારા છોકરાને ખવ-ડાવ્યું છે તો ! ઇ માંદો પડી જાય." આમ કહીને હું યે ઉપર આવી; સુપુ તો રડતો જ......"

" જય કાલકા, જય દેવી ! સચ બાત, સચ બાત ! શેઠાની લોખાનકી ટુકડી લાવ, અગ્નિ લાવ, અભી ને અભી વો ચિબાવલી ડાકિનીકું નિકાલ દુંગા".

શેઠ તો અસ્વસ્થ બનીને બધું સાંભળતા જ હતા-

" અભી કિતના દિન હુવા, જબ તુમ્હારા લડકા ઉધર ડાકિનીકી પાસ ન લૌટા હોંગા "

" આઠ દસ દિન, મારાજજી ! પણ જે દિ'ની અમે સુપુને ત્યાં જવાની બંધી કરી છે તે દિ'નો સુપુને તાવ અણઉતાર ચઢયો છે. ને સુધાનું નામજ જંપ્યા કરે છે, રાંડ મારા છોકરાને વળગીજ........."

" સુધા બા ! આવું છું, આવું છું રમવા." સુપુએ પથારીમાં પડખું ફરતાં વેંત બૂમ પાડી.

" દિખીયે દિખીયે, ચુડેલી ઉન્હેં લે જાતી. ધુપ લાવ; જટ ધુપ લાવ."

સુપુ પથારીમાં શરીર ઢસડીને નીચે નીચે ઉતરવા માંડયો. બેઠા થવાની તાકાત નહોતી એટલે પાંગત તરફ સરકતો જાય ને બોલતો જાય. " સુધા બા ! આવું છું રમવા."

" દિખો દિખો, વો ડાકિની ઉસકી ટાંગ ઝકડ કર ખેંચ જાતી. અભી સાલીકું મેં "

વેંત એકદમ

ધુપ આણ્યો, લૈયાએ તે સળગાવ્યો. ઉપર મરચાની ભૂકી વેરી. પછી સુશિલના નાક આગળ ધુમાડો ધર્યો. નાકમાં મરચાની ધુમાડી જવાથી તે પથારીમાં ઉછાળા મારવા લાગ્યો. બે જણે તેને પકડી રાખ્યો. શ્વાસ વાટે કેટલોયે ધુમાડો તેના ગળામાં ઉતરી ગયો. ગળાની નળીમાં શ્વાસનો સસડાટ બોલવા લાગ્યો. ઘરડ! ઘરડ! શ્વાસ ઘુંટાવા માંડયો. એટલે લૈયાએ કહ્યું,

"દિખ લીજીએ! વો ડાકિનીકે ગળેમેં મિરચીકી ખરેડી પડ જાતી હે. અભી ને અભી વો ભગ જાયગી."

લૈયાએ ધુપદાની જરા નીચી મૂકી. તે પર મોઢું રાખી પોતે શ્વાસ રૂંધીને અડધી મીનીટ–મીનીટ સુધી મીંચેલ આંખે બેઠો રહ્યો. મંત્ર બોલતો હોય તેમ હોઠ ફફડવા લાગ્યા.

સુધુએ ઉછાળો મારી, રાડ નાખી.

"સુધા બા.......આવું છું."

એ જ પળે લૈયાએ "હાઉ હાઉ! જે જગદમ્બા, ખપ્પરી ઈશ્વરી તુંહી જોગિની જગશાસની" એવી ચીસ નાંખી પોતાની ભીમ કાયા પ્રચંડ જોરથી ધ્રુજાવવા માંડી. જમીન પર હાથ પછાડતો પછાડતો, જે જે કાળી, ચંડી ચંડી, ખપ્પરી જોગણી' કરતો કરતો સુધુના ખાટલાની ઈંસે જઈ પહોંચ્યો. સુધુએ ફરી રાડ નાખી,

"સુધા! બા......... આ..........."

શબ્દો અધુરા રહ્યા. લૈયાએ સુશિલના કોમળ ગાલ પર જોરથી તમાચો લગાવ્યો.

"લે ડાકિની, ખપ્પર જોગનીકા ધપ્પા!"

સુધુ રાડ નાખીને શાન્ત થઇ ગયો.

લૈયાની દેવી ઉતરી ગયાં. તેણે ધુણવું બંધ કર્યું. શેઠાણી અને એક ઘાટણ એકદમ નીચે દોડયાં. પડખેની ચાલીમાં મહેન્દ્રની ઓરડી આગળ જઇને ઉભા. બંનેએ તરડમાંથી જોયું. મહેન્દ્ર જાગતો પડયો હતો. વીજળીનો દીવો ઝડસતો બળતો હતો. સુધા 'ઉંહ ઉંહ' કરતી કણાતી પડી હતી. વાળ વીખરાએલા, મોઢું ફિક્કું પડી ગયેલું, કપડાનું ભાન નહીં–ચતી પાટ પડી હતી.

"જોયુંને લૈયાજીએ બરાબર ઝીંકી છે રાંડને." શેઠાણી પોતે ઘાટણના કાનમાં ગણગણ્યાં.

એટલામાં તો સુધાએ જાણે અવાજ ગુંગળાઇ જતો હોય તેમ ઉંડે ઉંડેથી દબાએલી ચીસ પાડી,

"સુધુ, સુધુ ! તેડવા આવું છું....... ન ન ન ... નાથ...... મહુ ! હું ડાકણ છું રે ડાકણ છું."

શેઠાણીને ઘાટણ તો થરથર ધ્રુજવા માંડી. બન્ને એકદમ નાઠી. આવીને શેઠને કહ્યું કે એ તો મુઇ બોલે છે, રાડો નાખે છે કે 'ડાકણ છું, રે ડાકણ છું.'

"કચ્છુ હરકત નહીં, શેઠાની ! અભી સબ સમતા હોજાયગા. વો ડાકિની હમેસ માર સેં સ્વધામમેં પહુંચ જાયગી. આપ લોક અબ નચિંત રહેના."

સુધુ ઉંધમુંધ પડયો હતો. ન હલે કે ન ચલે. શેઠ શેઠાણી સમજ્યાં કે ઝોડ નીકળી જવાથી સુધુને શાન્તિ વળી છે, તેથી નીરાંતે આરામ લે છે.

* * * *

૩

સવારના આઠ વાગ્યા ત્યારે મહેન્દ્ર સફાળો જાગ્યો. ઘોર સ્વપ્નમાંથી ઉઠયો ેમ ગાભરો બનીને આમતેમ જોવા લાગ્યો. રાતનો બનાવ સાચે જ બન્યો હતો તેની ખાત્રી કરવા સુધા ઉપર દ્રષ્ટિ ફેરવી. સુધા સુનસાન–ઉંધમુંધ પડી હતી. વેંત ણના અજવાળીઆમાંથી સૂર્યના કિરણો તેના ચહેરા ઉપર પડીને તેને વધારે ા બનાવતા હતાં.

મહેન્દ્ર કંપી ઉઠયો. ટાઢનું લખલખું તેના શરીરમાંથી પસાર થઇ ગયું. સુધાને હાથ ઝાલી હલબલાવી જોઇ.

સુધાએ આંખ ખોલ્યા વિના જ મંદ જવાબ આપ્યો,

"સુધુ ! બચા આવું છું હો !"

મહેન્દ્રના પેટમાં ફાળ પડી. સુધાના શરીર પર તેણે હાથ મૂકયો. મૂકતાં વેંત એકદમ ચોંકીને બે ડગલાં પાછો હઠી ગયો. કોઇ કાળ જ્વર સુધાની ચામડીને

સુશિલના નામની જંખના અને ડાકણ હોવાની ભ્રમણા રાતમાં મહેન્દ્રને વારંવાર ઝબકાવી દેતી હતી.

સવારે બાજુની ખોલીવાળાએ દયા ખાઇને પૂછયુ.

" મહેન્દ્ર ભાઈ ! આમ મુંઝાઇ રહ્યે શું વળવાનું છે. કાલ્યના તમે ભૂખ્યા છો. સુધા બેનની ચિન્તામાં તમેય માંદા પડશો. "

મહેન્દ્રનું હૃદય સાવ આળું બન્યું હતું. પાડોશી આગળ પણ તે અસહાય —નબાપા—નિરાશ્રિત બાળકની પેઠે રડી પડયો. બપોરને ટાણે પાડોશીએ તેને પરાણે જમાડયો. પાડોશીધર્મ કે લાગણીને લુખી કરનાર મુંબઇમાં તેને આ અપવાદ નવાઇભર્યો લાગ્યો. તેની આગળ મહેન્દ્રને દિલ ખોલવાનું મન થઈ આવ્યું.

પહેલાં તો તે પોતાના ઓરડામાં ગયો. સુધાના હાથપગ તપાસ્યા. પાડોશીએ કરી આપેલી ચા તેના ગળામાં રેડી. તે ગળે ઠસકાઇ રહી અને ઉલટો શ્વાસ રૂંધાવા લાગ્યો.

સુધાના નાકમાં સૌભાગ્યચિન્હની ચુંક શોભતી હતી. હાથ પર માત્ર નેતરની બંગડીઓ હતી. પગમાં સાદા છડા. બીજું કંઇજ ઘરેણું નમળે. લગ્ન વખતની એક વીંટી ટચલી આંગળી પર હતી. મહેન્દ્રે તે કાઢવા પ્રયત્ન કર્યો. હૃદય ન ચાલ્યું. જરા અડકયો. ને પાછો ખસી ગયો. ફરીવાર અડકયો. વીંટી જરાસેરવી. સુધાએ ચીસ નાખી.

"સુધુ, બેટા! આવું છું........મહુ, વ્હાલા! હું ડ-ડ-ડાકણ છું."

મહેન્દ્રે હાથ છોડી દીધો. સુધાને માટેજ ઉપયોગમાં લેવા ધારેલી વીંટીને અડકતાં જ તેના હૃદયમાં કાળી ઝાળ ઉઠતી હતી. છતાં વીંટી કાઢી—આખરે કાઢવી પડી. તે લઇને પડોશી આગળ ગયો. તેના ઉપર ૧૫ રૂ. લીધા.

તત્કાળ મહેન્દ્ર ડાકટર આગળ દોડયો. ડાકટર આવ્યા. સ્ટેથોસ્કોપ મુકી સુધાને તપાસી. ડાકટરે માથું હલાવ્યું.

"ભાઈ! કેસ ખરાબ છે. ન્યુમોનીઆ-પ્લ્યુરલ ન્યુમોનીઆ! દવા લઇ આવ. ગઈ કાલે સવારે મને બોલાવી લાવ્યા હત તો ફેર પડત. હવે તો ઇશ્વરને હાથ બાજી છે."

મહેન્દ્ર ઉપર છેલ્લો પ્રહાર—કારમો પ્રહાર પડયો.

સુધુને ન્યુમોનીઆનો ત્રીજો દિવસ વીતતો હતો. કલાકે કલાકે ડાકટર તબિયત તપાસવા આવતા હતા. ચેહ ચેહાણીની આંખોમાંથી શ્રાવણ ભાદરવો રેલાતો હતો. બહાર આવહાના વરસાદના છાંટા ત્રમ ત્રમ ત્રમ ટપકતાં હતાં.

"નિરંજન ભાઈ! સાચું કહે જો. સુધા કોણ છે?" ડાકટરે પૂછયું.

"ડાકટર સાચું કહી નાખું. એ કુભારજા અમારા છોકરાને વળગી છે."

"અરે રામ ભજો. વળગાડ કેવો? જુઓ હું પૂછું તેનો સરખો ઉત્તર આપો. સુધા પાસે સુશિલ કોઇ વાર રમવા જતો ખરો!"

વચ્ચેથી જ શેઠાણી બોલ્યાં, "એણે ચુડેલે તો છોકરાને કામણ કરી મુકેલ તે છોકરો છાતઘડી એનાથી અળગો ન રહેતો. એ ભમરાળી નીચેજ સુઇ છે."

સુશિલનો શ્વાસ જોસથી ઘરડાવા માડયો. ડાકટરે છેલ્લી વાર સ્ટેથોસ્કોપ માંડયું અને માથું ધુણાવ્યું.

"અરરર! આટલો ફેર!......અને આના ગાલપર આ ઉઝરડા ને જખમ શાના છે?"

શેઠાણીએ ઝોડ કાઢવાની વાત સંભળાવી.

"બ્હેન! તમેજ તમારા છોકરાનું મોત ઉભું કર્યું છે. મરચાની ધુમાડીથી ફેફસાં સડી ગયા છે—ઘારાં પડયાં છે. હવે કાંઇ ઉપાય નથી. આજ સાંઝ નહીં કાઢે."

"ડાકટર! કાંઈ ઉપાય! તમને મ્હોંમાગ્યા પૈસા આપીએ."

ડાકટરે માથું ખજવાળ્યું. ભમર સંકોચી. જાણે વીજળીનો પ્રકાશ પડયો હોય તેમ તેની આંખમાં તેજ ચમકયું.

"અરે, હા રે હા! સુધાને બોલાવો આંહી. સુધાની વાત તમે મને પહેલાં કેમ ન કરી! છોકરાને માંદગીજ એની છે. અસાંગળો થયો છે. તમે શા સારુ તેને વિછોડાવ્યો? ચાલો, જટ સુધાને બોલાવો. છેલ્લી ઘડીએ પણ પ્રભુકૃપા તો બાજી સુધરશે."

ચાર માણસો નીચે દોડયાં. મહેન્દ્રનાં અધખુલ્લાં બારણામાં તેઓ દાખલ થયાં. પણ ત્યાંનું દૃશ્ય જોઇને સૌ સજ્જડ બની ગયાં.

મહેન્દ્ર ફાટી આંખે સુધાના ચહેરા સામે તાકીને જોતો હતો. સુધાના ગળામાં ઘરડકો બોલતો હતો. મહેન્દ્ર તેનું માથું પકડીને—હલાવીને કહેતો હતો,

"સુધા, ઓ સુધા! એકવાર તો બોલ્ય! બાપુ મને મેલીને આમ ચાલી જઈશ."

પણ સુધાતો નિર્વાક, નિશ્ચેષ્ટ પડી હતી.

નિરંજનના માણસોએ મહેન્દ્રને ઉઠાડયો. એક જણે સુધાની નાડ તપાસી,

"હાય હાય! ગજબ!"

ચારે માણસો પાછા દોડયાં. નિરંજનને અને ડાકટરને ખબર કર્યા. બન્ને દોડતા આવી પહોંચ્યા. મહેન્દ્ર બારણામાંજ ઉભો હતો. તેની આંખો ચકળ વકળ થતી હતી. માથાના વાળમાં આંગળા ભેરવી તે જોરથી ખેંચતો હતો. નિરંજનને જોઈ તે ખડખડાટ હસ્યો,

"આવો આવો શેઠ! ડાકટર આવો. સુધાની તપાસ કરવા આવ્યા છો?"

ડાકટર સામે જોઈને મહેન્દ્રે ફરી વાર અટ્ટહાસ્ય કર્યું. ડાકટર તેની આંખો સામે તાકી રહ્યા.

બન્ને ઘરમાં દાખલ થયા. ડાકટરે સુધાની નાડ લીધી. કંઇ જ નહોતું. હૃદયપર નળી મુકી. ઝીણો મન્દ, છેલ્લી ઘડીનો એક ધડકાર થયો. પછી ડાકટરના કાનમાં કંઇ જ ન સંભળાયું.

અને સુધાની આંખો ત્રાંસી થઇ. મ્હોં જરા ખુલ્યું અને પાછું બંધ થયું, ફરી ખુલ્યું અને પાછું બંધ થયું. છેલ્લે ડચકે આત્મા ઉડી ગયો.

ડાકટરે સુધાપર શાલ ઢાંકી દીધી

"હા હા હા હા......" મહેન્દ્ર પિશાચની મિસાળે હસ્યો. "સુધા પોઢી ગઇ! સુવા દેજો એને, ઉઠશે સવારે.......હા હા હા હા. સુધુ-સુધા-ડા-આ-ક-અણ હા હા હા હા." મહેન્દ્રના કર્કશ હાસ્યે ઓરડી ભરાઈ રહી.

બારણું ટકેલી ડાકટર અને નિરંજન ચાલ્યા ગયા. ઉપર આવીને જુએ તો સુધુ આગળ ચેડાણી ધડાપીટ કરતાં હતાં.

ડાકટરે સુધુનો હાથ ઉંચો કર્યો. ભારે સત્ત જેવો હાથ પાછો પથારીપર 'ભફ' દઇને પછડાયો. સુશિલની પાપણુ જરાક ફરકી. તેના ચહેરા ઉપર ભયંકર ફિક્કાશ સાથે સુરેખ દીપ્તિ રમી રહી. આકાશમાં પંચરંગી સન્ધ્યા પુરાઇ ગઇ. વાદળે વાદળે આસમાની-સોનેરી-લાલ-લીલી ઝાલર લટકવા માંડી. છાપરાપર મોરલો ટહૂ કયો. ઘડીયાળે ચોઘડાયાં બજાવ્યાં, 'ટ ન ન, ટ ન ન'—એક બે ત્રણ ચાર... સાત.

ડાકટરે સુશિલના દેહ ઉપર સફેદ દુપટો ઢાંકી દીધો.





# પ્રાચીન આર્ય ઋષિઓનો ધર્મ પ્રચાર. *

લેખક:—" અભ્યાસિ "

ભારતવષના પ્રાચીન ઋષિ—મુનિઓ માત્ર આટલેથીજ સંતોષી ન્હોતા રહેતા કે પોતાનું ધર્મ—જ્ઞાન કેવળ પોતાના દેશમાં જ સીમા—બદ્ધ રાખે. એમનાં જીવનો જોતાં માલમ પડે છે કે પોતાના ધર્મ—જ્ઞાનને વિશ્વવ્યાપિ કરવા ઇચ્છતા હતા. રાજાઓને જે યજ્ઞો કરાવવામાં આવતાં હતાં, એમાં દુનિયાના દુર દુર દેશના વિદ્વાનો અને બળશાળી મનુષ્યો બોલાવવામાં આવતા હતા. અને અહીંના રાજાઓને પણ એજ ઉપદેશ થતો હતો કે તમે તમારા પ્રતાપને વિશ્વવ્યાપિ બનાવો. અશ્વમેધ યજ્ઞ એજ વાતને પુષ્ટિ આપે છે.

બૌદ્ધ ભિક્ષુકોએ તો ભારતવર્ષની બહાર જઇ જાવા, સુમાત્રા, ચીન, જાપાન સુધી પોતાનો ધર્મ પ્રચાર કર્યો હતો. પરંતુ બુદ્ધ ભગવાનથી ઘણા કાળ પુર્વે પણ વ્યાસ, કાશ્યપ અને શાંડિલ્ય આદિ ઋષિ—મુનિઓએ ભારતખંડ બહાર જઇને વૈદિક ધર્મનો પ્રચાર કર્યો હતો.

પ્રસિદ્ધ પુરાતત્વવેત્તા મી. એમ. એ. સ્ટીને મધ્ય એસિયામાં ભ્રમણ કર્યું. ત્યાં ઘણા પ્રાચીન પુસ્તકો તથા સિક્કા આદિ એમણે પ્રાપ્ત કર્યાં. એમણે Exploration in Central Asia નામનો એક અતિ મહત્વનો ગ્રંથ લખ્યો છે. એમણે પોતાના એક લેખમાં લખ્યું છે કે એક સમય મધ્ય એસિયામાં વ્યાસ નામનો એક ભાર્તિય વિદ્વાન આવ્યો હતો. એણે ત્યાંના લોકોને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કર્યા હતા.

મુસલમાનોના એક ઐતિહાસીક પુસ્તક 'તવારીખે હુબીબુલ્લા' માં લખ્યુ છે કે મહમદ સાહેબની ૩૭ મી પેઢી પુર્વે મદીનામાં 'શાંબલ' નામનો વિદ્વાન પોતાના ચૌર શિષ્યો સાથે આવ્યો હતો. એણે એક ઉપદેશ પત્ર લખીને આપ્યો. આ ઉપદેશ પત્રથી મહમદસાહેબને કુરાનનું જ્ઞાન પ્રાપ્ત થયું. આ ઉપદેશ પત્ર 'ઈમાનનામા' (ગુરૂમંત્ર) કહેવાય છે. આ 'ઈમાનનામા' કુરાનની પ્રથમ સૂરત છે. એની નીચે સમાપ્તિમાં એક શબ્દ 'અલમ્' લખ્યો છે. આ શબ્દ સબંધે અનેક ટીકાકારોએ

* શ્રી રામશર્માના હિંદી લેખને આધારે.

એવું કહ્યું છે કે અમે એ શબ્દનો અર્થ નથી જાણતા. આ સૂરતને સૂરને ફાતિહા કહે છે. એમાં કેવળ ઇશ્વરની પ્રાર્થના છે, આ ઘણી ન્હાની સૂરત છે. એમાં ઇશ્વરને દુનિયાનો માલેક જણાવ્યો છે, અને એની પ્રાર્થના કરવામાં આવી છે કે અમે આપની સામે શિર ઝુકાવીયે, આપ પાસેજ સહાયતા માંગીયે, આપ અમને દેખાડો સીધો માર્ગ. આ સૂરતને 'ઉમ્મુલ કુરાન' (કુરાનની માતા) પણ કહે છે.

હવે વિદ્વાનોનો મત થવા લાગ્યો છે કે આ 'શાંબલ' વિદ્વાન 'શાંડિલ્ય' ઋષિ હતા. ઋષિઓ પ્રાચીન કાળમાં પોતાના શિષ્યો સાથે દૂર દૂર ભમતા હતા. આ 'ઇમાન નામા' (ગુરૂમંત્ર) ગાયત્રી મંત્રનો જ અર્થ છે; જે તે સમયની ભાષામાં લખવામાં આવ્યો હતો. ગાયત્રી-મંત્રનો અર્થ તથા આ 'ઉમ્મુલ કુરાન' 'સૂરતે-ફાતિહા' નો અર્થ પણ મળતો જ છે. આપણા ઋષિમુનિ પણ ગાયત્રી-મંત્રને વેદોની માતા કહે છે. 'છંદસાંમાતઃ' કહીને ગાયત્રીની પ્રાર્થના કરવામાં આવે છે. 'અલમ્' શબ્દ આપણા ઋષિ-મુનિઓ કોઇપણ લેખની સમાપ્તિમાં લખતા હતાં. આ સર્વથી આ જણાય છે કે 'શાંબલ' અવશ્ય 'શાંડિલ્ય' ઋષિજ હોવા જોઇએ. બીજું આ પણ સિદ્ધ થાય છે કે એ સમયે આર્ય ધર્મ ઇરાન, કાબુલ, અરબ અને એસિયામાઇનર સુધી પ્રસર્યો હોવો જોઇએ.

ઇરાનમાં તો પ્રાચીન કાળમાં આર્યોની પેઠે ચાર વર્ણ માનવામાં આવતા હતા. 'દબિ સ્તાને—મઝાહિબ' નામના ફારસી ભાષાના પુરાતન ગ્રંથમાં લખ્યું છે કેઃ-

પ્રાચીન ઇરાની જાત ચાર ભાગમાં વિભક્ત હતી. એ લોકો એ વિભાગોને ઇશ્વરકૃત માનતા હતા. ચાર વિભાગ આ પ્રકારના હતા.

પ્રથમ વિભાગ જ્ઞાતિઓ અને વિદ્વાનોનો છે. એમનું એ કર્તવ્ય છે કે ધર્મની રક્ષા કરવી. ધાર્મિક નિયમોની મર્યાદા બરાબર ચાલુ રાખવી. એમનું નામ 'બરમાન' અને 'મરમન' છે. એ લોકો એક પ્રકારના ઉચ્ચ કોટીના દેવતા તુલ્ય હોવાથી 'બરમાન' કહેવાય છે.

દ્વિતિય વિભાગ પહેલવાનો અને રાજાઓનો છે. એ લોકો દુનિયાની રક્ષા કરવા રાજ્ય તથા ન્યાયને માટે ઉત્પન્ન થયા છે. એમને 'ચત્રમાન' 'ચત્રમન' અને 'ચત્રી' કહે છે. 'ચત્ર' નો અર્થ એ ચિન્હ થાય છે, જે મ્હોટા લોકો રાખે છે. એનો અર્થ છાયા કરવાવાળા પણ છે.

તૃતિય વિભાગ એ લોકોનો છે, જે ખેતી તથા ભિન્ન ભિન્ન પ્રકારના શિલ્પ-કામ કરે છે, તે ગુણી મનુષ્યો હોય છે. એમનું નામ 'બાસ' છે. એ શબ્દ 'બિસાવર' શબ્દથી નીકળ્યો છે, જે 'ઘણા' (જથ્થા) નો વાચક છે. આ લોકો સંખ્યામાં ઘણા હોય છે,



મહાત્માનું પૂજન                રજપુત કલમ ૧૭ મી સદી

અન્ય.લોકોને એમનાથી સુખ મળે છે, એથી એમને 'સૂદ' કહે છે.

આ શબ્દોની વ્યુત્પત્તિ સંસ્કૃત શબ્દોથી થઇ છે. આ વાત 'દબિસ્તાને-મજાહિબ'ના કર્તાને ખબર નહિ હોય, પણ એક સંસ્કૃત જાણનાર બરાબર દેખાડી શકે છે કે આ શબ્દો 'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર' ના બરાબર અપભ્રંશ છે.

એજ ગ્રંથમાં લખ્યું છે કે—

"પ્રાચીન ઇરાની લોકો કૈવાન આજર, હરમુજ આજર, બહરામ આજર આદિ સાત મુખ્ય અગ્નિ-પૂજાના મુખ્ય સ્થાન માનતા હતા. તે એજ સ્થાન છે, જેને મક્કા. મદીના, નજફ, કરબલા, બગદાદ, સના અને બલ્ખ કહીયે છીયે. મક્કામાં ચંદ્રમા દેવની એક મ્હોટી મૂર્તિ હતી, એને લીધે ફારસી (પારસી) લોકો એને 'માહગાહ' કહેતા હતા. (મહાનો અર્થ છે 'ચંદ્ર' અને 'ગાહ' નો અર્થ છે 'ગૃહ' એટલે ચંદ્રગૃહ)

આરેબીમાં 'ગ' અક્ષર નથી હોતો, એથી એ લોકો એને શનૈઃ શનૈઃ મક્કા કહેવા લાગ્યા. આ પરથી સિદ્ધ થાય છે કે પ્રાચીન કાળમાં આર્ય–વૈદિક ધર્મ ઘણે લાંબે સુધી પ્રસર્યો હતો, અને ત્યાં આપણા ઋષિ–મુનિઓ જતા હતા. જ્યારથી ત્યાં જવાની શિથિલતા થઇ ત્યારથી આપણા હાથમાંથી એ દેશો ગયા.

શું આપણું હવે એ કર્તવ્ય નથી કે પુનઃ આપણા ઋષિ–મુનિઓ પેઠે દેશ-દેશાંતર જઇ લોકોને શુદ્ધ કરતાં એમને પુનઃ આર્ય–ધર્મની દીક્ષા આપીએ ?

ભવિષ્ય પુરાણમાં કાશ્યપ મુનિના સંબંધમાં લખ્યું છે કેઃ—

मिश्रदेशोद्भवा म्लेच्छाः काश्यपेनैव शासिताः।
संस्कृताः शूद्रवर्णेन पुनः ब्रह्मत्वमागताः॥

અર્થઃ—મિશ્ર-દેશમાં થનારા મલેચ્છ લોકો કાશ્યપ મુનિ દ્વારા શુદ્ધ કરવામાં આવ્યા. એમણે શુદ્ર વર્ણથી બ્રહ્મત્વ પ્રાપ્ત કર્યું. એ લોકો આ કાશ્યપ મુનિના શાસનમાં પણ રહે.

આ પણ લખ્યું છે કે એ લોકો દશ હજારની સંખ્યામાં શુદ્ધ થઇ, શિખા-સૂત્ર ધારણ કરી વેદો ભણી ઇંદ્ર દેવને યજ્ઞદ્વારા પ્રસન્ન કર્યા. એ લોકો એજ ઋષિ સાથે આવીને આર્ય દેશમાં વસ્યા. એમની સંખ્યા ચાર ક્રોડ સુધી વધી. કાશ્યપ મુનિએ એમને શુદ્ધ કરવાની અભિલાષાથી સરસ્વતી દેવી પાસે વર માગ્યો હતો. આ કાશ્યપ મુનિના દસ પુત્ર ઉપાધ્યાય, અગ્નિહોત્રી, દીક્ષિત, પાઠક, શુક્લ, મિશ્ર, દ્વિવેદી, ત્રિવેદી, ચતુર્વેદી અને પાંડય 'યથા નામ તથા ગુણ' હતાં આ વખતે આ પણ ખબર નથી પડતી કે મિશ્ર દેશમાંથી આવવાવાળાના વંશજોનું શું ચિન્હ છે.

તે ગ્રંથ છાપવાનું કામ સોંપ્યું અને અમદાવાદમાં છપાવી પ્રસિદ્ધ કર્યો અને પુત્રના નામ સ્મરણાર્થે ગોળંદ જ્ઞાનબાવની બનાવી પ્રસિદ્ધિમાં લાવવા ઈચ્છા હતી પણ પોતાની પ્રકૃતિ તદન અસ્વસ્થ હોઇને તે કરી શકયા નથી અને બે દીનની માંદગીના અકાળ મૃત્યુથી તેમના કુટુંબ અને સ્નેહી મિત્રોને જે ખોટ પડી છે તે શબ્દોમાં બોલી શકાય તેમ નથી. તેમના પ્રત્યે સમભાવ દર્શાવી વિદેહ આત્માની સદ્ગતિ ચાહવાની સાહિત્યકારોની ફરજ છે.

સાહિત્યપ્રિય અને પ્રાચીન કલા કૌશલ્યના માનનીય રાજ્યરત્ન શેઠ પુરશોતમ વિશ્રામ માવજીએ, કવિની કવિત્વ શક્તિની કદર કરી કવિના કેટલાક ગ્રંથ પ્રસિદ્ધિમાં લાવવા અને સાહિત્યને ઉત્તેજન આપવા માનની લાગણી બતાવી હતી.

પ્રવાસી

(કવિના જીવન ચરિત્રની રૂપ રેખા હવે પછી.)



## સ્ત્રી.

કવિઓએ સ્ત્રીની નિંદા અને પ્રશંસામાં ઘણુંએ કહ્યું છે; અને જ્યાંસુધી આ દુનિયા છે ત્યાંસુધી સ્ત્રી, કવિતાનો વિષય બનવાની જ. સ્ત્રી એક શક્તિ છે જેનો ઉપયોગ સારા અને નરસા, બેઉ પ્રકારના કામોમાં થાય છે સ્ત્રીની સહાનુભૂતિ અને સહયોગથી પતિ યશ અને સંસારિક સુખ—લાભ મેળવી શકે છે. અને એનો વિરોધ તથા અસહયોગ પતિ માટે અપયશ અને પરમ દુઃખનું કારણ બની શકે છે. સંતુષ્ટ ભાર્યા દરિદ્ર પતિનો પણ સંસાર સંતુષ્ટ બનાવી શકે છે, અને અસંતુષ્ટ પત્નિ-દ્રવ્યવાનમાં દ્રવ્યવાન પુરુષને પણ લોકોમાં નિંદાપાત્ર કરી દે છે. જે રીતે વીજળી સ્વયં છુપી રહે છે, કેવળ એ દ્વારા સંપાદિત કાર્યોજ નજરે પડે છે, એજ રીતે નારી—શક્તિ પણ સ્વયં અદૃષ્ટ રહીને પુરૂષના કાર્યોમાં પોતાના અસ્તિત્વનો પરિચય આપ્યા કરે છે. સ્ત્રી દ્વારા ઉત્સાહિક થએલો પુરૂષ મ્હોટા મ્હોટા કાર્યો કરે છે. તે યુદ્ધમાં પોતાના પ્રાણ સુધ્ધાં દઇ દે છે; અને તેનાથી તિરસ્કાર પામવાથી પણ અંજલીભર પાણીમાં ડુબી મરે છે. સૂરદાસ, તુલસીદાસ, ભર્તૃહરી, કાળીદાસ આદિના જીવનોને સ્ત્રીએજ બદલાવી નાખ્યું હતું. જુની કહેવત છે કે સ્ત્રીના મારથી અનેક લોક ફકીર થઇ જાય છે; અને આ વાત સત્યજ છે. જે પુરૂષ આ શક્તિને પોતાને અનુકૂલ બનાવી જીવન—યાત્રા કરે છે તે સદા સુખ પામે છે; અને જે દુર્ભાગ્યે એને વિરોધી બનાવે છે, તે આ સંસારમાં નરકવાસ ભોગવે છે.

# "પુરોહિત"

જે બૃહસ્પતિ (પુરોહિત) પોતાના બળ વડે ત્રણ સ્થાનોમાં રહી, પોતાના અવાજથી પૃથ્વીના છેડાઓને પણ નિયમમાં રાખે છે, તેને તે જેની જિહ્વા આનંદને આપનારી છે, તેને પુરાણા તેજસ્વી ઋષિઓએ સર્વના અગ્રણી સ્થાપ્યા ॥૧॥ શત્રુઓને કંપાવનારી જેની ગતિ છે એવા જે અમારા સુબુદ્ધિવાળા પુરૂષો આનંદ પામતા આપની પાસે આવે છે તેઓના કારણને કે બ્રહસ્પતિ તમે રક્ષણ કરો. જે કારણ ફળને આપે છે સર્વત્ર વિસ્તાર પામવાના સ્વભાવવાળું છે અવિનાશી છે, વ્યાપક છે. ॥૨॥

ઋગ્વેદ મંડળ ૪ સુક્ત ૫૦ અષ્ટક ૩ અધ્યાય ૭ વર્ગ ૨૬

હે બ્રહસ્પતિ જે સ્થાન અત્યંત ઉત્કૃષ્ટ અને અતિ દુર છે તે સ્થાનને વ્યાપીને અમો જે તમારા છીએ તે સ્થાન અહીંથી તેને વ્યાપીને બેઠા છીએ. તમારે માટે પથરાવાળી ભૂમિમાં ખોદેલા કુવા જેમ ચારે તરફથી ઝવે છે તેમ મિષ્ટ પદાર્થો ચારે તરફથી આવી મળે છે. ॥૩॥

બ્રહસ્પતિ પ્રથમ ઉત્પન્ન થતી વખતે મહા જ્યોતિઃના પરમ વ્યોમમાં (આકાશમાં) સાંત છંદરૂપી સુખવાળો અનેક ભેદ યુકત થયો અને સપ્ત રશ્મિ એવા તેણે પેતાના અવાજથી અંધકારને બંધ કર્યું. ॥૪॥

તે બ્રહસ્પતિએ સારી સ્તુતિ જેમાં છે એવા ઋચાઓના સમુદાય વડે મેઁઘને ઉત્પન્ન કરનારા બળને પોતાના શબ્દ વડે તોડી પાડયું. ભોગને દેનારી હવ્યને પ્રેરનારી અને વિવિધ પ્રકારના અવાજ કરનારી વાણીને ઉઘાડી. ॥૫॥

પાલક સર્વ દેવસ્વરૂપ ઇચ્છાને પૂર્ણ કરનાર એવા તે તે હવિઃ વડે અને નમસ્કાર વડે અમે તેને પૂજીયે છીએ. હે બ્રહસ્પતિ અમે સારી પ્રજાવાળા પુરૂષો યુકત અને ધનના સ્વામી થઇએ. ॥૬॥

તેજ રાજાપ્રતિ પક્ષિઓના સઘળાં પોતાના બળ અને વીર્ય વડે દબાવે છેં કે જે સારી રીતે પોષિત પુરોહિતને પાળે છે. અને સૌથી પહેલાં આદર કરવા લાયક તેની વંદન અને સ્તુતિ કરે છે. ॥૭॥

તેજ તૃપ્ત થઇને પોતાના ઘરમાં સુખથી નીવાસ કરે છે. સર્વદા તેને ત્યાં અન્નવ્રદ્ધિ પામે છે. તેને પ્રજા સ્વયં આવી નમે છે. કે જે રાજાને ત્યાં પુરોહિત પ્રથમ આવીને રહ્યા છે. ॥૮॥

એ રાજા અન્ય ન જાણે તેવી રીતે રાજ્યને તે જીતી લે છે. દૂરનાઓ અને નજીકના શત્રુઓનું કે જે રક્ષણને ઇચ્છનાર બ્રાહ્મણોનુ રક્ષણ કરે છે તેવા બ્રાહ્મણોને માટે તે રાજાનું દેવતાઓ પણ રક્ષણ કરે છે. ॥૯॥

હે બ્રહ્મસ્પતિ આ યજ્ઞમાં પ્રસન્ન થયેલા અને ધનને દેનારા ઈંદ્ર અને સોમ સાથે કરો. સર્વવ્યાપક વિષ્ણુ તમારા બન્નેના શરીરમાં પ્રવેશ કરો અમોને ધન સર્વ પ્રકારના વીર પુરૂષો આપો. ॥૧૦॥

હે ઈંદ્ર અમોને વધારો તમારી સદ્દબુદ્ધિ અમારે માટે સદા રહો. અમારા કર્મનું રક્ષણ કરો. અમારી સ્ત્રીઓને જાગ્રત કરો. અમે જે ભાગદાર છીએ તેના શત્રુઓનો નાશ કરો. ॥ ૧૧ ॥

જેને ત્યાં રાજ્યનું કરનાર બ્રાહ્મણ પુરોહિત હોય છે તેના રાજ્યમાં યુવકનું મરણ થતું નથી. તેના રાજ્યમાં પક્ષાપક્ષીનો વિરોધ ઉદભવતો

ઐતરેય બ્રાહ્મણ નથી. અકાલ મૃત્યુ થતાં નથી. પૂર્ણ વૃધ્ધાવસ્થાને પ્રાપ્ત થઇ લોકો

અધ્યાય ૪૦ ખંડ ૨ સુખથી જીવે છે. પૂર્ણ આયુઃ ભોગવે છે ને ફરીથી જન્મ તત્વજ્ઞાન મેળવી મુક્તિસિદ્ધ થતાં પામે છે.

પોતાના ક્ષાત્ર બળ વડે બીજાના ક્ષાત્ર બળને જીતે છે, અનેક જાતના બળનો સંચય કરી તેનું સૈન્ય સજ્જ રહે છે. જેના રાજ્યમાં આવો રક્ષણ કરનાર પુરોહિત બ્રાહ્મણ હોય છે. તેના વચન ઉપર સઘળી પ્રજા એક મત થઇ દોરાય છે.

અન્ય રાજાઓ તેના મિત્ર થાય છે અને શત્રુઓને તે પીડા પમાડે

ખંડ ૬ છે. જે રાજાને ત્યાં આવો વિદ્વાન રાજ્યનું રક્ષણ કરનાર પુરોહિત હોય છે.

પુરોહિત પ્રજાનો નેતા મંત્ર દ્રષ્ટા, સદા પ્રકૃતિમાન; પાપીઓને પાવન કરનાર ને પ્રજાના પાંચે વર્ણનું હિત ચાહનાર હોવા જોઈએ. તે

યજુઃ સંહિતા પુરોહિતની પાસેથી અમે મોટા ધરની, અધિક દ્રવ્યની

અધ્યાય ૨૬ મંત્ર ૯ અને મહત્તાવાળા પુત્રની આશા રાખીએ.

૧ પુરોહિત વિદ્વાન જોઇએ.

૨ તેનું કર્તવ્ય રાજનું રક્ષણ કરવું.

૩ યુવાન વર્ગે આયુ કેમ વધે તેના ઉપાયો તેણે યોજવા.

૪ રાજ્યમાં પક્ષાપક્ષી ન બંધાય તેનો ઉપદેશ કરવો જોઇએ.

૫ અકસ્માતના ઉપાયો યોજવા જોઇએ.

૬ લોકો સુખમાં પોતાનું જીવન ગાળે એમ તત્વજ્ઞાન આપી મુક્તિને માટે અધિકારી (પાત્ર) બનાવવા.

૭ સ્વદેશનું ક્ષાત્રબળ એવું વધારવું કે વિદેશના ક્ષાત્રબળનો પરાજય કરે.

૮ વિવિધ પ્રકારના બલનો (શકિતઓ) સંચય કરવો.

૯ એ બલથી સૈન્યને યુકત કરી સજ્જ રાખવું.

૧૦ પ્રજાના હદય એટલા આકર્ષી રાખવાં કે તેમના વચન ઉપર એકદમ દોરાય.

૧૧ અન્ય રાજ્યો સાથે સલાહ સંપ રાખી મૈત્રી યોજવી.

૧૨ વિદ્વેષિઓને સાહજીક ભય થાય એવો તે પ્રભાવશાળી હોવો જોઇએ.

૧૩ પુરોહિતમાં દેશના લોકોને નિમંત્રણમાં રાખવાનું આત્મબળ હોવું જોઇએ અને તે બલ તેમની વાણીદ્વારા પ્રાદુંભાવ પામતું રહે અને તે મધુરી અને પ્રિય હોવી જોઇએ.

૧૪ તેમણે દેશમાં સદૈવ પરિક્રમણ કર્યા કરવું જોઇએ.

૧૫ પુરાણા અને તેજસ્વી પુરૂષોએ એ પુરોહિતની પસંદગી કરી તેમના અગ્રણી તરીકેસ્થાપવો.

૧૬ તે પુરોહિતે યુવકોને પોતાના રક્ષણ તળે લેવા અને શત્રુઓને હુંફાવનારી ગતિવાલા કરવા. તેઓની બુદ્ધિ વધે એવા ઉપાયો યોજવા અને પોતાની પાસે સદૈવ તે ઉલ્લાસ અને આનંદથી રહે તેવું વર્તન રાખવું.

૧૭ તેણે એવું શિક્ષણ આપવું કે જે ફલપ્રદ અમે અવીનાશી અને વ્યાપક હોય.

૧૮ એ શિક્ષણને પરિણામે અતિ ઉત્કૃષ્ટ અને અત્યુચ્ચ પદને વ્યાપી શિષ્યો રહે તેવું કરવું જોઇએ.

૧૯ શિષ્યોને સવતઃ ઉપભોગ્ય પદાર્થો આવી મળે તેવું તે શિક્ષણ હોવું જોઇએ.

૨૦ પુરોહિતે ભિન્ન ભિન્ન કાવ્યોમાં જ્ઞાનનો વિસ્તાર કરવો અને પોતાની આજ્ઞાના બલથી અજ્ઞાનને દૂર કરવું અને એ જ્ઞાન જુદા જુદા વપયો સંબંધનું જગતમાં ફેલાવવું.

૨૧ તેનો ઉપદેશ લોક સમુદાયને પ્રોત્સાહન મળે, પ્રગતિ મળે અને ભેદ ભાવ દૂર કરે તેવો હોવો જોઇએ તથા ઐહિક, આમુષ્મિક, કલ્યાણ કરનાર અર્થાત અધ્યાત્મિક, અધિ દૈવિક અને આધિ ભૌતિક કરાવનાર હોવો જોઇએ.

૨૨ પ્રજા સારી થાય, વીર્યવાળી થાય એમ કરવું એ તેનું મુખ્ય કર્તવ્ય છે.

૨૩ એવા પુરોહિતને દેવ માનીને તેનો યોગ્ય માનથી સત્કાર કરવો જોઇએ.

૨૪ રાજાઓએ પણ પ્રતિપક્ષિઓના દબાણમાંથી મુકત કરનાર બલને કેમ પ્રાપ્ત કરવા તે સુચવે

૨૫ પ્રજાને રાજ્ય ભકત તે જાતેજ કરી શકે છે.

૨૬ પ્રજાજનો પોતપોતાના ઘરમાં સુખે કેમ સંપીને રહે અને તેમને અન્નાદિકની સદૈવ સંપતિ કેમ થાય તેવા ઉપાયો પુરોહિત સદા યોજતા રહે છે.

૨૭ અન્યને ખબર ન પડે તેવી રીતે પોતાના બનાવવાની તેનામાં કળા સહજ હોય છે.

૨૮ દૂરના અને નજીકના બન્ને પક્ષના શત્રુઓને તે જીતી શકે છે.

૨૯ હંમેશાં તે પ્રસન્નચિત, વિદ્યારૂપી ધન આપનાર છે ને દેશમાં ધન વિદ્યા અને વીર પુરૂષો દેશમાં કેમ વધે તે યોજવાનું તેનું કામ છે

૩૦ અમારો અભ્યુદય થાય, અમારી સદ્‌બુદ્ધિ વધે, અમે યોગ્ય કર્મો કરતાં શીખીએ, અમારો સ્રી વર્ગ જાગૃત થાય, અમારો હિસ્સો અમે ભોગવતા થઇએ અને તેમાં પ્રતિબંધ કરનારનો પરાજય કરી શકતા થઇએ એવા કરવાએ પુરોહિતના કર્તવ્યનો સંક્ષીપ્ત સાર છે.

લેખકઃ—ભારદ્વાજ.





# * ગુજરાતનું ભાવિ

(અમદાવાદ સાહિત્ય સભા તરફથી સોમવાર તા. ૨૯-૧૧-૧૯૨૬ ની સાંજે પ્રેમાભાઈ હૉલમાં પ્રો. બલવંતરાવ ઠાકોરે આપેલુ વ્યાખ્યાન.)

આજ મેં એવો વિષય પસંદ કર્યો છે કે તે સાત દિવસે પણ ન ખુટે અને આવે પ્રસંગે મુખ્ય વ્યાખ્યાતા બહુ બહુ તો શ્રોતાઓનો એક કલાક લઇ શકે. એટલે દેખીતું છે કે આજે મ્હારાથી આ અતિકાય અને અત્યંત મહત્ત્વના વિષયના બે ત્રણ અંશજ લઈ શકાશે અને તે અંશોને પણ હું સ્પર્શ માત્ર કરી શકીશ.

વળી ગુજરાતનું ભાવિ અને દુનિયાનું ભાવિ સંલગ્ન હોવા જોઇએ અને છે એ વસ્તુ (fact ફેક્ટ) ને અતિવ્યાપક ગણીને આજે જતી કરીયે, તથાપિ ગુજરાતનું ભાવિ અને આખા હિંદનું ભાવિ સંલગ્ન હોવા જોઇએ અને છે એ વસ્તુનો અમલ તો મ્હારે અને ત્હમારે સ્વીકાર્યા વગર છુટકોજ નથી. આ વિષય ઉપર ગ્રંથ લખવા બેસે એવો વિચારક ગુજરાત અને હિંદના ભાવિનો જેના ઉપર આધાર એવા વિષયોને એવા ક્રમમાં ગોઠવી શકે કે તે, પોતાને ચર્ચવાના વિષયોમાંથી જે મુખ્યત્વે હિંદના ભાવિ ઉપર અસર કરે અને ગુજરાતના ભાવિ ઉપર તો ગુજરાત હિંદનો એક અંતર્ગત ભાગ એટલે અસર કરે તેવા વિષયોથી આરંભીને તે ક્રમે ક્રમે એવા વિષયો ઉપર આવે કે તે મુખ્યત્વે ગુજરાતના ભાવિ સાથે સંલગ્ન હોય અને હિંદના ભાવિને તો ગુજરાત હિંદનો એક ભાગ એટલે દરજ્જે જ અસર કરે. આવો વિવેક કરવામાં અને આ પ્રમાણે વિષયાનુક્રમ ગોઠવવામાં તેને બેશક અનેકાનેક મુશ્કેલીઓ નડે અને વચ્ચે વચ્ચે તેનું વિવરણ ગુંચવાઈ જાય એમ પણ બને. હું આજે એ ત્રણ વિષયોને સ્પર્શવા માગું છું, કેમકે વધારે ચર્ચવાનો મ્હને કે ત્હમને વખત જ નથી, તે હિંદના ભાવિને લગતા વધારે ગણાય કે ગુજરાતના ભાવિને લગતા વધારે ગણાય, એનો વિવેક કરવાનું હું આપને જ સોંપી દઈને મ્હારૂં વ્યખ્યાન આરંભું છું.

સૌ જાણે છે કે મહાયુદ્ધ શરુ થયું અને જાગ્યું ત્યારથી નવો યુગ આરંભાયો છેઃ આખી દુનિયામાં દેશે દેશમાં.

આ નવા યુગની નવીનતાનુ ટૂંકું અને સૌ સમજે એવું લક્ષણ માગિયે, તો એમાં પણ ઝાઝા મતભેદને અવકાશ નથી. ઘણાખરા વિચારશીલ માણસો કબૂલ કરશે કે આ નવો યુગ મંડાયો છે તે પ્હેલાં કરતાં સૌ પાસે વધારે સ્વાર્થ ત્યાગ વધારે આત્મભોગ માગે છે. સારી દુનિયામાં એક છેડાથી બીજા છેડા સુધી શંખનાદ થઈ રહ્યો છે કે "સ્વાર્થ ત્યાગ કર ! આત્મભોગ આપ ! વિશ્વયજ્ઞની શુદ્ધ આહુતિ તું પોતે બન !" જે હૃદયો કિશોર છે, જે હૃદયો યુવાન છે, જે હૃદયો સામો હુંકાર દે શકે એવાં છે, તેવાં સર્વે સજીવન હૃદયોમાં આ શંખનાદ વધારે ગાજેછે. દુનિયાના જે કોઇ ભાગ વિભાગમાં ગાંધીજી જેવા મહાનુભાવ વિરાજે છે, જે ખંડ જે દેશ જે પ્રાંત ગાંધીજી જેવાનું ઉદ્બોધન પામવાનો ભાગ્યશાળી છે, તે સ્થલનાં સજીવન હૃદયોમાં આ શંખનાદ સવિશેષ ગાજે એ કુદરતી છે.

એ શંખનાદનો સાચો અને ઉંચો અર્થ આ છે કે "બંધુભાવ જગાડો !" વસુંધા પ્રેમના બંદા બનો ! उदारचाहितानां तु वसुधैव कुटुम्बकं એ આપણા જાણીતા સુભાષિતમાંનું ઉદાર ચરિત કેળવો !॥

પરંતુ બંધુભાવ, આખી વસુધામાં પથરાયલી જનતા ઉપર એકસરખો કુટુંબપ્રેમ, એ શબ્દો એક વખત મંત્રબલ ધરાવતા હતા, તથાપિ કાળે કરીને ઘસાયા છે,ઝાંખા પડી ગયા છે, ખાલી થોથાં જેવા થઈ ગયા છે. એ જુના શબ્દોના અર્વાચીન પર્યાયરૂપ શબ્દો હ્યૂમેનિટેરિયનિઝમ-હ્યૂમેનિટિ (Humanity, Humanitarianism) જનતાસ્મિતા એ છે. જનતાસ્મિતાના સેવક બનો, એ આ શંખનાદનો સાચો અને ઉદાર અર્થ છે.

અને તોપણ જે લોકોએ, જે સજીવન હૃદયોએ એ શંખનાદ સાંભળ્યો, તેમાંથી નવ્વાણું ટકાએ આ અર્થ ઝીલ્યો છે ખરો ? ના! નવ્વાણુ ટકાએ એનો સ્થુલ અર્થજ કર્યો છે. નવ્વાણું ટકાએ એ શંખનાદનો એજ અર્થ કર્યો છે અને કરે છે કે "Live for your country, live for, make all possible, sacrifices for your own race and people: (જનતાસ્મિતાના નહીં પણ) પ્રજાસ્મિતાના સેવક બનો, પ્રજાસ્મિતાની ખાતર જાત પણ ગાળી નાખો !"

વાહુઃ એ અર્થ પણ બધી રીતે ખોટો તો નથીઃ જનતાસ્મિતા અને પ્રજાસ્મિતા વચ્ચે મોટો ભેદ છે. તે ભેદની બાબત બાજુએ રાખીયે, તો બાકીના પ્રદેશમાં ખોટો નથી જ. જ્યાં જ્યાં જનતાસ્મિતા અને પ્રજાસ્મિતા વચ્ચે અહદયા સામી દૃષ્ટિની હોય ત્યાં ત્યાં—ખૂબ સમજવાનું છે અને ગાંધીજીના ઉદ્બોધનનો એક મહામંત્ર આ જ છે કે—જનતાસ્મિતાની સેવા જ ધર્મ છે, પ્રજાસ્મિતાની સેવા ઘોર અધર્મ છે. પરંતુ આપણે આ બે ભાવના વચ્ચેના સંઘર્ષન અને વિરોધના પ્રસંગો જતા કરિયે. જનતાસ્મિતાને અવિરોધે પ્રજાસ્મિતા જે જે પ્રવૃત્તિ પ્રેરે, જે જે ભોગ આહુતિ અને બલિદાન માગે, તે સર્વે ધર્મ્ય છે.

તો—અને હવે હું મ્હારે આજ કહેવાની પ્હેલી બાબત ઉપર આવું છું—શંખનાદ થયો છે, થઈ રહ્યો છે જે આપણે દરેક વ્યક્તિએ, દરેક પ્રજાએ, પ્રજાસ્મિતાને કાજે ( પ્રજાપ્રેમથી પ્રેરાઈને ) જે વધારેમાં વધારે ભોગ બને તે આપવો, ત્યાગ કરવો, બલિદાન દેવું.

પ્રજા કારણે મોટામાં મોટો ભોગ આપવો તેનો સ્થૂલ અર્થ સૌ સમજે અને સ્વીકારે એવો આખી દુનિયા કરે છે તે અર્થ શો વારૂ ? આ સવાલનો જવાબ બેજ શબ્દોમાં દેવાય એમ છે; અને એ બે શબ્દો આજના વ્યાખ્યાનના પ્હેલા મંત્ર તરિકે ત્હમને સંભળાવું છું:—

સૈનિક બનવું !
લશ્કરમાં જોડાવું !

પ્રજા કારણે મોટામાં મોટો ભોગ આ ગણાય છે, તેનું કારણ સ્પષ્ટ છે. સૈનિક માથા સાટે સેવા કરે છે, અને કોઈ પણ સેવક એથી વધારે ભોગ આપી શકે નહીં:

ગૂજરાત આ સમજતીજ નથી. ગૂજરાતીઓની દ્રષ્ટિ આ બાબત ઉપર પડેલી જ નથી. આજથી દશ વર્ષ ઉપર "ગાંડી ગૂજરાત" ના વ્યાખ્યાનમાં મેં કહ્યું હતુ:—

ગૂજરાત આવી આંધળી ભીંત કયાં સુધી ચાલ્યા કરશે એ જ મ્હારો સવાલ છે. જે ગૂજરાતીના અંતરમાં સ્વાવલંબનની વાસના સ્ફુરેલી છે, પોતાનો પ્રાંત બીજા કોઈ પણ પ્રાંતના જેટલી યોગ્યતા અને પદવી અને સેવાતક મેળવે એવા જે ગૂજરાતી બંધુના અભિલાષ છે, તે સર્વને હું પુછવા માગું છું કે પોતાના સૈન્યવાળા પ્રાંતોને મુકાબલે ગબરૂ અશકત નિસ્તેજ અને વિકલ ગૂજરાત કયે મોંએ અને કઇ વાણીવડે સમાન હક્ક માગશે ? હાથ જોડશે, પગે પડશે, આજીજી કરશે, કે દાઢીએ હાથ નાખશે ?

સરકારે પ્રજાકીય એસેમ્બ્લીના અતિ આગ્રહથી નીમેલી સ્કીન (Skeen) કમિટિનો અહેવાલ આવવામાં છે. આપણા સેનાધિપતિએ આજ લગી તાણી રાખેલી કનાતો તૂટવામાં છે. હિંદી ઓફીસરોની સંખ્યા લશ્કરમાં વધારે ઝડપથી વધારવામાં આવશે અને તેમની લશ્કરી કેળવણી મોટે ભાગે હિંદમાં આપવા માટેની સંસ્થાઓના પાયા નંખાશે. પણ એટલું શું બસ છે ? નહીં: હરગીઝ નહીં: કોઇ કાળે નહીં· કોઈ પણ દ્રષ્ટિએ નહીં:

**સ્વરાજય, સજીવન—સ્વરાજય—સ્વસંરક્ષણ શકિત વગર હોય નહીં;અને સ્વસંરક્ષણ શકિત સિદ્ધ થાય, આપણું આખુયે લશ્કર હિંદી સૈનિકો અને અફસરોનું બને ત્યારેઃ એરોપ્લેનો અને ટેન્કો, તોપખાનું રસાલો અને પાયદળ, ઈજનેરી ટુકડીઓ અને વૈજ્ઞાનિક ટુકડીઓ, તમામ હિંદી સૈનિકો અને અફસરોનાં બને ત્યારે.**

ગુજરાત પ્રાંત માટેના આપણા ભાવથી તેમ આખા હિંદ માટેની આપણી દેશાસ્મિતાના સંપૂર્ણ સુસંયોગે આની પાછળ મંડવું, એજ મ્હારી સૂચનાનું પ્રેરક તત્ત્વ છે.

આજ હવે હું બીજો એક જ વિષય છેડવા માગું છું: કેળવણીનો અને તેમાં પણ એક જ વાત કહેવા ઇચ્છું છું. જે એવી છે કે તેને હું પ્રજાકીય કેળવણીમાં મુકું છું, તે પ્રથમ દર્શને કદાચ વિચિત્ર પણ લાગે. કોઇ પ્રજા દુનિયા ઉપર સાવ એકલી હોતી નથી. બેટવાસી પ્રજાને પણ પાડોશીઓ હોય છે. આપણે ખંડવાસી (Continental કોન્ટિનેન્ટલ) પ્રજા છીએ, અને વળી જે પ્રાંતને ખોળે આપણે પડયા છીએ, તેને પર પ્રાંતોથી છુટો પાડી આપે એવી દ્રઢ બાંધેલી હદો કોઇ દિશામાં છે નહીં.

વિજયી પ્રગતિશીલ પ્રજા તે જ બની શકે છે, જે પાડોશી પ્રજાઓના કેટલાક ગુણોને શીખી લેતી તેમને પોતીકા બનાવતી બનાવતી આગળ ધપે છે ગુણ મહાન પાડોશી પ્રજાથી ન દબાતાં, તેમની જ નિશાળે બેસી જાય, અને તેમની સાથે આત્મમાનને અવિરોધે બંધુભાવ ટકાવી રાખી તેના કેટલાક ગુણોમાં તેનાથી યે સવાઈ થઈ જાય, એવી પ્રજા ગમે તેવાં વિઘ્નોને પ્હોંચી વળીને પોતાની ચ્હડતી સાધી શકે છે.

આપણા પાડોશમાં જ એક મહાન પ્રજા છે જેનામાં આપણે શીખવા અને અનુકરવા જેવા એકથી વધારે મોટા મોટા ગુણો છે. આ પ્રજા કઇ તે ત્હમે સમઝી ગયા જ હશો; હું આ દક્ષણી પ્રજાને ઉદ્દેશીને કહું છું; એમના કેટલાક મોટા ગુણો ઉપર નજર ઠેરવો એવી સૌ ગુજરાતીઓને ભલામણ કરવા માગું છું. જુવો એ આપણા મહારાષ્ટ્રી બંધુઓની સંસ્થાઓ. એ સંસ્થાઓ કેટલા ન્હાના પાયામાંથી ઉભી કરવામાં આવે છે પણ તે પાયો કેવો સંગીન નીવડે છે અને બને છે? એ સંસ્થાઓને માટે એ ઉદ્યમી બંધુઓ સાધનો કયાં કયાંથી લઇ આવે છે અને તે સાધનોની તેઓ કેવી કેળવણી કરે છે! કેટલી નિષ્ઠા, કેટલું ઐક્ય, કેટલું સંઘબળ, કેવું ચારિત્રબલ એ સંસ્થાઓને આપણી એ પાડોશી પ્રજા સમર્પે છે અને એ સંસ્થાઓમાંથી તેઓ કેટલું વધારે ચારિત્રબળ, સંઘબળ અને પ્રતિષ્ઠાબળ મેળવે છે!

કેટલાંક સાધનો તો એમને આપણે આપીયે છીયેઃ છૂટે હાથે આપતા આવ્યા છીયે. દાન કરવાની શકિત પ્રમાણે આપણે સુપાત્રે દાન કરિયે તેને કોઇ ખરશીલ માણસ વખોડી શકે નહીં: મેં દક્ષણી સંસ્થાઓને ગુજરાત આપે છે તે કદાપિ વખોડયાં નથી. પરંતુ એ સાધનો અને એ દાનવૃત્તિ તથા દેશોદયવૃત્તિ વડે આપણે ત્યાંજ એવી સંસ્થાઓ કેમ ઉભી કરી નથી શકતા, એ પ્રશ્ન આપણી આખી પ્રજાએ સંભાળપૂર્વક અને બેશક, અદેખાઇ વગર વિચારવાનો છે. આપણું ભાવિ ઉજ્જવલ કરવું હોય તો આપણે ગૂજરાતમાં ય તે ગૂજરાતીઓનેજ્હાથે ચાલતી, ખીલતી, વધતી અને ઉત્તરોત્તર વધારે લાયકીવાળી વ્યકિતઓને વધારે મોટી

ગુજરાત પ્રાંત માટેના આપણા ભાવથી તેમ આખા હિંદ માટેની આપણી દેશાસ્મિતાના સંપૂર્ણ સુસંયોગે આની પાછળ મંડવું, એજ મ્હારી સૂચનાનું પ્રેરક તત્ત્વ છે.

આજ હવે હું બીજો એક જ વિષય છેડવા માગું છું: કેળવણીનો અને તેમાં પણ એક જ વાત કહેવા ઇચ્છું છું. જે એવી છે કે તેને હું પ્રજાકીય કેળવણીમાં મુકું છું, તે પ્રથમ દર્શને કદાચ વિચિત્ર પણ લાગે. કોઇ પ્રજા દુનિયા ઉપર સાવ એકલી હોતી નથી. બેટવાસી પ્રજાને પણ પાડોશીઓ હોય છે. આપણે ખંડવાસી ( Continental કોન્ટિનેન્ટલ ) પ્રજા છીએ, અને વળી જે પ્રાંતને ખોળે આપણે પડયા છીએ, તેને પર પ્રાંતોથી છુટો પાડી આપે એવી દ્રઢ બાંધેલી હદો કોઇ દિશામાં છે નહીં.

વિજયી પ્રગતિશીલ પ્રજા તે જ બની શકે છે, જે પાડોશી પ્રજાઓના કેટલાક ગુણોને શીખી લેતી તેમને પોતીકા બનાવતી બનાવતી આગળ ધપે છે ગુણ મહાન પાડોશી પ્રજાથી ન દબાતાં, તેમની જ નિશાળે બેસી જાય, અને તેમની સાથે આત્મમાનને અવિરોધે બંધુભાવ ટકાવી રાખી તેના કેટલાક ગુણોમાં તેનાથી યે સવાઈ થઈ જાય, એવી પ્રજા ગમે તેવાં વિઘ્નોને મ્હોંચી વળીને પોતાની ચ્હડતી સાધી શકે છે.

આપણા પાડોશમાં જ એક મહાન પ્રજા છે જેનામાં આપણે શીખવા અને અનુકરવા જેવા એકથી વધારે મોટા મોટા ગુણો છે. આ પ્રજા કઇ તે ત્હમે સમઝી ગયા જ હશો; હું આ દક્ષણી પ્રજાને ઉદ્દેશીને કહું છું; એમના કેટલાક મોટા ગુણો ઉપર નજર ઠેરવો એવી સૌ ગુજરાતીઓને ભલામણ કરવા માગું છું. જુવો એ આપણા મહારાષ્ટ્રી બંધુઓની સંસ્થાઓ. એ સંસ્થાઓ કેટલા ન્હાના પાયામાંથી ઉભી કરવામાં આવે છે પણ તે પાયો કેવો સંગીન નીવડે છે અને બને છે? એ સંસ્થાઓને માટે એ ઉદ્યમી બંધુઓ સાધનો કયાં કયાંથી લઇ આવે છે અને તે સાધનોની તેઓ કેવી કેળવણી કરે છે! કેટલી નિષ્ઠા, કેટલું ઐકય. કેટલું સંઘબળ, કેવું ચારિત્રબલ એ સંસ્થાઓને આપણી એ પાડોશી પ્રજા સમર્પે છે અને એ સંસ્થાઓમાંથી તેઓ કેટલું વધારે ચારિત્રબળ, સંઘબળ અને પ્રતિષ્ઠાબળ મેળવે છે!

કેટલાંક સાધનો તો એમને આપણે આપીએ છીયેઃ છૂટે હાથે આપતા [illegible] છીયે. દાન કરવાની શકિત પ્રમાણે આપણે સુપાત્રે દાન કરિયે તેને કોઇ [illegible]વચારશીલ માણસ વખોડી શકે નહીંઃ મેં દક્ષણી સંસ્થાઓને ગુજરાત આપે છે તે દાન કદાપિ વખોડયાં નથી. પરંતુ એ સાધનો અને એ દાનવૃત્તિ તથા દેશોદયમતિ વડે આપણે ત્યાંજ એવી સંસ્થાઓ કેમ ઉભી કરી નથી શકતા, એ પ્રશ્ન આપણી આખી પ્રજાએ સંભાળપૂર્વક અને બેશક, અદેખાઇ વગર વિચારવાનો છે. આપણું ભાવિ ઉજ્જવલ કરવું હોય તો આપણે ગુજરાતમાં ય તે ગુજરાતીઓને હાથે [illegible]ચવતી, ખીલતી, વધતી અને ઉત્તરોત્તર વધારે લાયકીવાળી વ્યક્તિઓને વધારે મોટી

સંખ્યામાં પકવતી ગૂર્જરાતી સંસ્થાઓ જોઇશે જ જોઇશે. જે એવી સંસ્થાઓ આપણામાં છે તે બસ નથી. તેમાંની કેટલીકનાં બંધારણ, વ્યવસ્થા અને હાલત અત્યારે છે તેવાં સંતોષકારક પણ નથી માટે મ્હારે આપ સૌને આજે ચોથું સૂચન એ કરવાનું છે, કે આ અને બીજા ગુણો આપણે આપણા એ સમર્થ પાડોશીઓ પાસેથી શીખવા, આપણે એમની નિશાળે બેસવું, એમને આપણા ગુરૂ કરવા, અને બદલામાં એમને ગુરૂ દક્ષિણા એ આપવી કે એમનાથી સવાઈ બનીને આપણે એમની આંખો ઠારવી તથા આખા હિંદના ઉદયમાં આપણે એમના જેવો ફાળો આપતા થઈ જવું.

બંધુઓ, આ સાહિત્યસભા આગળ સાહિત્યનો એક પણ અક્ષર નહીં એવું આ વ્યાખ્યાન આજે મેં કર્યું છે. તથાપિ તમે સૌએ તે સહી લીધું છે, તે માટે ત્હમારો ઘણો ઉપકાર માનું છું અને અંતે ત્હમને ત્હમારામાંના ઉગતા કિશોરો અને જુવાનોને ખાસ ઉદ્બોધન લેખે શો મંત્ર કહું એ વિશે વિચાર કરતાં ગુજરાતની હાલની સ્થિતિમાં તો મ્હને આ એક વચન બંધ બેસતું જણાય છે —*

Almost any one might be the voice of the nation on occasion! the real leader is the heart of the nation, the conscience of the nation, the daring of the nation, the endurance of the nation, the austerity of the nation.

પ્રજાના અવાજ તરીકે અમુક સંજોગોમાં ગમે તેવો માણસ શંખનાદ કરી શકે પણ પ્રજાનો સાચો નાયક તો પ્રજાનું હૃદય છે, પ્રજાની નીતિબુદ્ધિ છે, પ્રજાનું સાહસ છે, પ્રજાની સહનશકિત છે, પ્રજાની તપોમયતા છે.

---

૧ *આ વ્યાખ્યાન માટે પ્રમુખ પદ લેવાનું રા. સા. દાદુભાઇ દેશાઇએ સ્વીકાર્યું હતું પણ રવિવાર તા. ૨૮ મીએ એમનો તાર આવ્યો કે તા. ૨૯ મીએ એમનાથી અમદાવાદ આવી નહીં શકાય. દિ. બ. હરિલાલ દેશાઇભાઇ દેસાઇ તો તા. ૨૯ ને માટે એક બીજી સંસ્થાના મોટા સમારંભમાં પ્રમુખ લેખે નક્કી થઇ ગયા હતા. પ્રમુખ પદ માટે ગ્રેજ્યુએટ્સ એસોસિએશનના બહુશ્રુત મંત્રી સાહેબ રા. રા. ગોવર્ધનભાઈ ઇશ્વરભાઇ પટેલને સાહિત્ય સભાના મંત્રીએ વિનતિ કરતાં તે એમણે સહર્ષ સ્વીકારી લીધી, અને સભાના કામકાજનો આરંભ બરાબર સાડાપાંચે પ્રેમાભાઇ હૉલ જે શ્રોતાઓની ઠાઠી ચીકાર ભરાઇ ગયો હતો તેમાં એમણે પોતાના પ્રાથમિક ભાષણથી કર્યો. તેમાં એમણે પ્રૉ. બળવંતરાય ઠાકોરના કાવ્ય, નાટક, નવલિકા, વિવેચન આદિ ગ્રંથોને તેમ આ માસિકમાંના 'મનનો' ને પણ સ્મરીને દરેક વિષે મુક્ત કંઠે વખાણ કર્યાં હતાં અને પ્રૉ. ઠાકોરે સરકારી નોકરીમાંથી પેન્શન લેતાં અગાઉ લાંબી રજા લઇ લીધી હતી વગેરે હકીકત પણ શ્રોતાઓને જણાવી હતી.



# કિસ્તિ—મા'ત.

લેખકઃ—ભગવાનલાલ ગી. ભટ્ટ.

ફિલિસ કહેતી કેઃ પ્હેલાં તમે શતરંજની રમતમાં મ્હાત કરો." જ્યારે પણ લગ્નને માટે આગ્રહ કરતો ત્યારે આ જ તેનો જવાબ હતો. આ જવાબથી મને શું થઈ જતું તે હું તેને જણાવી શકતો નહીં, દાવ ખેલવામાં તે સિદ્ધહસ્ત હતી—બીજા શેમાં નહોતી ? તેની સાથે રમવા જતાં હું ગમાર બની જતો. માત્ર રમવામાં જ નહીં—બધી બાબતમાં.

હું શ્રીમંતનો પુત્ર હતો, જાતે પણ પૈસા મેળવ્યા હતા; પરંતુ પૈસાથી મને શું મળ્યું ? નિશાળમાં હું કાંઇ ઝળકી શક્યો નહીં; અને કૉલેજમાં કાંઈ ઉકાળ્યું નહીં. ભવિષ્યને માટે રાષ્ટ્રનૈતિક—જીવન પસંદ કર્યું; તે પણ બે દિવસ રહીને છોડી દેવું પડયું. કારણકે વિદેશી ભાષાનું મારૂં પાંડિત્ય અગાધ હતું. પછી બીજો કાંઈ રસ્તો ન સુઝવાથી, બાપદાદાની મિલકત સંભાળવા, ગામડામાં આવીને રહ્યો. કોઇપણ કામમાં મારી યોગ્યતા તો હતી જ નહીં-પણ એક મૃગયામાં મારી આબરૂ સારી હતી. બંધુક ચલાવવામાં મારો હાથ મોળો નહોતો. ઘોડાપર સ્વારી કરી, કુતરાંઓના ટોળાં સાથે હું શિકારે ચડતો ત્યારે મારી સમાન કોઇ જણાતું નહીં. ફિલિસને આવા ભણતર—ગૌરવ—વિહિન તુચ્છ ગ્રામ્ય જમીનદારના કરતાં મોટા સ્વામીની આકાંક્ષા હતી. મને તેનો આટલો બધો ઉચ્ચ અભિલાષ ઠીક લાગતો નહીં, એ કહેવાની કાંઇ જરૂર છે ખરી ?

એ સુંદરી—અપૂર્વ સુંદરી—હૃદય—મન બન્નેને . ગાંડાં કરી મુકે એવી સુંદરી હતી. એ સૌન્દર્યની તુલના જ થઇ શકે નહીં. તેનાં સોનેરી ઝુલફાંઓ રેશમના ગુચ્છાઓ જેવાં હતાં. કાન સુધી લંબાયલાં તેનાં નયન કમળો 'ફર્ગેટ—મી—નોટ' પુલના જેવાં નીલવર્ણાં હતાં. એ કમનીય વદન કમળ જ્યારે હાસ્યના જ્યોતિમાં પ્રકાશિત થઈ રહેતું ત્યારે તેના બન્ને કપોળ કેવા સુંદર લાગતા ! તેનો સુંદર, સુગોળ, ક્ષીણ કટિદેશ અતૂલનીય ! અને મોહમદિરાથી ભરપૂર એ પુષ્પપુટ તુલ્ય ઓષ્ટાધર—પણ એ વાત હવે જવા દો.

ફિલિસ ઘણીજ બુદ્ધિશાળી હતી. સ્ત્રીઓમાં આટલી બધી બુદ્ધિ ન હોય એજ સારૂં છે. એ જ વિધાતાની મોટી ભૂલ છે ! આવી સુંદર રમણી—તેને આટલી બધી ધી-શકિત-શાલી; બનાવી શાને ? તેના જેવી સુચતુરા નારી બીજી

જોવામાં આવતી નહોતી. મોટા મોટા પંડિતો પણ આગ્રહથી તેનો અભિપ્રાય માન્ય કરતા. પહેલીવાર જ્યારે તે લંડનના વિલાસી જીવનનો ઉપભોગ કરીને પાછી આવી, ત્યારે સૌને તેના સ્વભાવમાં સ્હેજ પરિવર્તન દેખાયુ. તે હવે પોતાની શક્તિ સમજતાં શીખી હોય એમ જણાયું. તેને ખબર પડી છે કે સામાજિક ગગનમાં તે હવે ઉજ્જ્વલ નક્ષત્ર તરીકે વીરાજી શકશે. તેને હવે ખાતરી થઇ છે કે જ્યારે તેને પરણવાની મરજી થશે ત્યારે તેના ચરણતલમાં ઇચ્છિત પુરૂષ આવીને પડશે.

તેના પાછા ફર્યા પછી એકાદ અઠવાડિયું વીત્યા બાદ અમે બન્ને જણાં શિકાર માટે ઘોડે ચ્હડીને બહાર જતાં હતાં. પોતે લંડનમાં હતી તે દરમિયાન લગ્નની જે જે માગણીઓ થઇ હતી તેનો હિસાબ મારી આગળ ઘણી રમુજથી આપતી હતી; અને તેના પ્રણયી પાત્રોને ઉદ્દેશીને ઠીક મજાક કરી રહી હતી. વચ્ચે વચ્ચે એ પોતાનું દુષ્ટ હાસ્ય હસી મારા મોઢા સામું તાકીને જોઇ રહેતી. અને એવો ભાવ બતાવતી કે હું પણ તેના હાથનો ઉમેદવાર છું એ તે ભૂલી ગઇ હોય. વળી તેને સોળમું વર્ષ બેઠા પછી દર વર્ષે હું એ પ્રસ્તાવ કરતો આવ્યો હતો, અને તેને ખબર હતી કે મારા હૃદયમાં તેના સિવાય બીજી કોઇ રમણીને સ્થાન હતું નહીં.

હું ગમારની માફક તેની વાત સાંભળતો હતો. આખરે તેણે કહ્યું કે જે પાત્રને મેળવવા માટે મોટા મોટા ઉમરાવોની કન્યા આકાશ પાતાળ એક કરતી હતી તે પાત્ર જાતે હાજર થઇ ફિલિસના ચરણમાં પોતાના તન, મન અને ધન સમર્પણ કરી દેવા તૈયાર હતો; ત્યારે મારાથી વધારે વાર સંખાયું નહીં. હું ગુસ્સે થઇને બોલી ઉઠયો: "ઠીક છે, ત્યારે તમે તેનો સ્વીકાર કેમ કર્યો નહીં? સાંભળ્યું છે કે તે વિદ્વાન, બુદ્ધિવાન,—નક્કી ખુબ ધનવાન પણ છે. અને નામને છેડે વંશમર્યાદાની પદ્વી લગાડવાનો અવશ્ય તમને શોખ છે—કઇ રમણીને નથી? તે પણ તમને મળી રહેત."

આ બધી વાત નિષ્ઠુરતાથી જ કહી દીધી. ખરેખર મને બહુ ક્રોધ ચડયો હતો. શિયાળાની ઠંડી હવાથી મારા શરીરનું લોહી જાણે ચણ ચણ કરતું હતું. વળી ફિલિસને આવી હાસ્યાસ્પદ વિરક્તિવાળી ઢબથી વાત કરવાનું પ્રયોજન પણ શું હતું ભારૂ? તેણે સમજવું જોઇતું હતું કે નાનપણથી જ અમે બન્ને અનુરક્ત— એક ડાંડલી પરનાં બે ફુલની માફક હસતાં રમતાં મોટાં થયાં હતાં. ખરેખર તેણે બીજી ઘણીએ વાત યાદ રાખવાની જરૂર હતી.

"શા માટે હું લૉર્ડ લ્હેંગ્ટનની સાથે પરણતી નથી?" ફિલિસે ધીરેધીરે તેના ઘોડાની ડોક પસવારતાં પ્રશ્ન કર્યો. આહા! કેવા સુંદર તેના હાથ, કેવી

સુંદર તેની જાંગ! તેણે હસતાં હસતાં કહ્યું: "શા માટે? બરાબર જે કારણને લીધે ટૉમ, તને પરણતી નથી, તે જ!—તે મને દાવ ખેલવામાં મા'ત કરી શકતો નથી."

મેં માત્ર 'ઓહ' એટલુંજ કહ્યું.

થોડીવાર બન્ને મુંગાં રહ્યાં. સાંકડા રસ્તાપર અમારા ઘોડાઓ તેમની ઇચ્છા પ્રમાણે ચાલ્યા જતા હતા. બન્ને તરફના ઝાડની ડાળીઓ સૂર્યકીરણથી ઝકઝક થઈ રહી હતી. તે વસંતની પ્રભાતે ચોતરફ પ્રકૃતિનાં નવજીવનનો સંચાર દેખાઇ આવતો હતો. અમે નિઃશબ્દ ચાલ્યાં જતાં હતાં. દૂર કુતરાંઓનું મિશ્ર સંગીત સંભળાતું હતું.

ઓચિંતા નિસ્તબ્ધતાનો ભંગ કરીને ફિલિસ બોલી: "શેતરંજ ઘણી સરસ રમત છે, શું કહો છો ટોમ?" શો મધુર એ કંઠનો ઝંકાર! કેવો સંગીતમય! એવો કયાંય સાંભળ્યો નહોતો. તેણે આગળ ચલાવ્યું: "આ રમતમાં મનુષ્યને સારી રીતે ઓળખી શકાય. તેની રમવાની રીતથી આપણને ખબર પડી જાય કે તે સાહસીક છે કે ભીરૂ, બુદ્ધિમાન કે મૂર્ખ; ઘણોજ વિચાર કર્યા પછી કાર્ય કરે છે કે પહેલાંથી વિચાર કરતોજ નથી. કોઈની પણ સાથે એક વાર રમ્યા પછી હું તેનું ચારિત્ર બરાબર સચોટરીતે કહી શકું છું."

એટલું કહી તે હસવા લાગી. તે સંગીતમય કલહાસ્ય મારા કાનમાં સુધા વર્ષણ કરવા લાગ્યું. જે રમણી પોતાના સૌભાગ્યથી પોતેજ સંતુષ્ટ હોય, અને બીજાના અભિપ્રાયની દરકાર કરે નહીં, તે આવું મનને ભુલાવે તેવું તરલ હાસ્ય હસી શકે.

મેં તેના મ્હો પર દ્રષ્ટિ સ્થિર કરીને કહ્યું. "ફિલિસ! તું અસાધારણ બુધ્ધિમતી છો. તું સમાજમાં અતૂલ પ્રતિષ્ઠા મેળવીશ."

હું અટકયો. શરમથી તેનું મોઢું લાલ થઇ ગયું. સમજાયો કે મારી વાતથી તેના હૃદયને આઘાત થયો છે. અસ્ફુટ સ્વરથી તેણે કહ્યું: "ટોમ! તમે મારી ખુશામત કરો છો?" એમ કહીને તે પોતાના ઘોડાને પસવારવા લાગી.

મેં જવાબ દીધો: "જરાય નહીં. જે ખરૂં છે તેજ કહ્યું છે. તે ઉપરાંત મારે બીજું પણ કાંઇક કહેવાનું છે. તમે ગમે તેટલાં ચતુર, ગમે તેટલાં પ્રતિભાશાલી હો, પરંતુ તમારે એક વસ્તુનો અભાવ છે.

"તે શેનો?"

ફિલિસે તીક્ષ્ણ દ્રષ્ટિથી મારા તરફ તાકીને જોયું. તે દ્રષ્ટિ જાણે મારા હૃદયનું અંતઃસ્થલ ચીરીને જોવાનો પ્રયત્ન કરતી હોયને!

મેં જવાબ આપ્યો કે, "તે હૃદયનો છે. જુઓ ફિલિસ, કેવળ બુદ્ધિમતીજ હોવું એ નારી જીવનનો ઉદ્દેશ નથી. રમણી, સ્વભાવે કોમળ, સ્નેહશાલી, ધૈર્યમયી, સેવાપરાયણા, ગૃહાધિષ્ઠાત્રી દેવી છે એજ નારી જીવનનો મહાન આદર્શ, અને પરમ સાર્થકતા છે! ઈશ્વરે તેમને ફુલના જેવી ઘડી છે અને ફુલની માફકજ તેમણે સંસારમાં સૌન્દર્યનો વિસ્તાર કરવાનો અને સંસારને કોમળ કરવાનો છે."

ક્રોધયુક્ત સ્વરે તેણે કહ્યું: "ટોમ! શો બકવાદ કરો છો?" તેનાં ચક્ષુનો અપૂર્વ રહસ્યમય કુટિલભાવ મેં પહેલાં કદી જોયો નહોતો.

મેં કહ્યું: "બકવાદ કરતો નથી, જે સત્ય છે તેજ કહું છું. તે તમને સારૂં લાગે કે ન લાગે. પ્રતિભાશાલી રમણીની સાથે થોડી ઘણી વાર વાતચિતનો પ્રસંગ હોય તે સારો; પરંતુ સારાય જીવનની નિત્યસંગી જોઇતી હોય તો તો એક સ્નેહશાલી નારી ઠીક."

ફિલિસે હસીને કહ્યું: "હું તેમાંની કોણ, ટોમ?" અરે હાય! હાય! માણસનો આવો કંઠસ્વર હોય? સ્વરની આવી વિચિત્ર લીલા મેં બીજે કયાંય જોઇ નહોતી."

મેં ધીરે ધીરે જવાબ આપ્યો: "તે હું જાણતો નથી. જાણતો હોત તો બહુ સારૂં હતું. ધારો કે એક બાલિકા છે, તેનું નામ ફિલિસ. તે ગરીબના ઝુંપડામાં જઇ બાળકો સાથે વાતો કરે; પીડિત, આર્ત, અશકત—ની સેવા કરે; શોકાર્તને સાંત્વના દે. એ કેવી માધુર્યમયી, સ્નેહશાલિની ફિલિસ! અને બીજી એક ફિલિસ છે—તે ખુબ મોટી મોટી જ્ઞાનની વાતો કરે, દરેક વાતમાં પ્રતિભાનો પરિચય કરાવે; બીજી રમણીઓના ચહેરાના હાસ્યપ્રકાશને એક ફુત્કારથી બુઝાવી નાખે; તેનાં ચંચળ વાકય અને અસાધારણ હિમ્મતને માટે તે પ્રસિદ્ધ પુરૂષોની સાથે જ તેને, રમવાનું—હળવા—મળવાનું; તે પ્રણય પ્રસંગને મજાકમાં ઉડાવી દે. તે એક જાતની નિષ્ઠુર પ્રકૃતિ—સ્હેજ સ્હાજ મૂરખ પણ ખરી. કારણ કે એક દીવસ ઓચિંતી તેને ખબર પડશે કે જીવનની શ્રેષ્ઠ સંપદ વિધાતાના શ્રેષ્ઠ આશીર્વાદ—ને તેણે અવગણીને નષ્ટ કર્યા છે. આવું મધુર નારી-જીવન તેણે વગર કારણે વેડફી નાખ્યું છે.

"જુઓ ટોમ! તમારી બધી વાત છેકજ અપમાનજનક છે." ફિલિસ ક્રોધથી ગરજી ઉઠી. તેના લલાટથી કંઠ સુધીનો પ્રદેશ લાલ લાલ થઇ ગયો. ઘોડાની પીઠ પર સખત પ્રહાર કરીને તે નાચતી નાચતી ચાલી ગઇ.

આખો દિવસ ફિલિસે મારી સાથે વાત કરી નહીં—ઉન્મત્ત આગ્રહથી વીરનારીની પેઠે પુરૂષ સહચરો સાથે શીકારના રંગમાં હસતાં હસતાં ફરવા લાગી. તેની સાથે ઝગડો કરવાથી મારા મનને ઘણું ખરાબ લાગ્યું હતું અને બીજું

કાંઈ સારૂં લાગતું નહોતું. તેથી જ મૂરખ જેવો હું દિવસં આથમ્યે તેની સાથે વાતચિત કરવા ગયો. કારણ કે અમારે એક જ રસ્તે જવાનું હતું. ફિલિસના બંગલા થી મારૂં ઘર એકેજ માઇલ દૂર હતું.

ફિલિસે મ્હો બગાડીને કહ્યું. "મારી સાથે કોઈને આવવાની જરૂર નથી. હું એકલી જઇ શકું છું.

એ વખતે તે થાકેલી હતી. અને તેનો ઘોડો તેથી પણ વધારે થાકેલો હતો. મારૂં શરીર પણ મહેનતથી તુટતું હતું. અને મારો ઘોડો મહામહેનતે મને લઇ જતો હતો.

પસ્તાવો કરતો હોઉં એવા અવાજે મેં કહ્યું; "માફ કરો, ફિલિસ! વગર સમજ્યે તમને નાહક ગુસ્સે કર્યાં છે. તમને શું ખબર નથી કે હું તમને કેટલો ચાહું છું? ફિલિસ, મારી પ્રાણાધિક ફિલિસ! આ છેલ્લી વાર કહું છું કે તું મારો સ્વીકાર કર."

ફિલિસ હસી પડીને બોલી: "તમે મને શેતરંજની રમતમાં માત કરશો તો તે થશે."

તેનું એ ચિર પરિચિત હાસ્ય જાણે મને કાનં પકડીને કહેતું હોયની કે "તું મૂર્ખ, તું ગમાર, તું બેઅદબ ગર્દભ છે."

મારા થાકેલા વાહનને નિર્દયતાથી સોટી લગાવી ફિલિસને છોડીને હું આગળ ગયો. મોહું ફેરવીને ધીરા પરંતુ દ્રઢ અવાજે બોલ્યો: "ફિલિસ! આ છેલ્લી જ વાર છે. હવે તમને ફરી હેરાન કરીશ નહીં."

તેણે કહ્યું: "વારૂ, કરશો નહીં. મને લાગ્યું કે આ વાત કહેતાં કહેતાં તેનું મોહું ફિક્કું થઇ ગયું. હું સમજ્યો કે તે બહુ ચીડાઇ છે.

બે માસ પછી મને ઓચિંતો એવો વિચાર થયો કે એક મોટો શિકાર કરીને મારૂં પરાક્રમ બતાવું. મારી ઓળખાણના એક ગૃહસ્થ પરિવાર સહીત આફ્રિકામાં સિંહનો શિકાર કરવાની ગોઠવણ કરતા હતા. તેમણે પોતાની પાર્ટીમાં જોડાવાનું નિમંત્રણ મોકલ્યું.

તેનાથી મને ઘણો આનંદ થયો. મને થયું કે વરસેક દિવસ ઇંગ્લાંડ અને ફિલિસને છોડી જવાં એજ મારે માટે ઠીક હતું. તે દિવસના બનાવ પછી અમે એક બીજાથી જોર કરીને દુરજ રહેતાં હતાં. આ સુધરેલી દુનિયા–આ પશ્ચાત્ય સમાજના જકડી લેનારા આદર્શથી દુર–ઘણે દુર–કુદરતના એકાંત પ્રદેશમાં સંતાઇ રહેવાની પ્રબળ વાસના મારા અંતરમાં જાગી ઉઠી. મારા શરીરનું રાક્ષસ જેવું આ બળ, ઇંગ્લાંડને

કાંઇ કામમાં આવે તેમ નહોતું. કદાચ કોઇ દુર દેશના ઘનઘોર જંગલમાં તેનાથી ઘણાં કાર્ય થઇ શકે. આટલે દિવસે, વખતપર, હું મને પોતાને, મનુષ્ય, સ્વતંત્ર બંધન વિનાના મનુષ્ય તરીકે ઓળખી શકીશ.

હું વિદાય લેવાને માટે એમ્થીલ ગયો. બેસવાના ખંડમાં ફિલિસને હું મળ્યો. તે એકલી બેઠી બેઠી પિયાનોમાં એક ગીત બેસાડતી હતી. તેણે જાંબલી રંગનું એક મુલાયમ વસ્ત્ર પહેર્યું હતું. માથાની લટો થોડી આમતેમ કપાળપર જણાતી હતી.

ફિલિસ ધીરે ધીરે, મારૂં સ્વાગત કરવા, મારી પાસે આવીને બોલી, "બાપા બહાર ગયા છે, બા સુતાં છે." ફિલિસની મા ઘણુંખરૂં પથારી વશ જ રહેતી. એ શોખની પીડા, અને સુખની શય્યામાં, લવંડર, સ્મેલીંગ સોલ્ટ વગેરેની મદદથી તેનો દિવસ અયશઆરામમાં વહી જતો. ફિલિસે સ્હેજ ભવાં ચઢાવીને વળી કહ્યું: "મને લાગે છે કે ત્હમારી ચ્હા પીવાની મરજી છે. મને પણ કેટલાંક નવીન ગીત શિખવાની મરજી થઈ છે."

મેં ધીરા ગંભીર ભાવથી કહ્યું: "ના, ચ્હાની પરવા નથી. તમે સુખેથી ગાયન શીખ્યા કરો. હું તો માત્ર રજા લેવા આવ્યો હતો. આવતે અઠવાડિયે હું આફ્રીકા જાઉં છું."

"એમ કે?"

ફિલિસ ઓચિંતી સોફાપર બેસી ગઇ અને તેના કપડાં પરની લેસની સાથે રમત કરવા માંડી. પછી તેના બદન પરની કોરની ઉપર એવી રીતે હાથ ફેરવવા લાગી કે જાણે તેના અંતરમાં વેદનાની જ્વાલા પ્રગટી રહી હોય!

મેં ક્રોધ અને વ્યંગમિશ્રિત ભાવે કહ્યું: "હું સિંહનો શિકાર જાઉં છું. એકાદ તમને મોકલી આપું કે?"

તે વ્યગ્ર કંઠે બોલી ઉઠી: "ના, જરુર નથી. મારે જરૂર પડશે ત્યારે લંડનથી એક પાળેલો હું પોતેજ લેતી આવીશ.

વાત કહેતાં કહેતાં તેનું મ્હોં અત્યંત ફિક્કું થઇ ગયું. હું મુંગો મુંગો મારા હાથનું મોજું પસવારતો અને પેટ ભરીને ફિલિસને જોવા લાગ્યો. કદાચ આ જીવનમાં બીજીવાર મળાશે નહીં. આફ્રીકા ઘણું ખરાબ સ્થળ અને ત્યાં કોણ જાણે શું યે થાય!

ક્ષણેક પછી મૃદુ સ્વરે ફિલિસ બોલી: "ઘર છોડીને ચાલી નીકળવું એ કેવળ મુર્ખાઇ છે. એ ભયંકર આફ્રીકે શું કામ જાઓ છો?" તેનો સ્વર સ્હેજ ધ્રુજતો હતો.

મેં કહ્યું: "ઉત્તેજના! આનંદ! તમે વરસનો અરધ ભાગ, જેમ લંડનમાં ગાળો છો, તેમ આ પણ તેવુંજ. આપણને બન્નેને શિકાર ગમે છે—ખરેખર શિકારની વાતજ જુદી છે. પોતે પોતાની શકિત બતાવવાની આપણ બન્નેને સરખી હોંશ છે.

"ટોમ! આમ નિર્દયની પેઠે વાત કરો નહીં—આવી હિંસક પ્રકૃતિના થાવ મા!" તે ઉઠીને મારી પાસે આવી ઉભી રહી. કોમળ સ્વરે બોલી: "ચાલો ચ્હા પીતાં પીતાં એક બાજી રમીએ. કદાચને મારી આ છેલ્લીજ રમત થશે! યાદ કરો કે આપણ બન્ને નાનાં નાનાં બાલક બાલિકા છીએ—જે કદીએ પરસ્પર લડતા નથી. કોઈ કોઈની હિંસા કરતા નથી."

મેં કહ્યું: "વળી તમારી સાથે રમવું પડશે? ત્રણ ચાલમાં તો તમે મને મ્હાત કરી દેશો. વળી ઉપરાંત તમારાં વેણ સાંભળવાં પડશે. વારૂ, ઠીક. તમારી મરજી થઈ છે તો ચાલો કબુલ છે." મેં જરા તાચ્છલ્યથી વાત કરી તો ખરી, કારણ કે આ વખતે પણ ફિલિસ મારી સાથે નિષ્ઠુર રીતે વર્તશે તેને માટે હું તૈયાર નહોતો. મને ખબર હતી કે મને ઘડી ભરમાં હરાવીને ફિલિસ ઘણોજ આનંદ પામતી; અને દુઃખ અને શરમથી ભરેલ મારો ચ્હેરો જોઇ તેનો ઉલ્લાસ ઓર વધી જતો. તો પણ આ મારી છેલ્લી રમત હતી. આરામથી ફિલિસની સાથે ચ્હા પીતાં પીતાં આ રમત મારી સ્મૃતિના અવલંબન રૂપ રહેશે.

તેણે નોકરને બોલાવી ચ્હાનો હુકમ આપ્યો અને ઉતાવળે હાથે મ્હોરાં ગોઠવવા લાગી.

મ્હોરાં ગોઠવતી વખતે મેં જોયું કે તેનો ચ્હેરો ઘણોજ ગમગીન, બન્ને આંખો જાણે આંસુથી ભરેલી. ચ્હા આવ્યા પછી મને જોઇને આશ્ચર્ય થયું કે પ્યાલો ઉપાડતાં તેનાં હાથ ધ્રુજતાં હતા! ત્યારે શું બાળપણના સ્નેહીને વિદાય આપતાં તેના હ્રદયને સ્હેજ પણ દુઃખ થાય છે ખરૂં? પરન્તુ ફિલિસના મનના ભાવ કોણ જાણી શકે! એ તો મારે માટે હમેશનો કોયડો જ હતો! કેવળ હું જ નહીં પણ બીજો કોઇ પણ પુરૂષ તેને કદી સમજી શકતો નહીં!

ચ્હા પી રહ્યા પછી અમે રમત શરૂ કરી. ભૂતકાળની જુની વાતો એક પછી એક મને યાદ આવવા લાગી. મ્હોરૂં હાથમાં લઇને હું વિચારવા લાગ્યો કે હવે પછી ફિલિસની સાથે રમવામાં કોણ આવશે? કોણ તે ભાગ્યવાન કે હતભાગ્ય પુરૂષ ફિલિસની સાથે રમવામાં રહેલાં સુખ અને હારવામાં રહેલાં દુઃખ એકી સાથે ભોગવશે!

ફિલિસનું નાનું મોં કેવું આગ્રહથી ભરેલું! બન્ને આંખોમાંથી જાણે જ્યોત નીકળતી હોય ને! એ પુરૂષ થઇને શું કામ જન્મી નહીં? એમ થયું હોત તો તે એક કુશળ સેનાપતિ થઇ શકત. છેવટે જ્યારે તેણે પોતાના મ્હોરાંને

હારબંધ યુદ્ધ માટે ખડાં કર્યાં, ત્યારે તો મને એ જ વિચાર આવ્યો. તેણે પોતાના હોઠ જોરથી બીડયાં અને તેનો ચ્હેરો તેના સંકલ્પની દૃઢતા જણાવવા લાગ્યો. વિસ્મયથી, પ્રેમથી, પ્રશંસાથી મારૂં અંતર ભરપુર થઈ ગયું.

વખત વહેવા લાગ્યો. પરંતુ મેં આશ્ચર્યથી ચકિત થઈને જોયું કે ફિલિસે શરૂઆતમાંજ એક અદ્ભુત ભૂલ કરી નાખી હતી. તેણે અનાયાસે પોતાના ઘોડાને મારા વઝીર પાસે મરવા મૂકયો; અને જ્યારે એક અપૂર્વ ચાલ કરી મેં તેના રાજાને 'કિસ્ત' દઈને અટકાવ્યો ત્યારે તે જાણે મુંઝાઈ ગઈ.

મેં સ્હેજ ચીડાઈને કહ્યું: "ફિલિસ તું જોતી નથી?"

તે એક બેદરકારીનું હાસ્ય હસી. કાંઇ જવાબ આપ્યા વિના તેણે ઉંટની એક ચાલ કરી.

હું બોલી ઉઠયો: "એ ઉંટને તો હું હમણાં લઇ લઉં છું,"—કહીને બીજી ચાલે તેમ કર્યું.

"વાહ" સ્હેજ હસીને તેણે મારી સામે જોયું. કેવું અદ્ભુત એ અમૃત-ભર્યું હાસ્ય—કેવું ભેદી!

તેણે કહ્યું: "ટોમ!" તેનો સ્વર અતિ ધીરો, અતિ મધુર—ઘણાજ કોમળ સુરથી બાંધેલો—"તું મને હૃદયહીન પીશાચી ગણે છે, કેમ?"

મેં હોઠ કરડી હૃદયને કઠણ કરી લીધું અને દ્રઢ સ્વરે કહ્યું: "આપણે હમણાં રમત રમીએ છીએ"—વળી તે મને મીઠું મીઠું બોલી વાતમાં રીઝવી મને બળુચક બનાવે, એ મારે થવા દેવું નહોતું.

"આફ્રિકા ઘણું ભયંકર સ્થળ છે!" ફિલિસે પોતાની રમતને જરા ઠેલીને એક મેળ વિનાની ચાલ ચલાવી. "ઈંગ્લંડ છોડી, મને છોડી, ત્યાં જવું તમનેસારૂં લાગે છે, કેમ?"

બાકીની વાત તેણે અતિ ધીરે, અસ્ફુટ સ્વરે ઉચ્ચારી. હું તે સાંભળી શકયો. મારૂં આખું શરીર કંટકિત અને હૃદય સ્પંદિત થઇ રહ્યું. ત્યારે શું—?

બન્યો તેટલો ચિત્તનો આવેગ શમાવીને હું બોલ્યો: "તમારી રમત અધુરી પડી રહી છે!"

સ્હેજ શરીર નમાવીને ફિલિસે કહ્યું: "તેને મરવા દોને—સુયોગ સાંપડયો છે તો જવા શું કામ દેવો?"

મારો જાણે કંઠ રુંધાવા લાગ્યો હોય, તેમ અસ્પષ્ટ સ્વરે હું બોલી ઉઠયોઃ "હું ગમાર છું, છેકજ ગમાર છું! પરન્તુ ફિલિસ! ઇશ્વરની આણ દઈને પુછું છું કે તારો ઉદ્દેશ શું છે તે ખુલ્લે ખુલ્લો કહી દે."

તેણે હસીને જવાબ આપ્યોઃ "ઉદ્દેશ વળી શો! તમારી જીત થઈ છે—આજ તમે મને મ્હાત કરી છે." લજ્જાથી લાલ થયેલે મોઢે તેણે આંખ નીચી ઢાળી દીધી.

હું સમજ્યો. વિસ્મય અને આનંદથી હું ઘડીભર મુંગો, અચેતન થઇ રહયો. પછી ઉભા થઇ, રમવાના ટેબલને બાજુપર કરી, મારી ચિરવાંછિત ફિલિસને, મારા તૃષિત વક્ષસ્થળમાં સમાવી દીધી.

તે જડિત કંઠ સ્વરે બોલીઃ "ટોમ! વખતે વખતે તમારી બુદ્ધિ બહુ ખીલે છે હો! આકુલ ચુંબનથી મેં તેનો ઉત્તર વાળ્યો.

(અનુવાદ.)






સમસ્ત વિશ્વમાં અદ્વિતીય અને છતાં આપણાથી અપરિચિત એવું જો કાંઇ બંગાળમાં હોય તો ત્યાંના બાઉલ છે. એ સંપ્રદાયનાં ગીતો વિશ્વ સાહિત્યમાં ભાત પાડે એવાં છે અને છતાં બંગાળની બહારના લોકોને એ ગીતોનો નહીં જેવોજ પરિચય છે. ખુદ બંગાળમાં પણ કોઇને એ ગીતોની પડી ન હતી. પણ દૈવવશાત રત્નોના મૂલ મૂલવનાર ઝવેરીને હાથે આ ખાણની એકાદ કણી ચઢી અને તેણે સારા જગતને પુકારીને કહયું કે આ રહી એક અમૂલ્ય રત્નોની ખાણ.

(૧)

'બાઉલ' શબ્દ 'વાતુલ' શબ્દ ઉપરથી આવેલો છે અને એનો અર્થ 'ગાંડો' એવો થાય છે. કેટલાક વિદ્વાનો એવું પણ માને છે કે 'વાયુર' શબ્દ ઉપરથી એ શબ્દ આવેલો છે અને જે માણસ વાયુની માફક પ્રભુની સાથે એક થઈ જઇ શકે તે 'બાઉલ', એવો એનો અર્થ થાય છે. વજ્રયાન સંપ્રદાયના ગીતોમાં 'બજુલા' શબ્દ નજરે ચઢે છે, તે ઉપરથી કેટલાક વિદ્વાનો એવો તર્ક કરે છે કે એ 'બજુલા' શબ્દ ઉપરથી આ 'બાઉલ' શબ્દ ઉતરી આવેલો હશે. 'બજુલા'નો અર્થ 'વજ્રધર' અથવા 'ગુરૂ' એવો થાય છે. આમ વિવિધ મતો પ્રવર્તતા હોવા છતાં જે કોઇ માણસે બાઉલને ગાનમાં મસ્ત થઇ એકતારો લઇ નાચતો જોયો હશે અને સાંભળ્યો હશે અને જેણે પ્રાચીન બંગાળી સાહિત્યમાં પણ 'બાઉલ' શબ્દનો થયેલો પ્રયોગ જોયો હશે અને બાઉલોમાં 'ખેયા' એટલે 'ગાંડો' એવી ઉપાધિ પણ હોય છે એ વાત જાણતા હશે તે પહેલું વિધાનજ ખરૂં માનશે.

(૨)

એ સંપ્રદાય સામાન્ય રીતે તો વૈષ્ણવ સંપ્રદાયનોજ એક ફાંટો ગણાય છે અને એ લોકો સ્વયં મહાપ્રભુજીનેજ પોતાના સંપ્રદાયના આદ્ય પ્રવર્ત્તક તરિકે ઓળખાવે છે. આમ છતાં એમના સંપ્રદાયના ખરા પ્રવર્ત્તક કોણ હતા એ કહેવું કઠિન છે. એ સંપ્રદાયની ઉત્પત્તિ કયારે અને કેવી રીતે થઇ એ પણ કાંઇ ચોક્કસ રીતે કહી શકાય એમ નથી છતાં એની જન્મ કથા આવી છેઃ બંગાળમાં જ્યારે

પાલ વંશનું આધિપત્ય હતું ત્યારે ત્યાં શુદ્ધ ભાગવત સંપ્રદાય પ્રવર્તતો હતો. સેન વંશના આધિપત્ય કાળે રાધાના આગમનથી વૈષ્ણવ કથાઓમાં અને સાહિત્યમાં નવોજ રંગ આવ્યો, અને મુસલમાની આધિપત્યના આરંભકાળમાં રાધાકૃષ્ણના પ્રેમના કાવ્યોનો ધોધ ફાટી નીકળ્યો. આમાં વિદ્યાપતિ જેવા પ્રખર સંસ્કૃતજ્ઞ પંડિતોએ તેમજ ચંડીદાસ જેવા 'બાશુલી' (દેવી) ભકતોએ મુખ્ય ફાળો આપ્યો. આ 'બાશુલી' સંપ્રદાય, બુદ્ધધર્મનો ફાંટો, મહામાનનો ફાંટો, અને વજ્રયાનનો પણ એક ફાંટો મનાય છે. આ વઇષ્ણવ અને વજ્રયાની સંપ્રદાયોનું ખરેખરું સંમિશ્રણ થયું. શ્રી ચૈતન્ય દેવના સમયમાં શુદ્ધ સંસ્કૃત તત્વ આપણે વઇષ્ણવ ગીતોમાં જોઇએ છીએ. અને વજ્રયાન અને સહજયાન જેવા અજ્ઞેયવાદ (Mysticism) નું તત્વ આપણે 'બાઉલ' લોકોના ગીતોમાં જોઇએ છીએ.

(૩)

એ સંપ્રદાય વિશે કાંઇ પણ હકીકત મેળવવી બહુ મુશ્કેલ છે. જેઓએ એ સંપ્રદાયની દીક્ષા નથી લીધી હોતી તેઓ સાથે એ લોકો પોતાના સંપ્રદાય વિષે સરખી વાત પણ કરતા નથી. એ લોકોમાં એવી માન્યતા છે કે અનધિકારી સાથે નકામી વાત કરવાથી પોતાની સાધનામાં વિક્ષેપ થાય છે. એમના સંપ્રદાયની વાત જાણવા માટે એમના જેવા થયા વિના છુટકોજ નથી.

આપન ભજન કથા, ના બોલિએ જથા તથા
આપના તે હોઇએ આપનિ સાવધાન

(પોતાનાં ભજનની વાત ગમે ત્યાં કહેતાજ ફરવું. પોતે પોતાના મનથી સાવધાન રહેવું.)

પોતાના સંપ્રદાય વિષેજ એ લોકો મૌન સેવે છે એમ કાંઇ નથી. એ લોકો સમાજથી હંમેશા દુરજ રહે છે. સમાજમાં ભળતાજ નથી. એ લોકો બહુજ એકાંતપ્રિય હોય છે અને તેથી એમના અખાડા બહુજ વિચિત્ર જગ્યાએ હોયછે કે જ્યાં કોઇ જાયજ નહીં. વાત કરવી તો પ્રભુ સાથે.

"મનેર માનુષ ના હોઇલે
મનેર કથા કઇઓના
કથા કઇઓ ના કથાર પેંચે થાઇકો ના
પુરૂપેરિ એમનિ ધારા,
ચોરેર ના રે સાઉધેર પારા,
દેખતે દેખિ સાધુર મત કાજે દેખિ ના,
આપનાર તાલે તાલે ના પાઇલે રંગે નાઇઓ ના.
બાકાલ ગોરા દેખતે ભાલો,
ઉપરે લાલ ભિતરે કાલો;

શિમુલ પુલે ભ્રમર બોસે ના,
ચામ્પા પુલે આમ્પા દિયો ના.
પ્રાણુ સુજનિ ગો !
મનેર માનુષ ના હોઇલે, મનેર કથા કઇઓના.

( હૈયાનો હેરૂ ન હોય તેને હૈયાની વાત મા કહેતી—તેની વાગ્જાળમાં મા ફસાતો. માણસો તો એવા છે કે ચોર હોય તે પણ સાધુ જેવા દેખાય. પણ તેમનો દેખાવજ સાધુનો હોય છે—કામોં નહીં. તારા તાલ સાથે તાલ ન મળતો હોય તો નકામો હુષમાં આવીને નાચતો નહીં. ઇન્દ્રવર્ણી ફળ દેખાય છે તો બહુ સુંદર—ઉપરથી આમ લાલ પણ અંદર તો કાળાં મેશ. શીમળાનાં પુલ ઉપર ભ્રમર ન બેસે. ચંપા ઉપર મા ઝંપલાવતો. હે પ્રાણુસજનિ ! હૈયાનો હેરૂ ન હોય તેને હૈયાની વાત કહેતી મા. )

સંપ્રદાયની બહારનો કોઇ અનધિકારી એમના સંપ્રદાયની વાતો જાણી જાય એ ભયે એઓ પોતાના સંપ્રદાયનાં તત્વો કદી લખતાં નથી. એમનાં ગીતો વગેરે બધુંજ સાહિત્ય ગુરૂથી ચેલાને મળતું રહે છે અને માત્ર સ્મૃતિદ્વારાજ સચવાય છે. આમ છતાં એમના સંપ્રદાયના ઇતિહાસ અને તત્વજ્ઞાન વિષે કેટલાક ગ્રંથો તો એમની પાસે લખેલા છે જ જેમાં—' બ્રહ્મ ઉપાસના તત્વ, ' 'નાયિકા સિદ્ધિ,' 'રાગમયી કણા, ' 'તોવિણિ,' વગેરે ગ્રંથોનો સમાવેશ થાય છે. આ બધા ગ્રંથો બંગાળીમાંજ લખાયેલા છે, અને બહુજ સાવધાનીપૂર્વક છૂપા રાખવામાં આવે છે.

ઉપર જણાવ્યું તેમ એ લોકોના અખાડા તો હોય છે પણ સામાન્ય રીતે એ લોકો ગામેગામ ભટકતા જ રહે છે. આ એમના ભટકવાના સ્વભાવને બંગાળ ના જુદાં જુદા ભાગમાં જુદે જુદે વખતે ભરાતા મેળાઓથી સારૂં ઉત્તેજન મળતું રહે છે. આવો એક મેળો કવિશ્રી જયદેવના સ્મરણમાં કેન્દુલીમાં ભરાય છે. જયદેવને બાઉલો પોતાના નવ રસિકોમાંના એક ગણે છે. આવા મેળાઓમાં બાઉલોના ટોળેટોળાં ઉભરાય છે અને જ્યાં જુવો ત્યાં બાઉલોના અખાડા અને ગીતોની રમઝટ.

આ આખો બાઉલ સંપ્રદાય ગરીબ, અભણ અને હલકી જાતિનાં લોકોનો બનેલો છે અને એ લોકોએ પોતના નિર્વાહને માટે ભિક્ષાવૃત્તિનો સ્વીકાર કરેલો છે. એક રીતે જોતાં આવી વસ્તુસ્થિતિથી સુંદર સેવા—વિભાગ સચવાયો છે. સમાજ આ લોકોને અન્ન આપે અને એ લોકો સમાજને બહુજ સાદી અને સરળ ભાષામાં, અને તે પણ વ્યાખ્યાનો દ્વારા નહીં પણ હૈયાં વિંધતા સચોટ મનમોહક ગીતો દ્વારા આધ્યાત્મિક જ્ઞાન આપે છે. બાઉલ ગામે ગામે ટહેલતો ચાલ્યો જાય છે. તેને જોઇતું અન્ન મળી રહે છે અને લોકોને આધ્યાત્મિક જ્ઞાન મળી રહે છે.

એ લોકોએ સમાજ અને તેનાં બંધનોનો ત્યાગ કરેલો છે એટલે એ લોકોમાં ન્યાત જાતનો કે ગરીબ તાલેવંતનો જરાય ભેદ નથી. હિન્દુ સાંઇઓને મુસલમાન ચેલાઓ પણ હોય છે અને મુસલમાન મુર્શિદને હિન્દુ બંદાઓ પણ હોય છે. લાલન ફકીરને જ્યારે જ્યારે કોઇ તેમની જાત પુછતું ત્યારે જવાબ મળતો:

"સબ લોકે કય લાલનકી જાત સંસારે
બામુન ચેના જાય પૈતા દિલે બામુની ચેના જાય કિસે ?"

(બધા લોકો લાલનને પુછે છે કે તારી જાત શી? બ્રાહ્મણને તો જનોઇથી ઓળખી શકાય પણ બ્રાહ્મણીને શી રીતે ઓળખશો?)

એક જાતના બાઉલોમાં તો શિષ્ય જ્યારે સાંઇની ઉંચામાં ઉંચી ભૂમિકાએ પહોંચે છે ત્યારે તે ગાયના હાડકાં અને તુળસીના દાણા બંનેની માળા ધારણ કરે છે.

જ્યારે હિન્દુ ધર્મ અને મુસલમાન ધર્મ વચ્ચે અથડાટ થયો ત્યારે બાઉલોએ બહુજ કુનેહપૂર્વક મુસલમાન સુફીવાદને અપનાવી લીધો હતો અને આવી રીતે વિરોધને ધોઇ નાખ્યો હતો. એ લોકોની ઘણી ક્રિયાઓ શુદ્ધ વૈષ્ણવો કરતાં જુદી પડે છે. એ લોકો શબને બાળતા નથી પણ દાટે છે.

(૪)

પ્રત્યેક સંપ્રદાયના પોતાના ખાસ તાત્વિક સિધ્ધાંતો અને બીજા આચારો હોય છે. અને આ તત્વોજ ખાસ કરીને તે તે સંપ્રદાયના સાહિત્યને સ્વરૂપ આપવામાં મુખ્ય ભાગ ભજવે છે. શરૂઆતમાંજ જે અદ્વિતીયતાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે અદ્વિતીયતા એ લોકોના ગીતોમાં રહેલી છે અને એ ગીતો એમની અમુક તાત્વિક માન્યતાઓમાંથી જન્મ્યા છે એટલે હવે આપણે એ પ્રદેશમાં પ્રવેશ કરીએ.

એઓ માને છે કે માનવ હૃદયમાં પરમ દેવનો વાસ છે.

કારે બોલલો કે કરલે વા' પ્રત્યય
આછે એ માનુષ્યે સત્ય નિત્ય ચિદાનંદમય.

માત્ર પરમ દેવજ નહીં પણ બ્રહ્માંડના સર્વ પદાર્થ માત્ર માનવ દેહમાં રહેલા છે એમ એ લોકો માને છે અને કહે છે,

જાહા આછે ભાંડે તા આછે બ્રહ્માંડે.

સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વિષ્ણુ; બ્રહ્મા, ગોલોક, વૃન્દાવન બધુંજ એમને તો દેહમાંજ રહેલું લાગે છે.

વૃથા તારે ખુંજે મરા માટિર વૃન્દાવને
પુલાય બસિબાર સે કિ ધન બસલે હૃદય સિંહાસને—

(ધુળ માટીના બનેલાં વૃન્દાવનમાં શા માટે તેની ખોજ કરે છે. એ બધી ખોજ અફળજ છે. તે રત્ન શું ધૂળમાં બેસવાંને યોગ્ય છે? તે તો હૃદય સિંહાસન ઉપરજ બેસશે.)

ઇશ્વર તો એના હૃદયમાંજ વસેલો છે એટલે ઇશ્વરને તો એ જ્યારે હોય ત્યારે 'મનેર માનુષ'–મનનો માનવજ કહે છે. આ એના 'મનેર માનુષ'ની 'હૈયાના હેરૂ' ની પ્રેમારાધના કરવી એજ એ સંપ્રદાયની મુખ્ય સાધના છે. પ્રકૃતિ અને પુરૂષ વિના આ પ્રેમારાધના થઇ શકે નહીં માટે દરેકને પોત પોતાની જુદી પ્રકૃતિ હોય છે. એઓ એમ માને છે કે જ્યારે આ પ્રેમ પરિપકવ થાય છે ત્યારે સ્ત્રી પુરૂષ બંનેને તદ્દન આત્મવિસ્મૃતિ થઇ જાય છે અને તેઓને બાહ્યજ્ઞાન રહેતું નથી અને પછી તેઓ પોતાની લીલામાં માત્ર રાધાકૃષ્ણની લીલાનેજ અનુભવ કરે છે.

તખન્ આપનિ પુરૂષ કિ પ્રકૃતિ
નાઇકો જ્ઞાન કિછુઇ સ્થિતિ
અકૈતવ ઠિક જેન ક્ષિતિ, વાકય નાઇ.

(ત્યારે પુરૂષ પ્રકૃતિનું જ્ઞાન રહેતું નથી. માત્ર પૃથ્વીની માફક નિષ્કપટ આસ્તત્વ તેમનું રહે છે અને વાચા પણ ફુટતી નથી.)

એ લોકો સ્ત્રીપુરૂષના પ્રેમને બહુ મહત્વ આપે છે કારણકે એ લોકો માને છે કે એ પ્રેમનું શોધન થતાં થતાં છેવટે ઇશ્વરપ્રેમ પ્રાપ્ત કરી શકાય છે. એમની આ માન્યતાને લઇને એમનામાં કેટલાક એવા આચારો સ્થાન પામ્યા છે કે જેનું વર્ણન કરવું પણ અશકય થઇ પડે. જો કે એઓ નો સિદ્ધાંત તો એવો છે કે સાધારણ માખ જેમ કમળ ઉપર બેસે છે છતાં તેના મધુનો આસ્વાદ કરતી નથી તેમ માણસે પણ સ્ત્રીનો સહવાસ કરવાનો છે ખરો પણ ઇન્દ્રિયોની લાલસામાં મચવાનું નથી. સ્ત્રીઓના સંબંધથી ઘણા સંપ્રદાયોને હાનિ થઇ છે તેમ બાઉલ સંપ્રદાયને પણ થઇ છે. વઇષ્ણવ સાહિત્યમાં જે પરકીયાની ભાવનાને આટ-આટલી વખાણવામાં આવી છે તે ભાવના વઇષ્ણવો માત્ર રાધાકૃષ્ણને માટેજ યોગ્ય ગણે છે પણ આ બાઉલ લોકો તો તે ભાવના પોતાના જીવનમાં પૂરેપૂરી રીતે ઉતારે છે. તેઓ માત્ર માળાની અદલાબદલી કરવાથી ગમે તે સ્ત્રીનો સ્વીકાર કરી શકે છે.

પણ આતો આપણે તત્વની ચર્ચા કરતા કરતા ગર્તમાં આવી પડય. વળી પાછા આપણે આદર્શની ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરીએ.

આ વિશ્વમાં માનવ દેહે અવતરવું એ તો મોટામાં મોટો અધિકાર છે, એમ એ લોકો માને છે અને દેવતાઓ પણ સ્વર્ગમાં રહ્યા રહ્યા માનવીઓની અદેખાઇ કરી રહ્યા છે. આનું કારણ શું? પ્રભુની પ્રેમલીલા માનવીના પ્રેમના પ્રતિદાન વિના અધુરી જ રહે છે અને એ રીતે પ્રભુની સનાતન લીલાને સંપૂર્ણ કરવા માટે માનવોની અનિવાર્ય જરૂર છે.

એમન માનવ જનંમ આર કિ હલે
মન, જા કર ત્વરાય કરલે ત્વરાય કર એઇ ભલે.
અનન્ત રૂપ સૃષ્ટિ કરલેન સાંઈ,
શુનિ, માનબેર મતન તુલના કિછુઈ નાઈ,
દેવ દાનવ ગણુ કરે આરાધન જનમ નિતે માનૂલે

(આવો માનવ જન્મ શું ફરી મળવાનો છે? હે મન, જે કરવું હોય તે આજ ભવમાં ઝટપટ કરી લે. પ્રભુએ પાર વિનાનાં રૂપો સરજ્યાં છે પણ તેમાં માનવની તોલે આવે એવું એકે નથી. દેવ અને દાનવો પણ માનવ જન્મ લેવા માટે આરાધના કરી રહ્યા છે.)

જે માનવના સહકાર વિના પ્રભુની લીલા પણ અધુરી રહે તે માનવનું મહત્વ કાંઇ જેવું તેવું ન જ હોય. અને આ મહત્વને લીધેજ એને પ્રભુ સાથે ખૂબ સ્વતંત્રતાથી વર્તન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. માત્ર માણસનેજ પ્રભુની આંખીની ગરજ છે એમ નથી પણ પ્રભુને પણ માણસનાં દરશનની પુરતી ગરજ છે અને એજ માન્યતાને જોરે બાઉલ ગાઈ શકે છેઃ

આમિ બસલામ એવાર પથે
આમાર ભાંગા શરીર ઓ ગો શ્રી હરિ
ચલતે નાહિ કોનો મતે.
જદિ આમાય છેડે ઓ ગો રસિક
તોમાર પ્રેમેર લીલા ચલે
તબે એખાન થેકેઈ ફિરિયા જાબ
તોમાય ખુંજબો ના તા બોલે
કાંગાલ બોલે આમાય તુમિ
ઠેલતે યદિ પારો.
તબે એખાન થેકે દાઓગો વિદાય
છાડો આમાય છારો (ધારિ ના કારો ધાર)
કબે થેકે ઓગો બન્ધુ ચલતે છી તોર લાગી
આમાર પરાણ છોટે દેહ લોટે, તણુ દરશ નાહિ માગી.
આમિ છાડા યદિ તોમાર પ્રેમ નાહિ ચલે
તબે આસતે હોબે એઇખાને તે, બસલામ ગો તાઇ બોલે.
હાટેર ધૂલાય માઠેર તાપે, દેખતે જે આર નારિ.
તુમિ નિજેર ઠેકાય લોબે ખુંજે
(તુમિ પ્રેમેર દાયે નેબે ખુંજે)
જાનિ દઢ બિહારી.

(હું તો મારે આ રસ્તામાં બેઠો. હે શ્રી હરિ, મારૂં ભાંગ્યું શરીર હવે કેમે કર્યું ચાલતું નથી. જો મારા વિના તારી પ્રેમલીલા ચાલે એમ હોય તો હું આટલેથીજ પાછો જાઉં અને તારી ખોજ ન કરૂં. મને કંગાલ જોઇને જો તું મને પાછો ઠેલવાનો હોય તો અહીંથીજ મને વિદાય દઇ દે, મને છોડી દે. મને કોઇની એ પરવા નથી. ઓ બન્ધુ! હું કયારનોએ તારે માટે ચાલી નીકળ્યો છું. મારા પ્રાણ દોડયા જાય છે, મારી કાયા લોટી પડે છે પણ હું કાંઇ તારાં દર્શન માગતો નથી. મારા વિના જો તારી પ્રેમલીલા નહીં જ ચાલે એમ હોય તો તારે અહીંઆ આવવું પડશે. હું તો મારે આ બેઠો. હાટની ધૂળથી અને મેદાનના તાપથી હું કશુંએ જોઇ શકતો નથી. તું તારી પોતાની ગરજે, તારા પ્રેમની ગરજે મને જાતે જ શોધી લેશે એ હું જાણું છું—મારા હૃદયવિહારી!)

કેટલી આત્મશ્રદ્ધા, પોતાના મહત્વમાં કેટલો વિશ્વાસ હશે ત્યારે એક બારણે બારણે ભીખ માગતો બાઉલ આ શબ્દો ઉચ્ચારી શકયો હશે, કલ્પી શકો છો? એમ નહીં માનશો કે આ માણુસ તદ્દન ભાન ભુલેલો છે અને એને એની દરિદ્રતા અને નિરક્ષરતાનું ભાન નથી. એને એ બાબતોનું પૂરેપૂરૂં ભાન છે પણ એ તો એમાં જ પોતાનું સૌભાગ્ય માને છે અને પંડિતોને તો અભાગીઆ ગણે છે. ખાલી ઘડાને બાથમાં લઈ તરતી સ્રીનું ઉપનામ લઇ એ કહે છેઃ

ધન્ય આમિ શૂન્ય કુમ્ભ પૂર્ણ કુંભ નાહિ
તાઇતો તોમાર જલેર ખેલાય તોમાર બુકેર તલે રઇ.
ધન્ય આમિ શૂન્ય કુંભ, ધન્ય આમિ દીન
આપન કાળે લઈયા ચલ જમુનરિ પુલિન
ધન્ય આમિ શૂન્ય કુંભ ભાસો બુકે કરે
એમન શૂન્ય રાખો યદિ થાકી પાય ધરે
ધન્ય આમિ શૂન્ય કુંભ નામિ તોમાર સાથે
કંઠ આમાર જડાઓ સખિ આપન દુઇટિ હાતે.
જારા તોમાર પૂર્ણ કુંભ તાદેર રાખો ગો તીરે
કાજેર લાગિ લઈઆ જે જાઓ જખન જાઓ ઘરે ફિરે.
આમાય સખિ ભાસાઓ તુમિ આનંદ નીરે
આમિ તોમાર બુકેર તલે નાઇચિયા સારા હોઈ.

(મને ધન્ય છે કે હું ભરેલો ઘડો ન થતાં ખાલી ઘડો થયો. નહીં તો કાંઈ તારી જલલીલા વખતે મને તારી છાતી સરસું સ્થાન મળવાનું હતું! મને ધન્ય છે કે હું ખાલી ઘડો છું, હું દીન છું. કારણકે તું મને તારી બગલમાં લઇ જમનામાં ઝીલે છે. મને ધન્ય છે કે હું ખાલી ઘડો છું, કારણકે તું મને હૈયાસરસો ચાંપીને તરે છે. જો તું મને આવો ને આવો ખાલી રાખે તો તારા ચરણને નછોડું. મને ધન્ય છે કે હું ખાલી ઘડો છું કારણકે મને તારી સાથે નાચવાનું મળે છે, તું

તારા બન્ને હાથે મારા કંઠને વિંટળાય છે. તારા જે ભરેલા ઘડાઓ છે તેમને તો તું કાંઠે રાખી મૂકે છે અને માત્ર કામને વખતે ઘેર જતી વેળા પાછા ઘેર લઇ જાય છે. પણ મને તો તું આનંદસાગરમાં લ્હેર કરાવે છે અને હું તો તારાં હૈયાં હેઠળ થાકી જાઉં ત્યાં સુધી નાચું છું.)

આ સાંભળ્યા પછી કોઇને પંડિત થવાના મોહ રહે છે ખરો?

એ લોકોને તો વિશ્વના ધનવૈભવની યે પરવા નથી, અને પાંડિત્યનીયે પરવા નથી. એ લોકોનો રત્ન ભંડાર તો આત્મદર્શન છે. જેને આત્મપરિચય થયો તે જગ જીત્યા. જ્યાં સુધી માણસને આત્મપરિચય થયો નથી ત્યાં સુધી તે છતી આંખે આંધળો છે:

આમાર આપન ખબર આપનાર હય ના.
એકબાર આપનારે ચિનલે પરે, જાય અચેનારે ચેના
સાંઇ નિકટ થેકે દૂર દેખાય,
જેમન કેથેર આડે પાહાડ લુકાય, દેખના—
આમિ ઢાકા, દીલ્લી, હાતડે ફિરિ
આમાર કોલેર ઘોર તો જાય ના.
આત્મા રૂપે કર્તા હરિ,
મને નિષ્ઠા હોલે મિલબે તારિ ઠિકાના—
બેદ બેદાન્ત પડલે જત બાડબે તત લક્ષણા.
આમિ આમિ કે બોલે મન,
જે જાને તાર ચરણ શરણ લઓના.
સાંઈ લાલન બોલે, મનેર ઘોરે, હલામ ચાખ, થાકિતે કાણા.

(હું મને પોતાનેજ ઓળખી શકતો નથી. એકવાર જો પોતાને ઓળખી શકું તો પછી પેલા અણુ ઓળખ્યાને પણ ઓળખી શકું. સાંઇ પાસે હોવા છતાં દૂર દેખાય છે, જેમ કેશને ઓથે ડુંગર ઢંકાઇ રહે છે તેમ—જો તો ખરો, હું ઢાકા દિલ્લી ફફોસી વળું છું પણ તોયે મારે અંધકારમાં આથડવાનું ટળતું નથી. મનમાં જો નિષ્ઠા હોય તો આત્મ રૂપે વિરાજતા પ્રભુનો પત્તો મળે. વેદ અને વેદાન્ત જેમ જેમ વાંચશો તેમ તેમ માત્ર લક્ષણા વધ્યા કરશે. હે મન, જે પોતાને જાણતો હોય તેના ચરણનું શરણ સ્વીકાર. સાંઈ લાલન કહે છે કે મનના અંધકારને લીધે હું તો છતી આંખે અંધ થયો.)

જે બાઉલને આત્મ ભાન થઇ ગયું છે તેને માટે પછી કોઇપણ જાતનાં બંધનો રહેતાં નથી. તે 'રસિક' થઇ જાય છે અને 'તુમિ યંત્રિ આમિ યંત્ર' નો ભાવ તેનામાં વ્યાપી રહે છે. તે પોતાની જાતને માત્ર એક બંસી સમાન ગણે છે જેમાં પ્રભુને જે સુર બજાવવા હોય તે સુર બજાવે. દુનિયાના વ્યાપારો તે સમગ્રે અસ્પર્શ્ય લાગે છે અને તેનાથી તે દૂરજ રહે છે:

એખન ભાંગો શ્યામેર બાંશી
શ્યામેર મુખે લેજે છિલ સકલ સુરેર સુર
એખન આનેર હાથે બાજે યદિ કર ગો રે સુર.
પરાણ હોઈ તે પ્રીય આમાર શ્યામેર બાંશરી!
તાતેઇ બોલિ ભાંગ રે ઓરે ધૂલાર ધૂલા કરી.
આનેર હાતે બાજે યદિ આર કોનો એક સુર
હોબે મરણ હોઇ તે અધિક મરણ કર ગો રે સુર.

આ બંસી ઉપર શ્યામે પોતે સર્વોત્તમ સુર બજાવ્યો હતો. આજે જો એ હવે બીજાને હાથે બજે તો એના ચુરેચુરા કરી નાંખો. આ મારા શ્યામની સી મને પ્રાણથીએ પ્રીય છે. એટલા માટેજ તો કહું છું કે (પરનો સ્પર્શ થાય તો) એને ભાંગી ધૂળ ભેગી કરી નાખજો. એ જો પારકે હાથે કોઇ એક પણ સુર કાઢે તો તે મરણથી એ અધિક થઈ પડશે માટે એનાં સુરાજ કરી નાખજો)

એવા લોકો મૂર્તિપૂજા માને એવો સંભવજ નથી. જેઓને ઇશ્વર સાથે આટલો ગાઢ સંબંધ છે તેઓને વિશ્વમાં સર્વત્ર, સવ કાર્યોમાં જ ઇશ્વરની પ્રતિતિ થતી રહે છે. તેમને માટે તો આખો સંસાર એ જ ઇશ્વરની લીલા છે અને એ લીલાના અંગ પ્રત્યંગમાં તેઓ તેનાં દર્શન કરે છેઃ

સે લીલાં બુઝલિ ક્ષેપા કેમન કરે.
લીલાર જાર નાઇ રે સીમા કોનખાને કોન રૂપ ધરે.
આપનિ ઘર સે, આપનિ ઘરી,
આપનિ કરે રસેર ચુરી, (ઘરે ઘરે)
ઓ સે આપનિ કરે મોજીષ્ટિરી
આબાર આપનિ બેડાય બેડી પરે.
ગંગાય રઇલે ગંગાજલ હય,
ગર્તે ગેલે કૂપજલ કય, (વદે વિચારે)
તેમનિ સાંઇર વિભિન્ન આકાર,
જાનાય પાત્ર અનુસારે
એકે બંય અનન્ત ધારાં
તુમિ આમિ નામ લેઓશ (ભબેર પરે)
અધિન લાલન બોલે, કેવા આમિ જાનલે, ધાંધા જે તો ફરે.

(ઓ પાગલ! તે લીલા તું શી રીતે સમજશે? જેની લીલાનો અંતજ નથી તે કયે સ્થાને કયું રૂપ લેશે એ શી રીતે સમજશે? તે પોતેજ ઘર છે અને પોતેજ ગૃહી છે અને વળી પોતેજ ઘેર ઘેર રસચોરી કરતો ફરે છે. અને માજીસ્ત્રેટ પણ તે પોતેજ છે અને પોતેજ બેડી પહેરીને ફરે છે. જેમ ગંગામાં હોય ત્યારે

ગંગાજલ અને ખાડામાં પડે એટલે કૂપજલ તેમ પાત્ર ભેદે સાંઇ પણ ભિન્ન ભિન્ન આકારમાં દેખા દે છે. પણ એ બધાંમાં એક જ અનન્તધારા વહી રહી છે અને તું અને હું એ તો માત્ર આ ભવમાં નામનો વિસ્તાર છે. અધીન લાલન કહે છે કે 'હું' 'કોણ' એટલું સમજે તો બધી ગુંચ દૂર થઇ જાય.)

અને મૂર્તિપૂજામાં જેઓ નથી માનતા તેઓને વળી તીર્થ કેવાં ! સમસ્ત વિશ્વજ જ્યાં પ્રભુનું લીલા સ્થળ છે ત્યાં અમુકજ જગ્યાને તીર્થ કહેવાનો અર્થ શો ?

જાઈતે ચાયના મન મક્કા મદીના
આમાર નાઈ મંદિર નાઈ મસ્જીદ
નાઈકો પૂજા નાઇ બક્રેદ
કણ કણા મક્કા કાશી પલપલ સુદિન

* * * * *

આમિ પાગલ હઇતામ દૂરે રઇતામ, બંધુ વિહને
આમાર બંધુ આછે બસિઆછિ તાહાર કાછે.

(મારૂ મન મક્કા મદીના જવા ઈચ્છતું નથી. મારે નથી મંદિર કે નથી મસ્જીદ, નથી દુર્ગાપૂજા કે નથી બકરઇદ. સમસ્ત ભૂમિની કણે કણ મારે મન તો મક્કા અને કાશી છે અને સમયની પ્રત્યેક પલ મારે ગન તો ઉત્સવ સુદિન છે.

* * * *

(આથી કોઇ એમ ન માને કે હું તીર્થે જતો નથી એટલે પ્રભુથી દૂર રહું છું) જો હું મારા બંધુથી દૂર રહું તો તો તેના વિના ગાંડો જ થઇ જાઉં. મારો બંધુ તો આ રહ્યો. હું તેની પાસે જ બેઠો છું.)

જેમણે પ્રત્યેક મનુષ્યદેહમાં ઇશ્વર પ્રતિષ્ઠા કરી, પૃથ્વીના પ્રત્યેક કણમાં મક્કા કાશી જોયાં અને પ્રત્યેક પલને શુભ દિવસ ગણ્યો તેને વળી સાંપ્રદાયિક ચિન્હો શાં ? તિલક છાપાની વાત પૂછતાં જ એ લોકો જવાબ આપે છે કે ફળમાં રસ ભરાય છે એટલે એની મેળે જ એનો રંગ સુંદર બની જાય છે. કાચાં ફળને બહારથી સુંદર રીતે રંગવાથી કાંઇ અંદર રસ નથી ઉત્પન્ન થતો.

'ભિતરે અમૃત ભરે રંગ ધરે.'

તો પછી આ બાહ્ય લેપન શા માટે કરવાં !

એ લોકોએ જડ મૂર્તિઓનો ત્યાગ કરી જીવન્ત, ચેતનવંતી મૂર્તિઓનુ શરણુ લીધું છે. આત્મા બીજા આત્મા પાસેથી જ ઉદ્‌બોધ લઇ શકે અને એટલા માટે ગુરૂને એ લોકો અત્યંત મહત્વ અને ભક્તિ અર્પે છે.

મજેર ભાવ કિ બુઝિતે પારે સબ જને ?
ગુરૂદેવ જારે જાનાય સેઇ જાને.
સાગર બેયે નૌકા જાય—
જલ ચેને તાર માઝિ ભાઇ......

(મજનો ભાવ કાંઇ બધાજ લોકો થોડા સમજી શકે છે ! એ તો ગુરૂ જેને સમજાવે તેજ સમજે, સાગરજલ પર નૌકા વહેતી ચાલી જાય છે પણ પાણીને ખલાસીજ પૂરેપૂરું પિછાને. કેટલાંયે યંત્રોને ચલાવીને તેઓ નૌકાને સામે પ્રવાહે લઈ જાય છે. આ બધું સમજવાની સાધારણ લોકોની શકિત નથી. માત્ર ત્રણ જ જણ રસ્તો બતાવી શકે એમ છે—ગુરૂ, વઇષ્ણવ અને કૃષ્ણ.) અને આમ છતાં એઓ સમસ્ત વિશ્વને ગુરૂ તરિકે ઓળખાવી શકે છે.

ઓ રે મન કારે કરલિ નમસ્કાર
અતિથ ગુરૂ; પથિક ગુરૂ, ગુરૂ સબ સંસાર

અને દીક્ષા ?:—

જેદિન જનમ સેદિન આમિ દીક્ષા પેયેછિ,
એક અક્ષરેર મન્ત્ર માયેર ભિક્ષા પેયેછિ,
દીક્ષા વિના ચલે નારજે એકટિ પ્રાણેર શ્વાસ
એઇ કથા તે ગભીર આમાર રયેછે વિશ્વાસ.
આમિ નીર પેયેછિ, ક્ષીર પેયેછિ, પરાણ પેયેછિ
તારિ સાથે સાથે માયેર ભિક્ષા પેયેછિ.

(જે દિવસે જનમ્યો તેજ દિવસે હું દીક્ષા પામ્યો. માનો એક અક્ષરનો મંત્ર મને ભિક્ષામાં મળ્યો છે. દીક્ષા વિના તો એક પણ પ્રાણનો શ્વાસ ન ચાલે એ વાતમાં મને પૂરેપૂરો વિશ્વાસ છે. હું પાણી પામ્યો, દૂધ પામ્યો, પ્રાણ પામ્યો અને તેની સાથે સાથેજ માની ભિક્ષા પામ્યો.)

(૫)

એ લોકોનાં બધાંય ગીતો સમજી શકાતાં નથી. કારણકે એ લોકોની પ્રકૃતિ સાધનાને અંગે જે જે ક્રીયાઓ હોય છે તેમાંથી ઘણા સંકેતો એમણે પોતાનાં ગીતોમાં ગુંથેલાં હોય છે. સંપ્રદાય બહારના માણસો આ બધી ક્રીયાઓથી અજ્ઞાત હોય છે એટલે ગીતો સમજવામાં બાધા આવે છે. અમુક પુકુરો, મંજરીઓ, આલેખ, કુલકુંડલિની, પૈથા, ચકો, વગેરે અનેક પ્રકારના સંકેતો સમજી શકાતા નથી. આમ છતાં તેમના ગીતોમાં ઉદાહરણો, ઉપમાઓ વગેરે એમણે લોકોના સામાન્ય જીવનમાંથીજ લીધા હોય છે. આથી એમના ગીતોમાં અમુક પ્રકારની અચૂક સચોટતા અને સરળતા આવે છે. એમની શૈલિ તો તદ્દન સીધીજ છે.

હૃદયના ઉદ્ગારો હોઇ ગીતો સાંભળનારના અંતરમાં સોંસરા ઉતરી જાય છે. આના ઉદાહરણ તરિકે માત્ર કેટલીક કણિકાઓ વેરીનેજ સંતોષ માનવો પડશે.

તીર્થે તીર્થે ભટકનાર ને માટેઃ

સકલ ઘાટે જે તેરે ચાસ તો સાગરે ગિયે પડ
કત નદી કાટલે ધારા સબ એવે સેઈ રસ્તા ધર

(બધાય ઘાટે જવા માગતો હોય તો સાગરમાં જઇનેજ પડ. આમ તો તું કેટલી નદી ઓળંગીશ? બધા કરતાં તે રસ્તોજ પકડ.)

ઇશ્વરનાં અસ્તિત્વનું પ્રત્યક્ષ પ્રમાણ માગનાર માટે

સાંઈ તુમિ તોનઓ ભાંગા ચાકાજે બોલબે પલપલે.

(પ્રભુ તું કાંઇ ભાંગેલું પૈડું નથી કે પલે પલે અવાજ કરીને તારૂં અસ્તિત્વ સિદ્ધ કર્યા કરે.)

અનધિકારીને મોટી વાતનો લોભ બતાવનાર માટેઃ

અંધ શિશુરે લોભ દેખાલે પુતુલ-નાચન દેખતે જાઈ.

(આંધળા બાળકને તું લોભ બતાવે કે ચાલ આપણે પુતળાંનો નાચ જોવા જઇએ.)

* * * *

કામધેનુને પણ જો વાંસની ટોપલીમાં દહોશે તો પછી ફળ શું?

* * * *

પ્રેમનું દાન એ પાણીના દાનના જેવું છે. સરોવરમાંથી પાણી લઇએ તો તેનુ ચિન્હ (ખાડો) રહેતું નથી. બીજાં દાનો માટીના દાન જેવાં છે. ખોદીએ ચીલે ખાડો રહે.

* * * *

જો તું બધાથી અલગ રહે તો તો તારે ઘર અને ઘોર બન્ને સરખાં જ થયાં ને!

* * * * *

જલમાં જે માછલી રહે છે તે પાણીનું રૂપ જાણતી નથી અને જે માછલી લેવા જાય છે—જુવે છે તે જીવતી નથી એટલે કદી પણ નથી શકતી.

* * * * *

જ્યારે માથું દુખે છે ત્યારેજ આપણને તેનાં અસ્તિત્વની ખબર પડે છે.

* * * * *

ભિખારીને પાછો કાઢીએ તો તે વેશ બદલીને આવે.

* * * *

પ્રભાતમાં સૂર્ય જ્યારે કમળને બોલાવે છે ત્યારે કમળ સૂર્યને કહે છેઃ—
"તારો સાદ સાંભળીને જે બહાર નીકળ્યાં હતાં તેઓ તો તારા કિરણે બળી ગયાં.
પણ બાઉલ કહે છે,—"બળ્યાં તો બળ્યાં પણ પોતાનું સ્વરૂપ તો પ્રકટ કર્યું ને!
તું જો સૂર્યના સાદે બહાર ન જશે તો પાણીમાં સડી જશે."

* * * *

એ જાતના અધિકારઃ કાચો અને પાકો. સગીર અને વિધવાના અધિકાર
કાચાઃ ભોગવી શકેઃ દાન ન કરી શકે.

ભોગ કાચો અધિકાર છે.

ત્યાગ પાકો અધિકાર છે.

* * * *

વળી એ ગીતોના સુર પણ સ્વતંત્રજ હોય છે. અને તે સુરોએ સારા સારા
કવિઓને પણ મુગ્ધ કરી નાખ્યા છે. કવિશ્રી રવીન્દ્રનાથ ઠાકુર અને વિખ્યાત
ગીતો રચનાર શ્રી અતુલપ્રસાદ સેનના ઘણા ગીતોના સુર બાઉલ ગીતો ઉપરથી
રચેલા છે.

બધાજ બાઉલો કાંઇ કવિ ન હોઈ શકે એટલે કેટલાંક ગીતો આપણે
પ્રયત્ન પૂર્વક લખાયેલાં પણ લાગે. પણ જ્યારે કોઇ કવિ-બાઉલ ગાન રચે છે
ત્યારે તેમાં નિસર્ગશક્તિનો વૈભવભાવનો, યથાવિધ પ્રકાશ અને ભાષાની સચોટતા
અને સરલતા આપણે જોઇ શકીએ છીએ. ને કવિની હોળી એ કાંઇ આપણી ધુળ
કાદવથી રમવાની હોળી નથી. તેની હોળી તો વસન્તની જગમોહન સમૃધ્ધિમાં
ઇશ્વરના આગમનને, અનુભવવાના ઉત્સવમાં છે.

બંધુ એબાર ખેલબે હોરિ શુધુ તોરિ ઓડિનાય;
ઓરે તોર દુયારેઇ ફુલ ફુટે છે.
આર કોથાઓ ફુલ જે નાઇ.
ઓરે આગે જે તાર ખબર એસે છે.
ઓરે ફુલેર ફુલેર ગંધે જે તાર ધારા લેગે છે,

એબાર પિચકારી સેઇ ગંધે તે ચલે.
તુઈ બાર ના હલે બંધુ જે તોર જાબે રૈચલે,
ઓરે આયના રે ભાઇ ખેલબિ હેથાય,
આર જે એબાર સમય નાઇ.

(પ્રીયતમ આ વખતે માત્ર તારે આંગણેજ હોળી ખેલનાર છે. માત્ર તારે જ આંગણે ફુલ ફુટયાં છે, બીજે કયાંય પણ ફુલ નથી. આગળથીજ તેની ખબર આવી પહોંચી છે. અને આ ફુલની ફોરમે ફોરમે તેનો પ્રવાહ વહી રહયો છે. આ વખતે તો એ ફોરમની જ પિચકારીઓ ચાલવાની છે. તું જો બહાર ન આવશે તો તારો પ્રીયતમ પાછો ચાલ્યો જશે. સખિ! અહીં રમવાને તું આવ. (વિલંબ કરવાનો) વખત નથી રહ્યો.)

આવાં ગીતોની અસર નવા લેખકો ઉપર થાય એમાં આશ્ચર્ય શું?
વાચકોની વિદાય લેતાં પહેલાં આ એક ગીત ઉતાર્યા વિના રહેવાતું નથી

પાગલ હતે પાલ્લામ કઇ?
લોકે આમાય પાગલ બોલે
આમિ તો સે પાગલ નઇ.
પાગલ હતે પાલ્લે કિ આર
પાપ સંસારે પડે રઇ,
મિછે ભૂતેર બેગાર ખેટે મરિ
આર પાપેર બોઝા માથાય લઇ.
પાગલ જે જન એ સંસારે
જાને ના સે સેજન લઇ
બાસના કે જય કરે સે
હયે છે રે વિશ્વજયી.
જે જન અનુરાગી, સર્વત્યાગી
શુદ્ધ પાગલ તારે કઇ
જાર ગૃહ શ્મશાન દુઇ સમાન
તાર ચરણધૂલિ માથાય લઈ
દોપા બોલે હાય કિ દશા
કરછિ શુધુ હૈ હૈ ચૈ,
આમિ પાગલ સાજતે બડઈ પટુ
આસલ કાજે નિશાન સઇ.

[ હું કયાં પાગલ થઇ શકયો છું જે? લોકો મને પાગલ કહે છે. પણ હું કંઇ તેવો પાગલ નથી. પાગલ જો થઇ શકયો હોત તો વળી આ પાપમય સંસારમાં પડી રહું ખરો! આ તો નકામી ભૂતની વેઠ કરૂં છું અને પાપનો બોજો માથે વહું છું. જે પાગલ છે તે તો આ સંસારમાં પરમ પુરૂષ વિના બીજા કશાંનેજ જાણતો નથી. તે તો વાસનાને જીતીને વિશ્વજયી થયો છે. જે માણસ અનુરાગી અને સર્વ ત્યાગી હોય તેનેજ હું તો ખરો પાગલ કહું. જેને ઘર અને સ્મશાન બંને સમાન છે તેની ચરણરજ શિરે ચઢાવું છું. આ ગાંડો કહે છે કે મારી આ તે શી દશા! માત્ર હાહાકાર કરવાનોજ રહ્યો? હું પાગલનો વેશ કાઢવામાં બહુ કુશળ છું પણ ખરા કામ વખતે તો નિશાનજ કરૂં છું—(મને સહી કરતા પણ આવડતી નથી એટલે મારે માત્ર નિશાન કરીનેજ કામ ચલાવી લેવું પડે છે.)]



# We Want Men.

## सुप्रजा प्रजाभिः स्याम सुवीरो वीरः

God give us men. A time like this demands,
Strong minds, great hearts, true faith and ready hands.
Men whom the lust of office does not kill.
Men whom the spoils of office can not buy,
Men who possess opinions and a will.
Men who have honour-men who will not lie;
Men who can stand before a demagogue,
and scorn his treacherous flatteries without winking,
Tall men Sun-crowned, who live above the fog,
in public duty and in private thinking:-

Anon.

# ફૂલ-વેલી.

---

મ્હારી પ્રેમશ્રીની વાટિકા માંહ્ય
ખીલી ફૂલ-વેલી, સખિ!
મ્હારા ઉરમાં ઉમંગ નહિ માય,
જામે રસ-હેલી, સખિ!

વસન્ત કેરી કલગી શી મંજરી રૂપાળી,
ઝૂલે હો! મન્દ મન્દ લ્હેરે રે;
ઝૂલે લજામણીની નમણી હો! વેલડી,
ઝૂલે મુજ હૈયું હર્ષ-લ્હેરે!
હો! ખીલી ફૂલ-વેલી, સખિ!

કુમારીના કોડ સમાં કુમળાં નવ ફૂલડે
વેલી લુમી ઝુમી ડોલે રે;
વણ-પીછયા ભાવ સખિ! પ્રાણ મંહી જાગે,
હૈયું ન્હાયું રસ-છોળે!
હો! ખીલી ફૂલ-વેલી, સખિ!

ઘેલી સખિ! વેલડી ને ઘેલી મુજ આંખડી,
ઘેલી કાયા મદ-ઘેને રે
મીઠડી પરિમલ અર્પું કોને, સખિ!
ઢળે હિમન્ત દિન-રૈને
હો! ખીલી ફૂલ-વેલી, સખિ!

સ્નેહરશ્મિ.

[ હું ક્યાં પાગલ થઇ શક્યો છું જે? લોકો અને પાગલ કહે છે પણ હું કંઇ તેવો પાગલ નથી. પાગલ જો થઇ શક્યો હોત તો વળી આ પાપમય સંસારમાં પડી રહું ખરો! આ તો નકામી ભૂતની વેઠ કરૂં છું અને પાપનો બોજો માથે વહું છું. જે પાગલ છે તે તો આ સંસારમાં પરમ પુરૂષ વિના બીજા કશાંનેજ જાણતો નથી. તે તો વાસનાને છતીને નિર્ગ્રંથી થયો છે. જે માણસ અનુરાગી અને સર્વ ત્યાગી હોય તેનેજ હું તો ખરો પાગલ કહું. જેને ઘર અને સ્મશાન બંને સમાન છે તેની ચરણરજ શિરે ચઢાવું છું. આ ગાંડો કહે છે કે મારી આ તે શી દશા! માત્ર હાહાકાર કરવાનોજ રહ્યો? હું પાગલનો વેશ કાઢવામાં બહુ કુશળ છું પણ ખરા કામ વખતે તો નિશાનજ કરૂં છું—(મને સહી કરતા પણ આવડતી નથી એટલે મારે માત્ર નિશાન કરીનેજ કામ ચલાવી લેવું પડે છે.) ]



# "We Want Men.

## सुप्रजा प्रजाभिः स्याम सुवीरो वीरः

God give us men. A time like this demands,

Strong minds, great hearts, true faith and ready hands.

Men whom the lust of office does not kill.

Men whom the spoils of office can not buy,

Men who possess opinions and a will.

Men who have honour-men who will not lie;

Men who can stand before a demagogue,

and scorn his treacherous flatteries without winking,

Tall men Sun-crowned, who live above the fog.

in public duty and in private thinking:- Anon.

# ફૂલ-વેલી.

મ્હારી પ્રેમરસીની વાટિકા માંહ્ય
ખીલી ફૂલ-વેલી, સખિ!
મ્હારા ઉરમાં ઉમંગ નહિ માય,
જામે રસ-હેલી, સખિ!

વસંત કેરી કલગી શી મંજરી રૂપાળી,
ઝૂલે હો! મન્દ મન્દ લ્હેરે રે;
ઝૂલે લજ્જાવતીની નમણી હો! વેલડી,
ઝૂલે મુજ હૈયું હર્ષ-લ્હેરે!
હો! ખીલી ફૂલ-વેલી, સખિ!

કુમારીના કોડ સમાં કુમળાં નવ ફૂલડે
વેલી લુમી ઝુમી ઝૂલે રે;
વણુ-પ્રીછયા ભાવ સખિ! પ્રાણ મંહી જાગે,
હૈયું સ્હડયું રસ-છોળે!
હો! ખીલી ફૂલ-વેલી, સખિ!

ઘેલી સખિ! વેલડી ને ઘેલી મુજ આંખડી,
ઘેલી કાયા મદ-ઘેને રે
મીઠડી પરિમલ અર્પું કોને, સખિ!
હેલે દિગન્ત દિન-રેને
હો! ખીલી ફૂલ-વેલી, સખિ!

સ્નેહરશ્મિ.




(૧૨)

## સ્વરાજ્ય પ્રતિજ્ઞા.*

લેખકઃ-શેઠ પુ. વિ. માવજી.

"વીર મર્દાચા પોવાડા વીર મર્દાની ઐકાવા."

**માવળ પ્રાંતમાં,**

શેહીડખોરામાં રોહીડાના પહાડપર આવેલા એક અતિ પુરાતન રોહીડેશ્વર મહાદેવના દેવાલય તરફ પ્રિય વાંચક ત્હારૂં લક્ષ્ય દોર. આ મંદીર અતિ પુરાતન હતું. તે હેમાડપંતી પદ્ધતિનું—મ્હોટા મ્હોટા કાળા પથ્થરોનું બાંધેલું હતું. નકસી કામ સહેજ સહેજ હતું. નિજ મંદિર જ્યાં શંકરની પિંડી હતી તે ન્હાનું હતું. તેની આગળનો સભામંડપ આસરે ત્રીસ ચાળીસ માણસો બેસી શકે એટલો મ્હોટો હતો. તેને મ્હોટા મ્હોટા કાળા પથ્થરના ચોરંસ થાંભલા હતા. આજ ફાલ્ગુન શુકલ-પક્ષની દ્વિતીયાની સંધ્યાનો સમય હતો. મંદિરમાં એક મહાત્મા સાધુની પ્રખર તેજસ્વી મૂર્તિ એક વ્યાઘ્રાંબર પર બેઠેલી નજરે પડતી હતી તે મૂર્તિ વૃદ્ધ દેખાતી હતી. લાંબી શ્વેત દાઢી અને શ્વેત વાળો, લાંબો ભગવો ઝભો, એકંદર તેનો દેખાવ, અંજાવનાર, તેના પ્રતી પૂજ્યભાવ ઉત્પન્ન કરનારો હતો; અને "હર રામ રામ

જય રામ " નો એક સરખો જપ ત્યાં પુર ધૂનથી ચાલી રહ્યો હતો. એવામાં ત્રણ ચાર મરાઠા ત્યાં આવ્યા. તેમને જોતાં તેઓમાં વૃદ્ધ દેખાતા મરાઠા ગૃહસ્થને સંબોધિ સાધુ મહારાજ બોલ્યાઃ—" આવો આવો નરસોપંત! બેસો. હમણાં જ થોડા વખતમાં બધા આવી પહોંચશે, વખત થવા આવ્યો છે. તમારી ઉચ્ચ ભાવના, સ્વદેશ માટેની—સ્વધર્મ માટેની ઉત્કટ લાગણી માટે તમને ખરેખર ધન્યવાદ ઘટે છે. આવો, બેસો."

મહારાજને નમન કરતા, તેમની સામે તેઓ બેઠા એટલામાં તો " જય બલભીમ, જય હરી " કરતા એક બીજા ઉંચા સાધુ મહારાજ આવ્યા.........

સુમારે અર્ધી ઘટિકા વીતી હશે, ત્યાં દૂરથી ઘણા માણસો ડુંગર ચઢી આવે છે, કોઇ ઘોડા પર છે અને ઘણા પગપાળા છે એવું તેમને દેખાયું. તેઓ આ મંદિર તરફ આવતા દેખાયા. વધારે નજીક આવ્યા, તો ચારપાંચ જણ ઘોડા પર હતા અને બીજા ઘણાંજણ પગે ચાલતા હતા. એટલામાં સુમારે એક અષ્ટમાંશ ઘટિકા ગઇ હશે કે નહીં ત્યાં, 'જય ભવાની' એવો ઘોષ કરતી કરતી આ ટોળી મંદિરની હદમાં આવી. તેઓ મરાઠા હતા એ સ્પષ્ટ દેખાતું હતું. તેમને આવતા જોઈ મંદિરમાંના લોકો ઉઠયા અને સિંહદ્વાર પાસે આવ્યા.

આવેલા માણસો ઘણા હતા. સાયંકાળ થઇ ગઇ હતી. સૌથી આગળ બે યુવાન—છોકરાઓ મ્હોટી મશાલો ચેટાવી ચાલતા હતા, તેની પાછળ ચાર યુવાનો ચાલતા હતા, તેમની પાછળ સરદારી પોશાકમાં, છેક કિશોર વયનો એક પુરૂષ ઘોડાપર બેસી આવતો હતો. તે શરીરે ઘઉંવર્ણો હતો, તેની આંખો અતિશય તેજસ્વી, પાણીદાર, અને વિસ્તૃત, પરન્તુ તેમની વિશેષતા તેમની વિશાળતામાં ન હોતી પણ તેમાં ઝળકી રહેલા અદ્વિતીય તેજમાં હતી. તેનું અણીયાળું નાક ગરૂડની ચાંચ જેવું હતું, તે શરીરે ઘણો ભવ્ય હતો એવું નહોતું. તે મૂર્તિ ઠીંગણી હોય એવું લાગતું. તારૂણ્યની પતાકા અદ્યાપિ તેના ઓષ્ટપર અગર દાઢી પર વિશેષપણે ઝળકવા લાગી નહોતી; તેનો પોશાક તદ્દન સાદો, એક લાંબો અંગરખો,, મરાઠાશાઇ પાયજામો અને માથાંપર તે વખતની નાનકડી કાંઇ મરાઠાશાઈ તો કાંઈ બાદશાહી ઘાટની પાઘડી હતી. તેનાં ચંચલ નેત્રો એક સરખાં અહીં તહીં ફરતાં હોઇ જાણે કેમ સર્વ દિશા તરફ શું ચાલ્યું છે તેનું એકદમ ગ્રહણ કરતાં ન હોય એવાં જણાતાં હતાં. તેનો ઘોડો અસલ ભીમથડી ઓલાદનો હતો. પોતાપર ..ર થયેલા પોતાના સ્વામીને માટે તેને ગર્વ થતો હોઇ તે બીજાને જાણે તુચ્છ ગણતો હોય તેમ વારંવાર ડોક ઉંચી નીચી કરતો ચાલતો હતો. તેની પર બેઠેલો તેજસ્વી યુવાન પોતાની પાસેના બીજા માણસ સામે વળીને ધીમા અવાજે કાંઇ વાતો કરતો હતો. તેની પાછળ બીજા બે મજબુત યુવાન—ઉમ્મરમાં લગભગ આ ..ાન જેટલા જ એકાદ બે વર્ષ વધતા ઓછા, ઘોડાપર હતા. તેમની પાછળ દસ ..ર જણ ચાલતા હતા, આ પાછળ ચાલનારા લોકોના અંગપર વસ્ત્રની ન્યુનતા

ઘણી હતી એમ કહેવામાં હરકત નથી. તેઓ પણ બધા જુવાન જ હતા. બહુ લઈ ઉંચા નહોતા, સાધારણ કદના હતા. પણ તેમની આંખો તેજસ્વી હતી. તેઓ જુવાનીને યોગ્ય ઠઠ્ઠામશ્કરી ચલાવતા આવતા હતા. તે ટોળી હવે મંદિરના પટાંગણમાં આવી પહોંચી. તે તેજસ્વી જુવાન ઘોડાપરથી ઉતર્યો કે તરત બીજા એક માણસે આગળ વધી તેનો ઘોડો પકડયો. તેની પાછળના ઘોડેસ્વારો પણ ઉતર્યા. તેઓ મંદિર તરફ વળ્યા. મંદિરના દ્વારપર ઉભેલા લોકોએ તેમને નમન કરી વધાવ્યા. સ્વામીજીએ હાથ ઉંચા કરી આશીર્વાદ આપ્યા. આ તેજસ્વી જુવાને શીર નમાવ્યું.

સ્વામીની સાથે શિવાજી અંદર ગયા. એક માણસે આગળ જઈ સ્વામીના આસન સામે ઘાસીયો પાથર્યો તેપર શિવાજી બેઠો. શિવાજી સાથે આવેલા બીજા વીરો ઉભા રહ્યા. બે જણાએ મ્હોટી મશાલો હાથમાં ધરી હતી, તેથી મંદિરમાંથી ઘીની બત્તી ધીમું અજવાળું નાંખી રહી હતી. સ્વામીજીએ વાત કરતાં કરતાં કહ્યું "હવે અહીં કાંઇ ગુપ્ત રાખવા જેવું નથી. અહીં સર્વ મંડળ ખાનગી, આપણું જ છે. શિવબા, આવા માણસો મળે અને શ્રીઅંબામાની કૃપા હોય તો હાં હાં કરતાં બધું થાય. આ વૃદ્ધ વીર-નરસોપંત, અને આ તેમના પુત્ર દાદોજી એઓ રોહીડ-ખોરાના દેશપાંડે-દેશકુલકર્ણી ખરા અંતઃકરણથી આપણી તરફ છે—આપણામાં જોડાયો છે—દરેક રીતે મદદ કરવા તૈયાર છે, પણ માત્ર બહારથી આપણી વિરૂદ્ધ-બાદશાહીના ખરા સેવક એમ ડોળ દેખાડવાના છે. તે પણ એક રીતે ઇષ્ટ છે.

આ જુધોજી જેધે, દેશમુખ કાન્હોજીના સ્વદેશવત્સલ પુત્રને તો આપ ઓળખો છો. તેની પવિત્ર માતા સાવિત્રીબાઇ પણ આપણા કાર્યમાં સહાનુભુત છે. જે મહાન ઇમારત ચણવી છે તેનો આજે પાયો નાંખવા આપણે અહીં એકત્ર થયા છીયે."

"આવા વીરો મળે, શ્રી ભવાનીની અને આપની તથા ગુરૂમહારાજ ને મહા પુરૂષની કૃપા હોય તો તે કાર્ય કેટલું જલદીથી થાય? આ સર્વ કયારે થશે એ અહોરાત્ર મનમાં આવી મન બળી ભસ્મ થાય છે. નથી સંખાતુ એ-ચોરટાઓનો જુલ્મ-ત્રાસ નથી સ્હેવાતો—આ મુસલમાનશાહીમાં મરાઠાઓનું આ અપમાન, ઉચ્છેદ થાય છે તે કેવી રીતે દૂર કરવો તે જ વિચાર દિવસ રાત્ર મનમાં ભમ્યા કરે છે. મનમાં વારંવાર એમજ આવે છે કે જે વડીલે મેળવ્યું, તે ખાઈ તેની વ્યવસ્થા કરી સ્વસ્થ બેસવામાં બહાદુરી નથી. આપણે મરાઠા હિંદુ, સર્વ દક્ષિણ દેશ યવનોએ ગ્રાસ્યો, દેવ બ્રાહ્મણ ગાય અને તીર્થોને તેમણે પીડા કરી, ધર્મ ડુબાડયો. આ રક્ષણ માટે પ્રાણ પણ વેચી, ધર્મનું રક્ષણ કરવું, પરતંત્રતાની બેડી તોડવી, પરાક્રમ કરી તેમના હાથમાંથી મુલક ખુંચવી લેવો અને તે અજ્ઞ-સ્વતંત્રતાનું અન્ન લાક્ષણ કરવું. એ જ, એ જ, આ જન્મે આપ્યાનું સાર્થ. દૈવ પર ભાર ન મૂકવો. પુરુષયત્ન બલવત્તર છે. દૈવ લંગડા છે; વાસ્તવ પ્રયત્ન અચળ કરવા. એમાં દૈવ જેમ જેમ અધિક સહાય થાય, તેમ તેમ અધિક કરે જવા—દૈવ

સર્વ ઈચ્છા પાર પાડનાર સમર્થ છે." "આને આ વિચારો હમેશાં ઘોળાયાં કરે તેથી ગુરુજી દદોજીપંતની સલાહ પુછી તો "વડિલે દૌલત (જહાંગીર) સંપાદન કરી તે માત્ર ગુમાવી કાળો દાગ બેસાડશો." આ તરેહનો ઉત્તર—શું કરું, વડીલની અને ગુરૂજીની પણ બ્હીક રહે છે. મ્હારા આ વિચાર, મ્હારી આ વૃત્તિ તેમને બિલકુલ પસંદ નથી એ આપ તો જાણો છો. વડીલ તરફથી રોજરોજ પત્રો આવે છે, તેમાં એજ વાત. એજ ઠપકો, મા સાહેબ સુદ્ધાં આમ કરીયે નહી, આમ કર્યાથી આમ થાય, ફલાણો ગુસ્સે થશે, આપણા ઉપર આફત તુટી પડશે, તું કેવોનિરંકુશ છે, મ્હોટાઓનું વચન માનવું જોઇએ વગેરે. આવો નિત્ય ઉપદેશ કરે છે. કદી કદી અમને વઢે છે, અમારી સોબત ખરાબ છે, આ ઉછંખલ છોકરાઓ જેમ બ્હેકાવે તેમ બ્હેકે છે હવે કાંઇ ન્હાનો નથી. આ શબ્દો સાંભળવા. એકંદર રીતે જોતાં વડીલો અમને અનુકૂલ નથી. પણ મ્હારો તો પાકકો નિશ્ચય છે કે જે બીડું ઝડપ્યું તે પાર પાડવું. જે કાર્ય સરુ કર્યું તે છેવટ પર્યંત લેવું. ભલે પછી તેમાં પ્રાણ જાય તો પણ—"

વૃદ્ધ સ્વામી આ સાંભળતા મનમાં જરા હસ્યો. સર્વે આ સ્વસ્થ ચિત્ત થી સાંભળતા હતા. સર્વેના ચ્હેરાપર વીરશ્રી ચમકી રહી હતી. "જય ભવાની" નો ઘોષ કર્યો. સ્વામીએ હસીને કહ્યું:—શિવબા, શ્રીની આજ્ઞા છે કે જે કાંઇ થવાનું છે તે તારે જ હાથે, જે ઉદ્ધાર થશે તે તારે જ હાથે. અસ્તુ—હમણાં અહીં જે વિધિ કરવાનો છે તે પ્રથમ કરી લઇએ."

શિવાજીએ સ્વામી તરફ જોયું. તરફ ઉઠયો. શ્રીના નિજ મંદિરમાં જઇ પ્રદક્ષિણા કરી પાછો બ્હાર આવ્યો. સામે શ્રી ભવાનીની ભવ્ય મૂર્તિ હતી, ત્યાં નમન કર્યું અને એક ધ્યાને તે સામે જોઇ રહયો. અત્યારે તેનું તેજ કોઇ જુદા જ પ્રકારનું દેખાવા લાગ્યું. તેનો પ્રથમનો ચહેરો અને અત્યારની કૃતિમાં વિલક્ષણ અંતર જણાયો. તેના સાથીઓ એક ટસે તેની સામે જોઇ રહ્યા. શિવાજી આસપાસની સર્વ ઉપાધિથી અલિપ્ત થઇ બીજી જ કોઇ પરિસ્થિતિમાં હોય એવું દેખાયું. ઘણીવાર સુધી તે કાંઈ બોલ્યો નહીં. પરંતુ તે પછી શ્રી ભવાનીને દંડવત કરી તેણે કાંઈ શબ્દો ઉચ્ચાર્યા. "કાંઈ સંકટ આવશે. સાવધાનતાથી રહેવું. પરિણામ સારું આવશે. સાવધપણે ઉપક્રમ કર્યાથી યશ ખાસ, મંદિરનું તોરણ બાંધજે......"

આ શબ્દો તેના હોઠમાંથી બહાર પડયા. સ્વામી અને બીજાઓએ તે સ્પષ્ટ ... શિવાજી માતા આગળ દંડવત કરી નિશ્ચેષ્ટ પડી રહયો; ધીમે ધીમે થોડી વારે તે શુદ્ધિમાં આવવા લાગ્યો. આંખો ઉઘાડી તલવાર કાઢી ભવાની આગળ મૂકી. પછી તાનાજી, યેશાજી, નરસોબા વગેરે સર્વેએ એક પછી એક ત્યાં આવી "હું ભવાનીની સેવામાં અને ગૌબ્રાહ્મણનો છળ થાય છે તે દૂર કરવા પ્રાણ અર્પવા પડશે તો પણ આપું પાછું જોઈશ નહીં." એવા શબ્દોમાં શપથ લઇ અંબા

ભવાનીને પ્રણામ કરી, શિવાજીની તલવાર ઉંચકી મસ્તકપર મૂકી, પાછી ત્યાં મૂકી શિવાજીને પ્રણામ કર્યા. આ પ્રકાર થયો. સૌ સૌ સ્થાનકે આવી બેઠા.

શિવાજીએ સ્વામી તરફ ફરીને "શી આજ્ઞા થઇ ?" આ પ્રશ્ન કર્યો. સ્વામીએ તે શબ્દો પુનઃ ઉચ્ચાર્યા તે પરથી શિવાજી બોલ્યો:—"ચિન્હ સારાં છે. તેમ ચેતવનારાં પણ છે. શ્રી અંબાભવાની સમર્થ છે. જે કરવાનું છે તે કેવળ એક નિષ્ટાથી, પ્રયત્ન જારી રાખવો. આપણે કાળજીથી વર્તવાનું છે. જ્યાં સુધી અંબા ભવાનીની કૃપા છે, સ્વામી મહારાજની કૃપા છે, તમારા જેવા સહાયકો છે ત્યાંસુધી પૂર્ણ યશ આવવા સંબન્ધી મને તો અણુ માત્ર શંકા આવતી નથી."

આટલું કહી ઉઠયો. સર્વ ઉઠયા. સર્વેની ચર્યા તે જ વીરશ્રીથી. અલૌકિક રીતે ઝળકી રહી હતી. શિવાજીએ હાથમાં શંકરને માથેથી બીલપત્ર લઇ આગળ ચલાવ્યું:—

"તમે જાણો છો કે આજે આપણે અહીં ઘણું અગત્યનું—અતિ મહત્વનું કાર્ય કરવા એકત્ર થયા છીએ. આજ અનેરા ભવિષ્યનો—આપણે બાંધનાર મહાન ઇમારતનો—પાયો રચવાનો છે. શ્રીરોહીડેશ્વર—આ સંબંધખોરાના કુળદેવ સ્વયંભૂ—તેમણે અત્યાર સુધી યશ આપ્યો, અને તે સર્વ મનોરથ તે અને માતા અંબાભવાની હિન્દવી સ્વરાજ્ય કરી પૂરા કરશે. તેમની આજ્ઞા છે. આજ હું તેમની સંનિદ્ધ પ્રતિજ્ઞા કરૂં છું કે યવનોએ પાદાક્રાંત કરેલ દેશ, ગૌબ્રાહ્મણ, દેવોનો કરેલો છળ તોડી ધર્મરક્ષી હિન્દવી સ્વરાજ્ય સ્થાપીશ, અને હિન્દુશાહી પુનઃ ગજાવીશ. આ મ્હારી પ્રતિજ્ઞા છે—તે વજ્રપાય છે. આ રાજ્ય થાય એમ શ્રીની ઈચ્છા છે."

સર્વેએ "જયભવાની !" નો જયઘોષ કર્યો અને પ્રતિજ્ઞા કરી આ વખતનો દેખાવ લાંબા સમય સુધી સ્મરણમાંથી ખસે તેવો નહીં, જીવનમાં કાંઇ અનેરૂં તેજ અને શૌર્યના અંબાર પુરે તેવો ભવ્ય અને પ્રચંડ હતો. નિર્માલ્ય અને નપુંસકોને પણ બે ઘડી પુરૂષાર્થમાં ફેંકી દે અને સ્વરાજ્યના યુદ્ધમાં પ્રાણ ત્યાગ કરવાની પણ મહેચ્છાઓ તેમના મસ્તિષ્કમાં ભરી દે—એવો હતો ! માતૃભૂમિને માટે તેની પરાધીન અવસ્થામાંથી તેને મુક્તિ અપાવવા ભેગા મળેલા આ વીરસંઘનું પ્રતિજ્ઞાદ્રશ્ય તેમના દુશ્મનોને પણ જરી વાર ખમચાવી દૂર રાખે, તેમને માટે માન ઉત્પન્ન કરે, એવો ગૌરવથી ભર્યો આ પ્રસંગ હતો. સર્વેના ચ્હેરા શૌર્યથી રાતાચોળ અને આનંદોત્સવથી પ્રફુલ્લિત અને તેજસ્વી થયા હતા. વિલક્ષણ પ્રભા પથરાઇ હતી, અને સ્વરાજ્ય સ્થાપવાની પ્રતિજ્ઞા થઇ. મહારાષ્ટ્રના હિન્દવી સ્વરાજ્યની તે ઉષા........

---

* આ લેખ સ્વરાજ્ય પ્રતિજ્ઞા નામના પુસ્તકમાંથી લેવાયેલ છે. જે પુસ્તક થોડા વખતમાં બહાર પડશે. — તંત્રી.




"Lead, Kindly Light!" "દોરો, સુકોમલ પ્રજ્ઞા!"

**સામ્રાજ્યસંગઠન (Imperial Consolidation ઇમ્પીરિયલ કોન્સોલિડેશન.)**

બ્રિટિશ સામ્રાજ્યમાંની ભગિની પ્રજાઓના મુખ્ય પ્રધાનોની સમિતિ (Imperial Conference ઇમ્પીરિયલ કોન્ફરન્સ) એ પોતાની આગળ આવેલા ગંભીર અને વ્યાપક પ્રશ્નોની ઉકેલને માટે દસ્તૂર મુજબની પદ્ધતિ આ વખતે પણ સ્વીકારી હતી. પૂરેપૂરી છૂટથી દરેક પ્રશ્નની તમામ બાજુએથી ચર્ચા થઈ શકે, વચ્ચે લોકમતનું દખલ નડે નહીં, અને ગુપ્ત રાખવાની અનેકાનેક ન્હાની મોટી બાબતોની ગુપ્તિ પૂરેપૂરી જળવાય, વળી માંહોમાંહ્ય મતભેદ કેટલા છે, કયો નિર્ણય કેવી રીતે અને કેટલી થોડી બહુમતિથી આખરે થઈ શકયો, એવું કશું પણ પ્રકાશ માં આવે નહીં; તેને માટે કમિટી પેટા—કમિટિઓની પદ્ધતિ જ ઉત્તમ છે. આ કમિટિઓ પોતાના અહેવાલ આખી સમિતિને રજૂ કરે તેમાં સૌથી મોટા ગુણ વિસ્તાર અને ખુલાસાવાર ચર્ચાના નહીં પરંતુ મિતાક્ષરતાં અને જે કૈં પ્રકટ કરવાની ભૂમિકા લગીનું નહીં તે સર્વ વિશે મૌન એ હોય છે. કમિટિના અહેવાલો ઘણુંખરૂં તો જે નિર્ણય આખી સમિતિએ સ્વીકારવાના અને ભગિનીપ્રજાઓને તેમ દુનિયાને જણાવવાના હોય છે, તે જ જરા આશય, ભાવાર્થ, ભાવના, અને વ્યવહારૂ મુશ્કેલી ઓના સ્પર્શ સાથે આલેખે છે, અને પછી સમિતિ લાંબાટુંકાં ભાષણો સાથે તેજ નિર્ણય લગભગ તેજ વાક્ય રચનામાં સ્વીકારે છે. આ ઉપરાંત જે ગહન બાબ- તોમાં નિર્ણય હોય નહીં, વસ્તુસ્થિતિનું જવાબદાર નિરૂપણ જ ઇંગ્લાંડ ભગિની- પ્રજાઓના મુખ્ય પ્રધાનો આગળ કરવાનું હોય છે, તે ગુપ્ત બેઠકોમાં કરવામાં આવે છે; અને તેમાં મુખ્યત્વે પદ્ધતિ એવી રહે છે, કે પરરાજ્યો સાથેના સંબંધનાગોપ્ય (Confidential કોન્ફિડેન્શિયલ) કાગળો અને અતિગોપ્ય વર્તમાનો દેખાડવામાં આવે છે, તથા એ દરેકનું વજન બ્રિટિશ પ્રધાનમંડળ કેટલું આંકે છે અને સમગ્ર વસ્તુસ્થિતિને તેનાં કારણો સાથે તથા તેમાંથી તત્કાલમાં સંભાવ્ત ભાવિ બનાવો સાથે કઈ નજરે જુવે છે, અથચ તે વિશે જાતે શી તૈયારી રાખી રહ્યું છે, તે બનતી ચોખવટથી કહેવામાં આવે છે.

આ વખતની સમિતિની બેઠકો સમાપ્ત થઈ છે. મુખ્ય ફલ એક ઠરાવના રૂપમાં આવ્યું છે. એ ઠરાવ અમે બનતી સ્પષ્ટતાથી ઉતારિયે છિયેઃ—

ડુમીનિયનો (Dominions) સલ્તનતમાં છે; દરેક સ્વતંત્ર છે; દરેક તળપદ (mother country મધર કન્ટ્રી) ઇંગ્લાંડ જોડે સમાન પદવિનું છે; પોતાના મુલ્કમાં અને પોતાની પ્રજાને લગતી આંતર (internal ઇન્ટર્નલ) બાબતોના સંબંધમાં એકે ઇન્ગ્લાંડનું તાબેદાર કોઇ પણ અર્થમાં નથી; દરેકનો આખી સલ્તનત સાથે સહકાર પૂરેપૂરી સ્વેચ્છાથી છે; અને દરેક આખી સલ્તનતના રાજા-સમ્રાટ તર્ફ પુરેપુરૂં વફાદાર છે.

## મસ્લહત.

આખી સલ્તનત અને તેમાંનાં દરેક ડુમીનિયનનું ધ્યેય સુલેહશાંતિ (peace પીસ), સ્વસંરક્ષણ (safety સેફ્ટી), અને પ્રગતિ છે; પ્રજાને જવાબદાર સંસ્થાઓ (free institutions ફ્રી ઇન્સ્ટિટ્યુશન્સ) દરેકનું બંધારણ છે; સ્વેચ્છામય સહકાર (free cooperation ફ્રી કોઑપરેશન) અને પરસ્પર (બન્ધુભાવ! ભગિનીભાવ–mutual association મ્યુચ્યુઅલ એસોસિએશન) સલ્તનતની કાર્ય પ્રણાલી છે; અને પરરાજ્યો સાથેના મસ્લહત કોલકરાર આદિ વ્યવહારો તેમ સંરક્ષણ માટે કાફલા લશ્કર સરંજામ આદિ બાબતોમાં પ્રસંગે પ્રસંગે સલ્તનત અને ડુમીનિયનો પરિસ્થિતિને અનુરૂપ ડગલાં ભરે છે, તેમાં નિયમો જેવાં બંધનોની જરૂર જ નથી.

ઇમ્પીરિયલ સમિતિ મળવાના ભણકારા વાગી રહ્યા હતા ત્યારથી આખી સલ્તનતને ડુમીનિયનોમાંના એક અને તેના મુખ્ય પ્રધાન વિશે ચિન્તા નહીં તો જરા શંકા જેવું લાગતું હતું કે તે આ સમિતિમાં શો ભાગ ભજવશે. એ ડુમીનિયન તે દક્ષિણ આફ્રિકા અને એ મુખ્ય પ્રધાન તે સેનાપતિ હર્ટ્ઝોગ (*General Hertzog*). એની અને એ જે પક્ષનો નાયક છે તેની પાછલી તવારીખ અને તડ અને ફડ બોલી ઉપરથી એવી શંકાઓ સકારણ પણ હતી. પરંતુ પરિણામે સલ્તનત હર્ટ્ઝોગને ગળી શકી છે, અથવા તો સલ્તનત સંબંધમાં અપથ્ય જેવું બહુ નથી નુકસાન કરતાં લાભ જ, વિશેષ નહીં તો બેઆની ભારે, વધારે છે, એવી ખાતરી અગર ખાતરી નહીં તો આશા, અને આશાયે નહીં તો પણ વ્યવહારૂ સંભાવના (Practical Supposition પ્રેક્ટિકલ સપોઝિશન), ઇંગ્લાંડ બીજા ડુમીનિયનોના મુખ્ય પ્રધાનોની મદદથી હર્ટ્ઝોગનામાં ઉપજાવી શક્યું છે. ઇમ્પીરિયલ સમિતિની આ બેઠકનો સૌથી મોટો બનાવ આ જ ગણાશે, અને તેના નિદર્શન લેખે ઇંગ્લાંડે હર્ટ્ઝોગને પોતાની કલ્પનાત્મક ઉર્મિલતાની જાણીતી પદ્ધતિએ એક ભેટ પણ આપી છે. બોઅર (Boer) ખેડુતનું ગાડું એટલે દુર્ગમ વગડામાં આખા કુટુંબકબીલા સરસરંજામને સમાસ આપીને ગમે ત્યાં ગમે તેમ રસ્તો કરતું જાણે જહાજ. ટ્રાન્સવાલના પ્રમુખ અને ઇંગ્લાંડના કટ્ટા શત્રુ ક્રુગરનું એક ગાડું આફ્રિકા સાથેના વિગ્રહમાં ;વિજય મેળવીને લોર્ડ કીચનરે ઇંગ્લાંડ આણ્યું હતું, વિજયના એક કીમતી સ્મારક લેખે; અને તે સમયન

લંડનના લોર્ડ મેયરને ભેટ આપ્યું હતું. આ ભેટ અંગત હતી નહીં. લોર્ડ મેયરે તે અનુકૂલ પ્રસંગે પ્રજાને આપી દીધું હતું. આ સમિતિની બેઠકોને અંતે ઇંગ્લાંડે કૂગરનું આ ગાડું પાછું દક્ષિણ આફ્રિકાના મુખ્ય પ્રધાન હર્ટઝોગને ભેટ આપ્યું છે. (કદાચ તેને દક્ષિણ આફ્રિકાની રાજધાનિ લગી સહીસલામત પ્હોંચાડવાનો ખર્ચ પણ ઇંગ્લાંડ વેઠશે!) અને આ બીજી પણ જમાનાઓને સાંકળતી સભ્ય ક્રિયા (polite ceremony પોલાઇટ સેરિમની) વડે કૂગર જેવા પોતાના જૂના શત્રુને પણ, આજે સમય પ૨પાકે, ઇંગ્લાંડે સલ્તનતની સ્વાતંત્ર્યભાવનાના એક અમર સ્તંભ લેખે આખરે સ્વીકાર્યો છે અને સત્કાર્યો છે અને પૂજ્યો છે. જૂના યુગોમાં પરાજિત રાજકુલોની કુમારિકાઓને પરણીને વિજયી અને પરાજીત કુટુંબો અને પ્રદેશો એક થતા. આપણા વધારે સુધરેલા યુગમાં પરાજીત હૃદયોને આરાધવાની વધારે સુધરેલી કલાઓમાં પણ ઇંગ્લાંડ પ્રવીણ છે, કારણકે ઇંગ્લાંડ વ્યવહારૂ અને પોતાના લાભને વળગનારૂં છે, તે સાથે ઉદાર અને કલ્પનામય પણ છે.

અને એક ટીકા. ઉપલા ઠરાવમાં સલ્તનતના માંહ્યમાંહ્ય વ્યવહાર માત્રમાં ઇંગ્લાંડ અને દરેક ડુમીનીયન એકબીજાને સમાન, ઇંગ્લાંડ પણ કોઈથી ચ્હડે નહીં કોઈ ઇંગ્લાંડથી પણ ઉતરતુ નહીં, એ સમજી શકાય એવું છે. પરંતુ પરરાજ્યો સાથેના સંબંધમાં આ સમાનતા એટલે શું? હાલ જે વહીવટ ચાલે છે તેમાં આથી કરીને, સમાનતાના તત્વને સાકાર કરવાને માટે, શા ફેરફાર કરવાના, શા થઇ શકે એમ છે? કોણ જાણે. પડશે તેવા દેવાશે, ભાવિને લગતી એવી એવી અણસરજી પીડામાં મગજમારી શા સારૂ જે. એક બીજામાં વિશ્વાસ છે, અન્યોઅન્ય ભાવ સજીવન રસ પ્રમાણે આખી સલ્તનતમાં વહી રહ્યો છે અને આખી સલ્તનતને સાંકળી રહ્યો છે, સૌ ભગિનીઓનો સહકારતંતુ વાસ્તવિક ઇતિહાસપટમાં સત્યમેવ વણાઇ રહ્યો છે, તો પડશે તેવા દેવાશે એ જ ઉત્તમ અને પ્રાજ્ઞ રાજ્યનીતિ છે. પોતપોતાની બાબતમાં પાંચેના ચોકા જુદા, એક બીજાથી સ્વતંત્ર, અલગઃ પણ આ દેખાવથી લલચાઇને કોઇ પરરાજ્યને વચ્ચે આંગળી ખોસીને અમને છિન્નભિન્ન કરવા મથવું છે? ભલે કરી જુવે. સેવા પ્રસંગમાં અમે પાંચ પાંડવ પાંચ નહીં પણ એક છિયે તે એને અનુભવ શીખવશે. ઉપલો ઠરાવ અભેદ્ય વિચાર કવચ નથી. વિચાર કે ફિલસુફીની અમૂર્ત દૃષ્ટિએ, તર્કશાસ્ત્રની અછડતી પણ કસોટીએ, એ કથનપટમાં પટની સંલગ્નતા કરતાં છિદ્રોજ વિશેષ છે એ દેખીતું છે. પરંતુ એક અભેદ્ય બંધુભાવનો એ કથનપટ છે, એટલું જે ટીકાકાર જોઇ ન શકે, તેની ટીકાઓ વિચારપ્રદેશમાં ગમે તેટલી રંગીન લાગે તથાપિ વૃથા છે.

## ૨. કમીટિયલ સમિતિ, દક્ષિણ આફ્રિકા અને હિંદ.

આ સમિતિએ હિંદ વિષે નીચે મુજબ ઠરાવ્યું છે.

આંતર સ્વાતંત્ર્ય અને પરરાજ્ય સંબંધને લગતી સર્વ બાબતોમાં ...તમાં હિંદનું સ્થાન ક્યાં છે અને કેવું છે તે ગવર્મેંટ ઓફ ઇન્ડિયા એક્ટ

(૧૯૧૯) અને ઇમ્પીરિયલ વોર કોન્ફરન્સે (**Imperial War Conference**) ઇ. સ. ૧૯૧૭ માં કરેલા નવમા ઠરાવ વડે નિર્ણીત કરેલું છે જ.

એ ઈ. સ. ૧૯૧૭ ના ઠરાવમાં આમ છે કે હિંદનું સ્થાન સલ્તનતમાં મહત્વનું (Important ઇમ્પોર્ટન્ટ) છે, અને પરરાજ્ય સંબંધોની બાબતમાં હિંદને પણ પોતાનું મત પૂરતી રીતે કથવાનો હક્ક (right to an adequate voice in foreign relations) છે. પરંતુ આ બંને બાબતમાં હિંદનું સ્થાન-દેખીતું છે કે હિંદે પૂરેપૂરું સ્વાતંત્ર્ય મેળવ્યું નથી ત્યાં લગી ડુમીનિયનોના સ્થાનથી નીચું છે, અને ત્યાંલગી ઇંગ્લાંડને જે જે સંજોગોમાં હિત જણાય-પોતાનું હિત, સલ્તનતનું હિત, હિંદનું પોતાનું હિત, ગમે તે પ્રકારનું હિત જણાય-તે પ્રમાણે ઇંગ્લાંડ વર્તે અને હિંદે તે સ્વીકારવાનું અને વેઠવાનું છે. અંગોરા અને તુર્કી વિષે લોર્ડ રીડિંગે હિંદનો મત જણાવ્યો, તે બ્રિટિશ પ્રધાનમંડળના તે વખતના મતથી ભિન્ન હતો તથાપિ મોન્ટેગ્યુએ ઉપલા ૧૯૧૭ ની ઇમ્પીરિયલ વોર કોન્ફરન્સના ઠરાવનો એક અર્થ કરીને તે પ્રકટ કરી દીધો, ત્યારે પ્રધાનમંડળે ઠરાવ્યું કે મોન્ટેગ્યુ એ ઠરાવનો એ અર્થ કરવામાં ભૂલ્યો, આવી મહત્વની બાબત આખા પ્રધાનમંડળનો મત લઇને જ જાહેર કરવાની હોય, અને મોન્ટેગ્યુને રાજીનામું આપવું પડયું. તે ક્ષણે હિંદે આ બાબત ઉપર પૂરતું લક્ષ જ ન આપ્યું, આ બાબત કેટલા મહત્વની છે તે હિંદ તે ક્ષણે સમજ્યુંજ નહીં; એ હિંદની હિંદના રાજ્યપ્રકરણી આગેવાનોની રાજ્ય પ્રકરણમાં આજે કેટલી અપકવતા છે તે ચોકખું બતાવી આપે છે.

અને આપણા પ્રજામતની આવી અપકવતા ધ્યાનમાં લઇને છેલ્લી ઇમ્પીરિયલ સમિતિના તમામ ઠરાવો અને અહેવાલોને એકંદર લેતાં, હિન્દ અને દક્ષિણઆફ્રિકા વચ્ચે હાલ જે મહામહત્વનો મતભેદ ચાલી રહયો છ, તે વિષયમાં આપણે શો ધડો લેવાનો છે, તે અહીં ટુંકામાં પણ બનતી ચોખવટથી સમઝાવવું પ્રાપ્ત થાય છે.

ઇમ્પીરિયલ સમિતિએ એક નવો ઠરાવ આ કર્યો છે કે ડુમીનિયનના ગવર્નર—જનરલો ગવર્નર—જનરલ મટીને સર્વ રીતે વોઇસરોય જેવા થઇ જવાં જોઇયે. ગવરનર—જનરલ બ્રિટિશ પ્રધાનમંડલના કે ઇંગ્લાંડના એજન્ટ એલચી કે પ્રતિનિધિ આજલગી ઉત્તરોત્તર ઘટતા પ્રમાણમાં હતાં, એ એમની સ્થિતિ હવેથી પૂરેપૂરી બદલાઇ જવી જોઇયે. ડુમીનિયનને લગતી કોઇ બાબતમાં ડુમીનિયન પ્રધાનમંડળને બ્રિટિશ પ્રધાનમંડળે કંઈ કહેવાનું પ્રાપ્ત થાય તો તે કહેવાનો બ્રિટિશ પ્રધાન મંડળ બેશક હક્ક ધરાવે છે, અને ડુમીનિયન પ્રધાનમંડળ તે કથનને પોતાની વિચારણામાં મિત્રભાવે પૂરેપૂરૂં વજન આપવાને સદાયે તૈયાર અને રાજી છે. પરંતુ સર્વ આંતર બાબતોમાં સર્વોપરિ સત્તા ડુમીનિયન પ્રધાનમંડળની જ છે.

આટલું જણાવીને હવે સર્વનો ફલિતાર્થ ત્રણ પરિણામો રૂપે રજુ કરીયે છિયે, તે હિંદે પૂરેપૂરાં સમઝી લેવાં ઘટે છે

પરિણામ ૧. હિંદ અને આફ્રિકા વચ્ચેના પ્રશ્નોમાં બ્રિટિશ પ્રધાનમંડળ અને બ્રિટિશ પ્રજામતની સહાનુભૂતિ મેળવવી જરૂરની છે, પરંતુ પ્રથમ આવશ્યક્તા ડુમીનિયન પ્રધાનમંડળ અને ડુમીનિયન પ્રજામતને આપણો કેસ પૂરેપૂરો જણાવતા રહેવાની છે. દક્ષિણ આફ્રિકામાં આપણા પક્ષના અને આપણા માણસોને હાથે ચલાવાતાં વર્તમાનપત્રો છે. પણ તે વધુ સમર્થ અને વધુ જવાબદાર બને એમ કરવું જોઇયે. વળી હિંદ અને દક્ષિણ આફ્રિકા વચ્ચે વેપાર વ્યવહાર છે તે ઉપર આપણે વધારે લક્ષ આપવું જોઈએ. દક્ષિણ આફ્રિકાને અને આપણને બંનેને લાભ અથવા દક્ષિણ આફ્રિકાને નુકસાન નહીં, અને આપણને લાભ, અથવાતો દક્ષિણ આફ્રિકાને લાભ અને આપણને નુકસાન નહીં, એ ત્રણે પ્રકારના વેપાર વ્યવહાર બનતી ઝડપે ખીલવવા જોઇયે. દાખલા તરીકે સિંધિયા કંપની જેવી કંપનીએ હિંદ-આફ્રિકા વચ્ચે પોતાની આગબોટો નિયમિત રીતે આવે જાય એમ કરવા મથતું જોઇયે.

પરીણામ ૨. આવા દરેક સવાલમાંથી સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈન્ડિયાને અલગ રાખવો, કેમ કે તે તો બ્રિટિશ પ્રધાનમંડલનું અંગ છે. આપણા વોઇસરોય, હાઇ કમિશનર ફોર ઈન્ડિયા, ગવરનરો, એક્ઝીક્યુટિવ કાઉન્સિલના મેમ્બરો અને મંત્રીઓએ જ આગેવાની લેવી, અને તેમણે આ કર્તવ્ય ઈંગ્લાંડના એજન્ટ વકીલ કે પ્રતિનિધિ લેખે નહીં, ગોરા લેખે નહીં, પણ હિંદી પ્રજામતના વાહિત્ર લેખે બજાવવાનું છે, તે આપણે જોવું, જોતાં રહેવું. આ ફેરફારનો આરંભ લોર્ડ હારડિંગે કરેલો; લોડ ચેમ્સ્ફૉર્ડ અને લોર્ડ રીડિંગ એજ રાહે આગળ વધેલા હવેના કોઈપણ અધિકારી જુદી અને જૂની પ્રણાલીએ વરતે તો તે તેની ગેરીકસર થાય, જેની ખબર હિંદ અને હિંદી પ્રજામતે રીતસર પગલાં ભરીને લેવાની છે.

પરણામ ૩. કેટલાક વર્તમાનપત્રો ભાંડણ—બહાદુર છે. ભાંડવામાં દેશસેવા છે, અને ઉપજીવિકા તો છે જ, એવી ખોટી માન્યતાઓના એ બીચારા ગુલામ છે. યુરોપને, પાશ્ચાત્ય સંસ્કૃતિને, ઈંગ્લાંડને, આજે લોર્ડ બર્કનહેડને તો આવતી કાલે હર્ટઝોગને, અને પરમ દિવસ કોઈ ત્રીજાને ભાંડવામા જ એઓ પોતાની સવ શાયરી અને લાહરી ખર્ચે છે. એમને બીજું કશું આવડતું હશે કે કેમ એ પણ એક ક્રૂર પ્રશ્ન છે. પરંતુ સલ્તનતનું બંધારણ આ છે, સલ્તનતમાં હિંદની આ હાલની સ્થિતિ આ છે. તેમાંથી હિંદને પણ ડુમીનિયનના પરિપુર્ણ સ્વાતંત્ર્યની સ્થિતિ કમાવાની છે, એમાં ભાંડણારૂ અને દેશપ્રચાર કેટલાં ઉપયોગી ભલાં! પ્રજાનું અજ્ઞાન ઘોર છે, અને અજ્ઞાન પોતાને જેટલું સર્વજ્ઞ ગણે છે તેટલી સર્વજ્ઞતા સર્વજ્ઞ પોતે પણ પોતામાં અનુભવતો નથી. આ સ્થિતિ જ્યાંલગી ફરે નહીં; ત્યાંલગી આવા ભાંડણમલ્લોને પણ પ્રતિષ્ઠા અને ઉપજીવિકા મળ્યા કરે. સલ્તનત એટલે આ, તેમાં ચડવાનો અને પુરું સ્વાતંત્ર્ય હાથ કરવાનો સાચો માર્ગ આ, એ પ્રકારનું પ્રચારકાર્ય અને પ્રજામતની એ જાતની કેળવણી દેશહિતચિંતકોએ વધારે સહાયકથી કરવાનાં છે. ભાંડણ અને દ્વેષપ્રચાર ઓસરે તેમ તેમ જ વાતાવરણ શુદ્ધ થતા પામે.

૩. મજુર અને મુડીવાન.

સૌને ગુલામી માનસના કહેતા ઘણુાખરા પોતે જ ગુલામી માનસના નાસેળ ( unadulterated અનેડલ્ટરેઇટેડ ) નમુના હોય છે. તેઓએ પોતાની વિચારપ્રણાલી પોતાના ટીકાંકારતુસો અને પોતાના ભંડાણકોશ યુરોપના સોશિયલિસ્ટ છાપામાંથી તફડાવેલા હોય છેઃ સોશિયલિસ્ટ છાપાનો. સૌથી વધુ ખપતવાળા સૌથી કુપાત્ર અને અજ્ઞ વિભાગમાંથી. ભૂંગળવાકયો ( slogans સ્લોગન) ભાંડણછાંટણાં, ચાબખાઓ, મુડીવાન સામેના નઠારામાં નઠારા કિસ્સામાં મરીમસાલા ભભરાવીને તેમનું રોજ ને રોજ પીરસણુ. કોમી દ્વેષનો પારો ઉંચો જ ઉંચો રહે તે માટેની કલાઓ, મજુર પોતાના ઉપર જુલ્મ અને કાળો કેર જ વર્ષે છે એમ વાંચતો વાંચતો તેને વેદવાકય રુપે પુરી શ્રદ્ધાથી વળગે એવું પરિણામ આણવા મ્હાટેનું પ્રચારકાર્ય, દેશમાં જે કંઈ સમૃદ્ધિ છે તે સર્વનો હક્કદાર માલેક એ એકલો છે કેમકે તેનો સાચો ઉત્પાદક એ એકલો છે એવી ભ્રમણામાં તે સ્વતંત્ર વિચાર શક્તિ જ ખોઇ બેસે, એ નશામાં તે માણુસ મટીને હેવાન બની જાય, અને આગેવાનોના હાથમાં રમકડું બની રહે તે માટેની તમામ પેરવીઓ—આ એ સોશિયલિસ્ટ છાપાનો લડાયક ( militant ) સરંજામ છે, ભલા ભોળા અજ્ઞ માણુસોની ભીડ એ આ પક્ષનું મોટામાં મોટું બળ છે અને ઉદયોગોમાં જ્યારે ને ત્યારે હડતાળો પાડવી અને મૂડીવાનોને હેરાન હેરાન કરી નાખવા, દેશને બેજાર કરવો, દેશમાંના ઉર્મિલ માણુસોની દયા, મજૂરોના તેમના ખેરાંછોકરાનાં તેમના ઘર અને વસ્ત્રના હાલહવાલ તરફ આકર્ષવી, એવી એવી તેમની પાક્ષિક ફતેહ મેળવવા માટેની યુદ્ધનીતિ છે.

આ આખો યે કારસો, ઈંગ્લાંડમાં તો કોલસાના મજુરોની હડતાળ પુરેપુરી હાર ખાઇને ભાગી પડી છે તેની સાથે ફસકી પડયો છે. પરંતુ અપોર્મી ( malice મેલિસ ) જન્ય પ્રપંચને હરાવવો આવશ્યક છે તથાપિ તેની હાર, એટલે જ કંઈ શુધ્ધોર્મિ—જન્ય હિત પ્રયત્નનો વિજાય થાય એમ સમજવાનું નથી. હિંદ માટે સ્વતંત્ર પ્રયત્ન, પ્રચારકાર્ય અને અનેકવિધ મંથન કર્યા જ કરવાનું છે. ઈંગ્લાંડે આવું મંથન રોબર્ટ ઓવનના સમયથી બહુ સારી રીતે એકસરખું ચલાવ્યે રાખ્યું છે તેથી જ ત્યાં સોશિયલિસ્ટ મત અને પક્ષનું બલ કોઇપણ કાલે બહુ વધી શકેલું નહીં અને અત્યારે પુરેપુરું હાર્યું છે. સોશિયલિસ્ટોની સામાન્ય યુદ્ધનીતિમાં નહીં એવા અસહકારનું સાત્વિક તપોમય અસ્ત્ર કોલસામજુરોએ પોતાના આગેવાનોની દુરઅંદેશીથી વાપર્યું, બહુ સારી રીતે વાપર્યું, તથાપિ અંતે તેમની હાર થઇ છે. અને તેની સાથે જ સરકાર તેમ જ સ્વતંત્ર હિતચિંતકો મજુર અને મુડીવાન વચ્ચે જોખમ નફા વ્યવસ્થા આદિની વ્હેંચણુ અન્યોઅન્ય એખલાસ અને સહકાર અને ભાઇચારાને રસ્તે સધાય, વિરોધ અને કોમી દ્વેષનો પાતક માર્ગ લેવો જ ન પડે, એ મોટું હિત સચવાય, એને માટે માનવ દુરઅંદેશી, માનવ સંઘશક્તિ અને માનવ પ્રેમને સુઝે, તેવા તમામ ઉપાયો વિચારવા છણવા અને યથાપ્રાપ્ત યોજવા તૈયાર થઇ ગયો છે.

ઇંગ્લાંડના મજુરોની ઉન્નતિના ઇતિહાસમાં સોશિયલિસ્ટનું રાજસીતામસી અને આ બીજું રાજસી અને સાત્વિક બન્ને બલ જોવામાં આવે છે. આ બીજું બલ વધારે મહત્વનું છે એ અમારું અધીન મત છે, અત્યારે તો એ બલ ફાવ્યું છે અને પોતાના મોટામાં મોટા અને સૌથી વધારે ઉચ્ચાશયથી પ્રયાસો પુરેપુરી નિષ્ઠાથી પ્રયોજવા એક પગે થઇ રહ્યું છે, એ સૌ જોઈ શકે અને સોશિયાલિસ્ટોને પણ ક્રમને અર્ધ સ્વીકારવું પડે એમ છે.

આપણે મજુર હિતૈષીઓએ કયે માર્ગે જવું છે અને મજુરોને દોરવા છે? સોશિયલિઝમના કોમી દ્વેષ હડતાળો અમે તામસી તોફાનને માર્ગે કે અન્યોઅન્ય બંધુભાવ અને સહકારને સાત્વિક માર્ગે ? આપણા મજુરવર્ગને અત્યારથી આરંભાતા થોડા વરષમાં જે પ્રાથમિક વલણ આપવામાં આવશે તેના ઉપર ઘણો આધાર છે, કેમ કે દરેક મોટી હીલચાલમાં પોતાને ટકાવી રાખવાની હઠ ઉત્પન્ન થાય છે જ.

## ૪. લલ્લુભાઈ આશારામ શાહ.

ગુજરાતીઓ નરમ ગણાય છે. પણ ગુજરાતીઓમાં યે પોલાદિ ચરિત્ર વાળા પુરૂષો પેદા થાય છે. ન થાય તો પ્રજા ટકેજ નહીં: ન્યાયમૂર્તિ લલ્લુભાઈની શક્તિઓ એમનો સૌ લાયક માણુસો સાથે માયાળુ સીધો નિખાલસ સહકાર, એમની કર્તવ્ય-નિષ્ઠા, એમની પ્રેમાળ મૈત્રી, આદિ વિષે વરિષ્ઠ ન્યાયમૂર્તી સર એમ્મસન માર્ટીને એવી તો સુશ્લિષ્ટ રીતે પોતાના અંગત યોકોદ્ગારમાં કહ્યું છે, કે તેની પુનરૂક્તિ કરવી એ સોનાને રસવા જેવું થઇ પડે. અમે અહીં એ સમર્થ અને અનુભવ સામગ્રીએ ઘડેલા વાસ્તવિક નિરૂપણમાંના એક બે અંશ વિષે જ અમારી રીતે બે બોલ લખીશું, ઉગતી પ્રજાના ઉદબોધનાર્થે.

"સર લલ્લુભાઈ આટલા ચ્હડયા તેમાં નસીબ આકસ્મિક શુભ યોગો કે ઉપરીઓની કૃપા જેવાં કારણુની મદદ મુદ્દલે નહીં; પોતાની શકિતઓ અને પોતાના ચારિત્ર્યબલથીજ એ ચ્હડયા." આવા સ્વાશ્રયે આત્મોદય સાધનાર પુરૂષોમાં ગૃહ કેળવણીમાંથી જ કુલીનતાનો પાશ બેઠેલો ના હોય તો તેમની સંસ્કૃતિ અને સુજનતામાં પુરતી કુમાશ હોતી નથી, કંઇક કર્કશતા, બેતમાપણું, અહંભાવ આદિ આવી જ જાય છે. પણ આશારામ દલીચંદના આ કુલદીપક પુત્ર, આપણી ગુજરાતમાંની ઉચ્ચ નાતોના મધ્યમ વર્ગની સાદી કુલીનતા અને સૌમ્ય સુજનતાના નમુના આદિથી તે અંતલગી એક સરખા રહ્યા. ચ્હડતીથી એ જરાપણ ફૂલ્યા-ફુલાયા નહીં તે નહીંજ. ચ્હડતીને એમણે પોતાનું સાધ્ય કોઇ પણ કાલે કોઇપણ અર્થમાં ગણેલું નહીં તે નહીં જ. જે (જે વખતે) મળી તે ચ્હડતીને ઉપાધિરૂપે એ ધારણ કરી રહ્યા. અને તેને પોતાની શકિતઓ, પોતાના ચારિત્રબળ અને પોતાના આત્મતેજે ઓર દીપાવી રહ્યા. પદવીના વડે માણુસની ઉચ્ચતા એ એમના દાખલામાં છેક ખોટું: માણસના પોતાના પ્રભાવ વડેજ પદવીની ઉચ્ચતા અને માનનીયતા, એ એમના દાખલામાં અક્ષરશઃ સત્ય.



સ્વ. સર લલ્લુભાઈ આશારામ શાહ,
જજ, મુંબાઇ હાઇકોર્ટ.

જન્મ: તા. ૪-૨-૧૮૭૩
મહા સુદ ૭ સં. ૧૯૨૯.

મરણ: તા. ૧૫ ૧૧-૨૬
કાર્તિક સુદ ૧૧ સં. ૧૯૮૩.

કાઠિઆવાડ દેશના સીહોરવાસી સ્વ. હિંદી કવિ
ગોવિંદ ગીલ્લાભાઇ.



જન્મ સં ૧૯૦૫ મરણ તા. ૮-૭-૧૯૨૬

આપણામાં રહડતી ખાટનાર પુરુષોમાં વિનમ્રતા ગુણ અતિવિરલ હોય છે, અને હોય છે તો તે ધર્મશીલતા, ફિલસુફી, કે કોઇ ગુરૂના વા મિત્રના વા પત્નીના સત્સંગથી મેળવાયલો અને સંરક્ષાયલો જ હોય છે. સર લલ્લુભાઇની અસાધારણ વિનમ્રતા (humility હ્યુમિલિટી) જે ધર્મિષ્ઠતાની છાયામાં એ સદાય શાંતિથી રહ્યા તે વડે એમના હૃદયમાં સિદ્ધ થયેલી સુકોમલમીઠી સુવાસ હતી. એમનાથી અત્યંત ભિન્ન પ્રકૃતિના-ધૂસણીયા, ખટપટી, સદા અસંતુષ્ટ, એવા એવા-જીવો વિષે પણ એમના અંતરમાં અભાવ નામે ટકી શકતો નહીં, એમના પણ કૃત્યો આદિને પોતે સારામાં સારા પ્રકાશમાં જ જોઇ શકતા અને જોઇ રહેતા, તે એમની આ ધર્મિષ્ઠતા અને વિનમ્રતાનું પરિણામ હતું. વળી એ જાતના માણસો એમની કીંમત આંકી શક્તા નહીં,-એમને માન આપવું પડતું ત્યારે કચવાઇને 'પદવીને માન છે ને!' એમ મનમાં બબડી મન વાળતા,-તે તો એમણે જોયું પણ નહીં હોય.

પોતાની શાંત તથાપ મક્કમ રીતે સર લલ્લુભાઈ સંસાર સુધારાને નામે પ્રવર્તતી ડાહીઘેલી પ્રવૃત્તિમાંના સંગીન નીતિતત્વોના અડગ સ્તંભ હતા. એમનાં દાન પણ એમની શકિત કરતાં એમની પદવીને શોભે એટલાં બધાં હતાં, દરેક દાન પોતે વિચાર પૂર્વક કરતા, દાન માટેના પાત્રો અને માર્ગોને કર્તવ્યબુદ્ધિથી પસંદ કરતા, તેમાં વધારો કર્યે જતા, અને એમના સૌથી મોટાં દાન એમણે જે જે સંસ્થાઓને પોતાના સમયનો ભોગ આપ્યો, પોતાની પ્રતિષ્ઠાનો ટેકો દીધો, અને પોતાની સક્રિય વ્યવસ્થાશકિતનો હાથ આપ્યો, તે હતાં. કર્વે યુનિવર્સીટીના પ્હેલા પ્રમુખ બનીને એમણે એ ઉગતી સંસ્થાને કેટલાંક વર્ષો લગી ઝડપથી ઉગવા માટે જે અનુકુળતા કરી આપી તે એમની અપ્રતિમ સેવા એ સંસ્થાએ કદાપિ ભુલવી ઘટતી નથી. રા. રા. ધોંડુપંત કર્વે એ સંસ્થાના મહાન ઉત્પાદક, અને સર વિઠલદાસ તેના મહાન પાલકપોશક, તો સર લલ્લુભાઇ શાહ તેના પ્રથમ વડીલ. એમના પછી થનારા સર્વે વડીલોના વડીલ. એમનાં દાનો અને એમની વિનમ્રતા વચ્ચે મધુરો મેળ આ રીતે હતો. કે એ દાનો કરતા તે આપું છું એવી દાનવૃત્તિએ કરતા નહીં, એ શુભ અને લાયક સંસ્થાનો મ્હારા ઉપર દરેક હક્ક છે, મ્હારી ફરજ બજાવવાની એ મ્હને તક આપે છે માટે ઉલટો હું એનો ઋણી છું, એ પ્રકારની સ્થાયી અને શુદ્ધ કર્તવ્યબુદ્ધિએ કરતા.

આવા આત્માએ જો આ જીવન દરમિયાન અહંભાવનું રાજસી પાસું પણ જાણ્યું નથી, તો દેહવિલય થતાં 'મ્હારા આત્માને પોતાની અમરતા મળે તે જ સાચી અમરતા બાકી તો સ્વર્ગ કૈલાસ ગોલોક એ અક્ષરધામોની અક્ષરતા માત્ર કહેવાની અક્ષરતા, બીજું શું વળી,' એ પ્રકારનો સૂક્ષ્મ અહંભાવ એમને આરોપવો પણ યોગ્ય નથી. એવા આત્માની શ્રદ્ધા વિશે આપણે નિઃશંક કહી શકિયે, કે બાલકની પોતાની માતામાં જે અનંત શ્રદ્ધા હોય છે તેવીજ તે હોયછે. મહામૈયા આવા બાલકને આ ઓરડામાંથી લઇને ગમે તે ઓરડામાં રાખે, ગમે તે ઘોડિયામાં સુવાડે, પોતાને બાલકના હિતને માટે જે કૈં કરવું ઉચિત લાગે તે બધુંયે કરી નાખે,

તે વિષે એને પુરેપુરી શાંત શ્રદ્ધા હોય છે, તે વિષે કોઇપણ રૂપનો વસવસો આવા પરમ સુખી બાલકને સંભવતો જ નથી. આવી પ્રકૃતિસિદ્ધ શ્રદ્ધાને આપણી ભિન્ન ભિન્ન ફિલસુફીઓમાંથી સુક્ષ્મ બુદ્ધિબલે નિર્માતી શ્રદ્ધાઓનાં જુજવા રૂપોમાંના એકેની જરૂર જ નથી.

આવા સૌમ્ય જ્યોતિઓ સંખ્યાબંધ હોય જ નહીં. જે હોય છે તે દરેક પોતાના જમાનાનાં ઘણા માણુસોમાં નીતિયામક અંતઃકરણ ( moral conscience મોરલ કોન્શિયન્સ ) એટલે કે સદાચાર માટે આગ્રહી વલણ પ્રકટાવી શકે છે. એમના બોલેબોલનું વજન પડતું, કેટલીક વખત તો સૌ ચકિત થાય એટલું વજન પડતું. એ જ હકીકત અમે આ દ્દષ્ટિયે છિયે તેના સ્થુલ પુરાવા લેખે પુરતી છે. ગુજરાતને અનેકાનેક જાતના કુળદીપક પુત્રોની જરૂર છે, પણ એ પુત્રોની ભિન્ન ભિન્ન ચારિત્ર શિખાઓથી રચાતા તેજઃપુંજમાં લલ્લુ આશારામ જેવાના શાંત સૌમ્ય સનાતન કિરણમાં સાચી દિવ્યતા છે, એમ અમારૂં માનવું છે. એમના જીવનની કેટલાક મોટી હકીકતો પ્રકટ થતાં સૌ જોઈ શકશે કે He rose by service and for service, not stooping to power. સત્તાલોભને લોભ જ ગણી, અવગણી, કર્તવ્યસેવાની રાહે આ જીવે આત્મોદય સાધ્યો, ઉત્તરોત્તર વધારે ઉંચી કર્તવ્યસેવા જ કરવાને.

## ૫ ચુંટણીની ધમાલ

આ વખતની ચુંટણીમાં ઉમેદવારોના લાભમાં અને હરીફોને હલકા પાડવા માટે સભાઓમાં અને છાપાંપતાકડાં ચોપાનિયામાં સભ્યતા અને સુરૂચિ, ઇતિહાસ અને ન્યાયશાસ્ત્ર, ગદ્ય અને કવિતાનાં ન્હાના મોટાં તેમ ગંભીર હસવા લાયક અને તુચ્છ "ખૂન" તો મઝાનાં થાય છે. "ધ્રૂ ઇન્ડિયન આઇઝ" લખનાર રા. રા. સ— એ કેટલાક દાખલા સારા ભેગા કર્યા છે. "અમારા નિંદાપાત્ર ભાઇબંધનો હડકવા" એમ એક છાપું હરીફ છાપાંની ચિકિત્સા કરે છે. એક છાપું પેલું સંસ્કૃત સુભાષિત ટાંકે છે, "ભાઈ રે, ત્હારા જાતભાઈઓને જઇને કહે કે તેં સિંહને હરાવ્યો. એ સિંહજિત, ત્હારા જાતભાઇઓ કદાચ ત્હારી બડાશને માને પણ. પરંતુ શિયાળ અને સિંહ વચ્ચે કેટલો બધો તફાવત તે બાકીની દુનિયા તો જાણે છે." અને એક ઉમેદવારને પૃથ્વીરાજની તથા તેના હરીફને શાહબુદીન ઘોરીની ઉપમા આપતું પતાકડું તો અમે પણ જોયું છે. વળી ઇન્ડિયન ડેલીન્યૂસ, નેશનલ હેરલ્ડને કહે છે, "ભાઈબંધ, પ્રતિષ્ઠિત માણસો અને દેશસેવકો ત્હમારા પક્ષના નહીં એટલા જ કારણથી તેમના સામે આવી હડહડતી ગેરસમજુતીઓ ફેલાવાય ખરી? એટલે હેરલ્ડ એકદમ તેના પર જ ઉતરી પડીને કહે છે," જુવો જુવો આ ડેલીન્યૂસનો વાતોન્માદ (hysteria હિસ્ટીરિયા)! અને "કોન્ગ્રેસ જાય ઉંધી, ખબરદાર જો મ્હારા—ની સામે ઉભા થયા છો તો!" એ મતલબનો એક આગેવાનના કહેવાતા કાગળમાંથી છાપેલો ફકરો પણ જાણીતો છે. વળી કોન્ગ્રેસની મોટી અને પ્રાંતિક અને સ્થાનિક મૂર્તિઓ વચ્ચેની અંગત હરીફાઇઓ રમાકઝીઓ અને ટપાટપીઓ છાપે ચ્હડવામાં પણ કંઈ મણા રહી નથી

એટલી જ ગંભીર બાબત. આ ચુંટણી દરમિયાન થયેલા અને થતા ખર્ચના લખલૂટ સરવાળાની છે. અન્યોન્ય કડવાશનો ધુમાડો આખા વાતાવરણને ગુંગળાવી મૂકે છે, તો કોથળીઓનાં મોં છુટી ગયાં છે અને તેમાંથી નાણું નળમાંથી પાણી વહે એમ વહ્યું છે. તેમાં ગુજરાતી અને બીજી જાતના ઉમેદવાર સામસામે આવેલા, ત્યાં લગભગ દરેક ઠેકાણે બીજી જાતના ઉમેદવારના ખચ કરતાં ગુજરાતી ઉમેદવારનો ખર્ચ ચારથી દશગણો.

ઉગ્રતા અમુક હદ ઉપર ચ્હડી જતાં, ગમે તે જાતનો માણસ હોય. તેની બોલીચાલીમાં સામાન્ય રીતે થોડો ફેર તો પડે પરંતુ આવા સંજોગોમાં ગુજરાતી જેવી વેપારીવ્યવહારમાં કાબેલ ગણાતી જાતની વ્યકિતઓમાં કેટલો બધો ફેર પડી જાય છે, ડાહ્યોડમરો માણસ મમતનો માર્યો છેલ્લે પાટલે જઇને બેસે છે, ન બોલવાનું બોલે છે, ન કરવાનું કરે છે, અનેક ખટપટોમાં ફસે છે, અનેક ખારીલી અદાવતોનાં ઝાડ રોપે છે, કર્જદારીનો મોટો પોટલો માથે લાદી દે છે,—એ સર્વ અનુભવ જરા ચિંતાજનક તો ખરો.

આ બાબતને ગાંધીજીએ અને લાલાજીએ છેડી છે એટલે જરા વધારે સ્પુરતાથી ચર્ચવી પ્રાપ્ત થાય છે. વળી ચૂંટણીઓ હવે આપણે કપાળે સદાને માટે ચોંટી છે, કેમ કે ચૂંટણી વગર પ્રજાસત્તાની સંસ્થાઓ નથી અને પ્રજાસત્તાની સંસ્થાઓથી જુદી તરેહનું સ્વરાજ્ય—બંધારણ વીશમી સદીમાં હિંદમાં પણ સંભવતું નથી, એ કારણથી પણ ચૂંટણી પ્રવૃત્તિમાં નીતિ અનીતિ હદબેહદના સાચા વિચારો ઉપજાવવા અને પ્રચરાવવા પ્રાપ્ત થાય છે.

ઘણા ધારે છે કે યુરોપ અમેરિકામાં જુવો ને, ત્યાં કેવાં તોફાન, કેવી ખટપટ, કેટલો બધો અપવ્યય થાય છે ! આ વિચારકોટિ સામે ચાર બાબતધ્યાનમાં રાખવાની છે. (૧) જનસ્વભાવ બધે એ ને એ છે. સત્તા મેળવવાની, પ્રતિષ્ઠા ખાટવાની, આગળ આવવાની હરીફાઈ એ કારમી કસોટી છે, જે કસોટી ઉપર મોટા મુનિવરોના ચારિત્રોના પણ ચલિત લીટા પડે છે, કડક નીતિવાદી ( moralist મોરલિસ્ટ ) એ વસ્તુસ્થિતિ આવી છે, એ ભૂલવું ન જોઇયે. (૨) યુરોપ અમેરિકાના દેશો જેનો દાખલો લેવાય છે તે જબરા, ધનવૈભવે પુરા, અદાવત કેળવવામાં તેમ ક્ષમાગુણમાં પણ મોટા, અને આપણા કરતાં ઘણી ઓછી ભેદાભેદી ( heterogeneity હિટરોજિનીઈટી ) ના બનેલા છે. લખેશરીના ઘરનો અપવ્યય જોઇને માંડ માંડ પેટ ભરતો દેશ એથી દશમા હિસ્સાનો અપવ્યય પણ ચાલવા દે તો એ તો મરવા પડે. વળી ત્યાં પ્રજામત જાગતો છે. ચૂંટણીની ધમાલથી ટેવાઇ ગયેલો છે, એમાંનું અનિવાર્ય વિષ પણ જેરવવાને આપણા કરતાં ઘણો વધારે સશક્ત છે. એ જે વિષ જેરવી શકે છે તેનો દશાંશ પણ આપણને તો મારી નાંખે (૩) ઇંગ્લાંડ અમેરિકામાં આ વખતની ચૂંટણીઓમાં પ્રવર્તી છે અને પ્રવર્તી રહી છે એટલી બધી અને એવી ઘોર અનીતિ ચાલે છે, એ આખી વાતનો જ લાલાજી

સારૂ ઇનકાર કરે છે. ' કહે છે કે આ બધું યે પશ્ચિમમાં ચાલે છે; પરંતુ એ વાત ખોટી છે. પશ્ચિમમાં ઘણાં દુષ્ટ વર્તનો થાય છે, પણ માણસોની ખાનગી ચર્ચા ઉપર અંગત હુમલા, હરીફોની આગલી પાછલી વિશે ગમે તેવા ગોળા ગબડાવવા, છેક બેજવાબદાર રીતે કાદવ ફેંકવો, એ ત્યાંનાં દુષ્ટ વર્તનોમાંનું એક નથી; મત મેળવી આપીશું, જુવો અમે મત મેળવી આપવામાં કુશલ છિયે, એ તો અમારી હાથોટી છે, એવા દાવા કરીને બેય હરીફો કનેથી રકમો મેળવવી અનેગળી જવી; એવું અતિ દુષ્ટ વર્તન પશ્ચિમમાં છે જ નહીં; આપણી નીતિભાવના અને પશ્ચિમની નીતિભાવનામાં કેટલાક મોટા ભેદ પણ છે—આપણે દારૂ અને લંપટતાને મહા પાતક ગણિયે, મિતપી અને દારૂડિયા વચ્ચે ભેદ જ ગણતા નથી, અનિયમિત જીવનના સ્હેજસાજ પાશને પણ આપણે ખૂબ નિંદિયે, એવા માણસને કુપાત્ર જ ગણિયે; તો પશ્ચિમમાં વચન પાળવામાં માણસ ઢીલો હોય અને પઇસા ટકાની વ્યવસ્થામાં જરાપણ શિથિલ હોય તે કુપાત્ર ગણાય છે. જાહેર જીવન અને ખાનગી જીવન વચ્ચે ત્યાં ચોકખો ભેદ ગણવામાં આવે છે, અને જાહેર જીવનની લાયકી વિશે મત બાંધવામાં ખાનગી ચર્યાના દોષ હોય તે અતિશય બ્હેકેલા ના હોય તો ગૌણ ગણાય છે; વળી મતો મેળવવા માટે પાતરેનો ઉપયોગ થાય એ વિશે તો કહેવું જ શું!" લાલાજી આથી આગળ વધીને સ્વરાજ્યપક્ષ ઉપર, સપ્ટેંબર ૧૯૨૩ માં મળેલી દેહલીની ખાસ કોન્ગ્રેસના સંબંધમાં અને બીજે પ્રસંગે, જાહેર નાણાંનો ગેરઉપયોગ, લાંચ રૂશવતનો બ્હોળે હાથે પ્રયોગ, વગેરે તોહમત ચોકખા શબ્દોમાં મુકે છે,* પરંતુ એ પ્રકરણને અમારી ચર્ચા સાથે સંબંધ નથી. (૪) અને છેવટ ચોથી અને સૌથી વધારે મહત્વની વાત સદાયે ધ્યાનમાં રાખવાની આ છે કે, અનીતિ બધે થાય છે તેટલાથી તે અનીતિના વર્ગમાંથી ઉચે વિશુદ્ધ વરતનના વર્ગમાં આવતી નથી; પશ્ચિમ અનીતિ કરે છે તો આપણે પણ કરિયે તેમાં બહુ દોષ નહીં, એ વિચારવલણ જ અધમ અને ત્યાજ્ય છે. ચૂંટણીઓમાં આપણે બને તેટલી નીતિ પાળવી જોઇયે, પશ્ચિમ દેશોના જેટલી તો અવશ્ય પાળવી જોઈએ, પરંતુ એ દેશો તો બળિયા છે, ઘણી અનીતિ અને ઘણું વિષ પચાવી શકે એવા છે, આપણે નબળા છિયે, નિર્ધન છિયે, એકરસ નથી, આપણે તો ચૂંટણી કાર્યમાં પશ્ચિમની પ્રજાઓ કરતાં વધારે નીતિ પાળી શકીશું તો જ આપણે ત્યાં પ્રજાસત્તા અને સ્વરાજ્યની સંસ્થાઓ જામી શકશે અને હિતકર નીવડશે, એ જ સત્ય છે.

રાજકરણી (political પોલિટિકલ) પ્રવૃત્તિઓમાં ખાનગી જીવનનાં ઉચ્ચ નીતિધોરણો અસ્થાને એ આખો વિચારક્રમ જાતે વિચારાસ્પદ અને વાદવિષય છે. રાજ્યો વચ્ચેના બાહ્ય સંબંધ જુદો વિષય છે, રાજ્યમાંની આંતર રાજકારણી પ્રવૃત્તિ જુદો વિષય છે. પરરાજ્યો સાથેના બાહ્ય સંબંધો (foreign relations) માં

* જુઓ 'ધી પીપલ' સાપ્તાહિકના ૨૧ મા નવેમ્બરના અંકમાં લાલાજીનો અગ્રલેખ: 'જાહેર જીવનમાં વિશુદ્ધિ.''

માનવારિમતા અર્થાત્ બંધુભાવ બધે પ્રસંગે ન જળવાઇ શકે: પોતાના હક્ક વા મોક્ષા વા જાનમાલના તત્કાલ વા ભાવિ સંરક્ષણને માટે, આપદ્ધર્મ લેખે, પ્રજા-નાયકને માનવાસ્મિતાની નીતિ (humanity) છાંડીને દેશાસ્મિતા (patriotism) ની નીતિને જ વફાદાર રહેવું પડે; આત્મરક્ષણ વડે જ માનવજાતિનો સાચો ઉદય સંભવે એ છેલે પાટલે બેસવું યે પડે. પરંતુ વિગ્રહનીતિ લેખે (અને આપદ્ધર્મ ગણીને અપવાદ રૂપે) જે ધોરણ, જે સરકતું ધોરણ ચલાવી લેવાય, તેવું ધોરણ પ્રજાની અંદરઅંદરની રાજકારણી પ્રવૃત્તિઓમાં પણ શું ચલાવી લેવા યોગ્ય? વળી નીતિ માટે પ્રજામત ગમે તેટલો આગ્રહી હશે તથાપિ કેટલાંક સરકતાં ધોરણ–જનસ્વભાવ જ એવો છે કે—આવી જ જવાનાં, એટલો સ્વીકાર કર્યા વગર છૂટકો નથી; તથાપિ આ સ્વીકારનો એવો અર્થ કરી લેવો કે રાજકારણી પ્રવૃત્તિઓમાં તો ઢીલાં ધોરણ એ જ નીતિ, તે એ સ્વીકારનો ઘોર અનર્થ કરવા બરોબર જ છે.

વ્યવહારૂ દૃષ્ટિએ જોતાં અમને તો લાગે છે કે રાજકારણી પક્ષો (political parties) બંધાશે, તેમની સંસ્થાઓ આખા દેશમાં વ્યાપશે, પ્રજાની રાજકારણી કેળવણી અને જાગૃતિનું પ્રચાર કાર્ય કરશે, આપણાં છાપાંઓ સુધરશે અને વધારે વગવાળાં તેમ નીતિ—જાહેર જીવનને આવશ્યક વિશુદ્ધિ--માટે વધારે આગ્રહી બનશે, તેમ તેમ જ ચુંટણી પ્રવૃત્તિમાંની અનીતિ ઓછી થઇ શકશે. પરંતુ સાથે આટલું ખૂબ સમજવું કે આ સર્વ હિતકર સામગ્રી માત્ર કાલવહને ઉગવા ખીલવાની નથી. નિઃસ્વાર્થી દેશસેવકો ખૂબ મંડશે, મંડયા જ રહેશે, તેમની ખેતીના પ્રમાણમાં જ વ્હેલોમોડો વત્તોઓછો પાક મેળવી શકીશું.

## ૬. લૉર્ડ કર્ઝનની "નોંધપોથીમાંથી" પાનાં.

લૉર્ડ કર્ઝનનો વેલેટ (Valet) ચ્હેરેમ્હોરે શોભીતો હતો, રીતભાત તાઝિમતવાઝામાં એકકો હતો, અને કોઇપણ સ્થિતિમાં મુકાઇ જતાં પાછી પાની કરતો નહીં એટલુંજ નહીં પણ તરીને પાર ઉતરવા જેટલી હાજર જવાબી ધરાવતો હતો. એના આવા આવા ગુણોનો સમુચ્ચય એટલો તો મોટો અને અસાધારણ કે તેને પ્રતિભાનું નામ આપી શકાય. લોર્ડ કર્ઝન એને લગતા કેટલાક અણધાર્યા બનાવ ઉપલી ચોપડીમાં નોંધે છે અને લખે છે, "એની છટા અને ચાલાકીથી હું અજબ થતો અને મ્હને અપૂર્વ રમૂજ મળતી." એ બધું ખરૂં અને મઝાનું પણ, તો યે નીચેનો ખરો બનેલો બનાવ લૉર્ડ કર્ઝને વર્ણવ્યો છે તે અક્ષરશઃ સત્ય માની લઇને વાંચો જોઇયે.

એક મહારાજાના જંગલમાં અમે વાઘને શિકારે ગયા. આગગાડીમાંથી આ વહી ગયેલો વેલેટ પ્હેલો ઉતર્યો. (વેલેટના કપડાંલત્તાંનો મઠારો વાઇસરૉય સાહેબના પોશાકને આંટી દે એવો જ હોય,) મહારાજા બહાદૂરે એનેજ વાઇસરૉય ધાર્યો, અને પેલો તો એ તક, એ સોનેરી તકનો પૂરેપૂરો લાભ લઇ લેવાને તૈયાર જ હતો.

સ્ટેશનના લાંબા ઓટા (platform પ્લેટફૉર્મ) ઉપર પોતાની બંધ બારીની આગળ જ આ બે વચ્ચે થયેલી નીચેની વાતચિત લૉર્ડ કર્ઝને બારી પાછળથી કાનોકાન સાંભળી. (કદાચ એ વાતચિત પૂરી થવા દેવાને લૉર્ડ કર્ઝન ગાડીમાંથી બે મિનિટ મોડા પણ ઉતર્યા હોય.)

મહારાજાઃ—આપ નામદારની તબિયત ખુશ?

વેલેટઃ—હાં જી, નામદાર (His Excellency) ની તબિયત બહુત ખુશ,

મહારાજાઃ—આપ નામદારને શિકારની અચ્છી સહેલ પડશે એવી ઉમેદ રાખુંછું.

વેલેટઃ—નામદારને માંટે, મહારાજા સાહેબ, કેટલા વાઘ તૈયાર રાખ્યા છે વારૂ?

મહારાજા (ફુલાતા): સોળથી ઓછા નહીં.

વેલેટઃ (મહારાજાના પાસામાં આંગળી ભોકવાનો ચાળો કરતો): મહારાજા સાહેબ, સોળ અર્ધે આઠ, અને આઠ અર્ધે શું?–ચાર, ખરૂંને.

બસ. આ સંવાદ નોંધીને લૉર્ડ કર્ઝન એટલીજ ટીકા કરે છે કે જોયું, મ્હારો વેલેટ કેવો જ્યોતિષી—એ શિકારમાં ચારજ વાઘ અમારા જોવામાં આવેલા.

ખરૂં, લૉર્ડ કર્ઝન સાહેબ; પણ બીજી પળે તેઓ નામદાર ગાડીમાંથી ઉતર્યા અને મહારાજાએ પોતાની ભુલ જોઈ, ત્યારે મહારાજાના દિલમાં શું ને શું થઇ ગયું હશે, વારૂ? સૂર્ય ચંદ્રના એ વંશજે કર્ઝનને એની સાત પ્હેડીને અને ગોરાઓની આખી જંગલી આલમને તેમની બેહદ તોછડાઇને માટે નહીં શાપી હોય!

૭. અવતરણઃ–ગોપીતલાવ.

(રા. રા. ચંદુલાલ ભૂરાભાઇ સુથારના 'ગુજરાતની શિલ્પસમૃદ્ધિ' એ ભાષણમાંથી)

ગોપીતળાવ જૂના તળાવ સાથે મળી ૫૮ એકરનું થાય છે. ગોપીતળાવના અસલ રૂપનો ચિતાર કોઈ આપે તો હાલની દશાનું જરૂર ભાન થાય. આખો દેખાવ એક કરૂણ કથની ગાઇ રહ્યા હોય તેવો છે. સત્તરમા સૈકાના દરેક વિદેશી મુસાફરે આ તળાવની નોંધ લીધેલી છે અને હિંદુ ધર્મબુદ્ધિની સ્તુતિ કરેલી છે.

ગોળાકાર સીમાવાળી પાળની વચ્ચે માંહાલું મોટું તળાવ છે. તેને સોળ બાજુ છે. દૂરથી નીકમાં થઇને તેમાં પાણી આવતું. બ્હારના તળાવમાં પાણી ઠારવામાં આવતું હશે ને તે પછી અંદરના તળાવમાં સ્વચ્છ થઇને જતું હશે એમ જણાય છે. નીક અને બને તળાવની બાજુઓ ખંભાતના સુંદર પત્થરની બાંધેલી

છે. તળાવને તળિયે મોટી શિલાઓની ફરસબંધી કરેલી હતી. ચોતરફ પગથિયાંની હારો હતી. તળાવ મધ્યે હવા-ખાવાને ઉંચું બાંધેલું વિહારસ્થાન હતું. એક લેખક લખે છે કે જો આ તળાવ પાણીથી ભરેલું હોય તો એક મોટું વહાણ તેમાં તરી શકે એટલું એ જંગી છે.

શહેરીઓ તળાવનો કચરો સાફ કરાવવા જેટલા લાયક પણ ના રહ્યા, અને તળાવ પૂરાઇ ગયું. પાળના પાષાણ ખોદી કાઢી બ્હારકોટમાં વપરાયા. ઠામ ઠામ દટાયલાં મુડદાંની કબ્રોથી એ એક સ્મશાન ભુમિમાં પરિવર્તન પામી રહ્યું છે. પ્રાચીન રોમન જલાશયોને મ્હાત કરે એવી આ ગુજરાતની શિલ્પકૃતિ આ પ્રમાણે અદૃશ્ય થઇ ગઇ છે.

પુણા, ૩—૧૨—૧૯૨૬. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.



---

તા. ક. શ્રાવણ માસના 'મનન' માં લખ્યું હતું,—

"રા. રા. પ્રાણલાલે માનસિંહ વિશે અમુક કલ્પનાઓ કાલ્પનિક સંવાદમાં ગુંથી!" રા. રા. પ્રાણલાલ કૃપારામ દેસાઇએ સંવાદ ન્હોતો લખ્યો, નિબંધ જ લખેલો; "રાણા પ્રતાપ અને રાજા માનસિંહ" એ મથાળાનો: જેને માટે જુવો નવજીવન અને સત્ય એ માસિક, જુલાઇ ૧૯૧૫ નો અંક, પૃ. ૧૨—૧૬. એમનો નવો લુટેરો રા. પ્રાણલાલે લખ્યો તો છેક ૧૯૧૫ માં; પરંતુ તે એમને કોલેજમાં ભણતા હતા ત્યારનો સુઝેલો, અને તે વખતના કોલેજિયનો સામે એ તેમણે ખૂબ ચર્ચેલો.



વિખ્યાત આંગ્લ નાટ્યકાર બર્નાર્ડશૉ




સંચાલકો:—શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી અને રા. 'ચંદ્રકાન્ત.'

## માગશીર્ષ ૧૯૮૩.

### વિષયાનુક્રમણિકા.


| કાવ્યો | | પાન |
|---|---|---|
| ૧ | આકર્ષણ—રા. જયન્તકુમાર મ. ભટ્ટ. ... ... ... | ૨ |
| ૨ | મંદાકિનિ—રા. દેશળજી પરમાર. ... ... ... | ૬૯ |
| **નાટકો** | | |
| ૧ | પ્રતિજ્ઞા-બંધનં. ( એક પંચાંકી નાટક ) ( ચાલુ ) રા. ન્હાનુભાઈ પ્રભાશંકર મહેતા. .... .... .... | ૩ |
| ૨ | સેંટ જોન.—રા. ચન્દ્રવદન મહેતા. .... .... ... | ૨૫ |
| **વાર્તાઓ** | | |
| ૧ | અમોર. } ઉપહાર માટે. .... .... .... | ૪૯ |
| ૨ | પાગલ. } " .... .... .... | ૭૧ |
| **નિબંધો** | | |
| ૧ | ઇટાલીનો રાષ્ટ્રવિધાતા બેનિટો મુસોલિની—રા. છેલશંકર વ્યાસ. .... | ૧૩ |
| ૨ | શ્રધ્ધાનંદને શ્રધ્ધાંજલી. .... .... .... | ૭૭ |
| ૩ | બ્રિટીશ સામ્રાજ્ય અને હિન્દનો વ્યાપાર ઉદ્યોગ—શેઠ પુ. વિ. માવજી | ૪૩ |
| ૪ | કવિવર શેલી અને તેની કવિતા—' નિલમણી બાબુ ) બી.એ.એલ.એલ.બી. | ૮૯ |
| **પ્રકીર્ણ લેખો** | | |
| ૧ | દ્રષ્ટિસૌંદર્ય. ... ... .... .... .... | ૧ |
| ૨ | સૌંદર્ય—રા. ઓખાઇ. .... .... .... .... .... | ૪૦ |
| ૩ | માસિક મનન—પ્રો. બલવંતરાય ઠાકોર ... ... ... | ૬૩ |

# ચિત્ર સૂચિ.

## ત્રિરંગી.


| | | |
|---|---|---|
| ૧ | દષ્ટિ સૌંદર્ય—આર્ટીસ્ટ એડમંડ ડુનક ... ... | ૬૨૨ |
| ૨ | વિખ્યાત આંગ્લ નાટ્યકાર બર્નાડશૉ. ... | મુખપૃષ્ઠ. |


## એકરંગી.


| | | |
|---|---|---|
| ૧ | રજપૂત રમણી .... ... ... | ૨૨ |
| ૨ | મોગલ જનાના—આર્ટીસ્ટ ડેનીયલ ૧૮ મી સદી ... .... | ૨૩ |
| ૩-૬ | સેંટ જોન નાટકના દશ્યો .... ... ... | ૩૨ |
| ૭ | હિંદી છીંટના નમૂના ( ૧૭ મી સદી ) .... ... ... | ૪૩ |
| ૮ | ગુજરાતી કેલીકોના નમૂના (૧૭ મી સદી ) ... ... | ૪૬ |
| ૯-૧૦ | લગ્ન સમારંભ ... .... ... | ૪૭ |
| ૧૧ | સ્વામી શ્રધ્ધાનંદજીનો સ્વર્ગવાસ ... ... ... | ૮૬ |
| ૧૨ | મોગલ સરદાર ... ... .... ... .... | ૮૭ |




અમારા એજન્ટો

મેસર્સ—આર. વનમાલીદાસ એન્ડ કું૦, સોલ એજન્ટ.
જુની ભાટીયા મહાજન વાડી સામે, મુંબઈ.

મેસર્સ—બેચર કેશવજી એન્ડ સન્સ, રાજકોટ.
વિશ્વજ્યોતિ કાર્યાલય, સુરત બ્રાંચ.
ભાગાતળાવ રોડ, સુરત.

---






Printed & Published by WAMAN RAMSHANKER MASTER
at Lakshmi Art, Printing Works, 97 B, Sankli St, Byculla, Bombay, 8
All Blocks are made at our Studio.

સુવર્ણમાલા

માર્ગશીર્ષ ૧૯૮૩

## દૃષ્ટિ–સૌંદર્ય.

### (કવર પરના ચિત્રનો પરિચય)

હે સર્વાંગ સુંદર ! આ ત્હારા સૌંદર્યનો જ પ્રસાર છે, ને નિરાનંદ આકાશમાં બાલઅરૂણ-રવિ-રશ્મિ-સુશોભિત પ્રભાતનો જન્મ થાય છે, મધુ-મયી કંજ-કલિકા પ્રફુલ્લિત થઈ ત્રિહ્નિત ભ્રમરાવલીને અલોલ-કલ-કપોલ-ચુમ્બન દેછે, સુરભિત સમીર વસંત-કોકિલ-કુંજિત નિકુંજને મદવિહ્વળ કરતો રસિક હૃદયમાં સંચાર કરે છે અને પાર્વતીય નિર્ઝર દ્રુત-વિલંબિત ગતિથી વહેતો લીલી-તૃણ-સ્વલંકૃત ભૂમિનું મુખ ધોઇ રહ્યો છે. સુકુમાર મૃગ ચાલ ચાલથી ઉછળતો પલાયન કરી રહ્યો છે, કલ્પના-રંજિત સુલલિત વિહંગ-સંઘ તરૂશાખાઓ પર સુરીલા ગાયન ગાઇ રહ્યા છે, અને અનન્ય પ્રેમિઓના પરસ્પરના આલિંગનમાં અવર્ણનીય સુખ-સુધા-વૃષ્ટિ થઈ રહી છે.

હે પ્યારા મનમોહન ! તું સૌંદર્યસાગર છે. તેં મ્હારા જેવી નીરસ મરૂ ભૂમિમાં ત્હારા હૃદય સરોવરમાંથી એક બુંદ છોડયું, અને એજ કારણ છે, કે આજ હું મ્હારી ક્ષુદ્ર અહંતાનો સર્વનો ભાવત્યાગ કરીને સમસ્ત પ્રકૃતિમાં સૌંદર્ય-આનન્દ લાભ લઇ રહ્યો છું. મે પ્રત્યેક વસ્તુમાં આદર્શની તુલના કરી, હવે જ્યાં જોઉં છું, ત્યાં તારી દિવ્ય સુંદરતાની ઝળકજ દેખાય છે. ધન્ય આ દૃષ્ટિ-સૌંદર્યને, જે મહા કવિઓના પ્રેમાગ્ર હૃદયમાંથી નિરંતર પ્રવાહિત થઇ રહ્યું છે.

"તરંગિણી"

વર્ષ ૨ જું

અંક ૨ જો






# આકર્ષણ

(સોરઠ)



સખીરિ! સાંધ્ય સ્વરૂપ ધરી મન મારૂં
શાને ચલિત કરે.

સાંઝ સમા પલ પલ બદલાતા,
રંગ કપોલ પરે નહિ માતા,
જાતા ને પાછા ઉભરાતા,
હાસે રાસ રચીશું............સખીરિ! ૧



શ્યામ ઘને વન ઘોર ગભીરૂં,
ચપલાથી ક્ષણ થાય અધીરૂં,
નયન પ્રભા ઝલકી ઉઠી ધીરૂં,
નેને રસ સિંચીશું..........સખીરિ! ૨

મધ્યરાત્રિ શી શાન્ત સરે છે,
ચંડુલ મંજુલ રવથી ભરે છે,
શબ્દ સુણ્યા અધુરા-મધુરા—ને
હાસ્યે સકલ ભુલું..........સખીરિ! ૩

શીત સમીરની ધીર અસરમાં,
પુષ્પદલો હલતાંજ લહરમાં,
અંગુલિ તવ, તવ ક્ષુભિત અધરના
સ્પર્શે વિવશ બનું........સખીરિ! ૪

જયન્તકુમાર મણિશંકર ભટ્ટ.




પ્રતિજ્ઞા-બંધન.

(એક પંચાંકી નાટક.)

## આગલા પ્રકરણનો સાર.

ઓસ્ટર વાઈલ્ડના 'Duchess of Padua' ના નાટક ઉપરથી આ એક પંચાંકી નાટક યોજાયેલું છે. રાજનગર શહેરના એક 'સુંદર બાગ' આગળ, કુમાર, અમરસિંહ અને વિજયસિંહ એ ત્રણ મિત્રો લાંબી મજલ કાપી આવી પહોચે છે. આ ત્રણે મિત્રોને અહીં આવવાનું કારણ એ હતુ કે કુમારને પોતાના કાકા સબળસિંહે એક પત્ર લખી મોકલાવી તેને રૂબરૂમાં એ સ્થળે મળવા બોલાવ્યો હતો. નકકી કરેલા સમયે બધા હેતથી મળે છે. કુમાર પોતાના પિતાના સમાચાર જાણવા આગ્રહ કરેછે. કુમારના મિત્રો પાસેની એક ધર્મશાળામાં ચાલ્યા જવાથી એકાંત હોઇને, સબળસિંહે કુમાર પાસે, તારા પિતા એક મજબુત અને બાહોશ નૃપતિ હતા, પરંતુ અફસોસ કે ભૂપસિંહ નામના તારા પિતાના એક મિત્રના વિશ્વાસઘાતથીજ તારા પિતાનું જાહેર ફાંસીથી મરણ થયું હતું; તારૂં ખરૂં નામ રણવીર અને તારા પિતાનું નામ અજયસિંહ હતું; તારા પિતાના આ વિશ્વાસઘાતી મિત્ર ભૂપસિંહને તેના આ હીચકારા કાર્ય બદલ તારા પિતાનું રાજ્ય મળ્યું હતું; વિગેરે હકીકત ખુલ્લીરીતે વિદિત કરી હતી. કુમાર આ ઘોર હકીકત સાંભળીને બહુજ ઉશ્કેરાઇ જાય છે અને વેર લેવા કટિબદ્ધ થાય છે. કુમારને સબળસિંહ શાંતિ સાચવવા સમજાવે છે અને વેર લેવા માટે કેટલીક યુક્તિઓ ગોઠવી બતાવે છે. તે યુક્તિઓ પ્રમાણે કાર્ય કરવા કુમાર સંમત થાય છે, યાને પ્રતિજ્ઞા લ્યે છે. કાકા ભત્રીજાના આ ખાનગી વાર્તાલાપના સમયે રાજા ભૂપસિંહ તેના હજુરીઆ સાથે શિકાર માટે તે સ્થળે આવી પહોંચે છે. રાજા કેટલીક પુછપરછ કરીને કુમારને પોતાની સાથે રાખવા નકકી કરે છે. ત્યારપછી કુમારના મિત્રો કચવાતે મને વિદાય થાય છે અને સબળસિંહ પણ તેમજ કરે છે. રાજા જરા બાજુએ રહી જાય છે અને કુમાર એકલો પડી જાય છે અને તેથી વેરની વસુલાત લેવાના વિચાર-વમળોમાં વિંટળાઇ જાય છે. એટલામાં ભૂપસિંહની રાણી આવી પહોંચે છે. બંનેની નજરો મળે છે. કુમાર નિસ્તબ્ધ બની જાઇ 'એ કોણ' એવો ઉદ્‌ગાર કાઢે છે. અહીં પ્રથમ અંક સમાપ્ત થઇ બીજો અંક શરૂ થાય છે.

આ સુંદર બાગની પાસેજ ભૂપસિંહનો મહેલ હતો. મહેલમાં રાજા તથા તેના રાજ્યગુરૂ કાંઇક વાતચીતમાં હતા એટલામાં એક સૈનિક ગભરાટમાં આવી, 'નામદાર' દસ હજાર માણુસો મંદિરના મેદાનમાં એકઠા થયા છે અને ઉશ્કેરાટ ભૂત્રુ છે, એવા ખબર આપી ચાલતો થાય છે. રાણી વચ્ચે પડી લોકોને રાહત આપવા પ્રયાસ કરે છે. કુમાર આ વાત રાજાને કહેતાં તે રાણી તરફ ગુસ્સે થાય છે. પછી રાજા ગુસ્સામાં ને ગુસ્સામાં શિકારે નીકળી પડે છે. રાણી એકલી પડી જવાથી તર્કવિતર્કમાં પડે છે. થોડો સમય વીત્યો પછી તેણીની દૃષ્ટિ કુમાર તરફ જાય છે. બન્નેની આંખો મળે છે. એક બીજા પ્રેમની મસ્તીમાં મસ્ત થયા હોય એવો બેઉ વચ્ચે વાર્તાલાપ ચાલે છે. આજ વખતે સજ્જનસિંહ આવી પહોંચે છે અને આ દૃશ્ય જોઇ લ્યે છે અને તુર્તજ ચાલ્યો જાય છે. તેજ ઘડીએ એક રક્ષક 'આપને માટે આ વસ્તુ છે' એમ કહી તે નીચે મુકી ચાલ્યો જાય છે. કુમાર તે વસ્તુ જુવે તે પહેલાં રાણી તે વસ્તુ ઝુંટવી લ્યે છે. રાણી તે વસ્તુ —જમૈયો—કયાંથી આવી અને કોણે મોકલી એવો સવાલ કુમારને કરવા જાય છે ત્યાં કુમાર તે ઝુંટવી લ્યે છે. રાણી તુર્તજ તેની તપાસ માટે બહાર ચાલી જાય છે. કુમાર આ વસ્તુ જોઇને પસ્તાવો કરે છે અને 'અંતરાય', 'અંતરાય' એમ તેનાથી બોલાઇ જવાય છે. રાણી આ શબ્દો સાંભળી જાય છે અને પૂછે છે કે શાનો અંતરાય! કુમાર હતાશ થઇ જવાબ આપે છે કે સૌંદર્ય અને પ્રેમ એ મ્હારી કારમી પ્રતિજ્ઞાને વિસરાવે છે. આ જવાબથી બેઉ વચ્ચે ઘણી મર્મભેદક રકઝક ચાલે છે. રાણી, પ્રકાશ પહેલાં પ્રેમનો આ પ્રમાણે વિલય થતો હોવાથી કુમારને પ્રેમની યાદદાસ્ત આપી પીગળાવવા વ્યર્થ પ્રયત્ન કરે છે. છેવટે કુમાર ત્યાંથી ખસી જાય છે. તેવામાં રાજા પણ આવી પહોંચે છે, અને રાણીને સાથે આવવા અત્યાગ્રહ કરે છે; પરંતુ રાણીની નાખુશી જોઇને રાજા તેને ત્યજી દઇ બાજુએ ચાલ્યો જાય છે. રાણી એકાંતમાં પડી જવાથી ઘણાજ ખેદ સાથે પોતાના કિસ્મત ઉપર રોષ કરે છે અને આપઘાત કરવા સારૂ પોતાની કમ્મર પરથી કટારી કાઢે છે અને એકી નજર તેના સામું જોઇ રહે છે.

(હવે આગળ વાંચો.)

---

## અંક ૩ જો.

### શયન ગ્રહ.

[ રાજમહેલમાં શયન-ગૃહ. આરસના વિશાળ ઉંચા ખંડમાં બે બાજુ જુની નકશીના સીસમના બે છત્રી પલંગ. મધ્યમાં સંગેમરમરની નીચી દિવાલવાળો નાનો હોજ. હોજમાં વચ્ચે ફુવારામાંથી ફરતાં ઉડતાં ગુલાબજલનાં આછાં ફોરાં. હોજનું જલ આથી આછું આછું કંપાયમાન થાય છે. ખંડમાં ચાર બાજુ ખુણાપર નાજુક મૂર્તિઓ. એક કામદેવ અને રતિના સંવનનની. બીજી એક નાના ફીરસ્તાની. ત્રીજી હેલબરી આવતી એક કન્યકાની, અને ચોથી મૂર્તિ ઘુંટણ પર પડી તીર

ફેંકતા યોદ્ધાની. દ્વાર પાસે આરસની ઉંચી બેઠકના કુંડાં છે. બારીઓ પર ચક ઝુલી રહ્યા છે. બે બાજુની સામસામી દિવાલપર જુદી જુદી અદાની અર્ધવસ્ત્ર સંકોરતી લજ્જિત સુંદરીની છબીઓ. બીજી બે દિવાલ પર કુદરતનાં દૃશ્યની છબીઓ. છત પર સુફેદ વેલની ઉઠતી આકૃતિ, છત પર વચ્ચે એક મોટું અને આસપાસ ચાર નાનાં એમ ઝુમ્મર ટાંગેલાં છે. ખંડની એક બાજુ મોહક ચન્દ્રશાળા. બીજી બાજુ ચાલ વટતાં સીડી ઉતરી જવાય તેવો નીચે પડતો ઘુમ્મટવાળો ખંડ. તેમાં બહાર પડતા ત્રણ ઝરૂખા. કુમાર તે ઝરૂખાવાળા ખંડમાં આવે છે.]

કુમારઃ—કેટલી ભયાનક રાત્રિ. અંધકારના કેવા થર જામ્યા છે. આ પવનના તોફાનથી કેટલાંય વૃક્ષો અને ગૃહો જડમૂળથી ઉખડી ગયાં હશે, મસ્ત બનેલ હાથીની જેમ વિદ્યુત્ જગત્ ને આંગણે આજ ઘુમે છે. કંઇકને તે ઝડપી લેશે.

મ્હારા હૃદયમાં પણ આજ એટલાં જ તુમુલ તોફાન મચ્યાં છે. શકતકાકા સમક્ષ લીધેલ શપથની આજ ખરી કસોટીની ક્ષણ છે.

પણ—સામે કોણ!

સબળઃ—એજ. ત્હારા વેરનો ભાગીદાર. બહાર મૃત્યુએ આજ ઉજાણી માંડી છે. જો તે પ્રકૃતિનાં ઘુઘવતાં નૃત્ય અને રૂદ્ર હાસ્ય, ત્હારા વેરને એ આહ્વાન્ આપી રહ્યાં છે. કુમાર, જાગ્રત્ થા.

કુમારઃ—તમે આ સમયે આંહી આવશો એમ સ્વપ્ને પણ મ્હને ખ્યાલ હતો નહીં.

સબળઃ—જો. પ્હેલાં મ્હેં શીશી તૈયારી કરી રાખી છે તે જણાવી દઉં. લાલ દરવાજા પાસે મ્હેં બે ઘોડા તૈયાર રખાવ્યા છે ત્યાંથી હાલ તો આપણે—

[આસપાસ જુવે છે અને કંઇક કાનમાં કહે છે.]

કુમારઃ—કાકા. એમ નહીં બની શકે.

સબળઃ—નહીં. તેમજ થશે.

કુમારઃ—ત્યારે સાંભળો. ભુપસિંહના ખૂનનો વિચાર મ્હેં માંડી વાળ્યો છે.

સબળઃ—શું? તેં શું કહ્યું? નાદાન, શું તું ખરૂં કહે છે?

કુમારઃ—હા, એ સાચું જ છે.

સબળઃ—ત્હારી બાજુમાં જે જમૈયો લટકી રહ્યો છે તેને તું શું ભૂલી જાય છે? અને ત્હારી પ્રતિજ્ઞા!

કુમારઃ—નહીં. શકતસિંહ મ્હારો એ છેવટનો જ નિશ્ચય છે.

સબળઃ—ત્હારા પિતાના ખુનનું શું ?

કુમારઃ—શકત્ બાપુ, ત્હમે શું એમ્ માનો છો કે મ્હારા બાપુ આના લોહીમાં હાથ ખરડયાથી ખૂશી થશે ?

સબળઃ—હા, તેનો આત્મા તોજ અને ત્યારેજ શાન્તિ પામશે.

કુમારઃ—હું એમ નથી માનતો. આ જગત્ પાસે કંઈક જુદા પ્રકારનું જ જ્ઞાન વસે છે, વેર એ પ્રભુનો હિસાબ છે. તો તે જ એ હિસાબ સમજી લેશે.

સબળઃ—તેનો પાડવેલ તું વેર—દ્દત છે. તો એ વેરની લેવડ દેવડ તું જ નક્કી કર.

કુમારઃ—પ્રભુ પાસે કોઈ વેર—દ્દત નથી. તે આમો નિર્ણય સ્વહસ્તે જ કરશે. હું આ આદમીને નહીં જ મારૂં.

સબળઃ—તો પછી તું આંહી ઘુમે છે શું કામ?

કુમારઃ—ભૂપસિંહના શયન—ગૃહમાં જઇ આ જમૈયો તથા આ પત્ર તેની છાતી પર મૂકું છું, જ્યારે તે જાગશે અને જોશે ત્યારે તેને જાગ્રતિ આવશે કે તે કોના હાથમાં રમતો હતો. અને તેને કોણે જતો કર્યો ? વેરનો આ દૈવી અંશ નથી ?

સબળઃ—ત્યારે તું શું તેનાપર હાથ નહીં જ ચલાવે ?

કુમારઃ—ના, ના અને ના.

સબળઃ—નાલાયક પુત્ર, ત્હારા અમીર બાપના વેચનાર ને એક ક્ષણ પણ જીવવા તું કેમ દઈ શકે છે ?

કુમારઃ—તે દિવસે ગુસ્સાના પહેલા આવેશમાં બાગમાં જ મ્હેં તેને આહ્વાન્ આપી લોંય ચાટતો કર્યો હોત.

સબળઃ—છટકવાનાં હવે બધાં એ બ્હારનાં છે. હીચકારા, હજુ પણ જા અને જમૈયાની ધાર પર એના કલેજાને ઉઠાવી લાવ.

કુમારઃ—હું તમને શપથ આપી પૂછું છું: મ્હારી જગ્યા પર મારા બાપુ હોત તો આમ એક ચોરની માફક રાત્રિના શયન—ગૃહમાં જઇ તે તેના વેરીને હણત ખરા ?

સબળઃ—(જરા અચકાતાં) ત્હેં મ્હારી સમક્ષ પ્રતિજ્ઞા લીધી છે.

કુમારઃ—એ પ્રતિજ્ઞાનું વજુદ હું જોતો નથી.

સબળઃ—નાદાન, તું એમ સમજે છે કે હું બાળક છું ? રાણીની સાથેની ત્હારી બધી ગુફ્તેગો હું જાણું છું.

કુમારઃ—ખબરદાર! તેને વિષે એક શબ્દ પણ બોલ્યા તો !

સબળઃ—એક નવરાશના સાધન તરિકે લેખવાને બદલે તેના પ્રેમનો તેં સ્વીકાર કર્યો, એટલેજ આમ કર્તવ્ય વિમુખ બનવા તત્પર થયો છે !

કુમારઃ—આ જર્જરિત ઉમ્મરે ત્હમારા હૃદયનાં દ્વાર એ પ્રેમ ઝરણુ માટે બંધ થયા લાગે છે. એ મદઘેરાં સ્વપ્નો માટે ત્હમારી આંખ આડાં પડળ આવ્યાં છે અને બહેરા થયેલ કાન એ પ્રેમનું દિવ્ય સંગીત સુણવા અશક્ત થયા છે. પ્રેમની ત્હમે વાત કરો છો: પ્રેમ એ શું બક્ષીસ છે તેનો ત્હમને ખ્યાલ જરૂર નથી.

સબળઃ—છોકરા, જુવાનીમાં અમે પણ એ નાદાની જોયેલી ચુંબન અને રસછોળમાં જ જીવતા અમે સ્વપ્ન જોતા. પ્રેમ માટે તે વખત મરવા અમે તૈયાર હતા અને અત્યારે જીવીએ છીયે. સત્ય હકીકત એ છે કે આપણે બધાજ પશુ છીયે અને પ્રેમ એ વિષયનું રૂપાંતર નામ છે. પવિત્રતાનો એ નામ પર આપણે કૃત્રિમ ઓપ ચઢાવી આપણી જાતને છેતરી રહ્યા છીયે.

કુમારઃ—હવેજ હું સમજી શકું છું કે ખરા પ્રેમનો અર્થ ત્હમને દુર્લભ છે. જુઓ.

પ્રેમ એ જીવનનો દૈવી કરાર છે. જ્યાં દુર્ગુણ હોય ત્યાં તે સદ્દગુણ સ્થાપે છે. જગતની બધી મલિનતાથી માનવીને તે ઘસડી બહાર લાવે છે. સોનું અને કથીર દૂર કરતી તે અગ્નિશિખ છે. પંકમાં તે પંકજ રોપે છે. માનવ જાત સાથે દેવો વસતા તે વખત વહી ગયો છે, પરંતુ તેમની મૂર્તિ—પ્રેમ—તે અણમૂલિ બક્ષીસ આજ એક જગત પર હૈયાત છે. મનુષ્ય જ્યારે આને ચાહે છે ત્યારે તેને પ્રભુની ઝાંખી થાય છે.

જ્યાં વિશુદ્ધિ હોય એવા કુટિરમાં પણ જઇ તે વસે છે. પરંતુ ખૂન કે લોહી જ્યારે દ્વાર ખડખડાવે છે અને અંદર પ્રવેશ કરે છે ત્યારે પ્રેમ ઘાયલ થઈ મૃત્યુવશ થાય છે. પાપ માટેની પ્રભુની એ શિક્ષા છે. દુરિજન કદી ચાહી શકતા જ નથી—

[ શયન—ગૃહમાંથી એક કારમી ચીસ સંભળાય છે. ]

આહ ! એ શું થયું. નહીં. એ તો બહારનાં ઘમસાણ.

—એટલે મ્હને લાગે છે, મનુષ્યના આત્માને રક્ષવા પ્રેમની મૂર્તિ રૂપ સ્ત્રીને જગત્ પર મોકલવામાં આવી છે. રાણીના સ્નેહથી મ્હને એ સ્ફુર્યું કે વેર એ મારવામાં નથી પણ તારવામાં છે. ઈશ્વરનો શું એ આદેશ નથી કે ત્હારા દુશ્મનને તું ક્ષમા આપ.

સબળઃ—એ તો સત્યયુગની વાત છે. હાલનો વહીવટ તો જુદો છે.

કુમારઃ—સત્ય એક યુગ માટે નહીં પણ સર્વ યુગ માટે સત્ય જ છે.

સબળઃ—અને ત્હમારાં દેવી આ જાણી રાજી થશે?

કુમારઃ—અફસોસ! એ દેવીનું મુખ હું ફરી નહીં જોઈ શકું. આવેશમાં મ્હેં એને તરછોડી છે, અને તેના હૃદયમાંથી કદાચ સદાને માટે મ્હેં સ્થાન ગુમાવ્યું છે.

સબળઃ—ત્યારે તું શું કરશે?

કુમારઃ—આ જુમૈયો ત્યાં મૂકી હું આ નગર છોડી જઈશ.

સબળઃ—અને પછી?

કુમારઃ—દેશને સ્વતંત્ર બનાવવા યુદ્ધમાં ઝંપલાવીશ.

[ ફરી શયનગૃહમાંથી ચીસ સંભળાય છે. ]

કુમારઃ—એ કોની ચીસ?

સબળઃ—બીજી કઇ ચીસ? વેર લેવા તે યાદી આપી રહી છે. કુમાર, બોલ. સ્હવાર જલદી થશે. ભૂપસિંહને મારવા તું તૈયાર છે?

કુમારઃ—મ્હારો નિશ્ચય મ્હેં જણાવી દીધો છે.

સબળઃ—ઇશ્વરનો હું આજેજ ઉપકાર માનું છું, પરંતુ અત્યારે તો જરૂર મ્હને પુત્ર ના આપવા માટે તેનો અંતઃકરણથી આભાર માનું છું. નીમકહરામ છોકરા, ત્હને અને તારા વિશ્વાસઘાતને છેલ્લા નમસ્કાર.

કુમારઃ—પ્રણામ, શકત બાપુ. કોઇક દિને પણ મ્હારી વેરની વસુલાત ત્હમે સમજશો.

સબળઃ—કદી નહીં. બેવકૂફ.

[ ક્રોધના આવેશમાં તે બહાર ધસી જાય છે. ]

કુમારઃ—અજયસિંહ. બાપુ. મ્હારી આસપાસ કોઇજ નથી. હું જે દિશાએ

જાઉં છું તે બરાબર છે કે કેમ તેની પણ મ્હને સમજ નથી. પિતા, ત્હમારા અંશો મ્હને સન્માર્ગે દોરો.

[ શયન—ગૃહ તરફ જતાં ]

જ્યારે તે જાગશે અને આ પત્ર જોશે ત્યારે તેને જીવન પર કંટાળો નહીં આવે! કદાચ તેને પશ્ચાત્તાપ નહીં થાય? અને તેથી કદાચ તેનો જીવન પલટો નહીં થાય? કે આ સર્વ તરફ તે તિરસ્કારથી હસશે!

[ તે ધીમેથી સીડી ચ્હડે છે. દ્વાર પર જઈ ચક ખેસવે છે. ત્યાં સામે રાણીને મોતના ફીક્કા ચહેરાવાળી જુવે છે, કુમાર પાછો હઠી જાય છે. ]

રાણીઃ—કુમાર? અત્યારે! આંહીં?

કુમારઃ—દેવી, પ્રભુએ જ ત્હમને આંહીં મોકલ્યાં. વેર કરતાં ક્ષમા મહત્તર છે તે હું તમ કનેથી જ શીખ્યો છું.

રાણીઃ—કુમાર, ત્યારે શું આપણી વચ્ચેના અંતરાય સર્વ તૂટી પડયા છે?

કુમારઃ—સદાને માટે દેવી. આપણી વચ્ચે કશીજ દિવાલ નથી.

રાણીઃ—હા. તે માટે મ્હેં જાતે જ ધ્યાન આપ્યું છે.

કુમારઃ—જરા આંહીં થંભો. હું હમણાં જ પાછો આવું છું.

રાણીઃ—નહીં કુમાર, હવે થાપ આપી તું નહીં જઈ શકે.

કુમારઃ—હું શયન—ગૃહમાં જઈ તરતજ આવું છું. આ પત્ર અને જમૈયો ત્યાં મૂકી આવું અને તે જ્યારે જાગશે—

રાણીઃ—કોણ જાગશે?

કુમારઃ—કેમ ભૂપસિંહ?

રાણીઃ—તે જાગશે જ નહીં.

કુમારઃ—એટલે!

રાણીઃ—તે આ લોક છોડી ગયેલ છે.

કુમારઃ—ઓહ પ્રભુ! તારી કેવી અકલિત લીલા છે! ત્હારા હાથમાં જ્યારે મ્હારા વેરનો ભાર મ્હેં મૂકયો ત્યારે મ્હને ખ્યાલ નહોતો કે ત્હારો ન્યાય આટલો અચૂક હશે!

કુમારઃ—જ્યાં ગુન્હો છે, ત્યાં પ્રેમને સ્થાન્ નથી.

રાણીઃ—ગુન્હો છે ત્યાં પ્રેમને સ્થાન નથી? અરે! પુરૂષ કરતાં સ્ત્રી કેવી જુદી જ રીતે ચાહે છે. જગતમાં સ્ત્રી શું શું સહન કરી રહી છે? કોઇ મજુર કે કોઇ નાવિક રોજીના તમામ પૈસા જુગાર પીઠાં કે વેશ્યાને ત્યાં અધમ રીતે ખર્ચી, લઢતો, ગઘડતો કે ધમપછાડ કરતો દારૂના નશામાં લથડીયાં ખાતો ઘેર આવે છે. ભૂખને લીધે રડતાં નાના બાળકને છાનું રાખતી કે ચુલો હોલાય નહીં તેની કાળજી રાખતી ધણીના આવવાની તે રાહ જોતી હોય છે. કાંઇ પણ વાંક વિના છતાં તેના પર માર પડે છે. અને છતાંય તે તેને ચાહે છે. વાંસામાં સોળ ઉઠેલી કે મ્હોંપર મારથી સૂજી આવ્યું હોય તે સર્વ ભુલી સ્હવારના તે વહેલી ઉઠે છે, વાસીદું વાળે છે અને ઝીણું ગાતી કે બાળક સામું જોઇ આછું હસતી ઘરના નિત્યના કામ પર તે ચડી જાય છે. સ્ત્રીનું હૃદય જુદા પ્રકારનું ઘડાયેલું હોય છે. પુરૂષ સ્ત્રીને ચાહતાં જીવનનો એક અંશજ માત્ર ખરચે છે, ત્યારે સ્ત્રી પુરૂષને ચાહતાં પોતાનું જીવન સર્વસ્વ અર્પણ કરી દે છે.

કુમાર, હવે તું મ્હને આમ છોડી દેશે તો મ્હારે જીવવું કેમ? મ્હારે જવું કયાં?

કુમારઃ—જહન્નતમાં.

રાણીઃ—કુમાર, કુમાર, મ્હને આમ અંતિમ્ નિરાશા તરફ ના ધકેલ.

[તે કુમાર તરફ ભેટવા ધસે છે. કુમાર તેને ધક્કો મારતાં તે પડી જાય છે. આકાશમાં વિદ્યુતનો ચમકાર થાય છે અને એક મોટો અવાજ દિશાઓ ભરી દે છે. કુમાર દોડી જાય છે.]

રાણીઃ—ખબરદાર! એક ડગલું આગળ ભર્યું તો. પકડો પકડો એ ખૂનીને.

[રક્ષકો મશાલ લઇ દોડતા આવે છે.]

જુઓ જાય, પકડો તે ખૂનીને...

[કુમાર પાછળ રક્ષકો પડે છે, રાણી તે દિશા તરફ નીરખી રહે છે.]

(પડદો પડે છે)

લેખકઃ—ન્હાનુભાઈ પ્રભાશંકર મ્હેતા.



# ઇટલીનો રાષ્ટ્રવિધાતા

## બેનિટો મ્યુસોલિની.

લેખક – છેલશંકર દ. વ્યાસ.

ઓસ્ટ્રીઆમાંથી હદપાર બનેલો બેનિટો ઇટાલી આવીને રોમાના તાલુકાના ફોર્લી ગામમાં આવી વસ્યો. ત્યાં એણે સમાજવાદના ગેબી સંદેશ સુણાવતું 'La lotta di classe' નામનું એક સાપ્તાહિક શરૂ કર્યું. એ વખતે રોમાનામાં બે રાજદ્વારી પક્ષો સદાકાળ બથંબથાં કર્યા કરતા. એક પક્ષ હતો પ્રજાસત્તાકવાદી અને બીજો હતો સમાજવાદી. બીજો પક્ષ બળવાન અને સાધનસંપન્ન હતો. મ્યુસોલિનીએ સમાજવાદની પીઠ થાબડી પ્રજાસત્તાકવાદ ઉપર વાણીપ્રહારો કરવા શરુ કર્યા એણે પ્રેરણાભર્યા લેખો લખીને લોકમત કેળવવા માંડયો.

એનાં લગ્ન થયાને એક જ વર્ષ વીત્યું હતું. દાંપત્યના મધુર લ્હાવા સમી પુત્રી પણ એને આંગણે અવતરી હતી. ત્યારે એને પગાર ફકત ૧૨૦ લાયર મળતો. કુટુંબનું પોષણ એમાં માંડ માંડ થઇ શકતું કંઇક ખ્યાતિને વર્યા છતાં હજુ યે તે એકાન્તસંતોષી ને ઓછાબોલો માણસ હતો. શિથિલ રાજનીતિ અને કાવત્રાંબાજીને તે આત્માના ઉંડાણમાંથી ધિક્કારતો. દેખાવે તે કલાન્ત, ગમગીન ને તેજોહીન લાગતો. જુનાંપાનાં કપડાં વડે તે રોડવી લેતો. આ સમયે કંઇક જડ અને અસંસ્કૃત લાગતા મ્યુસોલિનીની મુદ્રા આજે આટલી તેજસ્વી, આટલી કાવ્યમય અને આટલી વેધક કેમ બની હશે એ માનસશાસ્ત્રીઓ માટે એક અગમ્ય કોયડો જ છે.

દેખાવ અને ઠઠેરા કરતાં સંગીન કામને, સંખ્યા કરતાં શક્તિને ચાહતો મ્યુસોલિની પોતાના સમાજવાદી પત્રમાં કેવાં કેવાં બળવાન સૂત્રો રજુ કરતો ? "અમારે સંખ્યા નથી જોઇતી. અમે તો સાચા સેવકો વાંચ્છીએ છીએ. નમ્ર આજ્ઞાધીન, પરતંત્ર મેંઢાંઓ કરતાં ફક્ત ગણ્યાગાંઠયા અડગ નરવીરો જ અમારે જોઈયે છે. જેમનામાં આત્મવિશ્વાસ હોય, સૈનિકતાની શહીદી હોય, ધ્યેયસિદ્ધિની નિર્વિકાર શ્રદ્ધા હોય એવા અલ્પસંખ્ય બહાદુરોની જ અમારે જરૂરત છે." સમાજવાદીઓ આગળ ફરી ફરીને એણે આવા મહારથીઓની માંગણી કરી, પણ એનો પ્રતિધ્વનિ સરખો યે ન સંભળાયો. સમાજવાદીઓમાં તો મ્યુસોલિનીના આગમન કાળે જ એટલે કે ૧૯૦૫ થી જ સડો પેઠો હતો

ટુંક મુદતમાં જ કાબેલ મ્યુસોલિનીએ પરિસ્થિતિનું પારખુ કરી લીધું. એ ચુસ્ત સમાજવાદી હતો, છતાં એનામાં વ્યક્તિત્વવાદ ખીલતો જતો હતો. એના સાપ્તાહિક પત્રના અગ્રલેખો એક પ્રખર ને જ્વલન્ત શક્તિધારી નેતાના આવાહનથી જ પૂરાયેલા છે. સમાજવાદીઓ આગળ ગણતર શક્તિસંપન્ન સૈનિકો કાઢવાની માગણી ધરવામાં જ મ્યુસોલિનીના ગૂઢ વ્યક્તિત્વવાદનું બીજ હતું. ચાર વરસ સુધી મ્યુસોલિનીએ દેશની પરિસ્થિતિનો અભ્યાસ કર્યો. માતૃભૂમિની કાયા, સ્વાર્થી સમાજવાદી ગૃધ્રોની ચાંચો વડે પીંખાતી એણે દીઠી. વર્ગવિગ્રહનાં ઠેર ઠેર મંડાણ થયાં હતાં. ઔદ્યોગિક અંધાધુંધી સર્વત્ર પ્રવર્તતી હતી. મારફાડ, લૂંટાલૂંટ, હડતાળો અને નાના નાના બળવા દેશનું નખ્ખોદ વાળતાં હતાં. અરાજકતાનાં કુલક્ષણો રાજનીતિનાં અવસાનના ઓળા સમાણાં ઇટાલીના શાસનતંત્ર ઉપર ગાઢ ગાઢ પથરાતાં હતાં. રોમના શિષ્ટ વર્ગ ઉપર સમાજવાદીઓ રોજ રોજ આક્રમણો લઈ જઈને જનતાની પાયમાલી કરતા હતા. મ્યુસોલિની પણ આ વિગ્રહોમાં ઝુકાવતો, પરંતુ એની આપ્ત દ્રષ્ટિને વસ્તુનાં તળીઆટાં તત્વોની પ્રતીતિ વહેલી વહેલી થઈ ગઈ. અને જેમ જેમ તે સમાજનો, રાજપ્રકરણનો અને શાસનતંત્રનો અભ્યાસી બનતો ગયો તેમ તેમ કોઈ શક્તિસંપન્ન નેતા માટે, કોઈ અમાનુષી શક્તિના પૂર સમા સુદૃઢ સૈનિકસંઘની સ્થાપના માટે એની પ્યાસ વધતી જ ચાલી. સ્વદેશની દુર્દશા નીહાળીને એનાં હૃદયમાં કાળી વેદના થવા લાગી. સમાજવાદનો અથંગ સેવક રહીને જ તે સમાજવાદના પરાજયનાં બીજ રોપતો હતો.

એણે પોતાના પત્ર દ્વારા શક્તિના ધગધગતા સન્દેશ પાઠવવા માંડયા. સંગઠ્ઠન અને સંઘબળની એણે હાકલો પાડી. એ બળતાં આવાહનોનો પ્રતિધ્વનિ મંદ—અતિ મંદ ઉઠયો. સમાજવાદીઓ સઘળા શિથિલ હતા. માત્ર સંખ્યાબળના જ પ્રતાપે તેમણે પાર્લામેન્ટ સર કરી હતી. એમની નિર્બળતા, બેદરકારી અને અશક્તિ જોઈને મ્યુસોલિનીએ—કટ્ટર સમાજવાદી મ્યુસોલિનીએ—છચોક પોકાર્યું કે ઈટાલીના શાસનતંત્રને પક્ષાઘાત થયો છે અને પક્ષાઘાતનો વ્યાધિ વધારેમાં વધારે ઉગ્ર સ્વરૂપે સમાજવાદીઓ ઉપર ઉતર્યો છે. અને પછી કોઈ દિવ્ય શક્તિ ધારી અધિષ્ઠાતા દેવની જેમ એણે બુલંદ સૂરે ઇટાલીની પ્રજાને સુણાવ્યું, "ઇટાલીની પાર્લામેન્ટ આજે સડેલી છે, માતૃભૂમિને હાનિકર્તા છે. કાંતો એમાં આપણે પરિવર્તન લાવવું જોઈએ અગર તો એનો સંહાર કરવો જોઈએ. ઈટાલીઅન પાર્લામેન્ટને પ્રતિભાશાળી માણસોએ હવે સ્વાધીન કરવી ઘટે છે."

સમાજવાદીઓએ મ્યુસોલિનીની હાકલ સાંભળી, અને તેમને પોતાના કટ્ટર સમાજવાદી એ સાગરિતના વલણનું અણચિંતવ્યું પરિવર્તન આકરૂં લાગ્યું. પણ સમાજવાદીઓ સત્તાબળે મદ—ચકચૂર હતા. તેમને સેંકડો મ્યુસોલિનીઓની પરવાહ નહોતી. એક મ્યુસોલિનીને ચોળી, છુંદી, ભૂંસી નાંખવાને એમણે સહેલાં શસ્ત્રો ઉગામ્યાં. મ્યુસોલિનીની નિગૂઢ શક્તિઓનો એમને ખ્યાલ નહોતો. મ્યુસોલિનીના અજબ વ્યક્તિત્વનું એમને ભાન નહોતું. ઉન્મત્ત બનીને એમણે મ્યુસો-

લિની ઉપર સત્તાના શસ્ત્રો ચલાવવા માંડયાં. જાહેર સભાઓમાં, ખાનગી વ્યવહારમાં અને રાજરમતના અખાડામાં તેમણે મ્યુસોલિની ઉપર તિરસ્કારના વરસાદ વર્ષાવ્યા. ડગલે ને પગલે તેમણે મ્યુસોલિનીને હડધુત કર્યો. સમાજવાદ અને સડેલી રાજ-વ્યવસ્થા સામે હજુ તો મ્યુસોલિની એકલમલ્લની જેમ ભીષણ સંગ્રામ ખેલ્યે જતો હતો. થોડાક જ માણસો એને ચાહતા. ઘણા એને ધિક્કારતા અને એથીય વધારે એના શત્રુઓ હતા. સમાજવાદીઓના સત્તાબળ નીચે દબાએલાં ને એટલે જ પ્રાણ સત્ત્વ હારી બેઠેલો આમવર્ગ મ્યુસોલિનીની હાકલે સચેત બનવા 'ના' પાડતો હતો અને છતાં કોઈ દેવમાનવ—Superman—ના આત્મવિશ્વાસથી તે જાહેરમાં વદતો, "હડધુત થવામાં જ જીવનની મહત્તા છે. જો મને એવી પૂર્ણ પ્રતીતિ ન હોય કે મારી આસપાસ વેરની, તિરસ્કારની અને થોડાએક સ્નેહની ગાઢી જાળ બિછાવાઈ ગઈ છે, તો તો હું જીવનજ ન જીવી શકું. જગત સામે મોરચા માંડવામાં જ જીવનની સાર્થકતા છે, જગતની જુલ્મજહાંગીરીને તાબે થવામાં તો જીવન્ત મૃત્યુ જ છે." સમાજથી, પ્રજાથી અને રાજપુરૂષોથી તિરસ્કૃત થએલો મ્યુસોલિની પોતાના ગરીબ ઘરમાં જીવનસહચરીને સંગે જીવન જીવી જાણતો. ગૃહ એને માટે આશ્વાસન અને પ્રેરણાનું મંદિર હતું. તે ઓછું બોલતો. કંઈક કરી બતાવતો અને ઘણોએક સમય એકાન્તમા બેસીને પુસ્તકો 'ભરખતો' અથવા તો પોતાના સ્વમાનપ્રિય આત્માના પ્રતિબિમ્બ સમું ઇસરાજ લઈને જીવન મસ્તીના સૂરો છેડતો. એના પ્રત્યેક સ્વરમાંથી બસ એક જ બુલંદ અને અવિકૃત ધ્વનિ ઉઠતો, "અભ્યાસ, આપત્તિ, અવિરત ઝુંબેશઃ મારૂં જીવન આ ત્રણ વસ્તુનું જ ઘડીયું છે." અને એ ત્રણ વસ્તુએ જ આજે એને યુરોપ આખાની જીહ્વાગ્રે ચડાવી મૂકયો છે. યુરોપ દબાતે અવાજે પોકારે છે કે મ્યુસોલિની આજનો નેપોલિયન છે.

દિવસો વીત્યા અને મ્યુસોલિનીને સમાજવાદીઓની નબળાઈ વધારે ને વધારે તીવ્રપણે સાલવા લાગી. એની હારોહાર કામ કરનારા લગભગ બધા સમાજવાદીઓ સાથે એને વૈમનસ્ય થયું. સમાજવાદીઓ એને કર્મહીન, નિરૂત્સાહ, સિદ્ધાન્તના પ્રશ્નમાં પણ સમાધાન સ્વીકારનારા નિર્વીર્ય નેતાઓ લાગ્યા. તેઓ વિપ્લવ અને સુધારણા વચ્ચે ગડમથલ કરનારા માત્ર શબ્દવાદીઓ હતા. ઊંમ શ્રદ્ધા, આત્મબળ અને મારમાર કરતી સક્રિયતાનો એમનામાં સદંતર અભાવ હતો. મ્યુસોલિની રોમેનાના સમાજવાદીઓનો નેતા હતો. એણે સભાઓ ભરી ભરીને સહચારી સમાજવાદી નેતાઓ સામે વાગબાણો ફેંકવા માંડયાં. પ્રત્યેક સભામાં એણે બન્ધુ સમાજવાદીઓના ઠરાવો રદ કરાવીને પોતાની અદ્ભુત વક્તૃત્વ શક્તિ અને વ્યક્તિત્વના બળે પોતાના જ ઠરાવો બહાલ રખાવ્યા. સભામાં એનો સામનો કર-નારે કોઇ ભાગ્યે જ નીકળતો. એની દલીલોના ધોધમાર પ્રવાહ આગળ બુદ્ધિમાનોની તર્કશક્તિ બુઠ્ઠી બની જતી. પ્રત્યેક સભામાં, પ્રત્યેક પ્રસંગે, પ્રત્યેક ભાષણમાં એણે એક જ અવિકારી મંત્ર સુણાવ્યો, "અવિરત ઝુઝો, સતત લડાઇ કરો, અને સાથે સાથે રચનાત્મક કાય આદરો—Fight while constructing."

દિવસે દિવસે સમાજવાદી મ્યુસોલિની અથંગ વ્યક્તિત્વવાદી બનતો હતો. સમાજવાદીઓ સાથે એને રોજ રોજ અખાડા થતા, અને છતાં તે સમાજવાદીઓનો જ સહકર્મચારી હતો. એમ કરતાં કરતાં ૧૯૧૧ નું વર્ષ આવ્યું, જે મ્યુસોલિની-ના જીવનની સંક્રમણનું વિધાયક બન્યું.

ભૂમધ્ય સમુદ્રને સામે કાંઠે, ઇટાલીના સાર્વભૌમત્વના રાજચિન્હ સમું ટ્રીપોલી સંસ્થાન આફ્રિકાની ઉત્તર દિશાનો આરો રોકીને ઉભું છે. એના પર પૂર્ણ આધિપત્ય જમાવવા સારૂ ઇટાલીએ ૧૯૧૧ માં વિગ્રહ આદર્યો. સમાજવાદી સરકારે લશ્કરનાં કટક સજ્જ કર્યાં. ગણુતરીબાજ મ્યુસોલિનીએ આ વિગ્રહનો પ્રચંડ વિરોધ કર્યો. એણે જાહેર કર્યું કે 'સાંસ્થાનિક લડાઈઓમાંથી જો દેશના માનવલક્ષ્મીના ભોગ જેટલો જ બદલો ન મળી રહે તો એવા વિગ્રહો મચાવવાજ ન જોઇએ. ટ્રીપોલી-ના વિગ્રહનું પરિણામ ઇટાલીના ભોગને સપ્રમાણુ નથી જ. માટે એ લડાઇ તતક્ષણુ અટકાવવી જ જોઇએ. બંધુ સમાજવાદીઓને મ્યુસોલિનીને ચાંપી દેવાનો આ અવસર હતો અને એ તેમણે કુનેહબાજીપૂર્વક ઉપયોગી લીધો. એ વખતે રાષ્ટ્રભાવના અથવા રાષ્ટ્રવાદ એક દૂષણ ગણાતો. ઇટાલીના સમાજવાદીઓ એ ભાવનાને તિરસ્કારતા. એમણે મ્યુસોલિની ઉપર એ આંકડા અને સ્વાર્થી રાષ્ટ્રવાદ—Nationalism નો આરોપ મૂકી તેને અળખામણો બનાવ્યો. પણ રાષ્ટ્રવીર મ્યુસોલિની તો એમની કારવાઈઓ સામે પોતાનો પ્રેરણાપોષી નાદ સંભળાવ્યો કે, 'હું મારા સ્વદેશને એવો જોવા ઇચ્છું છું કે તેને—તેના પ્રત્યેક સંતાનને–પોતાની ખરી ફર્જનું ભાન હોય અને તેનો નેતૃવર્ગ દુઃખી પ્રજાને સ્વાધીન અને સ્વાશ્રયી બનાવી, તેમની આર્થિક, સામાજીક અને નૈતિક ઉન્નતિ સાધી શકે.' મ્યુસોલિનીનો ઉદ્દેશ દેશ-હિતનો હતો. ટ્રીપોલિની લડાઇ સામે વિરોધપ્રદર્શનો જમાવવા માંડયાં. સમા-જવાદી સરકારે એના પર રાજદ્રોહનો આરોપ મૂકીને તેના પર કામ ચલાવ્યું. આરોપ સાબિત કરીને તેને એક વર્ષ સુધી બંધન ભોગવવા તુરંગમાં મોકલી દીધો. સ્વસ્થ મ્યુસોલિની અનેરી શાન્તિ ધરીને કારાગૃહમાં ગયો. દેશોદ્ધારની એની આગ ત્રેવડી પ્રખરતાથી જળી ઉઠી. કારાવાસનો એકેક દિવસ એની આ-ઝાદીની લડત માટે એકેક મહારથી સમો નીવડયો. એની રાષ્ટ્રભાવનામાં અપ્રતિહત પૂર આવ્યાં.

કારાવાસ દરમીયાન કર્મવીર મ્યુસોલિનીએ વ્યક્તિત્વનો પોઢાપૂર વિકાસ સાધ્યો, માનસગ્રંથારણુ રચ્યું અને અવિચ્છિન્ન ઉત્સાહથી અભ્યાસ કર્યો. પરિણામે એની સર્ગશક્તિમાંથી જોહ્ન હસ્સ્ ઉપર એક ઐતિહાસિક ગ્રંથ જન્મ્યો, જે અત્યારે યુરોપસમગ્રમાં પ્રમાણભૂત ગણાય છે. વળી જેલમાં બેઠે એણે ઇટાલીના અર્થશાસ્ત્ર-ની શુદ્ધિ ઉકેલી.

કારાવાસમાંથી નવોજ મ્યુસોલિની બહાર આવ્યો. ઇટાલીની આર્થિક અને રાજદ્વારી ઉન્નતિની યોજનાઓ એણે માનઃપ્રદેશમાં ઘડી રાખી હતી. અને એ

યોજનાઓ માટે અનુકૂળ વાતાવરણ પ્રસરવા જાણે કિરતારે સુયોગ સાધ્યો હોય, તેમ એને 'અવન્તી' પત્રનું તંત્રીપદ સાંપડયું. આખાયે ઇટાલીમાં 'અવન્તી' એ વખતે સબળું સમાજવાદી પત્ર હતું. સમાજવાદના વિધાન અને પ્રચારમાં તેનો હિસ્સો અજોડ લેખાતો. એ પત્ર શિથિલ સમાજવાદનું વિરોધી હતું. એને તો ઉદ્દામ સમાજવાદ ઇટાલીને ટીંબે ટીંબે સર્જવાના કોડ હતા. એ પત્રને નિભાવનારૂં નાનું સરખું મંડળ ઉદ્દામ પક્ષને નામે સંબોધાતું. એ પત્રને એણે કામદાર વર્ગ અને આમવર્ગના ઉદ્ધારનું મુખપત્ર બનાવી, ચેતનવંતી વાણીના ગેબી પડછંદા વાતાવરણમાં પ્રસારી દીધા. પ્રકૃતિએ મ્યુસોલિની વિપ્લવપ્રિય હતો. પ્રથાની જડતા સામે બંડ ઉઠાવવું એ તેનો સ્વભાવ હતો. એનું તરૂણ લોહી, બસ, વિગ્રહ અને પરિવર્તનના ધબકારાથી તેની નસે નસને ચૈતન્યવતી બનાવી મુકતું. સ્વદેશની જનતાના કલ્યાણને કાજે, એની સ્વાધીનતાને દેશને આંગણે અવતારવાની ખાતર, મ્યુસોલિની પોતાની શાન્તિ, સ્વતંત્રતા અને જીંદગી પણ સમર્પી દેવા તૈયાર હતો. સ્વાધીનતાનો વિગ્રહ એ એને મન રાષ્ટ્રયજ્ઞ હતો. અને એ યજ્ઞની વેદી ઉપર જેટલાં બને એટલાં તરૂણ જનતાના બલિદાનો આપીનેય સ્વાધીનતાને વરવાના એને કોડ હતા. શિથિલ સમાજવાદીઓ પાસેથી રાજતંત્ર ઝુંટવી લેવાના એણે મનોરથો રચ્યાં. 'અવન્તી'નું તંત્ર હાથમાં આવ્યા પછી તો એણે અવિરત ઝુંબેશ ઉઠાવી. 'અવન્તી'ની કટારો એની સંદેશવાહિની બની અને ઇટાલીના ગામે ગામના પુલપીટો એના બુલંદ નાદે ગાજી ઉઠયાં. ૧૯૧૩ ના પ્રારંભથી ૧૯૧૪ ના મધ્યગાળા સુધી સમાજવાદીઓનો નેતા તરીકે એક મ્યુસોલિની જ એવો હતો કે જેને ઇટાલીની પ્રજાએ કાન દીધો અને જેની હાકલે કેટલાયે નિર્બળો કંપી ઉઠયા. ઇટાલીના સમાજવાદીઓને પોતાના સિંહાસનો ડોલતાં લાગ્યાં. પ્રજાએ મ્યુસોલિનીની વીર હાક ઉપર કાન થંભાવ્યા. એ ઘટનાજ સત્તાધારી સમાજવાદીઓને—સમાજવાદી શિથિલ સરકારને—કંપાવનારી બની. મ્યુસોલિનીના અજાયબ વ્યક્તિત્વનો, તેની પ્રતિભાનો અને તેની કાર્યદક્ષતાનો વિકાસ આમ પૂર્ણિમાના જુવાળની જેમ વધતો જ ચાલ્યો. પણ હજુ ગરીબીનો વજ્રપંજો એની ગરદન ઉપરથી ઉઠયો નહોતો, સમાજવાદીઓનું સંખ્યાબળ એની સામે ડોળા ઘુરકાવતું ઉભું હતું. એ અરસામાં યુરોપના મહાભારત યુદ્ધનાં મંડાણ થયા, અને મ્યુસોલિનીનાં પ્રખર વ્યક્તિત્વનું એક વધારે લક્ષણ દીપી નીકળ્યું.

૧૯૧૪ નો ઓકટોબર મહીનો યુરોપ ખંડ ઉપરથી આપત્તિના ઘેરાં વાદળની જેમ પસાર થતો હતો. જાણે કે યુરોપનો ધનભૂખ્યો-ભૂમિભૂખ્યો અર્થવાદ લોહીની પ્યાસમાં કળકળતી ચીસો પાડતો હતો! એ ચીસમાંથી અન્યોન્યનાં ગળાં રહેંસવાની ચીનગારી પ્રગટી. એમાંથી ભડભડતો દાવાનળ ફાટી નીકળ્યો અને યુરોપ સમગ્રને પ્રજાળવા લાગ્યો. આર્ષદ્રષ્ટા મ્યુસોલિનીએ એ ખુનામરકીમાં માતૃભૂમિની અસ્મિતાનું આરોપણ દીઠું, આઝાદ ને ગૌરવશાલી ઇટાલીના ભાવિ સ્વપ્નો વિલોકયાં: ઘડીભર એ વિચાર કરવા થંભ્યો. સ્વાધીનતા અને સ્વમાનનું ગૌરવ

મ્યુસોલિનીની માગણીને સૌએ તીરસ્કારી કાઢી. જૂના જરઠ સેનાપતિઓ તેને કાવત્રાબાજ ને ભયંકર ધારતા હતા. અવહેલના પામેલા મ્યુસોલિનીને મહીનાઓ સુધી રાહ જોવી પડી અને ઇટાલીઅન સમાજવાદીઓના ફીટકાર સહી લેવા પડયા. છેવટે એની ધારણાની સિદ્ધિની વેળા આવી. સપ્ટેમ્બર માસમાં જુના કાન્તવયસ્ક સેનાપતિઓનું સ્થાન નવાઓએ લીધું ત્યારે મ્યુસોલિનીની માગણીનો સ્વીકાર થયો. છતાંય એને કોઇ સેનાનું અધ્યક્ષપદ તો નજ મળ્યું. સામાન્ય સૈનિક તરીકે, અદના સિપાહી તરીકે બેર્સાગ્લીએરી ટુકડીમાં તેણે ખાનગી કૂપસૈનિક (fighter in trenches) નું કામ હર્ષભેર સ્વીકારી લીધું. સામાન્ય સૈનિક દરજ્જે એણે અસામાન્ય કામ કરી બતાવ્યું, એટલે ૧૯૧૬ ના પ્રારંભમાં તેને કમીશનનો ઉંચો હોદ્દો એનાયત કરવાનું ચોક્કસ થયું. પરંતુ વળી પાછા જૂના જોગીઓ એની સામે પડ્યા અને એની સેવાઓ એળે ગઈ. ફરીવાર તે ટોપી અનીને ખભે બંદુક ધારી ગર્તાઓ (trenches) માં ગયો અને જીવનને જોખમે અવિરામ લડ્યા કર્યો. પૂરા બાર માસ સુધી બંદુકો દાગ્યા પછી અને ગોળીઓ સામે છાતી ધર્યા પછી તે સમરક્ષેત્રે માત્ર કોર્પોરલને દરજ્જે ચઢયો. એની સામે અનન્ત આવરણો ઉભા હતાં પણ એનો ઉત્સાહ એટલોજ અનન્ત હતો. અદના સૈનિકને દરજ્જેથી પણ સેનાપતિની પદવીએ ચઢીને ઇટાલીની અસ્મિતા જગાવવાના એને કોડ હતા. એની સિદ્ધિ અર્થે તે કોઇપણ ભોગ આપવાને તૈયાર હતો.

ફેબ્રુઆરી ૧૯૧૭ સુધી તેણે રણજંગ ખેલ્યો. આલ્પ્સ અને કાર્સોના શિખરો ઉપર સમરલીલા રચીને એણે ગિરિશૃંગે મિત્રરાજ્યોની વિજયપતાકા આરોપી જ્યાં જ્યાં મ્યુસોલિની અને તેની વજ્રટુકડી પહોંચી ત્યાં ત્યાં દુશ્મનો ઝેર થયા. ગોળીઓ ઝીલવામાં તો મ્યુસોલિની મોખરેજ હોય માથું હથેળીમાં લઇને શસ્ત્રો વીંઝતો આ મહારથી એક બોંબના ધડાકાથી ઘાયલ થયો. એની કાયામાં ત્રીસ પાંત્રીસ જગ્યાએ સીસાની ગોળીઓના ટુકડાએ ઘારાં પાડી દીધાં. રણમેદાનમાંથી મરણતોલ મ્યુસોલિની ઇસ્પિતાલમાં ગયો, શસ્ત્રક્રિયાઓ થઈ, પ્રત્યેક વ્રણમાંથી છરા બહાર ખેંચાયા અને ફરી પાછો મ્યુસોલિની સાજો થયો. સમરાંગણની ઇસ્પિતાલમાં હજુ તો તે ઘોડીને ટેકે માંડ માંડ ચાલતો થયો, એટલામાં એ ઇસ્પિતાલ ઉપર એક રાત્રે ઑસ્ટ્રીઅન દુશ્મનોએ તોપ, ગોળા, અને બોંબનો સતત મારો ચલાવ્યો. ઇસ્પિતાલના આખા મકાનના ચુરેચુરા ઉડી ગયા. આજારી સૈનિકોના દેહની કચુંમર થઈ ગઈ. અને એ ગજબનાક હોનારતમાંથી માત્ર મ્યુસોલિની અને તેના આતુર-ગૃહનો અશંગ બચાવ થયો. દૈવયોગે ઇસ્પિતાલનો એ ભાગ બોંબગોળાની ઝડીમાંથી છટકી જવા પામ્યો. આજેય ઇટાલીના આ રાષ્ટ્રવિધાયકની કાયામાં મહારથીપદનાં ચિન્હ જેવા છરા બેચાર ઠેકાણે ભરાઈ રહ્યા છે. સાચેજ યુરોપ ઉપર એક મ્યુસોલિની જ એવો પ્રધાન મંત્રી (premier) છે કે જેણે સમરાંગણની ભયંકર મસ્તદ્ માણીને રાજ્યતંત્રોએ હાથ ધરી છે.

ઇસ્પીતાલમાં બચેલો એકલ મ્યુસોલિની આજારીની રજા લઇને છુટો થયો અને મહિનાઓ સુધી ઘોડીઓ પર ખોડાંગતો ખોડાંગતો આખરે સ્વદેશ

પહોંચ્યો. ત્યાં એને હડધુત કરી વગોવવાને સમાજવાદીઓ સદૈવ તૈયાર જ હતા. બીજી બાજુ મિત્રરાજ્યોએ એની સેવાની કદર ના બુઝી. ઘડીભર એને ઈટાલીનો મહિમા ઓસરી જતો લાગ્યો. છતાં એનો આશાવાદ અત્રૂટ ઉભો રહ્યો. 'અભ્યાસ, આપત્તિ, વિગ્રહ, વિજય પર મીટ, એ મારા જીવનનો ઈતિહાસછે.' એમ કહેનાર મ્યુસોલિનીએ એ ઈતિહાસનું વિધાન દિનરાત આદર્યું.

ઇટાલીમાં આવીને તેણે ફરી પાછું 'ઇટાલીઅન લોકમત'નું તંત્ર હાથ ધર્યું. ઈટાલીની આઝાદી જીવન્ત રાખવા માટે એણે નગુણાં મિત્રરાજ્યોને પક્ષે હજુયે લડયા કરવાના સન્દેશ દેશભરમાં રેલાવી દીધા. ઇટાલીના તરૂણોને એ સન્દેશના સોમરસ પાઈ, ઉન્મત્ત બનાવી એણે સમરાંગણમાં મોકલ્યે જ રાખ્યા. એવે કાપોરેટોને દુશ્મનોએ સર કર્યું. તેના રક્ષણાર્થે ઝુઝતા ઇટાલીઅન તરૂણો પરાજય પામ્યા. સતત સેવાના બદલામાં અત્યાર સુધી અવહેલના પામતા મ્યુસોલિની ઉપર આ આફત સાંભળતાં વીજળી પડી. તે લગભગ ભગ્નાશ થયો. કેટલાંય સપ્તાહ તેણે નૈરાશ્ય અને અનુત્સાહમાં ગમગીન બનીને નિષ્ક્રિયપણે ગાળી નાંખ્યા. ચોગરદમથી વરસતી આપત્તિઓની ઝડીમાં તે ઘડીભર દિક્‌શૂન્ય બન્યો. એના હૃદયની કરૂણાઇના બંધ તૂટયા અને દિલગીરીનું વહેતું ઝરણ ઠેઠ ચક્ષુપ્રદેશે પહોંચ્યું. હૃદયની કોમળતા આ દિવસોમાં વધારે તીવ્ર બની અને એણે કેટલીયે રાત્રિઓ ઉજાગરા કરી કરીને ઉન્હાં આંસુ સાર્યાં. મ્યુસોલિનીના જીવનની એ વિકટ પળો હતી.

બે માસ પછી કાપોરેટોમાં હારેલા ઇટાલીઅન સૈન્યે પીઆવના દુર્ગને કાંગરે કાંગરે લડીને શત્રુદળને પાછાં પગલાં કરાવ્યા. પીઆવના પરિત્રાણથી મ્યુસોલિનીના અંતરમાં અને દેહમાં ફરી પાછી ચેતના પ્રકટી. નિરાશાના અંધાર-વાદળ ભેદાયાં અને એનો પંથ વળી આશારશ્મિએ ઉજાળ્યો. નવા ઉત્સાહના રંગમાં એણે ફરી એક વાર સૈનિકદળનો જમાવ આદર્યો અને 'ઇટાલીઅન લોકમત'ની કટારોમાં અંગારા ધખધખાવ્યા. પછી તો એણે દર અઠવાડીએ પ્રાન્તિક પ્રવાસો શરૂ કર્યા. એક બાજુ 'લોકમત'નું ભોજાદાર લેખનકાર્ય અને બીજી બાજુ યુરોપના મહાવિરાટ અર્થે પ્રવાસદ્વારા પ્રચારકાર્ય—એ બન્નેની સિદ્ધિ માટે મ્યુસોલિનીએ લોહીનું પ્રત્યેક ટીપું ખર્ચી નાખવા ખડાજૂટ તૈયારી કરી. ૧૯૧૭ અને ૧૮—પૂરાં બે વર્ષો પર્યન્ત એણે આ બેવડી ઝુંબેશ ધોધમાર વેગથી ચલાવ્યે રાખી. ઇટાલીના તમામ શહેરોમાં અને ઘણાંખરાં ગામડામાં ઘુમી એણે પ્રજાનું લડાયક તત્વ જાગૃત કરવા પોતાનું વક્તૃત્ત્વ ઠાલવ્યું. દિવસે, રાત્રે અને ફરી પાછાં દિવસે એમ વ્યાખ્યાનોની અવિચ્છિન્ન ધારા વહાવી. રાષ્ટ્રભાવના, રાષ્ટ્રીય અસ્મિતા રાષ્ટ્રબંધારણ, રાષ્ટ્રોદ્ધાર અને ઇટાલીનો મહિમા એને હોઠે સદેદે વિરાજવા લાગ્યા: "રોમની પાર્લામેન્ટ અને રોમના સમાજવાદી રાજપુરૂષો આજે નિર્વીર્ય બનીબેઠા છે. યુરોપના મહાવિગ્રહમાં દર્શને ચઢતી ઇટાલીની નપુંસકતાનાં મૂળ આ નિષ્પ્રાણ

રાજપુરૂષોના શિથિલ શાસનતંત્રમાં છે. રાજદ્વારી સ્વાતંત્ર્યઃ એ ચીજ શું છે? માતૃભૂમિનો દ્રોહ કરવામાં, માતૃભૂમિની સ્વાધીનતા ને મહત્તા સંહારવામાં આજે સમાજવાદીઓની રાજદ્વારી સ્વતંત્રતા સમાએલી છે. આ સાચી સ્વાધીનતા નથી. માતૃભૂમિને જે અસ્મિતા જોઇએ છે તે અમારે છેડવી છે. ગણસત્તાક તંત્ર કંઈ હલકાં ધોરણો સ્વીકારવા નથી ફરમાવતું. ગણસત્તા આજે સમાજવાદીઓને લીધે અધઃપતનની ગર્તામાં સબડે છે. એ વ્યવસ્થાને અમારે સાફસુફ કરીને પાછી ઉન્નતિને શિખરે સ્થાપવી છે. આજનો યુરોપીય મહાવિગ્રહ હવે શિષ્ટવર્ગનો વિગ્રહ બનતો જાય છે. એ વિગ્રહમાં તો હવે દેશેદેશના ચુનંદા લડવૈયા ચુંટાઇને રણમોખરે ઝુઝે છે. આપણો દેશ તરૂણ છે. પણ સમાજવાદીઓના જડતંત્ર નીચે તારૂણ્યની ચેતનાનો લોપ થયો છે. તરૂણ ઇટાલીની શાસનપદ્ધતિ કાલાતીત અને વૃદ્ધ છે. એનું અમારે પરિવર્તન કરવું છે.”

૧૯૧૮ની સાલથી ઇટાલી ઉપર એક નવોજ રાજદ્વારી પ્રવાહ ધુંધવાટ કરતો ફરી વળ્યો. અસંતોષ અને રમખાણોની જ્વાળા વધારે ઉગ્ર સ્વરૂપમાં ભડભડાટ બળવા લાગી. ઇટાલીને રાજદ્વારે રશીઆના લાલ મજુરવાદે—બોલ્શેવિઝમે બાંગ પોકારી. એના પૂરપાટ ધસારા આગળ ઇટાલીના રાજનૈતિક દુર્ગો જમીનદોસ્ત થયા. અને મહાપ્રલયની જેમ મજુરવાદી બોલ્શેવિઝમનાં અનંગળ પૂર સારા યે ઇટાલી પર પથરાઇ ગયાં. ઇટાલીના રાષ્ટ્રજીવન પર જાણે કે ખગ્રાસકારી રાહુએ પોતાનો પંજો પ્રસાર્યો. મ્યુસોલિનીની કટ્ટર રાષ્ટ્રપ્રવૃત્તિ ઉપર રશીઆના માનવદેવ લેનિનના અથંગ સામ્યવાદના ઘણપ્રહારો પડયા. છતાં ઇટાલીના રાજદ્વારી હકર્યુંલીસે પોતાની લડાઇ અવિશ્રાન્ત લડયે રાખી. એના જાન ઉપર રોજરોજ આક્રમણો થવા લાગ્યાં. સમાજવાદીઓએ એનું કાસળ કાઢવા કંઈ કંઇ પ્રયત્નો કર્યા. રૂશીઆના મજુરવાદીઓએ પોતાના 'વાદ'ના વિસ્તાર અર્થે ઇટાલીના અમક્રમ સમાજવાદીઓને નાણાંની અને માણસોની મદદ આપી. મ્યુસોલિની અળખામણો બન્યો. ઠામ ઠામ વળી પાછો એના પર ફીટકાર વરસ્યો. નિષ્કિંચન, નિર્ધન મ્યુસોલિની ઉપર સમાજવાદી સરકારે ફરી એકવાર દેશદ્રોહનો આરોપ મૂકયો. પણ આપત્તિઓ સામે હવે તો પાવરધો બનેલો મ્યુસોલિની દુર્ધર્ષ—દુરાધિરોહ ઉભો રહ્યો. એણે અંત લગી ઇટાલીના વિગ્રહ પ્રવેશનો બચાવ કર્યે રાખ્યો. વિગ્રહક્લાન્ત, શિથિલ, હતોત્સાહ બનેલા પ્રજાજનો સામે તેણે વાણી અને વર્તનનાં શસ્ત્રો વીંઝવામાં પાછું વાળીને જોયું જ નહીં.

૧૯૧૮માં રશીઆના બોલ્શેવિસ્ટોએ જોયું કે ઇટાલીની સરકાર નિર્વીર્ય છે, અંતર્વિભક્ત છે અને પ્રજાના એકે પક્ષ ઉપર પૂરી સત્તા જમાવવાની તાકાત ઇટાલીની સમાજવાદી સરકારમાં નથી. બોલ્શેવિસ્ટોએ રાતું લોઢું નિહાળીને ઘણપ્રહાર કર્યો. એમનાં નાણાં આગળ, એમના ઉત્સાહી દિલ આગળ ઢીલા સમાજવાદીઓનાં માથાં નમી પડયાં. બોલ્શેવિક પ્રચારકામનો ઇટાલીમાં તો વિજય થઇ ચૂકયો

એમ ઘડીભર યુરોપન રાષ્ટ્રોએ માની લીધું. ઇટાલીનાં સમાજવાદીઓ 'રશીઅન સામ્યવાદના મોહમાં તમામ રાષ્ટ્રભાવના પરવારી બેઠા. રશીઅનોમાં તો સમાનતાવાદ સાથે ચુસ્ત રાષ્ટ્રપ્રેમ ઓતપ્રોત હતો. પરંતુ ઇટાલીના સામ્યવાદીઓ (સમાજવાદમાંથી જેમણે Communism નો સ્વાંગ પહેર્યો હતો તેઓ) નો જીવનમંત્ર તો રાષ્ટ્રવાદનો ઉચ્છેદ જ બની રહ્યો. Nationalism શબ્દ પણ તેમનો શત્રુ બન્યો. રાજતંત્ર ચલાવનાર બહુસંખ્ય પક્ષની આ મનોદશામાં દેશની અને રાષ્ટ્રમતવાદી મહારથી મ્યુસોલિનીની હાલત કેટલી વિષમ બની હશે! એ ખાના ખરાબીનું, એ સંપ્લુત અવસ્થા (chaotic condition) નું એક બ્રીટન એસ્ટિને દોરેલું શબ્દચિત્ર આ રહ્યું :

"રાષ્ટ્રવીર મ્યુસોલિનીએ કટ્ટર અને અતિ સંકુચિત એકલ રાષ્ટ્રપ્રેમને સચેત કરીને યુરોપના સમરાંગણમાં ઇટાલીની પ્રજા ઉપર જે સ્વદેશાભિમાનની છાપ પાડી હતી, તે પર આંતરરાષ્ટ્રીય મજુરવાદના સમાનતામૂલક સિદ્ધાન્તોની ઝપટ લાગતાં રાષ્ટ્રવાદમ પ્રત્યાઘાત ઉઠયો. બોલ્શેવિઝમના સાગરપ્રવાહમાં ઘસડાતી ઇટાલીઅન પ્રજાને-પ્રજાના મોટા ભાગને-રાષ્ટ્રાભિમાન એ તો એક સ્વાર્થી અને મલિન વાસના ભાસવા લાગી. ઉત્તર ઇટાલીમાં તો Anti-nationalism ના આ પ્રવાહે પ્રલયજ રેલાવ્યો. એ પ્રદેશમાં ઇટાલીનો રાષ્ટ્રધ્વજ ઉચકનારનાં ગળાં રહેંસાઇ જવા લાગ્યાં. શેરીઓમાં અને પથિકાઓમાં 'Vival Italia'—'ઘણું જીવો માતા ઇટાલી' નો પોકાર કરનાર માણુસોનો ધોળે દિવસે સંહાર થતો."

અને રાષ્ટ્રમતવાદ સામે આવું પ્રચંડ પરિવર્તન લાવનાર રશીઅન સામ્યવાદનો લાલ વાવટો ઇટાલીની બબ્બે હજાર મ્યુનીસિપાલિટીઓ ઉપર ફરકવા લાગ્યો. ઇટાલીની રાષ્ટ્રભાવનાના વિનાશનાં દેહધારી ચિન્હ સમાં * હથોડા—દાતરડાં એ વાવટા ઉપર ઘુરકવા લાગ્યાં. મ્યુનિસિપાલટીનાં મકાનો સુધરાઇનાં મંદિરો મટીને બોંબ, રિવોલ્વર, મશીનગન અને દારૂગોળાનાં સંગ્રહસ્થાન બન્યાં. ઇટાલીની જ એ રાષ્ટ્રસંસ્થાઓ ઇટાલીના રાષ્ટ્રાભિમાની પુત્રોને સંહારનારી કિલ્લેબંદીઓ બની. એને ઓથે રહીને ઇટાલીના રૂશ્વતખોર સમાજવાદીઓ ગણ્યાગાંઠ્યા દેશપ્રેમીઓનો સોથ વાળવા માંડયા. મજુરવાદની પ્રેરણા નીચે ઇટાલીના શિષ્ટ વર્ગનો પણ સંહાર મંડાયો. સમાજનું બંધારણ જમીનદોસ્ત થયું અને ચોમરદમ સંપ્લવ નિર્વ્યવસ્થા, મારામારી અને અંધાધુની પ્રવર્તી રહી. રેલ્વેવ્યવહાર છિન્નભિન્ન થયો. રેલ્વેના કામદારોનો પગાર વધાર્યા છતાં તેમનો અસંતોષ અવિકલ રહ્યો એટલે એમણે ઉઘાડો બળવો ઉઠાવ્યો. એમને અંકુશમાં રાખવાને ઢીલી સમાજવાદી સરકાર સમર્થ નહોતી. રેલગાડીઓ ગમે તે અચોક્કસ વખતે દોડવા લાગી. જેમ જેમ સરકારે કામદારોને નમતું આપ્યું તેમ તેમ નિરંકુશ કામદારોનું બંડ વધારે ઉદ્દામ

* સોવિયેટના રાષ્ટ્રધ્વજમાં મજુરવાદના પ્રતીક તરિકે હથોડા અને દાતરડાનાં ચિત્રો રાખવામાં આવે છે.

બન્યું. સ્ટેશને સ્ટેશને પ્રવાસીઓના સરસામાન ઉપર કાળજાળ મજુરોએ લૂંટાલૂંટ ચલાવી. શાહુકાર માણસને તો દીઠો ન છોડયો. ને અમલદારો કે અમીરો કોઈ ટ્રેઇનમાં મુસાફરી કરે છે એમ આ વિપ્લવશીલ કામદારોને ખબર પડતી તો તેઓ હજારોનાં ધાડાં રચીને ટ્રેઇન ઉપર ધાડ પાડતા, તેને અટકાવતા અને લૂંટફાટ ચલાવતા. ઘણીવાર તો તેઓ ચાલતી ગાડીએ અમલદારો અને અમીરોને બહાર ફેંકી દેતા. રેલ્વેના રક્ષણ માટે નીમાએલી લશ્કરી ટુકડીઓ પણ સોવિયેટની લાંચ નીચે હતી. ઇટાલીની નિર્વીર્ય સરકાર તેમને રેલરક્ષણ માટે કુચ કરવા હુકમ ફરમાવતી તો તમામ સૈનિકો ઘસીને 'ના' સંભળાવતા. શિકારશોખી સામ્યવાદીઓ ઘણીવાર તો માનવપ્રાણીઓની મૃગયા ખેલવા માટે દોડતી ટ્રેનોના ફર્સ્ટકલાસના બારણાં ઉપર નિશાન માંડી કેટલાયે શાહુકાર મુસાફરોની ખોપરી વીંધી નાખતા.

એક રેલ્વે—વહેવાર તો શું, પણ રાજ્યના હરેક ખાતામાં સંપ્લૂત અવસ્થા હતી. ટપાલ ઓફિસો ઉપર લોકોના કળકટક ચઢીને કોઇ કોઇ વાર મારફાડ અને લૂંટ ચલાવતા. પોસ્ટઓફિસો આગળ રોજ રોજ લાકડીઓની ત્રમઝટ બોલતી. ફ્લોરેન્સમાં, રોમમાં અને બીજાં શહેરોમાં બસ, કામદારોની હડતાલો દિવસો ને મહિનાઓ સુધી ચાલુ રહેતી. અને પછી બેકાર કામદારો લૂંટફાટ કરીને પોતાનો નિર્વાહ ચલાવતા. હડતાળોને લીધે વ્યાપાર ઉદ્યોગ પણ ધૂળધાણી થયો. સરકારને, રાજવ્યવસ્થાને, કાયદાને, સમાજને ભીષણ પક્ષાઘાત થયો. સખ્ત પગલાં લેવાની હામ શિથિલ સરકારને થતી નહીં. નિરર્ગલ વિપ્લવ અને બળવાની તેને સતત ભીતિ રહેતી. રશીઆ—પ્રેર્યા સામ્યવાદીઓ ને મજુરવાદીઓ પોતાના વિજયનાં ડિમ્ ડિમ્ પીટતા અને સરકાર એમની મસ્ત હાકે ધ્રૂજી ઉઠતી. એ સામ્યવાદીઓ એટલા તો સમાનતાઘેલા બન્યા હતા કે ચુસ્ત રાષ્ટ્રાભિમાનને તેઓ હાડો હાડ ધિક્કારતા અને રાષ્ટ્રવાદીનું માથું વધેરવ.નુ ભાગ્યેજ ચૂકતા. ઇટાલીનો આમવર્ગ અથવા મધ્યમ વર્ગ આ મજુરવાદીઓ અથવા સામ્યવાદીઓ અને સમાજવાદી સરકારના બેવડા જૂલ્મના સાંડસા વચ્ચે પીમાઇ પીસાઇને જડ—નિશ્ચેષ્ટ બન્યો હતો. એનામાં આંગળી ઉંચી કરવાનીયે સત્તા નહોતી.

(ચાલુ.)





# સેંટ જોન.

—:૦:—

લેખકઃ—

બર્નાર્ડ શૉ.



અનુવાદક.

રા. ચન્દ્રવદન મહેતા.



## પ્રવેશ ૧ લો.

**સમયઃ ઇ. સ. ૧૪૨૯ સ્થળઃ વોકુલ્યુમોરનો કિલ્લો.**

[લોરેન અને શેંપેન વચ્ચે મ્યુ નદીના કાંઠે, વસંતનું એક સુંદર પ્રભાત. સુંદર અને સ્ફુર્તિવાળો, પણ બુદ્ધિ વગરનો લશ્કરી સ્કવાયર રોબર્ટ ડ બોડ્રીકોર્ટ, એના સુકલકડી; રંજીપેંજી -આછી બાબરીવાળા, અને જેને કદી જીવનની વસંત અનુભવેલી જ નહી એટલે ઘરડાપાની અસર લાગેલી જ નહી, એવાં ૧૮ થી ૫૫ વર્ષની વચ્ચેની કોઈપણ ઉમરવાળા નોકર પર હંમેશની ઢબ પ્રમાણે દમદાટી કરી, પોતાની બુદ્ધિહીનતાની ખોડ ઢાંકી રહ્યો છે.

બંને કિલ્લાને પહેલે માળે પત્થરના અજવાળાવાળા ઓરડામાં નજરે પડે છે]

રોબર્ટ:—ઈંડા નથી! ઈંડા નથી! શો ગપગોળો! એઇ, ઈંડા નથી એમ કહી તું શું કહેવા માંગે છે?

નોકરઃ—પણ સાહેબ! એમાં કાંઇ મ્હારો વાંક; એ તો જેવી ભગવાનની મરજી.

રોબર્ટ:—કહે છે કે ઈંડા નથી, અને વાંક કાઢે છે ભગવાનનો!

નોકરઃ—પણ સાહેબ! હું શું કરૂં. મ્હારામાં ઈંડા મૂકવાની શક્તિ નથી.

રોબર્ટ:—હં! બચ્ચા! મ્હારીયે મશ્કરી!

નોકરઃ—ના રે, ના સાહેબ! એ તો ત્હમારે જેમ ઈંડા વગર ચલાવવું પડશે તેમ હમારે પણ ચલાવવું પડશે. મરઘીઓજ ઇંડા નથી મુકતી.

રોબર્ટ:—હા. હા. એ તો હું સમજ્યો. (ઉભો થઇને) ચાલ! હવે હું કહું તે સાંભળ.

નોકરઃ—હાજી!

રોબર્ટ:—હું કોણ છું?

નોકરઃ—ત્હમે કોણ છો? સાહેબ!

રોબર્ટ:—(પાસે જઇને) હા. હા હું કોણ છું, આ વેકોન્ટ્યારના કિલ્લાનો કેપ્ટન રોબર્ટ બોર્ડીકોર્ટ છું, કે એક ગોવાળીઓ?

નોકરઃ—અરે સાહેબ, ત્હમે જાણો છો, કે અહીં તો ત્હમે રાજા કરતાં યે મ્હોટા માણસ છો.

રોબર્ટ:—બરાબર; અને તું કોણ છે એ ત્હને ખબર છે?

નોકરઃ—હું તે વળી કોણ! આપ સાહેબના નોકર થવાનું માન જ કયાં ઓછું છે.

રોબર્ટ:—(દરેક વિશેષણે એને ભીંત ભેગો કરતો) તું તો મ્હારા નોકર થવાનું માન ધરાવે છે, એટલું જ નહી, પણ આખા ફ્રાન્સમાં એક અણઘડ, વાતુડીઓ, લપલપીઓ, ભડભડીઓ, ભોટ હોવાનું પણ માન ધરાવે છે. સમજ્યો?

નોકરઃ—હા, સાહેબ! આપ જેવા મોટા માણસને તો હું એવો જ લાગુંને!

રોબર્ટ:—અને એમ મ્હારો વાંક, ખરૂંને?

નોકરઃ—ઓ સાહેબ! ત્હમે તો હું જે કંઇપણ બોલું તેનો ઉંધો જ અર્થ કરો છો.

રોબર્ટ:—અરે ત્હારી ડોક પણ હમણાં ઉંધી કરી દઇશ બચ્ચા! પુછુછું કે કેટલા ઇંડા છે, તો કહે છે કે મ્હારામાં ઇંડા મૂકવાની શક્તિ નથી.

નોકરઃ—ઓ સાહેબ! ઓ સાહેબ! ઓ સા—

રોબર્ટ:—ઓ સાહેબ ઓ સાહેબ શું, ના સાહેબ કહે છે તેની વાત છે. મારી ત્રણ બારબરી મરઘી અને એક કાળી મરઘી આખા શેંપેઇન પરગણામાં સૌથી સારા ઇંડા મુકવાવાળી મરઘીઓ છે. અને તું આવીને કહે છે કે ઇંડા જ નથી. કોણ ચોરી ગયું! અને આ જુઠું બોલવા માટે અને આ મ્હારા માલને બહાર વેચવા માટે આ કિલ્લાના દરવાજામાંથી ત્હને લાતે લાતે બહાર કાઢું તે પહેલાં સાચેસાચું કહી દે. કાલે તો દૂધ પણ ઓછું હતું. મ્હને બધી ખબર છે, સમજ્યોને!

નોકરઃ—હું તો—હું તો એટલું જ જાણું છું સાહેબ, કે આજે દૂધ પણ નથી. અને કાલે એમાંનું કંઈ પણ નહીં મળે.

રોબર્ટ:—કંઇ નહી મળે, એમ! તે ત્હેં બધું જ ચોરી લીધું છે ખરૂંને?

નોકર:—ચોરી તો કોઇએ નથી લીધું સાહેબ! પણ અહીંઆ કોઇએ ભૂરકી નાંખી છે. એથી અહીં એવા ચમત્કાર થાય છે.

રોબર્ટ:—ચાલ, ચાલ, કોને સમજાવે છે. રોબર્ટ ડ ઓર્ડીકોર્ટ ચોરને ફાંસીએ ચડાવે છે, અને ડાકણોને તો બાળી મુકે છે. જા અહીંથી, અને બપોર પહેલાં અહીંઆ ચાર ડઝન ઇંડા અને બશેર દૂધ લઈ આવ, નહીતો ત્હારા હાડકા ખડાઇ ગયા સમજજે. તું મ્હને પણ કેમ બનાવી શકે છે એ પણ હું બતાવીશ. (બેસી જાય છે)

નોકર:—સાહેબ! ખરૂં કહું છું, એક પણ ઇંડુ નથી. મ્હને મારી નાંખશો તોયે નહી મળે, અને જ્યાંસુધી પેલી છોકરી બારણે ઉભી છે, ત્યાંસુધી તો નહીંજ મળે.

રોબર્ટ:—છોકરી! છોકરી કોણ! એ શા લવારા કરે છે?

નોકર:—પેલી લોરેનથી આવી છે તે સાહેબ, ડોમ્રેમીવાળી.

રોબર્ટ:—(ગુસ્સામાં ઉભો થઈને) ધુળ પત્થર ને ઢેફા! તું એમ કહેવા માંગે છે કે બેજ દિવસ પહેલાં જે છોકરીએ મ્હને મળવાનું સાહસ ખેડયું હતું, અને જેને મ્હેં એના બાપને કોઇ છૂપી જગ્યાએ ગોંધી દેવાનો હુકમ કર્યો હતો, તે બલા પાછી અહીં આવી છે?

નોકર:—મ્હેં તો સાહેબ! એને જતા રહેવાને કહ્યું'તો, પણ વળી એ જાય શાની!

રોબર્ટ:—મુર્ખા! એને જતા રહેવાને કહેવાનું મ્હેં ત્હને નોતું કહ્યું, પણ એને પકડીને ફેંકી દેવાનું કહ્યું હતું. ત્હારી પાસે પચ્ચાસ તો સજ્જ સિપાઇઓ છે, અને સાંઢ જેવા બારેક તો નોકરો છે. ત્હમે બધા એનાથી બીઓ છો?

નોકર:—પણ સાહેબ! એતો એવી જીદ્દી છે.

રોબર્ટ:—(એને ગળામાંથી પકડીને) જીદ્દી છે! વારૂ. લો હવે હું ત્હને કેવો ગબડાવી દઈ શકું છું.

નોકર:—ના સાહેબ, નહી, નહી, નહી, નહી.

રોબર્ટ:—નહી શું. હવે તું જીદ્દી થઈને મ્હને અટકાવજે. અને એ તો ઘણું સહેલું છે. એતો કોઇ ઘાઘાબળી છોકરી પણ એટલું કરી શકે.

નોકર:—(રોબર્ટના હાથમાં રોટલો થઇ ગએલો) સાહેબ! સાહેબ! મ્હને ફેંકી દઇને એને નહીં બ્હાર કાઢી શકો. (રોબર્ટ એને પડતો નાંખે છે. એ

ભોંયપર ઘૂંટણીએ ચાલે છે, ) જોયુંને સાહેબ, ત્હમે મ્હારા કરતાં વધારે જીદ્દી છે! પણ એ તો એથીયે વધારે જીદ્દી છે.

રોબર્ટઃ—મુરખ! એ તો હું ત્હારા કરતાં વધારે જોરવાળો છું.

નોકરઃ—ના સાહેબ! એમ નહી. એ તો સાહેબ તમારી સત્તા બળવાન છે. એ તો આપણા બધા કરતાંએ સાવ નબળી છે. અરે છે તો એક છોકરી, પણ હમારાથી એને નથી બહાર કાઢી મુકાતી.

રોબર્ટઃ—(ધીમેથી ઉભો થતો) બાયલાઓ! ત્હમે બધા એનાથી બીઓ છો.

નોકરઃ—ના સાહેબ! હમે તો ત્હમારાથી બીએ છે. અને એ તો હમને હિંમત આપે છે. અને એ તો કોઈથી બીએ એમ લાગતું નથી. કદાચ ત્હમે એને બ્હીવડાવી શકો ખરા!

રોબર્ટઃ—એમ વારૂ, કયાં છે એ હમણા?

નોકરઃ—નીચે મેદાનમાં ત્યાં સિપાઈઓ સાથે હંમેશ મુજબ વાતો કરે છે. એ પ્રાર્થના નહી કરતી હોય ત્યારે હંમેશ સિપાઈઓ સાથે વાતોજ કરે છે.

રોબર્ટઃ—પ્રાર્થના કરે છે! હા. હા. અને તું ભોટ એમ માને પણ છે કે એ પ્રાર્થના કરે છે. (સિપાઈઓ સાથે વાતો કરનારી છોકરીઓ કેવી હોય છે એ હું જાણું છું. લાવ, હુંજ એની સાથે વાતો કરૂં. ( બારી પાસે જઈ જોરથી બૂમો પાડે છે ) એઈ! એઈ, કોણ છે ત્યાં.

છોકરીનો અવાજઃ—એ તો હું છું સાહેબ!

રોબર્ટઃ—હું તું!

અવાજઃ—આપજ કેપ્ટન ને?

રોબર્ટઃ—અરે ત્હારી ઉદ્ધતાઈ! હું કેપ્ટનજ એમ! વારૂ ઉપર આવ. (સિપાઈઓને નીચે) એઈ! એને રસ્તો બતાવો, અને જલદી ઉપર આવવા દો. ( એ બારી આગળથી ખસી ટેબલ પાસે જઈ રૂઆબથી બેસે છે.)

નોકરઃ—(કાનમાં) સાહેબ! એને તો સિપાઈ થવું છે. એ તો ત્હમારી પાસે સિપાઈના લુગડાં ને બખ્તર ને તલવાર જોઈએ છે. હા સાહેબ! ( રોબર્ટની પાછળ જઈ ચૂપચૂપ ઉભો રહે છે ).

(બાંધીદડીની ૧૭, ૧૮ વર્ષની, સારા રાતા કપડામાં, જરા અસાધારણ મુખવાળી જોન બારણામાં દેખાય છે. કેટલાક કલ્પનાપ્રધાન લોકની આંખો બહાર

નીકળી આવે, એવી આંખોવાળી, મ્હોટા ઘાટદાર નાકવાળી, જરા ન્હાના હોઠવાળી જોન ટેબલ તરફ આવે છે. એનો અવાજ હૃદયસ્પર્શી નિશ્ચયાત્મક છે.

જોનઃ—(શીર નમાવી) સાહેબજી! કેપ્ટન સ્કવાયર! કેપ્ટન સાહેબ, ડૉફીન પાંસે જવાને મ્હને એક ઘોડો, એક બખ્તર, અને થોડાંક સિપાઇઓ ત્હમારે મ્હને આપવાના છે. એવી ત્હમને દેવની આજ્ઞા છે.

રોબર્ટઃ—(ગુસ્સામાં) દેવની આજ્ઞા છે! અને ત્હારો દેવ વળી કેવું જનાવર છે? જા. એને જઇને કહે, કે હું કંઈ એની આજ્ઞા પાળવાને બંધાયલો નથી. હું બોર્ડીકોર્ટનો સ્કવાયર ફક્ત રાજાનીજ આજ્ઞા પાળું છું.

જોનઃ—હા. સાહેબ! એની હું કયાં ના પાડું છું. પણ મ્હારો પ્રભુ તો સ્વર્ગનો રાજા છે.

રોબર્ટઃ—બરાબર. આ છોકરીતો ગાંડી છે. (નોકરને) અલ્યા ઢોબા! ત્હમે કોઇએ એ મ્હને પ્હેલેથી જણાવ્યું કેમ નહીં?

નોકરઃ—સાહેબ! ગુસ્સે શું કામ થાઓ છો? એને જે જોઈએ તે આપી દ્યોને.

જોનઃ—(અધીરાઈથી) સ્કવાયર! એતો મ્હને બધાજ બરાબર ઓળખ્યા વિના ગાંડીજ કહે છે. ત્હમે જોયુંને કે મ્હારા મગજમાં જે સ્ફુરે છે, એતો પ્રભુની આજ્ઞા છે, અને તે પ્રમાણે ત્હમારે કરવાનું છે.

રોબર્ટઃ—હા. હા પ્રભુની આજ્ઞા પ્રમાણેજ હું ત્હને ત્હારા બાપ પાસે મોકલીશ, અને ત્હને તાળાબંધીમાં રખાવી, આ ત્હારી ગાંડાઈ પણ કઢાવીશ. પડી કે સમજ!

જોનઃ— ત્હમે કદાચ એમ ધારતા હશો, સ્કવાયર! પણ એ બધું એમ નહી. પણ બને એ પણ ત્હમે જોશો. ત્હમે મ્હને મળવા ન્હોતા માંગતા, પણ ત્હમેયે મળ્યા, એ જોયુંને!

નોકરઃ—(વિનમ્રતાથી) હા. હા. સાહેબ! એ વાત તો ખરી.

રોબર્ટઃ—ચૂપ રહે, મૂર્ખા!

નોકરઃ—(પામરતા દાખવતો) વારૂ સાહેબ!

રોબર્ટઃ—(જોનને, હારી ગએલો) તેં તું આ વાતચિત પરથી કંઈક ગણત્રી કરતી હશે ખરૂંને?

જોનઃ—(મીઠાશથી) હાસ્તો.

રોબર્ટ:—(હારી ગએલો જાણીને ટેબલપર જોરથી હાથ અફાળતો અને એ ભોંઠાપણું સંતાડવા છાતી કાઢતો) હવે હું કહું તે સાંભળ. હું હવે મક્કમ થાઉં છું.

જોનઃ—(એકદમ) આઓ, આઓ સ્કવાયર! અને જુઓને, ઘોડો સોળ ફ્રાન્કથી વધારે નહી પડે, જો કે, એ પણ વધારે તો છે, પણ એ તો હું બખ્તરની કિંમતમાંથી બચાવી લઇશ. મ્હને તો કોઇનું પણ બખ્તર ચાલશે, ફકત મ્હને આવવું જોઇએ, એજ. બીજું શું? મ્હારૂં શરીર તો ખડતલ છે. મ્હને ત્હમારા જેવાના માપસર બનાવેલા બખ્તરની જરૂર નથી. વળી મને વધારે સ્વારની પણ જરૂર નથી. ઑરલીઆનો ઘેરો ઉઠાવવાને રાજકુંવર મ્હને બધુંયે આપશે.

રોબર્ટ:—(વિમાસતો) ઓરલીઆનો ઘેરો ઉઠાવવાને?

જોનઃ—હા. સ્કવાયર! પ્રભુએ એટલા માટે તો મ્હને મોકલી છે. મ્હને ત્રણ સારા સર્જ્જન આપશો તો બસ છે. અને તેય તૈયાર છેઃ પૉલી, જેક અને—

રોબર્ટ:—પૉલી! અરે ત્હારી ઉદ્ધતાઇ! બરટ્રાન્ડ ડ પૉલેનીને મ્હારી સ્હામે પૉલી કહેનારી તું જબરી.

જોનઃ—એના ભાઇબંધો એને એમ કહે છે. મ્હને એના બીજા નામની શી ખબર? જેક—

રોબર્ટ:—તે મેઝંનો મોંસ્યોર જોન જ ને!

જોનઃ—હા. સ્કવાયર! જેક તો ખુશીથી આવશે. એ તો ઘણો માયાળુ છે, અને ગરીબોને આપવાને મ્હને પૈસા પણ આપે છે. જોન ગોડસેવ પણ આવશે, અને ડીક નિશાનબાજ અને જોનને જુલીઅન એના નોકરો પણ આવશે. પછી ત્હમારે શી મુશ્કેલી છે બીજી? એ બધી ગોઠવણ મ્હેં કરી જ મુકી છે. ત્હમારે તો ફકત આજ્ઞા જ આપવાની છે, સ્કવાયર!

રોબર્ટ:—ઠીક, મ્હારૂં તો બધું સત્યાનાશ થવા બેઠું છે.

જોનઃ—(અત્યંત મીઠાશથી) ના, ના. સ્કવાયર! પ્રભુ તો ઘણો દયાળુ છે. સેંટ કેથેરાઇન અને મારગારેટ જેની હું રોજ.................................તું સ્વર્ગને પામશે, અને મ્હારા પહેલા મદદગાર તરીકે ત્હારૂં નામ હંમેશને માટે યાદ રહેશે.

રોબર્ટ:—આ મોંસ્યોર પોલેની માટે કહે છે તે ખરૂં કહે છે કે...

નોકરઃ—હા, હા. સાહેબ. અને મોંસ્યોર ડ મેસ પણ જવાને રાજી છે. એ બંને એની સાથે જવા માંગે છે.

રોબર્ટ:—હં. (બારી પાસે જઈ બુમો પાડે છે) એઇ! એઈ! મોંસ્યોર ડ પોલેનીને મોકલ તો. (જોનને) તું બ્હાર જા, અને નીચે ઉભી રહે.

જોન:—(હસીને) વારૂં, સ્કવાયર! (બ્હાર જાય છે)

રોબર્ટ:—(નોકરને) એઈ ભમરડા! તુંયે એની સાથે જા, અને આટલામાંજ ઉભો રહેજે. મ્હારે એને પાછી બોલાવવી પડશે.

નોકર:—હા. હા. પ્રભુને ખાતર પણ એમ કરજો સાહેબ! અને કંઈ નહી તો ચેંપેઇનમાં સારામાં સારા ઈંડા મુકવાવાળી મરઘીનોયે વિચાર કરજો—.

રોબર્ટ:—આ મ્હારા જોડા ત્હારા વાંસાપર પડે એ પહેલાં ત્હારી પીડ બચાવવાનો વિચાર કર બચ્ચા!

(નોકર ન્હાસી જાય છે, અને સામે જ એને બરટ્રાન્ડ ડ પોલેની મળે છે. લગભગ ૩૬ વર્ષનો, બોલાવ્યા વગર બોલે નહી એવો, જવાબ આપવામાં ધીમો અને જક્કી, જાડી અને મમતી, લાંબી જીભનો, ઉપરછલ્લા ઉત્સાહવાળો, પણ બુદ્ધિ વગરના રોબર્ટથી જુદો પડે છે. નોકર એને રસ્તો આપી, ચાલ્યો જાય છે.)

(પોલેની એને સલામ કરી હુકમ માટે રાહ જોતો ઉભો રહે છે)

રોબર્ટ:—(ખુશમિજાજમાં) પોલેની! આ કંઇ સરકારી કામે નહી, પણ ખાનગી મસલત માટે ત્હારૂં કામ પડયું છે. બેસ અહીં. (મોટા ટેબલ નીચેથી પગ વડે સ્ટુલ ખસેડતો).

(પોલેની, કવાયતી રૂઆબ છોડીને, આગળ આવે છે, અને વિચારમાં બેસે છે, રોબર્ટ, સ્ટુલપર અડધો બેસે છે અને વાત શરૂ કરે છે)

રોબર્ટ:—જો સાંભળ, પૉલી! ત્હારા વડિલ તરીકે ત્હને બે બોલ કહેવા માંગુ છું.

(પૉલેની ગંભીરાઇથી એના સામુ જુએ છે. પણ કાંઈ બોલતો નથી).

રોબર્ટ:—આ પેલી છોકરી વિશે હું ત્હને બે બોલ કહેવા માગું છું. મ્હેં એને જોઇ. મ્હેં એની સાથે વાત પણ કરી. પહેલી વાતે તો એ ગાંડી છે. એ તો જાણે સમજ્યા. બીજું એ કાંઈ ખેડુતણ નથી, પણ જરા હોંશીઆર છે. અને એજ તો કામનું છે. મ્હને એની જાત બરોબર ખબર છે. ગઈ સાલ એનો બાપ એક દાવામાં એના ગામડા તરફથી આવ્યો હતો. ત્યાં નામ કાઢેલું છે. ખેડુત; પણ કંઇ બહુ ઉચ્ચ વર્ણનો ખેડુત નહી. પૈસા કમાય અને ખરચે, પણ મજુર નહી તેમ સાંચાકામવાળો પણ નહી. એનો એકાદ પિતરાઇ વકીલ બકીલ હશે, અથવા પૂજારી પણ હોય. આ જાતના લોકની સમાજમાં કંઈ પણ ગણત્રી નહીં, પણ સત્તાવાળાઓને એ લોક બહુ નડતર કરે. એટલે કે મ્હને જ. અને આ

છોકરીને ડૉફીન પાસે લઈ જવાનું જુદું સમજાવી, લઈ જવાનું ત્હને તો સ્હેલ લાગતું હશે, પણ જો કંઇ તોફાન જાગ્યું કની, તો હું તો પાછો આ એના બાપનો વાલી થાઉ. એટલે મારા પર એની બધી જુમ્મેદારી રહી, એથી મ્હને વગર લેવે દેવે ઉપાધિમાં હોમીશ. માટે, પોલી, આ વાતને પડતી મૂક !

પોલેની:- (અત્યંત ગંભીરાઈથી) આ છોકરીનો વિચાર કરૂં છું ત્યારે મ્હને તો વરજીન મેરીજ સાંભરે છે.

રોબર્ટ:—(જરા ઉશ્કેરાઈને) અરે પણ એ તો કહે છે કે જેક અને ડીક બંને એની સાથે જવાને તૈયાર છે. શાને માટે? અને એને આ ડૉફીન પાસે લઈ જવાની ત્હારી ગાંડાઇનું ખરૂં કારણ પણ તું મ્હને નથી જણાવવા માંગતો ખરૂં ને?

પોલેની:—(ધીમેથી) આ છોકરીમાં કંઇક છે. નીચે કેટલાક ગમે તેમ બોલનારા ને ગમે તેમ ધારનારા પાજીઓ છે. પણ આને માટે તો એક અક્ષર બોલવાને કોઇએ સૂંઠ ખાધી નથી. બધા એની આગળ તો ચૂંચાં કરતાં ચૂપ થઈ ગયા છે. કંઇક છે, કંઇક છે. આ પ્રયાસ કરવા જેવો છે.

રોબર્ટ:—ચાલ આમ આવ, પોલી ! સાધારણ અક્કલ તો ત્હારામાં હતી જ કયે દા'ડે ? પણ આતો તું હદ કરે છે.

પોલેની:—(મક્કમ) સાધારણ અક્કલની જરૂર પણ શી છે. આપણામાં સાધારણ બુદ્ધિ હોત તો આપણે બરગન્ડીના ઉમરાવ અને અંગ્રેજ રાજા જોડે સન્ધિ કરી હોત. લૉ સુધીનું અરધું ફ્રાન્સતો એ લોકના હાથમાં છે. પેરિસ પણ એમના તાબામાં. આ કિલ્લો પણ એમના હાથમાં, બેડફોર્ડના ઉમરાવને આપણે આ કિલ્લો સોંપી દીધો છે, અને આ તો ફક્ત આપણે એક બોલીપર હાથ ધરી રહ્યા છીએ. અને ડૉફીન એક ઉંદરડાની માફક શીનોનમાં ખૂણામાં ભરાઇ બેઠો છે. વળી એ જાતે જ ડૉફીન છે કે કેમ, એ પણ આપણે જાણતા નથી. એની મા તો ના પાડે છે, અને ન જાણે તો કોણ જાણે ? જરા વિચાર તો કરો, ખુદ રાણીજ પોતાના પુત્રનો ઇન્કાર કરે છે.

રોબર્ટ:—એ તો, એણે પોતાની પુત્રી અંગ્રેજ રાજાને પરણાવી કની, એટલે. એમાં બાઇ સાહેબનો શો વાંક ?

પોલેની:—હું તો કોઇનો વાંક કાઢતો નથી. ઉલટી એની મહેરબાની કે ડૉફીન એથી તો મૂંગો બેઠો છે, અને આપણેજ લઢી લેવું પડશે. અંગ્રેજો ઓરલીઆ લેશે. અને એ બાબતમાં એને અટકાવવાની શક્તિ પણ નથી.

રોબર્ટ:—ચાલ ચાલ, ખાલી ગપ્પા ન હાંક. ગઈ સાલજ મોંટારગી આગળ અંગ્રેજોને એણે હરાવ્યા હતા. હું સાથેજ હતોને ?

રોબર્ટ:—હું યે એક અસલ મુરખ ગણાઈશ તો ખરો, પણ ત્હને ખાત્રી જ હોય—

પૉલેની:—.................................................... ત્હમે ના ન પાડો તો એને શીનોન સુધી લઇ જવાની તો મ્હને ખાત્રી છે.

રોબર્ટ:—એ કંઈ ઠીક વાત નહી. તું બધો ટોપલો મ્હારે માથે નાંખે છે.

પૉલેની:—અલબત્ત વળી. એ તો ત્હમે જેમ નક્કી કરશો મ જ થશેને.

રોબર્ટ:—હા. હા. એ તો ખરૂં. પણ મ્હારે શું નક્કી કરવું એજ મ્હોકાણ નડે છેને? એ કેટલું મુશ્કેલ છે, એ તું નથી જોતો? (કંઈક વિચાર કરી)

હું ફરી એકવાર એની સાથે વાત કરૂં તો ઠીક, નહી? તું શું ધારે છે?

પૉલેની:—(ઉભો થઇને) હા. હા. (બારી પાસે જઇને જોનને બોલાવે છે)

(જોનનો અવાજ)

એમણે રજા આપી કે, પૉલી?

પૉલેની:—તું ઉપર આવ, અહીં હમણાંજ (રોબર્ટને) હાં, હું જાઉં કે?

રોબર્ટ:—ના, ઉભો રહે. અને મ્હને ટેકો આપ્યા કરજે.

(પૉલેની પેટારાપર બેસે છે. રોબર્ટ રૂંઆબથી બેસે છે. જોન આનંદમાં પ્રવેશે છે.)

જોન:—ઘોડાની અડધી કિંમત તો જેક આપવા તૈયાર છે.

રોબર્ટ:—સારૂં, સારૂં.

પૉલેની:—(જોનને ગંભીરાઈથી) જોન! બેસી જા!

જોન:—(રોબર્ટ સામે જોઇ) બેસું?

રોબર્ટ:—હા. કહે તે પ્રમાણે કર.

(જોન સલામ કરી બેસે છે.)

રોબર્ટ:—ત્હારૂં નામ શું?

જોન:—મ્હને બધા લારેનમાં જેની કહે છે. અહીં ફ્રાન્સમાં મ્હને જોન કહે છે. સિપાઇઓ મ્હને મેઇડ 'બાળકી' કહે છે.

રોબર્ટ:—ત્હારી અટક શું?

જોન:—અટક! એ શું? મ્હારા પિતા કેટલીકવાર પોતાને ડ આર્ક કહાવે છે પણ એ કંઇ હું સમજતી નથી. ત્હમે તો એને ઓળખો એ—

રોબર્ટ:—હા. હા. મ્હને યાદ છે. ડોમ્રેઝીમાં લોરેન છે ત્યાંથી તું આવે છે ને!

જોન:—હાજી, પણ એમાં શું? આપણે બધા ફ્રેન્ચભાષાજ બોલીએ છીએને.

રોબર્ટ:—સામા સવાલ નહી પૂછ. ફક્ત પુછું એના જવાબ આપ. ત્હને કેટલા વર્ષ થયા?

જોન:—એ લોકો તો સત્તર કહે છે. કદાચ ઓગણીશ પણ હોય. મ્હને બરાબર યાદ નથી.

રોબર્ટ:—સેંટ કેથેરીન અને સેંટ મારગારેટ ત્હારી સાથે રોજ વાતો કરે છે, એમ તું કહે છે, એ શું.

જોન:—એમ છે તો ખરૂં.

રોબર્ટ:—એટલે શું?

જોન:—એ કંઇ હું કહી શકું નહી. મ્હને એ રજા નથી.

રોબર્ટ:—પણ તું એને જુએ છે! અને આ હું જેમ વાત કરૂં છું, તેમજ એ વાતો કરે છે કે?

જોન:—નાજી, એ તો તદ્દન જુદા. હું એ નહી કહી શકું. ત્હમારે એ આદેશ સંબંધી મ્હને કંઇ પૂછવું નહી.

રોબર્ટ:—આદેશ! એ શું બકે છે? આદેશ શું?

જોન:—મ્હારે શું કરવું એ વિષે મને સંદેશા મળે છે, મ્હને એ પ્રભુ તરફથી મળે છે.

રોબર્ટ:—ત્હારા મગજના તુક્કા હશે બધા.

જોન:—હાસ્તો. પ્રભુના સંદેશા એવીજ રીતે અને એજ રસ્તે આપણને મળેછે.

પૉલેની:—કેવો હાર્યો?

રોબર્ટ:—અરે તું જોયા તો કર! (જોનને) હં, તે ત્હને પ્રભુએ એમ કહ્યું કે તું ઓરલીઆનો ઘેરો ઉઠાવશે.

જોન:—હા. અને રે'મના દેવળમાં રાજકુંવરનો રાજ્યાભિષેક કરીશ.

રોબર્ટ:—(મ્હોં વકાસતો) રાજ્યાભિષેક! કપ્પાળ ત્હારૂં.

જોન:—અને અંગ્રેજોને ફ્રાંસમાંથી બહાર કાઢીશ.

રોબર્ટઃ—(કર્કશીમાં) એમ કે ? બીજું કંઇ.

જોનઃ—બસ, હાલમાંતો એટલુંજ. સ્કવાયર !

રોબર્ટઃ—જોન ! તું એમ ધારે છે, કે આ ઘેરા ઉઠાવવા અને લડાઇઓ લઢવી, એ આ ખેતરમાંથી ગાય ઢોર હાંકવા બરાબર છે ? સિપાઇગીરી કરવી એતો જાણે રમતવાત, ખરૂંને ?

જોનઃ—પ્રભુની મદદથી બધું સહેલું છે, અને પ્રભુમાં વિશ્વાસ રાખી કામે વળગીએ તો બધું બની શકે એમ છે. પણ કેટલાક સિપાઇઓતો સાવ ભોળા હોય છે.

રોબર્ટઃ—ભોળા ! ત્હેં કદી અંગ્રેજ સિપાઇ જોયો છે ખરો ?

જોનઃ—હારે, તેયે આપણા જેવા માણસ છે. અને એ લોકને પ્રભુએ પોતાનો દેશ, અને પોતાની ભાષા બંને આપ્યાં છે, અને એ છોડીને આપણા દેશમાં આવી આપણી ભાષા બોલે એવી એની મરજી નથી,

રોબર્ટઃ—ત્હારા મગજમાં આવું ભુસું કોણે ભર્યું છે. જે કોઇ ખંડીઓ ઉમરાવ હોય એનેજ તાબે સિપાઇઓતો રહે, એટલીએ ત્હને ખબર નથી ? એમને શું ? એમને મનતો બરગન્ડીનો ઉમરાવ હો, કે ઇંગ્લેંડનો રાજા હો, કે પછી ફ્રાન્સનો રાજા હો, બધાજ સરખા.

જોનઃ—ના, ના. એ હું કંઇ જરા સમજું નહીં. આપણે બધા એક કીરતારની કૃતિઓ છીએ. એણે આપણને દેશ અને ભાષા બંને આપ્યા છે, અને એને સાચવવા આપણે બંધાયલા છીએ. જો એમ ન હોત તો આ અંગ્રેજી સિપાઇને લઢાઇમાં મારવો એતો ખૂન કહેવાય, અને સ્કવાયર, તમે એ નારકી પાપમાંથી કદીય ન છૂટો. ત્હમારે એ ખંડીઆ રાજા તરફની ભકિત વિષે વિચાર નથી કરવાનો, ત્હમારેતો પ્રભુ તરફની ફ્રજ વિષે વિચાર કરવાનો છે.

પૉલેનીઃ—રોબર્ટ ! આ બધું નકામું છે. ત્હારૂં કંઇ એની આગળ વળશે નહી.

રોબર્ટઃ—એતો હવે જોઇશું. (જોનને) આપણે પ્રભુ વિશે પારાયણ નથી કરતાં. આપણે તો અત્યારે આપણે શું કરી શકીએ એ વિશે ચર્ચા ચલાવવાની છે. એઇ છોકરી ! હુ ત્હને ફરી પુછું છું, ત્હેં કદી અગ્રેજ સિપાઇને લઢતા જોયો છે ? આ ગામડાઓ લૂંટતાં, એને બાળતાં, અને એને ખેદાન મેદાન કરતાં જોયો છે ? રાક્ષસથી કાળો એવા એમના કાળા કુંવર વિશે કે આ અંગ્રેજ રાજ્યના બાપ વિશે કંઇ પણ વાતો ત્હેં સાંભળી નથી ?

જોનઃ—રોબર્ટ ! એમ બીક રાખે શું વળે ?

રોબર્ટઃ—અરે બીક તે વળી કોના બાપની ! અને ત્હને રોબર્ટ કહેવાની રજા કોને આપી ? નફ્ટ !

જોનઃ—આપણા પ્રભુના સમક્ષ દેવળમાં ત્હમને એજ નામથી સંબોધવામાં આવ્યા હતા. અને એ સિવાયના બીજા બધા નામો એતો, ત્હમારા પિતાના, કે ત્હમારા ભાઈના, કે બીજા કોઇનાજ હશે. સ્કવાયર!

રોબર્ટઃ—છઃ છઃ

જોનઃ—સાંભળો, સ્કવાયર! આ અંગ્રેજ સપાઇઓથી બચવાને હમારે ડોમ્રેમીથી બીજે ગામ ન્હાસવું પડયું હતું. એમાંના ત્રણ અંગ્રેજ ઘાયલ થઇને પાછળ પડી ગયા હતા. એ ત્રણ ગોડેમોનો મ્હેં બરાબર જોઇ લીધા. એ લોકમાં મ્હારાથી અડધુંયે બળ ન હતું.

રોબર્ટ—એ લોક ગોડૅમ કહેવાય છે, એનું કારણ તું જાણે છે?

જોનઃ—ના. બધા એને એમ કહે છે એટલું જાણું છું.

રોબર્ટઃ—જો! એતો એમ છે કે એ લોક હંમેશા એમના પ્રભુને પોતાના આત્માને નર્કમાં મોકલવાને પ્રાર્થે છે, એવો એમની ભાષામ ગોડૅમનો અર્થ થાય છે કેમ ખરૂંને?

જોનઃ—પ્રભુ એમને બચાવો! અને જે દેશને માટે એ લોક સરજાયા છે, અને જે દેશ એમને માટે જે સરજાયો છે, ત્યાં એ લોક જઇને રહેશે, ત્યારે એ! લોક પ્રભુની ઇચ્છા પ્રમાણે વર્ત્યા ગણાશે. મ્હેં કાળા કુંવરની વાતો સાંભળી છે. જે ક્ષણે એણે આ ભૂમિપર પગ મૂકયો તેજ ક્ષણે એના શરીરમાં રાક્ષસે પ્રવેશ કર્યો અને એને કાળો દાનવી બનાવી દીધો. પરંતુ એના પોતાના દેશમાં એ ઘણો સારો ગણાતો હતો કારણ એ દેશ પ્રભુએ 'એને માટે નિર્માણ કર્યો છે. એ તો હંમેશા એમ જ બને છે. પ્રભુની મરજી વિરૂદ્ધ હું ઇંગ્લેંડ જીતવાં જાઉં, અને ત્યાં રહીને એમની ભાષા બોલવા માંડું, તો મ્હારામાંયે દાનવ પ્રવેશે, અને હું ઘરડી થાઉં ત્યારે મ્હારા પાપ વિચારી વિચારી હુંયે ઠરી જાઉં.

રોબર્ટ—કદાચ બને. પણે જેમ વધારે દાનવી, તેમ લઢી શકાય પણ સારૂં. એથીજ તો આ ગોડૅમ ઓરલીઆ લેશે. અને તું એમને નહી અટકાવી શકે. અરે ત્હારા જેવા દશ હજાર પણ નહી અટકાવી શકે.

જોનઃ—મ્હારા જેવા એક હજાર માણસો એ માટે પુરતા છે, અરે પ્રભુની સહાયવડે તો મ્હારા જેવા દશ પણ પુરતા છે. (જોમમાં અને જોમમાં ઉભી થઇ રોબર્ટ નજીક જઈ) ત્હમે નથી સમજતા, સ્કવાયર! આપણા સિપાઇઓ ઠેર ઠેર હારે છે, કારણકે એ લોકો જાતનેજ વ્હાલી કરે એ, અને જાત વ્હાલી કરવાનો સહેલો રસ્તો રણભૂમિ પરથી ન્હાસી જવાનો છે. આપણા ઉમરાવો તો

કેવળ પૈસાનોજ વિચાર કરે છે. પણ હું એ લોકને ફ્રાન્સની ભૂમિપર ઇશ્વરની કૃપાવડે કેમ લઢી શકાય છે એ હું શીખવીશ. અને આ બાપડા ગોડ્ડૅમને ઘેટાંના ટોળાની માફક હાંકવાનુંયે શીખવીશ. પછી ત્હમે અને પૉલેની આ ફ્રાન્સની ધરતીપર એક પણ અંગ્રેજ સૈનિક જીવતો નહી રહે એ દિવસ પણ જોશો. અને અહીં ફક્ત એક જ રાજા રાજ્ય કરતો હશે અને તે આ ખંડીઓ અંગ્રેજ રાજા નહી, પણ પ્રભુના પયગમ્બર જેવા ફ્રેન્ચ રાજ્યની સત્તા પ્રવર્તશે:

રોબર્ટ:—(પોલેનીને) પૉલી! આ બધું ધંગધડા વગરનું પોકળ છે, એ હું જાણું છું. પણ સિપાઈઓના ભેજામાં ઠીક ઉતરશે. કદાચ રાજકુંવરના મગજમાં પણ ઠસી જાય. અને જો એ ડોફીનને પાનો ચઢાવી શકે, તો પછી એ તો ગમે તેને પાનો ચઢાવી શકે ખરી.

પોલેની:—એથીજ એક પ્રયાસ કરી જોવામાં આપણું શું ગયું! અને આ છોકરીમાં કંઈક છે.

રોબર્ટ:—(જોન તરફ ફરીને) ત્યારે સાંભળ જોન! અને વચ્ચે ટકટક ન કરતી.

જોન:—(એક શાળામાંની કહ્યાગરી છોકરી માફક સ્ટુલપર બેસતી) વારૂ સાહેબ!

રોબર્ટ:—ત્હારે આ સદગૃહસ્થ અને બીજા ત્રણ સિપાઇઓ સાથે શીનોન જવું, એવો ત્હને હુકમ-ફરમાવવામાં આવે છે.

જોન:—(હાથજોડી, તેજોમય બનતી) ઓ સ્કવાયર! પ્રભુના ઉતરોઆશીર્વાદ!

પોલેની:—પણ એ રાજકુંવર પાસે કેમ પહોંચશે

રોબર્ટ:—(કંઈક શંકાશીલ દિલે જોનની તેજ છાયા તરફ જોતો) એ હું કંઈ જાણું નહી. અહીં એ શી રીતે આવી? અને ડોફીન જો એને પરબારો રસ્તો જ બતાવે તો હું એને જરા ડાહયો માણસ પણ ગણું. (ઉભો થઈ) હું તો એને શીનોન મોકલું છું. અને એ ભલે એમ કહે કે મ્હેં મોકલી છે. બસ. પછી ગમે તે થાઓ. હું કંઈ એથી વધારે જાણું નહી.

જોન:—અને પોષાક! મ્હને તો સિપાઈનો પહેરવેશ જોઇયે ખરૂંનો!

રોબર્ટ:—એ તું ગમે તેમ ફોડી લે. હું કંઇ એ સમજું નહી.

જોન:—(અત્યંત ખુશાલીના આવેશમાં) ચલો પોલી! ચલો ચલો ત્યારે. (જાય છે)

રોબર્ટ:—સાહેબજી, પોલેની, સાહેબજી. આ હું એક સાહસજ ખેડું છું. ભાગ્યેજ કોઇ આવું પગલું લે. પણ ખરેખર, તું કહે છે તેમ આ છોકરીમાં કંઇક છે.

પોલેની:—હા. હા. એનામાં કંઇક છે. ચાલો સાહેબજી! (જાય છે)

(આ ધૂની છોકરીયે એને બનાવ્યો તો નથી, એ વિશે શંકાશીલ રોબર્ટ માથું ખજવાળતો બારણા પાસેથી વિચારમાં પાછો ફરે છે)

(નોકર ટોપલી લઇને દોડતો પ્રવેશે છે)

નોકર:—સાહેબ! સાહેબ!

રોબર્ટ:—વળી શું છે હજી?

નોકર:—સાહેબ! મરઘીઓ તો ગાંડી થઇ છે. ઈંડાજ ઈંડા! ઈંડાજ ઈંડા! પાંચ ડઝન ઈંડા, સાહેબ!

રોબર્ટ:—(સડક થઇને, પ્રાર્થના) કરતો, ઓ ભગવાન! (મોટેથી) ખરેખર એ તો કોઈ દેવદૂતીજ હતી! *

---

* આ નાટક પ્રથમ ન્યુયોર્કમાં તા. ૨૮–૧૨–૧૯૨૩ ને રોજ ભજવાયો હતો, અને લંડનમાં તા. ૨૬–૩–૧૯૨૪ ને રોજ ભજવાયો હતો. જોનનો ભાગ મીસ સિબિલ થોર્નડાઇકે ભજવ્યો હતો. અહીં પ્રગટ કરેલો પહેલો પ્રવેશ ગુજરાતીમાં સર મનુભાઇ મહેતાના પ્રમુખપદ નીચે તા. ૫–૧૨–૨૬ ને રોજે ભરાયેલા એલ્ફિન્સ્ટન કોલેજના ગુજરાતી મંડળના સ્નેહ સંમેલનમાં નીચે જણાવેલા પાત્રોએ ભજવ્યો હતો.

| | |
|---|---|
| રોબર્ટ ડ બોડ્રીકોર્ટ: | સોરાબ બાટલીવાલા બી. એ. |
| નોકર: | ચન્દ્રવદન મહેતા બી. એ. |
| બરટ્રાન્ડ ડ પૉલેની: | જહાંગીર સુખડીઆ બી. એ. |
| જોન: | કુ. શાંતિલા દેસાઇ |

—તંત્રી

હમેશાં પુરૂષના સાહસ અને શૌર્ય જોઇને જ સ્રીના હ્રદયમાં તેની પ્રત્યે પ્રેમનો ભાવ ઉત્પન્ન નથી થતો. સુંદરતા અને ચારૂતા આદિ પુરૂષના બાહ્યગુણ પણ એનાપર પ્રભાવ નાખે છે. યદ્યપિ એનો પ્રભાવ એટલો નિર્ણાયક નથી થતો, જેટલો સ્રીની શારીરિક ચારૂતાનો પુરૂષમાં એના પ્રતિ પ્રેમ પેદા કરવામાં થાય છે. બૈધિક શ્રેષ્ઠતા, ઉચ્ચ નૈતિક કાર્ય અને માનસિક સદગુણ રમણી—હ્રદયને ઘણી સુગમતાથી પ્રભાવીત કરી દે છે; અને તે એના પ્રભાવથી ઉન્મત્ત જેવી થઇ જાય છે.

સ્રી પતિના આધિપત્યમાં રહેવા અથવા એની દ્વારા રક્ષિત હોવામાં આનંદનો અનુભવ કરે છે, એ માટે એ પ્રેમ પ્રગટ કરે છે. સ્રી ત્યારે જ સુખી થાય છે કે જ્યારે એનો પતિ એવો હોય, કે જેને તે સન્માન અને પૂજાને યોગ્ય સમજી શકે, જેમાં એને શારીરિક બળ, સાહસ, સ્વાર્થત્યાગ અને શ્રેષ્ઠબુદ્ધિનો આદર્શ દેખાય. એ ક્રમ હોય તો પુરૂષ જ સ્રી–દાસ થઇ જાય છે, અથવા સ્રીમાં ઉદાસીનતા અને વૈરાગ્યનો ભાવ ઉત્પન્ન થાય છે.

જે ઘરમાં પતિ સ્ત્રી–દાસ છે (પતિ—ભક્તિ એ જુદી જ વાત છે), ત્યાં સુખ નિવાસ નથી કરી શકતું; કેમકે ત્યાં સ્થિતિ બીલકુલ જુદી જ થઇ જાય છે; અને સ્રી એ માટે શાસન કરે છે કે પુરૂષ નિર્બળ છે. પરંતુ સ્રીની સ્વાભાવિક ઇચ્છા પુરૂષના હ્રદય પર શાસન કરવાની હોય છે, એની બુદ્ધિ કે સંકલ્પ પર નહિં. સ્રી–દાસ પુરૂષ પરશાસન કરવાથી સ્રીમાં વ્યથા ગર્વ થવાનો સંભવ છે, પરંતુ એથી એનું હ્રદય ક્યારે પણ સંતોષાતું નથી.

કેટલાક અજ્ઞાની લોકો એમ સમજે છે કે પુરૂષ તો રૂપવતી સ્રી ચાહે છે; પરંતુ સ્રીને જોઇએ તેવો પુરૂષ મળ્યો હોય, તો પણ એ સંતુષ્ટ રહે છે, આ ભૂલને કારણે અનેક ચંદ્રમુખી કુમારિકાઓનો કાળા—કદરૂપા પુરૂષો સાથે વિવાહ થાય છે. પછી એને ગૃહસ્થાશ્રમમાં બંધનમાં રાખવા શાસ્રાજ્ઞા સંભળાવવામાં આવે છે. આવા વિવાહોના પરિણામ કયારે કયારે અત્યંત ભયંકર આવે છે. બીચારી યુવાન છોકરીઓને કુળ જાત અને લક્ષ્મીની વેદીપર બલિ ચઢાવવામાં આવે છે. એ આ જન્મ માતપિતા અને પોતાના ભાગ્યને રડતી રહે છે. માનવ પ્રકૃતિના સ્વાભાવિક નિયમોને તોડીને જે કામ કરવામાં આવે, તેનું પરિણામ હિતકર નથી આવતું. ભાગ્ય અને શાસ્રોનો લો અધિક કામ આપી શકતો નથી. માનવ પ્રકૃતિ એની વિરૂદ્ધ વિદ્રોહ કરે છે.

(સંતરામના હિંદી લેખ પરથી)



તે લખે છે કે કાંતેલું અને વણકાંતેલું સુતર બરહાનપુર અને ગુજરાતમાંથી આવતું. વણકાંતેલું સુતર યૂરોપ જતું નહિ. કેમકે તે વજનમાં ભારે અને ઘણુંજ સસતું હતું. તેની માત્ર રાતા સમુદ્ર, હોરમઝ, બસરા, સુંદના ટાપુઓ, (સુંદ સ્ટ્રેટસમાં સુંદ આર્ચીપેલેગો) અને ફીલીપાઈન્સમાં પુષ્કળ જથ્થાબંધ જતું. કાંતેલું સુતર અંગ્રેજી અને ડચ કંપનીઓ મ્હોટા જથ્થામાં યૂરોપ મોકલતી, પણ તે અત્યુત્તમ જાતનું નહોતું. એની કિમત્ત એક મણ વજનની આસરે ૧૫) થી ૨૦) મહમદી હતી. આ સુતર ઘણું ખરૂં રેશમી કાપડમાં રેશમ સાથે મિશ્ર કરવામાં વપરાતું હતું. શ્રેષ્ઠ જાતના સુતરનો ઉપયોગ યૂરોપમાં થતો નહિ.

સુતર.

ખાસકરીને મછલીપટમના પ્રદેશમાં અને ગોવલકોંડામાં બનતાં છિંટ છાપેલું અને રંગીન કાપડનુંજ ટેવરનીયર વર્ણન કરે છે. આ ઉંચું કાપડ થોડા જથ્થામાં બનતું. મોગલ બાદશાહતમાં બનતું છાપેલું કાપડ, છિંટ, સુંદર, આકર્ષક અને વિધ વિધ તરાહોવાળું બનતું; છપાઈ અને કાપડની કુમાસ ઉત્તમ બનતી. લાહોરની છિંટો તથા સુતરાઉ રંગીન કાપડ સસ્તું અને સાધારણ બનતું. ચમકદાર, ઝળેહદાર છિંટો બરહાનપુરમાં બનતી અને આખા એશિયાખંડમાં તે ઓઢણીઓ તરીકે વપરાતી.

છિંટ અને રંગીન કાપડ.

બફ્તા અને બીજું સુતરાઉ કાપડ, લાલ, અસમાની, અને કાળું રંગાવાને વણરંગેલું આગ્રા અને અમ્દાવાદ આખી મોગલ બાદશાહતમાંથી જતું. *કારણ કે આ બે જગ્યા નજીક ગળી બનતી અને તે રંગાટમાં મુખ્ય ભાગ ભજવતી. §કાપડના બે છેડા—પદરપરનું અને કીનારીપરનું સુંદર સોનેરી નકસી કામ તેમજ પોત-કુમાસ પ્રમાણે રંગાઇ બે રૂપીયાથી માંડીને ચાળીશ રૂપીયા સુધી પડતી. હિંદીઓ આવાં કાપડને ચોકકસ જાતના પાણીમાં નીખારવાનું જાણતા ‡અને તેમાં કાપડ નીખરાયાથી "વેવ્ડ કેમ્લેટ" (Waved Camlet) જેવું લાગતું અને ઘણી મોંઘી કિમત્તે વેચાતું.

રંગાટ અને નિખારવાનું કામ

---

* વિશેષ વીગત આ લેખકના "હિંદનું વણાટ કામ" પરના ભાષણમાં જુવો.

§ ગળીનો કાપડ રંગવામાં ઉપયોગ—એની વીગત આવતા પ્રકરણમાં વર્ણવવામાં આવશે તેથી અહીં આપી નથી.

‡ નીખારવાની પધ્ધતિનું વર્ણન પણ આવતા પ્રકરણમાં આપવામાં આવશે.

સસ્તાં સુતરાઉ કાપડનો અરબસ્થાન મ્હોટો નિકાશ થતો, અને મોઝાંબીકનો
સુબો તેનો મુખ્ય વેપાર કરતો. આ માલ તે કાફરોને વેચતો

**સસ્તાં સુતરાઉ કાપડનો ઉદ્યોગ**

અને તેઓ તે એબીસીનીયા તથા 'સબા'ના (કદાચ તે રટ્રેબોમાંનું સબેરા દક્ષિણ અરેબીયામાંનું હોય?) પ્રદેશમાં લઈ જતા, કારણ કે ત્યાંના લોકો કાપડ ધોવાને સાબુ નહિ વાપરતા માત્ર કાપડને પાણીમાં બોળી નીચોવી નાખતા.

આ જાતના કાપડમાં કેટલીક જાતો વધુ કિમત્તની પણ હતી. કેટલીક ૧૨) રૂપીયા અને તેથી વધુ કિમત્તની હતી. તેની ફીલીપાઈન, બોરનીયો, જાવા, સુમાત્રા, અને બીજા ટાપુઓમાં ઘણી નીકાસ થતી. આ ટાપુઓની સ્ત્રીઓ આ સુતરાઉ કાપડજ વાપરતી. તે માત્ર તેમનું એકજ વસ્ત્ર હતું જે તેમના શરીરને ઢાંકતું હતું.

**સાહિત્યની ઉણપ**

કમભાગ્યે આ વખતના કોઈ પણ હિંદીનું લખેલું વૃત્તાંત-વિગતવાર ક્રમ સહ ઇતિહાસરૂપ વર્ણનાત્મક વૃત્તાંત પ્રાપ્ત થયેલું ન હોવાથી માત્ર મુસાફરોના લખાણો-તે પણ ત્રુટક-તથા ઇસ્ટ ઇન્ડીયા કંપની તથા ઇતર યૂરોપીયન કંપનીઓના દફતરો પર આપણને બધો આધાર રાખવો પડે છે; અને આપણી મુશ્કેલીમાં આથી વધારો થાય છે. આ વખતના પરદેશી ખરીદનારાઓએ હિંદના બાહ્ય કે આંતરીક વ્યાપાર વિષે કાંઈ પણ ઉલ્લેખ કર્યો નથી. તેથી ત્રુટક સાધનો જે આપણી સમક્ષ છે તેપરજ મુખ્ય આધાર રાખવો પડતો હોવાથી ઘણી ત્રુટી રહે છે.

**કેલીકો**

સાદું મજબુત કેલીકો સુતરાઉ કાપડ નીખારેલું કે વણનીખારેલું કે રંગેલું હિંદના લગભગ બધા ભાગોમાં બનતું અને સ્થાનિક રહેવાસીઓના વપરાસમાં-પહેરવાના કામમાં આવતું. સમુદ્રકિનારા-કોઠાપરના અમુક ગામોમાં-અમુક ભાગોમાં પરદેશોની જરૂરીયાતો મુજબનું કેલીકો બનાવવામાં આવતું હતું અને ડચ અથવા અંગ્રેજો તે ખરીદતા. થાનની લંબાઇ પહોળાઇપરથી તેની જાતની પારખ થતી. તાકામાં જરા ફેરફાર હોય પણ બજારમાં તો ચોક્કસ માપજ ચાલતું અને કદાચ ફેર પડતો તો તે માત્ર એકાદ ફુટ લાંબો ટુંકો અથવા બે ત્રણ ઇંચ પનો ટુંકો મ્હોટો થતો.

**કેલીકોના નામો, જાતો.**

જાડું કેલીકો સઢ અને બીજા કાપડના માલો લપેટવા માટે મ્હોટે ભાગે વપરાતું. આનો વેપાર માફકસરનો-ખપ પુરતો હતો. તે સાધારણતઃ નીયલે નામે ઓળખાતું. કોરોમાંડલ અને મલબાર કોઠાપર "ડુંગરી", ગુજરાતમાં "પોતી" ! (Duties), સિંધમાં તથા ગુજરાતમાં "સેરીયા" (Seriyas), બંગાલમાં "ગરા" (Garras), ઉત્તરમાં "ગરજા" (Garjha), અને પશ્ચિમમાં "ખાદી;" બંગાલાનું સઢોમાટેનું "ડક" ડચલોકો બટેવીયાને બંદરે લઈ જતા અને કદાચ



હિંદી છિંટના નમુનાઃ—૧૭ મી સદી.

# બ્રિટીશ સામ્રાજય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ.

લેખકઃ—પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

## પ્રકરણ ૭ મું.

### હિંદી સુતરાઉ કાપડનો વ્યાપાર. (ચાલુ)

(સતરમી સદીમાં)

"The great Exhibition (The great Exhibition of Works of Industry, 1851.) displayed, probably, no more striking deviation from the ordinary relation in which the method of manufacture stands to be the finished article, than was evidenced by the extraordinary discrepancy between the rudeness of the Indian looms and the refined beauty and delicacy of the fabrics produced by them."

"When we reflect on the richness & beauty of patterns such as those we engrave, & generally on the variety & perfection with which every fabric, from the

common cottons of Bengal to the Kincobs & tissues of Benares, the muslin of Dacca & the shawls of Cashmere, are executed throughout the whole of the Indian Empire, we cannot fail to be impressed with admiration at the patience, ingenuity & dexterity, with which the natives are enabled to produce such extraordinary results, with such wonderfully simple machinery."

"M. Digby Watt."

આ પ્રકરણમાં સત્તરમી સદીની શરૂઆતથી યુરોપીયન પ્રજાઓ—મુખ્યત્વે કરીને ડચ, પોરટુગીઝ અને અંગ્રેજો સાથના વેપારે હિન્દુસ્થાનના આંતરીક અને બાહ્ય વ્યાપાર પર ચોક્કસ અસર કરી અને અહીંઆં આપણે ઉક્ત ફેરફાર કેવી રીતે થયો અને કેટલે દરજ્જે હિંદના સર્વોત્કૃષ્ટ સુતરાઉ કાપડના ઉદ્યોગને ફાયદો કે નુકશાન કર્યું તે જોઇશું.

છેક પ્રાચીનતમ કાળથી કળા, હુન્નર, ઉદ્યોગને લગતી સર્વ બાબતોમાં સર્વોત્કૃષ્ટતાની છાપ આખા જગતમાં હિન્દુસ્તાનનેજ મળી છે, દુનિયામાં હિંદુસ્તાન એ કળામય હુન્નર ઉદ્યોગની જન્મભૂમિ ગણાય છે. છેક પ્રાચીન કાળમાં પણ દુનિયાના સર્વ ભાગો પર સર્વ સ્થળે હિંદી કાપડો જતાં હતાં અને પ્રજાઓને મુગ્ધ કરતા આકર્ષતા હતા. તેની માંગ ઘણી હતી. આ આપણે આગલા પ્રકરણોમાં જોઇ ગયા છીએ. હવે સત્તરમી સદીની સ્થિતિ આ પ્રકરણમાં તપાસશું.

**હિંદમાં કાપડનો ઉદ્યોગ.**

ઇ. સ. ૧૬૪૧ થી ૧૬૭૬ સુધીમાં હિંદના ઘણાં ભાગોમાં પાંચ વખત મુસાફરી કરનાર પ્રખ્યાત મુસાફર મી. ટેવરનીયરે હિંદના ઉપરોક્ત કાપડના ઉદ્યોગનું સવિસ્તર વર્ણન કરેલું છે. તેના સમયમાં આગ્રા અને ફતેહપુરમાં ઉનના ગાલીચાઓનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો. બંગાલામાં કાસીમબજારમાં રેશમી કાપડ; સુરત, બરહાનપુર, ગોવલકોંડામાં સુતરાઉ કાપડ; કાલીકટમાં કેલીકો, અને મછલીપટમમાં છીંટોનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો.

**બફતા.**

આ ઉપરાંત ટેવરનીયર 'બફતા' ની બનાવટ વર્ણવે છે. તે જણાવે છે કે આ 'બફતા' પહોળાઇમાં મ્હોટા, બારીક અને ફુમાસદાર બનતા હતા. અને ૫૦૦) મહમદી* કિંમત સુધીના બનાવવામાં આવતાં હતાં. આવા બે થાનો ૧૦૦૦) મહમદીની કિંમતે વેચાતા તેણે જોયા હતા. અને તેમાંનો એક અંગ્રેજે અને બીજો ડચ લોકોએ ખરીદ્યો હતો.

---

* એક મહમદી સિક્કો આસરે અરધા રૂપીઆનો.

તેમના ખાસ આરડરોથી તે બનાવવામાં આવવાનો સંભવ છે. આ માલો શિવાય બીજી ઘણી જાતનું કેલીકો કોષ્ટાના માલ તરીકે ગુજરાત, ઉત્તર અને બંગાલ નામે પરદેશ માટેના વ્યાપાર માટે ગણાતું-ઓળખાતું.

મછલીપટ્ટમ અને નેગાપટ્ટમ વચ્ચેના પૂર્વ કિનારાના કેલીકોની છ પ્રખ્યાત જાતો હતી. તેમના નામો લોંગ કલોથ, (ગીની કલોથ), સાલેમપોર, બારીક સાલેમપોર, મુરી, ( Moorees ) બારીક મુરી, અને પરકલી ( Percalles ) હતાં.

બીજાં હિંદી કેલીકો કરતાં લોંગ કલોથ પોત-જાતમાં-કવાલીટીમાં નક્કી કરેલ પ્રમાણનું-સ્ટેન્ડર્ડાઇઝ ગણાતું. આનું પ્રથમ વ્યાપારી નામ ગીની કલોથ હતું. એનો પૂર્વે ગીની અને બ્રાઝીલ નીકાશ ઘણો થતો.

પૂર્વ કોષ્ટા માફક ગુજરાતી કેલીકોની ચોક્કસ જાતો નહોતી પડી. એક સામાન્ય જાતના, પરંતુ કુમાશ, પોત, કિમ્મત ઇત્યાદિમાં સુંવાળાં સઘળાં કાપડનું નામ "બફતા" હતું. તેની સામાન્ય લંબાઇ ૧૫ વાર અને પનો ૨૫ ઈંચનો હતો; જે યુરોપીયનોને ટુંકો પડતો હોવાથી તેની માંગ તેમના તરફની ઓછી હતી. પરંતુ "પહોળું બફતા" જે ૩૬ ઈંચ અથવા તેથી પણ વધુ પનાનું બનાવવામાં આવતું હતું જે યૂરોપ જતું. સતરમી સદિના પાછળના ભાગમાં "અરધા બફતા"-૮ વારના તાકાઓ-જે ખાસ યૂરોપ માટે બનાવવામાં આવતા હતા તેનો વેપાર ધમધોકાર ચાલતો હતો. બીજા કોષ્ટાઓપરના બફતા પણ મોખરે આવ્યા; તે ગુજરાતી બફતાનું અનુકરણ કતું.

**ગુજરાતી કેલીકો બફતા-**

સફેત સુતરાઉ કાપડ અને બફતા આગ્રા, અને લાહોરના પ્રદેશમાંથી, બંગાલા તથા વડોદરા, ભરૂચ, નવસારી ઇત્યાદિ સ્થળોમાંથી આવતાં. બારીક કુમાસદાર સફેત બફતો પૂર્વના એક બેટના રાજાને મનગમતી ભેટ નીવડી હતી. ગુજરાતી શ્રેષ્ઠ બફતા અતિ ઉત્તમ કાપડ હતું, પણ આ અતિ કિમત્તી માલની પરદેશ નીકાશ બહુ થતી નહી. મ્હોટા વ્યાપારીઓ અમલદારો, રાજાઓ વગેરેને ભેટો આપવાને લઇ જતા.. પણ તેની મ્હોટી કિમત્તને લીધે બજારૂ માલ તરીકે તેનો ઉઠાવ નહોતો. જેમ માલ સસતો તેમ તેની ખપત વધારે. લોકોને તો બફતા તે બફતાજ હતું-સસતું તેજ બહુ ઉપાડતા-લોંગ કલોથ જેટલાજ બફતા જતા; જો કે ગુજરાતી બહુ મજબુત નીવડતા.

ગુજરાતી માલ ઈ. સ. ૧૬૩૦ માં સર્વોત્તમ જાતનો હતો પણ પાછળથી ઉતરતા પ્રકારનો થતો ગયો. ઈ. સ. ૧૬૩૦ માં ગુજરાતમાં પડેલા અતિ ભયંકર દુષ્કાલે ગુજરાતની યુરોપીયન વ્યાપારની વ્યાપારી સ્થિતિ ઉલટાવી નાખી;-ગુજરાતના વ્યાપારને મ્હોટો ફટકો પડયો.

ગુજરાતી જેવાજ જાતના દક્ષિણ સિંધનાં બફતા અને સુરી હતાં. ગુજરાતી

**ઈતર ભાગોનું કેલીકો** કેલીકો જેવાજ પોતના તે બનતા અને ગુજરાત સામે વ્યાપારી હરીફાઇમાં ઉભા રહેતા.

પંજાબ અને વાવ્ય પ્રાંતોનું કેલીકો એસિયાના દેશોમાં બહુ જતું નહિ; અને એને વિષે જાણવાનું એટલુંજ કે તે કાપડ ગુજરાતમાં જઇ અમુક ચોક્કસ પહેરવાના કપડાંમાં રૂપાંતર પામતું. ફક્ત "સમીયાના" (પતીયાળામાં સમાનામાં બનેલું) કાપડ તેના મૂળ સ્વરૂપમાં કોષ્ટાની મ્હોટી બજારોમાં માલમ પડતું. અને યુરોપીયન વ્યાપારમાં પણ તે અગત્યનો ભાગ બજાવવા લાગ્યું. ઇ. સ. ૧૬૩૦ ના દુષ્કાળ પછી ગુજરાતમાંથી આ માલ આવતો બંધ થવાથી, ખરીદનારાઓ ઉત્તર હિંદમાં તપાસ કરવા લાગ્યા. લંડન અને આમસ્ટરડમમાં અયોધ્યાનો માલ સારી કિમતનો ઘણો વેચાતો, પણ અંતે એની માંગ ઘટી ગઇ, કારણ કે મદ્રાસમાં આનો વ્યાપાર મજબુત રીતે થવા લાગ્યો અને યૂરોપને માલ કોરોમાંડલમાંથીજ પૂરો પડાવા લાગ્યો. અને મદ્રાસ એ વિભાગ યૂરોપ સામેના વ્યાપારનું પીકતું સ્થાન બન્યું. ડચ લોકો ઉત્તર હિંદનો માલ ખરીદતા નહિ, અને તેથી ઈ. સ. ૧૬૮૦ અને તે પછીની મુદતનું ભરોસાપાત્ર વર્ણન મળતું નથી. છતાં પણ આટલું તો ખાતરીથી કહી શકાય કે ઉત્તર હિંદમાં બનતું કેલીકો કાપડ સામાન્ય રીતે ગુજરાતી કેલીકો જેવીજ જાતનું હતું. ફક્ત તેના તાકા મ્હોટા અને ભારે વજનના હોવાથી તે કાપડ જાડું અને ટકાઉ હતું.

(ચાલુ)



# ‘ઝમોર’



(હારફાઈ વિભાગ નં. ૨.)

“રાજકુમારી પાટણ નહિજ આવી શકે. હું દિલગિર છું. બારોટ!” મેવાડના રાણાએ આઠ દિવસે જવાબ આપ્યો.

પાટણના કુમારપાળ મહારાજ મેવાડની રાજકુંવરીને પરણ્યા હતા. કુંવરી પાટણ આવી પણ ગયાં હતાં. રૂપવન્તી મેવાડી રાણી ઉપર રાજાનો ઘણો પ્રેમ હતો પરંતુ હેમસુરીના આગ્રહને માન આપી એમણે રાણીને ઉપાશ્રયે ગુરૂને વંદવા જવાનું કહ્યું—રાણીને તે ન ગમ્યું—રાજાયે દબાણ જારી રાખ્યું અને રાણીને આવે પખવાડીયું વીતે તે પહેલાં તો એવું કંઇક બોલી ગયા કે મેવાડી રાણીને હાડોહાડ લાગી આવ્યું. રીસાઇને તે મેવાડ ચાલ્યાં ગયાં. તે પછી રાજા દિગ્વિજય કરવાની ધમાલમાં પડયો. વર્ષો વહી ગયાં.

પુત્ર વિનાના રાજાને સુધો બંધ થતાં જુનો સબંધ સાંભર્યો—ગુરૂજીએ ઉત્તેજન આપ્યું ને જયદેવ બારોટને ખાસ આજ્ઞા સાથે રીસાએલી રાણીને તેડી લાવવા મોકલવામાં આવ્યા. સાત સાત દિવસ થયા મહારાણાએ પાટણના તેડાનો ઘણો આદર સત્કાર કર્યો પણ કુંવરીને વળાવવાની કંઈ તૈયારી જણાવી નહિ આઠમે દિવસે બારોટે અધીરા થઈ પૂછયું અને રાણાયે ઉપર પ્રમાણે જવાબ આપ્યો. બારોટ ચમકયા.

"કારણ ?"

બારોટના સ્વરમાં આછી તીખાશ હતી. કુંવરીને લઈનેજ જવું એવો એમના મનનો નિશ્ચય હતો. રાણાએ સરખીજ તીખાશથી જવાબ આપ્યો.

"કારણ પૂછો છો ? કારણ જાણવું છે ? જયદેવ બારોટ ! શિસોદીયા કુળની કુંવરી સબળ કારણ વિના પતિગૃહે જવાની ના પાડે નહિ અને કારણ વિના મેવાડના રાજા એવા નિશ્ચયમાં પોતાની સંમત્તિ આપે નહિ. બારોટ ! તમે પાછા જાઓ એ મને ઠીક નથી લાગતું. પરંતુ એના માટે હું દિલગીર છું, એટલુંજ કહી શકું છું." બારોટને વસ્તુસ્થિતિ ગંભીર હોય તેમ લાગ્યું, એમણે વાત ચાલુ જ રાખી. "પરંતુ મહારાણા ! નાહ મોકલવાનું કારણ તો કંઈ હોવું જ જોઇએ ને ? ત્યાં જઇ મારે કહેવું શું ? રાણાજી ! એવું તે શું કારણ હોય કે મારે પાછા જવું પડે અને તે પણ જાણ્યા વિના ?"

રાણાએ જોયું કે બારોટ સ્હેલથી માને એવા નહોતા. એમણે સ્પષ્ટ કહી નાખવાનું જ યોગ્ય ધાર્યું. "જુઓ બારોટ બાબત ગંભીર છે. તમે રાજદરબાર જોયા હશે અને રાજકુલોના ટેક પણ જોયા હશે. હું તમને ખુલ્લીજ વાત કરી દઉં છું. સાંભળો, મેવાડમાં શિવાલયોની ભગવી ધજાઓ ઉડે છે—અને શિસોદીયાનું રાજકુલ શતકો વર્ષોથી એકલિંગાની હરહંમેશ પૂજા કરતું આવ્યું છે, રાજકુંવરી પણ નાની હતી ત્યારથી શિવની પૂજા કરતા શીખેલી છે. એને તમારા પેલા નિમાળા વિનાના બોડાં માથાવાળાં, નહાવા ધોવાની બાધાવાળા જતિઓને વદન કરતાં નહિ આવડે, ભોળા શંભુને બીલપત્ર ચડાવવા અને આદિશક્તિ પાર્વતીની આર્ચના કરવા ટેવાયેલી કુંવરીને ઉપાશ્રયે સવાર સાંજ સામાયિકો કરવા જવાનુ નહિ ગમે. બારોટ અમને તો એવી ખબર હતી કે અણહિલવાડની ગાદીપર આવનારા રાજાઓ મળરાજ મહારાજ અને ભીમ બાણાવળીના વંશજો હોઇ શિવના પરમ ભકતો હોય છે પરંતુ હવે તો એ દિશા તરફથી આવતો પવન હરઘડીએ એવા સમાચાર આપે છે કે ત્યાં તો જઇન મુનિઓનુ રાજ્ય દિવસે દિવસે પ્રબળ થતું જાય છે અને કોઇ હેમસુરિ નામના મુનિ તો ગુજરાતમાં એટલા સત્તાશીલ થઈ પડયા છે કે તમારા શૂરવીર મનાતા કુમારપાળ મહારાજ પણ એમની આંખેજ જુએ છે અને એ એટલુંજ નહિ પણ અંતઃપુરની યુવતીઓને પણ સવારસાંજ એમને વંદન કરવા

ફરજીયાત જવું પડે છે. બારોટ! મારી કુંવરીથી એ પ્રમાણે મુનિજીની વંદના થવાની નથી અને તેથી ત્યાં આવશે નહિ—ને પોતાનો ધર્મ તજી જૈન ધર્મની દીક્ષા લઇ શકશે નહિ—પરિણામે તમારો રાજા તમારા મુનિ મહારાજો એનાપર ખીજાઈ જુલ્મ વર્તાવશે—કારણ ધર્મ પ્રવર્તનમાં અહિંસાવાદી જૈનો હિંસા કરતાં અચકાતાં નથી એ હું જાણું છું—જેથી મારી કુંવરી સુખ અને શાન્તિથી ત્યાં રહી શકે નહિ. તેથી કહું છું કે બારોટ! રાજકુમારી માનભેર અહીં રહી પોતાના બાપનો સૂકો પાકો રોટલો ખાવાનું પસંદ કરે તેજ ઠીક છે. ધર્મભાવના બારોટ! પોતાના મનની શ્રદ્ધાની વાત છે, એમાં જોર જુલ્મ હોય નહિ અને ખરૂ ધર્મશીલ હૃદય તે સહન પણ કરી શકે નહિ—કુંવરી એકવાર પાટણ આવી ધરાઈ ગયાં છે—ફરી તમારા રાજાનાં ગમે તેવાં વેણ સાંભળવા રાજી નથી. આ ખરો ખુલાસો અને મારો જવાબ ખુશીથી જઇને તમારા રાજાને કહેજો અને—તમે સમજુ છો—વિશેષ આગ્રહ ના કરશો," રાણાએ લાગણીથી ઉભરો કાઢી બધું કહી નાખ્યું. બારોટ ધ્યાનથી અને માનસહિત આ ઉદ્દગારો સાંભળી રહ્યા હતા. જઇન મુનિઓની સત્તા એનેયે મનમાં ખુંચતી, એનેયે શિવપર ભક્તિ હતી. છતાં તે કુંવરીને તેડવા આવ્યો હતો. એણે વિનયથી કહ્યું "મહારાણા! આપનું કહેવું છેક ખોટું નથી. પરંતુ હું માનું છું કે રાજકુમારીને શિવની પૂજા કરવામાં કોઇ વાંધો લેશે નહિ—આપને ચિન્તા કરવાનું કારણ જ નથી. કુમારપાળ મહારાજ ઘણા ઉદાર છે."

"ભૂલો છો બારોટ! હેમસુરિનાં વિરૂદ્ધ તમારા રાજા જઈ શકશે નહિ કુંવરી રીસાઈ અહીં કેમ આવતાં રહ્યાં એનું કારણ કદાચ તમે નહિ. જાણતા હો."

"ના, તેની મને બરાબર ખબર નથી. પરંતુ રાણાજી! મારા રાજાને એટલું તો હું સમજાવી શકીશ. મારૂયે કંઇક વજન છે. રાણા! આપની કુંવરી શિવપૂજા નહિ ચૂકે એ ખાત્રીથી કહું છું"

"પરંતુ બારોટ! મને વિશ્વાસ કયાંથી આવે? એ ત્યાં પહોંચે પછી એનું શું થાય છે તે હું કયાંથી જાણું? ગુજરાત નજીક નથી", રાણાએ પ્રશ્ન કર્યો. "ખાત્રી મારૂં વચન. રાણા!" પોતાનાપર રાણા વિશ્વાસ રાખી શકતા નથી એ વિચારે ઉશ્કેરાઈ બારોટે વચન આપ્યું અને ઉમેર્યું. "આપની કુંવરી મનગમતો ધર્મ નિર્વિઘ્ને પાળે એનો જામીન હું. કુંવરીને કંઇપણ એ સંબંધી સહેવું પડે તેનો જવાબ મારે આપવાનો. આ બારોટના વચન પર એટલો વિશ્વાસ રાખો, મહારાણા!"

"એમ! તમે વચન આપો છો? જામીનગીરીથી બંધાઓ છો?

"હા હું વચન આપું છું અને જામીન થાઉં છું-રાજકુંવરીની શિવપૂજાનો જામીન અને જોખમદાર હું-હું-જયદેવ બારોટ."

"જોજે હોં !"

"ચિન્તા ન રાખો રાણા ! સૌ સારાંજ વાના થશે. ભોળા શંભુ પર જળ રેડનારને જૈનમુનિ શું કરી શકનાર છે?" બારોટે દ્રઢતાથી કહ્યું. રાણાને બારોટ પર વિશ્વાસ બેઠો.

બીજે દિવસે રાજકુંવરી પાટણ આવવા તૈયાર થયાં. રાણીએ ઘટતા શિરપાવ દીધા-કુંવરીને ઘટતા શણગાર કર્યા અને તહેનાતમાં ખાસ વિશ્વાસુ સોળ દાસીઓ આપી. રથ તૈયાર થઈ રાજગઢની બહાર નિકળ્યો-રાણા અને રાણીએ વ્હાલી કુંવરીને વિદાય આપી. રાણીના કાને જૈન મુનિઓના ચમત્કારોની વાતો આવેલી એણે પુત્રીને કાનમાં કહ્યું "બેટા! ચેતતી રહેજે હોં-એ જૈન સાધુઓ કામણ ટુંમણ કરનારાઓ છે." અજાણતાં રાણીએ અપશુકન કર્યાં.

"વાંધો નહિ માતાજી" કુંવરીએ જવાબ આપ્યો અને રસાલો નિકળ્યો. જયદેવ બારોટ રાણાજીને રામ રામ કરવા જરા થોભ્યા. રાણાએ કહ્યું "બારોટ! તમારે વચને કુંવરી મોકલું છું-યાદ રાખજો હોં !

"નિશ્ચિત રહો મહારાણા ! મારૂં વચન જાય તે પહેલાં ગુજરાતમાં હતું ન હતું થઇ જાય. રાજકુંવરીને ઉની આંચ ન આવવા દઉં-એક દિવસ શિવપૂજા ચૂકે તો શિવનો કોપ મારે માથે ઉતરે. પછી કંઇ?" બારોટે આવેશથી ખાત્રી આપી રામ રામ કર્યા અને તેઓ હેતથી ભેટી જુદા પડયા. બારોટ જામીનગીરીનો પોટલો માથે લઇ ઘોડે ચડયા અને ઘોડાને એડી મારી. મેવાડની લાવણ્યવાળી રત્નકુમારી બારોટની જામીનગીરી અને રક્ષણ નીચે પાટણ આવવા નીકળી.

* * * * *

આ તરફ મેવાડમાં કુમારીની આતુર નયને રાહ જોવાતી હતી. કુમારપાળ મહારાજ સંયમી અને સાત્વિક વર્તનવાળા હતા. પરંતુ એમનાં અંતરનાં રસઝરણાં કંઇ સૂકાઈ ગયાં નહોતાં. વર્ષોથી દૂર વસેલી રાણીને ફરીથી નવી પ્રીતિના ઉમળકાથી વધાવવાની અને એક નવા વર વધુ પેઠે ગુરૂના ચરણે જઈ આશિષ લેવાના એમને અભિલાષ હતા. મેવાડી રાણીનો જૈન ધર્મ પ્રત્યેનો અણગમો રાજાને કોણ જાણે શાથી ધ્યાનમાં નહોતો રહ્યો.

પરંતુ કુમારપાળ મહારાજ કરતાં મહામુનિ હેમસુરિજીને મેવાડી રાણીને પાટણમાં લાવવાની વધારે ઉત્કંઠા હતી. હેમસુરી વખતનો ગુજરાતનો એ યુગ જરા નોંધ લેવા જેવો છે. એ એવો સમય હતો જ્યારે જૈન સત્તા એવી પરમ ટોચે પહોંચી હતી. મ્હોલ્લે મ્હોલ્લે દેરાસરો, ઉપાશ્રયો ને વિહારોનાં ઉન્નત શિખરો પોતાની મહત્તા પોકારતાં હતાં. શેરીએ શેરીએ નિમાળા વિનાના શ્વેતવસ્ત્રધારી સાધુઓ વિહારોથી જતા જણાતા. ચકલે ચકલે બુદ્ધિજ્ઞાનને કસે તેવો શાસ્ત્રાર્થ થતો અને

જૈન સાશનની ઉત્તમતા સિદ્ધ થતી હતી. અણુહિલવાડના સામ્રાજ્યના મહાન સમ્રાટ કુમારપાળ મહારાજ મહા વીર્યવાન અને એથીયે વધારે પરમ ધર્મવાન જૈન ધર્મના ચુસ્ત અનુયાયી બન્યા હતા અને એમના ઉપર હેમસુરીજી જુના વખતના યુરોપમાં રોમના પોપ જેવી સત્તા ધરાવતા મનાતા હતા. ગુજરાતમાં જૈન ધર્મનો વિજય ડંકો વાગતો હતો-ગુજરાત બહારે કુમારપાળે જીતેલા પ્રદેશોમાં એનો પગ પેસારો થયો હતો પરંતુ ગુજરાત બહારની પ્રજા હજી જૈનમત સંપૂર્ણ રીતે સ્વીકારતી નહિ. તેથી મુનિજી રાજ પ્રકરણમાં અવાર નવાર માથું મારતા અને પોતાના ધર્મની અદ્રશ્ય ધજા બની શકે ત્યાં બધે ફરકાવવા સતત પ્રયત્ન કરી રહ્યા હતાં. રાજગઢમાંયે એમનો શબ્દ પ્રભુ આજ્ઞા પેઠે મનાતો અને અંતઃપુરની સ્ત્રીઓને, સામંત ઉમરાવોની સ્ત્રી દીકરીઓને, ઉપાશ્રયે જવું પડતું. રાજકુળની નવવધુ પ્રથમ જૈન ધર્મની દીક્ષા લીધા પછીજ અંતઃપુરમાં પ્રવેશે એવી પ્રથાયે થોડા વખતથી શરૂ થઇ હતી અને મેવાડકુંવરીને દીક્ષા આપી ઠેઠ મેવાડ સુધી પોતાના ધર્મની સુગંધ પ્રસગવવાની મુનિજીની ખાસ ગણત્રી હતી. કુંવરીના સત્કારમાં બધો ક્રમ ખાસ વિચારપૂર્વક નક્કી કરવામાં આવ્યો હતો. નગર બહાર રાજવાડીમાં નવાં રાણીને ઉતારો આપવા આવાસ તૈયાર થતો હતો.

જયદેવ બારોટે વાટ ત્વરાથી કાપવા માંડી. પોતાના કાર્યની સફળતાનો સંતોષ એમને હતો. પરંતુ જામીનગીરીનો બોજો કંઇક ન સમજાય તેવી બેચેની હૃદયમાં ઉત્પન્ન કરતો હતો. કોઇએ કહ્યું છે કે દુનિયામાં કેટલાક કામ નહિ કરવાનો તો દરેક માણસે નિશ્ચય કરવો જોઇએ અને તેમાંનું એક એ છે કે કોઇએ બીજાના જામીન ન થવું જોઇએ. આ પ્રકારનો નિશ્ચય આ સમયમાં ટકી શકે નહિ. પરંતુ એટલું ચોક્કસ છે કે જામીનગીરી ગમે તેવી નાની હોય છતાં જામીન થતાંની સાથે વત્તી ઓછી ચિન્તા મનમાં પ્રવેશે છે. જયદેવ બારોટનો ઘોડો ત્વરાથી દોડવા છતાં હેમસુરિજીની શાન્ત તપોમય મુખમુદ્રા એમના મનોચક્ષુ આગળ તરવરી રહેતી અને કંઇક ડરાવતી જણાતી. તુમાખી બારોટ એ લાગણી દૂર કરવા દાંત દાબી ઘોડાને જોરથી એડી મારી દોડાવતો. એમને પોતાના મનમાં રાજા માટે મોટી શ્રદ્ધા હતી.

અણુહીલવાડના કોટ દૂરથી દેખાવા લાગ્યા. બારોટે સ્વાર મોકલી રાજગઢમાં ખબર આપી અને પાટણથી થોડે દૂર, વિશ્રાન્તિ કરી નગર તરફ રથ લેવા માંડયો. સામેથી દરવાજો દેખાયો એવામાં કેટલાક સ્વારો સામેથી આવતા દેખાયા. સામંતસિંહ નામનો હસમુખો જુવાન રાજપુરૂષ મોખરે હતો. તે એકદમ આગળ આવ્યો ને બોલ્યો "રામ રામ, બારોટ! આવી પહોંચ્યા? ઠીક થયું, રાણાની બહુ મેમાનગીરી મ્હાલી આવ્યા. ચાલો રાજવાડીમાં રથ હંકાવો"

"રાજ વાડીમાં કેમ? બારોટે આશ્ચર્યથી પૂછયું.

"નવાં રાણી નવા મહેલમાં શોભે ને? રાજાજીની આજ્ઞા છે-પ્રથમ ઉતારો નવા આવાસમાં આપવાનો છે."

"કેમ રાજ મહેલમાં શું છે ? રાજાજી કયાં છે ?"

"એ તો નગરમાં રાજ મહેલમાં છે—પણ આપણે પ્રથમ અહીં જવાનું છે."

"એમ કેમ!"

"મહારાજની આજ્ઞા—હું વિશેષ શું જાણું ?"

દરમ્યાન કેટલુંક સૈન્ય ઢોલ ત્રાંસાં વાજીન્ત્રો આવી પહોંચ્યાં હતાં. રાણીને આદરથી લઈ જવા સૌ ગોઠવાઇ ગયું હતું. બારોટને અહીં ઝાઝી રકઝક કરવી ઠીક લાગી નહિ. રથ રાજવાડી તરફ લઈ જવામાં આવ્યો. ત્યાં જાણે મોટો ઉત્સવ હોય તેમ સઘળું શણગારવામાં આવ્યું હતું. રાજવાડીમાં જતાં બારોટે સામંતને સમાચાર પૂછ્યા અને નિખાલસ હૃદયના સામંતે જાણતો હતો તેટલું કહ્યું. બારોટ ચમકયા એને લાગ્યું—કંઈક રમત ઉંડી છે.

રથ ઉભો રહ્યો, રાણી ઉતરવા જતાં હતાં. બારોટે વિચાર્યું કે એક વાર તાત્કાલિક મળી લેવું જોઇએ. તે વગર સંકોચે નજીક ગયા. "કુંવરી બા !"

"હવે તો પાટણમાં આવી બારોટ ! તમારી રાજરાણી થઇ.

"ના, હજી પાટણની બહાર છો. રાણાએ મને તમને પોતાની દીકરીવત્ ગણવાનું કહ્યું છે. હું કહેવા આવ્યો છું કે મારા કહ્યા વિના કયાંય જવાની હા પાડશો નહિ."

"એમ ! શું છે ?" રાણીનેયે કંઇક વહેમ તો પડયો હતો.

"ખાસ કંઇ નથી. હું રાજાજીને મળવા જાઉં છું અને તુર્તજ બધો માર્ગ સરળ થઇ જશે—એ તો કંઇક હેમસુરીજીની વાત થાય છે..........."

"હેમસુરીજી હજી વંદનાના ભૂખ્યા છે કે ? બારોટ ! યાદ રાખજો મેવાડની કુંવરી સાથે કામ લેવાનું છે. તમે તો જામીન છો પણ તમારા રાજાને કહેજો કે સંભાળીને કામ લે. અને અહીં રહું ત્યાંસુધી પૂજા સામગ્રી આપી જવાનું તમારે માથે છે હાં"?

"હા. જરૂર તમારી તહેનાતમાં જ છું—ફિકર ન રાખો."

બારોટ ગયા. નવાં રાણીને હાજર રહેલા શ્રીમંડળે પછી આદરથી અંદર લીધાં.

બારોટે સીધો રાજગઢનો રસ્તો લીધો. એમણે તો શરૂઆતમાંજ એમની મીનગીરીને નેવે મૂકે તેવી તૈયારીઓ જોઇ અને એ ચેત્યા.

અગિઆરેક વાગવા આવ્યાં હતાં. મેવાડકુંવરી આવી ગયાં એ સમાચાર ક્યારના રાજાને મળી ગયા હતા. કુમારપાળ મહારાજ આનંદમાં હતા—રાજમહેલ ના એક એકાન્ત ઓરડામાં બેઠા હતા. સાધારણ રીતે સાદાં વસ્ત્રોમાં રહેતા મહારાજે આજે રેશમી વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને કોટમાં કંઠો નાખ્યો હતો. એમના મનોહર મૂખની શોભામાં ભવ્ય કપાળમાંનો કેસરનો નાનો ચાંલ્લો વધારો કરતો હતો. એક યતિજી સામે પાટ ઉપર બેઠા હતા. હેમસુરીજીના જમણા હાથ મનાતા પ્રવીણસુરીજી રાજાને ખાસ મળવા આવ્યા હતા અને અગત્યની બીના ઉપર વાત કરી રહ્યા હતા. શરીરે એ કદાવર હતા, આંખો ઝીણી અને ઉંડી હતી. મુખ પર એક વિચિત્ર સ્મિત ફરકયા કરતું. રાજા આમજી ભામજીને સંભાળતાં હતા. યતિજી બોલ્યા "કાલ સવારમાં સૂર્યોદય પછી ત્રણ ઘડી, ચાલીસ પળ અને ૫૪ વિપળે રાજવાડીમાંથી પ્રયાણ કરવાનું મુહુર્ત્ત છે. અને પછી સાત ઘડી. ૪૪ પળ અને ૨૫ વિપળ સુધી આખા વર્ષના ઉત્તમમાં ઉત્તમ સમયનો યોગ છે. એ દરમ્યાન રાણીએ મહાસુરીજીને વંદના વંદી લેવી જોઇએ. આ યોગ કાળમાં એ ઉત્તમમાં ઉત્તમ પળ જે સો વર્ષોમાં એકજ વાર આવે છે તે સદભાગ્યે પ્રાપ્ત થઈ છે. અને તે પંચમ ઘટિકા ૩૦ પળ અને ૨૩ વિપળે સધાય છે. આ સમયે રાણી સુરીજીને વંદે તે માટે તે પહેલાં ઉપાશ્રયમાં આવી જવાં જોઇએ. આપને ચિન્તા ધરવાનું કારણ નથી. નક્ષત્રસુરિને મુહુર્ત્ત સાધનાનું સઘળું કામ સોંપી દીધું છે.

કાલ સવારે તે રાજવાડીએ હાજર રહેશે. સમયના બાબતમાં એમની આજ્ઞા પ્રમાણે બધા વર્તે તે આપે આજ્ઞા કરવાની છે. આપ રાણીજી તથા અન્ય જનોને યથાયોગ્ય સૂચનાઓ આપી દેશો એમ ગુરૂજીએ કહાવ્યું છે.

"જરૂર મહારાજ! પણ મહાસુરીજીએ જાતે મુહુર્ત્તનું સમયબળ તપાસ્યુ છે?" રાજાએ વધુ જાણવા પૂછયું.

"હા. હા. મુહુર્ત માટે તો રાણીજીના આગમનની ખબર પડતાં તુર્તજ અમારામાં પારંગત મનાતા મુનિઓની સભા મહાસુરીજીના પ્રમુખપદ નીચે બોલાવવામાં આવી અને બરાબર સવા કલાકના પાકટ વિચાર અને ચર્ચા પછી કાલ પ્રભાતનો સમય નક્કી કરવામાં આવ્યો. રાણીજી પણ સરસ યોગમાં આવી પહોચ્યાં છે એ મહાભાગ્યની વાત છે. મહાસુરીજીએ પોતાના અંતરદમનથી એવી તપાસ કરી જોઇ છે અને માલુમ પડયું છે કે એ એવી ક્ષણ છે, રાજા! કે જે એ ક્ષણમાં જઈન ધર્મની દીક્ષા લે એનો પુત્ર આખા આર્યાવર્તમાં જીનસાશન પ્રવર્તાવે અને મહાન ધમધુરંધર સમ્રાટ્ તરિકે ખ્યાતિ પામે, અને કેવળ જ્ઞાનનો અધિકારી થાય." રાજા સાંભળી રહયો હતો, પોતાના ભાવિ પુત્રના યશોગાનથી હરખાતો હતો. પરંતુ પોતાના જીવનપર એ ક્ષણની શી અસર છે તે જાણવા પણ તે ઇંતેજાર હતો. ચતુર યતિ એનો મનોભાવ સમજી ગયો અને બોલ્યો "અને એવા પુત્રના પિતાની જગતમાં તિર્થંકર જેવી ખ્યાતિ થાય." રાજાને આનંદ થયો.

"અને મહારાજ! એ ઉત્તમ ક્ષણમાં જીનધર્મની દીક્ષા લેનારને પણ શુભ મળવું જોઇએ."

"જરૂર—એવા પુત્રની માતા થનાર, અને આપ જેવા પતિની પત્ની થનાર રાણીના સદભાગ્યની સ્પર્ધા તો ભૂત વર્તમાન અને ભાવિની કોઇ ઓકરી શકે નહિ. ધર્મદીક્ષાનો પ્રસંગ જીવનમાં સૌથી ઉત્તમ પ્રસંગ ગણાય છે અને એમાં મહાસુરીજીના હાથે આવી ક્ષણમાં દીક્ષા લેવાના ભાગ્યનું તો વર્ણનજ શી રીતે થઇ શકે? રાજા આવતી કાલનો પ્રસંગ તો પાટણના ઇતિહાસમાં અનુપમ અને અપુર્વ લેખાવાનો રાણીજીને મહાસુરીજી જાતે વિધિસર દીક્ષા દેવાના. સાત દિવસ પોતાની શિષ્યાતુંરિકે, રાખી વ્રતો, મહાવ્રતો અનુવ્રતોને અત્યંગો તથા ધર્મનાં ગૂઢ રહસ્યો સમજાવી, સુબોધરૂપ અમૃત પાઇ, રાણીના હૃદયમાં જ્ઞાનદીપક પ્રગટ કરવાના અને પછી આપ ગાજતે વાજતે આવી સજોડે વંદના કરી મહાસુરીજીની આશિષ યાચવાના અને પામવાના. દેવોનાં દેવો પણ એ આશિષની એ વખતે ઇર્ષ્યા કરી રહેશે. ખચિત્ રાજા! આપ જેવા સમર્થ અને ભાગ્યશાળી નૃપતિ હજીસુધી ગુજરાતની ગાદીએ આવ્યા નથી."

રાજાને સંકોચ થયો કુમારપાળ મહારાજમાં અહંનું જોર વિશેષ નહોતું. પોતાની પ્રસંશાં થતી હોય ત્યારે એ બીજાઓનું ગૌરવ વીસરી જતા નહિ. એમણે કહ્યું. "મહારાજ! મૂળરાજ મહારાજ, સિદ્ધરાજ મહારાજ—એ પણ કયાં ઓછા સમર્થ હતા!"

"પરંતુ આપ જેવા ભાગ્યશાળી નહિ રાજા! એ સમર્થ હશે પણ ધર્મશીલ નહોતા. એમણે રાજ્ય કર્યું પરંતુ ધર્મ રાજ્ય તો આપે સ્થાપ્યું. સાંભળો રાજા! સ્થૂળ રાજ્ય કરતાં ધર્મરાજ્ય સ્થાપનારની કીર્ત્તિ અને મહત્તા સહસ્ત્ર ઘણી છે—અને કાલનો પ્રસંગ એમાં લક્ષઘણો વધારો કરશે--પણ હું હવે જાઉ છું—આપ મહાસુરીજીને મળી જજો" યતિએ પછી ઉઠવું યોગ્ય ગણ્યું.

"એ બધું મહાસુરીજીની કૃપાનું ફળ છે—" રાજાએ નમન કર્યું. મુનિજીએ કંઈ ગણગણી આશિષ દીધી અને ચાલવાં લાગ્યાં. રાજા સાથે વળાવા નીકળ્યો. ધીમી વાત કરતા મુખ્યદ્વાર સુધી ગયા. ફરીથી હાથ ઉંચો કરી યતિએ આશિષ દીધા ને ત્વરિત ગતિએ દ્વાર બહાર નીકળી ગયા રાજા પાછા ફરતા હતા તેવામાં સામે દૃષ્ટિ ગઈ અને જયદેવ બારોટને આવતા દેખ્યા. બારોટે પણ યતિજીને રાજાને મળીને જતાં જોયા હતા. કંઇક બાજી રચાઈ રહી છે એમ એને તુર્તજ લાગ્યું અને રાજાને બનતી ત્વરાથી બાંધી લેવાનો વિચાર કર્યો. એમણે આવી રાજાજીને ઘણા માનથી મુજરો કર્યો "આવો, આવો, જયદેવ બારોટ! તમે જાઓ ત્યાં ફતેહજ હોય" રાજાએ ખુશાલી અને પ્રશંસાના વાકય ઉચ્ચાર્યાં. પરંતુ બારોટનું મુખ પ્રફુલ્લિત થયું જણાયું નહિ.

"સીધા આવતા જણાઓ છો—વિશ્રાન્તિયે લીધી જણાતી નથી—આવો, બહુ થાકયા હશો."

"અન્નદાતાની સેવામાં થાક ના હોય. કૃપાનીધિ! રાણાજીનો સંદેશો કહેવાનો છે."

"ઠીક ચાલો," એમ કહી તેઓ બાજુના ખંડમાં દાખલ થયા. રાજા ગાદીપર બિરાજ્યા, બારોટને સામા બેસાડયા. રાજાએ પૂછયું "જયદેવ બારોટ! રાણાજી કુશળ છે. ને?

"કુશળ છે, કૃપાનીધિ! પરંતુ........" બારોટે જાણી જોઈને વાકય તોડયુ.

"શું પરંતુ?—" રાજાએ ધ્યાન દેતાં પુછયું.

"રાણીજી મહા મહેનતે આવ્યાં છે" બારોટે શરૂઆત કરી.

"કેમ? કેમ?" રાજાની વૃત્તિ ઉશ્કેરાવા માંડી. એમણે આતુરતાથી પુછયું ને ઉમેયું. "માર્ગમાં સંકટ હતું કંઈ?"

"માર્ગમાં તો કંઇ સંકટ નહોતું, મહારાજ! પરંતુ રાણાજીના મનમાં એક મોટી શંકા ઘર કરી બેઠી હતી અને એમને સમજાવવા સ્હેલી વાત નહોતી. રાણાજી તો, કૃપાનીધિ! માનીજ બેઠેલા કે એમની કુંવરી માટે આપણા પાટણમાં મોટું સંકટ ઝઝુમે છે અને કોઇપણ હિસાબે તેઓ પોતાની કુંવરીને મોકલવા તૈયાર નહોતા" બારોટે વાત અધુરી રાખી રાજાના સામું જોયું.

"અહા! પછી ત્યારે કેવીરીતે મોકલ્યાં—એમનાં મનમાં શી શંકા હતી?" રાજા જાણવા ઈન્તેજાર હતા.

"મે' રાણાજીને ખુબ સમજાવ્યા. એમની શંકા પાયા વિનાની છે તેવી ખાત્રી આપી અને આપને એ શંકાથી મોટુ અપમાન થાય છે તેમ ઠસાવી, વચન આપી જામીન થઈ બંધાયો ત્યારે રાણાએ હા પાડી અને કુંવરીને મોકલ્યાં." હજી બારોટે ખુલાસો કર્યો નહિ.

"પણ સ્પષ્ટ બોલોને—રાણાજીના મનમાં શી શંકા હતી—" મેવાડના રાણાઓ માટે કુમારપાળ મહારાજને ઘણું માન હતું અને રાણાજીને પોતા માટે શંકા હતી તે જાણી એ અસ્વસ્થ થયા.

મહારાજ! રાણાજીએ તો કહ્યું કે આપ ગુજરાતના રાજા નથી" કુમાર પાળ મહારાજ સહેજ ફીક્કા પડી ગયા. સિદ્ધરાજ પછી પોતે ખાસ સંજોગોમાં ગાદીએ આવ્યા હતા એ બાબત વિષે કદાચ ટકોર હશે એમ માની એમને વધારે અસ્વસ્થતા પ્રાપ્ત થઈ.

"એમ! હું પાટણનો રાજા નહિ—ત્યારે કોણ પાટણની ગાદીનો હક્ક કરવા તૈયાર થયું છે?" રાજાને સહેજ ક્રોધ ચડયો. કુમારપાળ મહારાજનાં શૂરાતનો જગજાહેર હતાં.

"મેં એનો જવાબ આપ્યો. મહારાજ! મેં કહ્યું અમારા કુમારપાળ મહારાજ કોઇ પણ સમ્રાટ જેવા શૂરવીર ને સ્વતંત્ર છે-એમની તુલના—"

"રાણાને શંકા શા કારણે હતી તે જ કહોને." રાજાને હવે અધીરાઈ થઈ.

"અન્નદાતા! અપરાધ થાય તો ક્ષમા કરજો. હું તો જે બન્યું તે કહું છું. રાણાજીનું કહેવું હતું કે ગુજરાતમાં આપનું નહિ પણ હેમસુરી મહારાજનું રાજ્ય ચાલે છે અને શીવમાર્ગી કુંવરી પોતાનો ધર્મ ત્યજવાનુ ના પાડતાં એમના પર જુલ્મ થવાનો સંભવ છે અને કુમારપાળ રાજા હેમસુરીજીના વિરૂદ્ધ એનું રક્ષણ કરી શકે નહિ તેથી પોતે એમને મોકલવા ખુશી નહોતા—" એકાએક આકાશમાં કટાકો થાય અને બાળક હરદમ બીકથી ક્ષણભર થંભી જાય તેમ કુમારપાળ મહારાજને થઇ ગયું. બારોટે ચાલુ જ રાખ્યું "પરંતુ, કૃપાનીધિ મેં ખાત્રી આપી અને જામીન આપ્યા. આપ મહારાજના ન્યાયનિષ્ટ રાજ્યમાં ગમે તે માણસ પોતાને મનગમતો ધર્મ છુટ્ટથી પાળી શકે છે તે રાણાજીને ઠસાવ્યું. કુમારી શીવ ધર્મ પાળે કે વિષ્ણુધર્મ પાળે એમાંઆપણે શો વાંધો હોઇ શકે?—એ તો કૃપાનીધિ! બહાર ફેલાતી વાતો ઉપરથી રાણાએ ખોટી શંકા ઉઠાવી અને હું જામીન થયો એટલે કુંવરીને મોકલ્યાં. પરંતુ રાણીજી હજીયે ચિન્તામાં રહેવાના, આપ તરફથી સુખસંદેશ જશે ત્યારે આનંદથી તે અન્ન લઇ શકશે—રાણાએ મારા જામીન લીધા એટલુંજ નહી પણ પાટણમાં આવી આ બાબતમાં હું આપના જામીન લઉં એવી શરત કરાવી છે. વ્હેમનું ઓસડ ન હોય મહારાજ! પિતાનું મન પુત્રી માટે સ્વાભાવિક દુખાય. મહારાજ! હવે આપ મને વચન આપો એટલે મારૂં કામ પુરૂં થયું ગણાય અને હું નિશ્ચિંત બની ઘેર જાઉં—મારે બીજું ઈનામ નથી જોઈતું."

આફતી ઓચીંતી આવી. રાજાના મનમાં ફાળ પડી. શું બોલવું તે સૂઝ્યું નહિ. બારોટની ગણત્રી પણ એવીજ હતી કે અણધારી વાત કરી રાજા પાસેથી વચન લઇ લેવું. રાજાના મુખપરના ભાવ ચિતરવા જેવા થઇ ગયા—યતિજીને ગયે અડધો કલાક તો થયો નહોતો.

"મહારાજ!" ચુપ થઇ ગયેલા રાજાને બારોટે જગાડયા—

"રાણાજીએ બીજું કંઇ કહાવ્યું છે!" રાજાએ બ્હીતાં બ્હીતાં કહાવ્યું.

"કુંવરી પાટણ પહોંચે એટલે કુશળતાનો સંદેશો તુર્તજ મોકલવાનું ખાસ આગ્રહ કરી આપને કહાવ્યું છે. અને આપના કુશળ પૂછયા છે. "કૃપા-

નીધિ! મારી આ નમ્ર વિનંતી છે કે આજેજ સંદેશો પરત મોકલવો જોઇએ જેથી રાણીજીની ચિન્તા જાય અને સારૂં દેખાય—" બારોટે સૂચના કરી.

રાજાને પ્રત્યુત્તર આપ્યા વિના છૂટકો નહોતો—શો જવાબ આપવો તે સુજ્યું નહિ અને રાજાને મુંઝવણ થતી ત્યારે સમર્થ હેમસુરીજી સાંભરતા. એ માર્ગ કાઢશે એમ તુર્તજ એમને લાગ્યું અને તાત્કાલિક પ્રસંગ ટાળવા કહ્યું " હા, મોકલીશું." બારોટને હવે શું બોલવું તે જરા પ્રશ્ન થઇ પડયો—પરંતુ એમને વિચારમાં જોઈ રાજાએ એમને રજા આપવા કહ્યું " બારોટજી! ભલું હશે તો ઘેરે નહિ ગયા હો—જાઓ,—જરા વિશ્રાન્તિ લ્યો—સાંજના મળીશું—શરીર તો ઠીક રહ્યું હતુંને?" રાજાથી સ્હેજ પુછાઈ ગયું. બારોટને તક મળી " શરીર તો સારૂંજ છ મહારાજ પણ મન સ્વસ્થ જોઇએને?"

"એમ કેમ!"

"મહારાજ! મન ઉપર મોટો પાણો મૂકાયો હોય ત્યારે મન છૂટું શી રીતે કહેવાય? કુંવરીનો જામીન થઇ આવ્યો છે અને મેવાડકુંવરીની જામીનગીરી એટલે તલવારની ધાર ઉપર ચાલવાનું-એ તો આપ કૃપાવંત થઈ છોડાવો ત્યારેજ છુટાય. તેથીજ અત્યારે વચન માગું છું. અન્નદાતા! હું જામીન થઈ રાણીને લાવ્યો છું તે બિના તાત્કાલિક લક્ષમાં લેવી ઘટે છે." બારોટે ગંભીર સ્વરથી પોતાની વાત આગળ કરી.

"સૌ સારાજ વાનાં થશે બારોટ! તમારા મેવાડકુંવરીને પાટણમાં થોડો વખત રહેવા તો દો—ફરીયાદ કરવા આવે ત્યારે કહેજોને " ઝાંખી આશામાં રાજાએ ઉડાવનારો જવાબ આપ્યો–બારોટને રાજવાડી યાદ આવી. " કૃપાનીધિ! આપ તો ઉદાર છો-પરંતુ નવાં રાણીને બહાર રાજવાડીમાં ઉતારા દીધા છે-તે નકામાં વ્હેમાય. એક દિવસ પૂજા ચૂકે ને મારો ઘાણ નીકળી જાય....મહારાજ! એમને બહાર કેમ ઉતાર્યાં?" જાણે સહેજ હોય તેમ બારોટે પૂછયું. રાજાને હવે આ મુલાકાત પુરી થાય તો ઠીક એમ થયું અને એમના નશીબે પ્રતિહારે દાખલ થઈ છેટેથી કહ્યું "મહારાજ! મહામંત્રીજી પધાર્યા છે."

"હા, આવવા દો—બારોટ! આપણે પછી મળીશું" બારોટે જોયું કે વાત છટકી. એમણે કહી નાખ્યું. "મહારાજ! મારી જામીનગીરીનું શું?"

"પછી આપણે મળીશું—બધી વાત કરીશું" રાજાએ કહ્યું. બારોટને ઉઠવું પડયું. તેમણે ઉઠતાં ઉઠતાં કહ્યું " મહારાજ! રાણીને નગર બહાર ઉતારી દીધા છે—કારણ આપનું મન જાણે—આપના હૃદયની વિશાળતાનો વિશ્વાસ કરીને જાતે જામીન થઇને એમને તેડી લાવ્યો છું—જોજો કે કોઇ યતિમહારાજ એ તરફ ફરકે નહિ, નહિતર કાંઈ કાળીટીલી આવી જશે—પછી કહેશો બારોટે ચેતાવ્યો

નહિ—અને એક બારોટ વચમાં જામીન છે તે યાદ રાખજો મહારાજ! રાણીજીની શિવપૂજા માટે બંદોબસ્ત થાય તેવો જરા હુકમ ફરમાવી દેશો—હું રજા લઉં છું—" બારોટે ગૌરવથી ચાલવા માંડયું. એમણે ધાર્યું—રાજા વિનંતિ કરતાં વિરોધથી ડરશે.

બારોટના મનમાં રોષ હતો. રાજગઢમાં બીજાં માણસોએ એમના સમાચાર પૂછવા માંડ્યા પણ બહુ બોલ્યા નહિ. ફક્ત જેટલી ગમે તેટલી વાત કઢાવી—પ્રવીણસુરિજી કેમ આવ્યા હતા એનું કારણ સમજાયું. તે ઘેર ગયા. સામાન પહેલેથી ઘેર મોકલાવી દીધો હતો, બારોટ પત્નીએ ઉનાં પાણી કરી નવરાવ્યા—જમવાનું કરી જમવા બેસાડ્યા. ચતુર પત્નીએ જોયું કે બારોટ કંઈ ચિન્તામાં હતા. કળે કળે એમણે વાત કાઢી લીધી. અને હિમ્મત આપતી બોલી. "એમાં તે શી મોટી વાત છે. મેંયે સાંભળ્યું છે કે રાણીજીનો પ્રથમ વરઘોડો કાઢી હેમસુરિને વાડે લઈ જવાનાં છે અને પછી રાજમહેલે જશે. તપાસ કરો ને બરાબર—કોઇ ઉચકીને તો રથમાં બેસાડવાનું નથી ને? છોને ફાવે તેટલી તૈયારી થાય—હાથી ઘોડાજના શણગારાય—રાણીજી વાડે જાય ત્યારે પંચાત ને?" બારોટે સૂચના પકડી લીધી. એમને આનંદ થયો. મુછે એમણે હાથ ફેરવ્યો. એ હોકકો પીતા બબડ્યા "ઠીકછે—હેમસુરી મહારાજ! કાલ તો જોઉં તમારી ફજેતી થાય તે."

બારોટને વિશ્રાંતિની જરૂર હતી પણ વખત નહોતો. પત્નીને કહી તેઓ બહાર નીકળી પડ્યા. જે જે સ્થળેથી હકીકત મળી શકે તેમ હતી ત્યાં ત્વરાથી ફરી વળ્યા—બીજા દિવસનો બધો ક્રમ એમના સમજવામાં આવી ગયો. એ દિવસે રાજાને ફરી મળવાનું તો બન્યુજ નહિ—અને મળીને સાર આવે તેમ જણાયું નહિ. સાંજના તેઓ રાજવાડીએ કુમારીને મળવા ગયા. બારોટે બધી વાત કુંવરીને કરી અને મેવાડ કુંવરી ગભરાય નહિ તે માટે પોતે ઉપાય સૂચવવા જતા હતા તેવામાં તો કંઇ આનંદમાં આવી જઇ કુંવરી બોલ્યાં "બારોટ! બરાબર છે. જે સમયે હેમસુરિને વંદવાનો વખત નિર્મિત થયો છે તેજ વખતે બરાબર હું વંદીશ—નમીશ. પુજા કરીશ—મારા હૃદયરૂપી કમળનાં પુલ ધરાવીશ—પ્રતિણા કરીશ—નવી દીક્ષા લઇશ ને નવાં વ્રત લઇશ. અને બધી વિધિ રીતસર કરી મારી જાતને કૃતાર્થ થયેલી માનીશ."

બારોટ આશ્ચર્યથી આંખ ફાડી જોઇજ રહ્યાં. શું મેવાડકુંવરી હેમસુરીની કોઈ અદૃશ્ય અસર નીચે બોલતાં હતાં? તે જોઇ રહયો. કુંવરી હસી પડ્યાં. "હેમસુરીને હું વંદીશ ને પુજા કરીશ. એમ સમજ્યા? બારોટ! વાહરે વાહ! તમેયે હેમસુરીમાં બહુ શ્રદ્ધાવાન જણાઓ છો. એ મહામુનિજી તો એમના ઉપાશ્રયે ઉંચા નીચા થતા મારી વૃથા રાહ જોતા હશે અને હું તો અહીં પુજા કરતી હોઇશ—પ્રતિષ્ઠા કરતી હોઇશ—કોની કલ્પી શકો છો?"

"શિવની?" બારોટે તુર્તજ જવાબ આપ્યો.

"એમાં નવાઇનું શું કહ્યું—કયા શિવની?" રાણીએ પુછયું. બારોટ વિચારમાં પડ્યા "કેમ વળી કયા શિવની? શિવ એક છે, બે નહિ."

"એ તો હુંયે જાણું છું. રાજકવિ ગણાઓ છો. રાજકુલના દેવો કયાં કયાં અંધકારમાં પડ્યા છે તેનીયે ખબર રાખો છો!—કુલના દેવને ઘીનો દીવોએ નથી થતો એ તો પાટણનું રાજકુલજ સહી શકે! મૂળરાજ મહારાજે જાતેજ યાત્રામાંથી આણેલા એક શિવના લિંગને અહીં પાટણમાંજ પધરાવ્યું હતું તે જાણો છો?" રાણી ઠપકો દેતી હોય તેમ પુછી રહી.

"અહા-હા-સમજ્યો—તમે મૂળરાજ મહારાજ વારીના મહારુદ્રની વાત કરો છો—શાબાશ છે. બધું મારા મગજમાં ઉતરી ગયું. થવાદો—એમ થાય તો ભારે મઝા પડે" બારોટના મનપર બધો પ્રકાશ પડી ગયો હતો. "થાય શું? થવાનુંજ. ફકત હું કહું તેટલી વ્યવસ્થા કરો."

"લો લો—તૈયાર છું—જરાયે સંકોચાશો નહિ—આ શિર જાય તોયે પરવા નથી" બારોટે તૈયારી બતાવી.

"ત્યારે એક વિદ્વાન બ્રાહ્મણ જોઇશે પુજા કરાવવા માટે—સવારમાં વહેલો હાજર થવો જોઇએ. પછી પુજા સામગ્રી સંપુર્ણ—બીલીપત્ર-કમળપુષ્પો-શ્રીફળો-વિગેરે અને તલવારો."

"તલવારો! તલવારો શું કરશો?"

"મારી દાસીઓ સમશેરો લઇ હું પુજા કરતી હોઉં ત્યારે રક્ષણ કરશે—મારી પુજામાં વિઘ્ન ન આવવું જોઇએ—સમજ્યાને?"

"નહિજ આવે. કોની મગદૂર છે કે આપને પુજામાંથી ઉઠાડી શકે?—હું જીવતો બેઠો છું ને?" બારોટ ઉત્સાહમાં હતા.

"પરંતુ તલવારો છો આવે—સત્તરજ જોઇશે—"

"ભલે." પછી પોતાનો સામાન્ય ક્રમ ગોઠવી બારોટ ગયા. રાતે તૈયારીઓ કરવાની હતી—જતાં જતાં કહ્યું "રાજા તરફથી સૂચનાઓ આવે તો ના ન પાડશો—"

"બધો જવાબ આપીશ—તમે બેફિકર રહો." કુંવરીએ કહ્યું. બારોટને આવી કુંવરીના જામીન થવામાંયે મહાઇ લાગી.

રાજકુમારી પછી પાછળ વાડીમાં તૈયારી કરવામાં રોકાયાં. એ તૈયારીઓ જેવી તેવી નહોતી.

વાત એમ હતી કે રાજવાડી પહેલાં પાટણના રાજાઓનું વૃદ્ધપણનુ શાંતિસ્થાન હતું. મૂળરાજ મહારાજ ત્યાં ઘણીવાર રહેતા અને પુજા માટે એક નાનુ શિવાલય વાડીના પાછળના ભાગમાં બંધાવ્યું હતું. તેમાં યાત્રામાં ગયેલા તે વખતે એક પરમ પવિત્ર તીર્થસ્થળેથી એક સુંદર લિંગ લાવેલા તે મહારૂદ્રના નામથી ધામ ધુમ સાથે પધરાવ્યું હતું. મહારૂદ્ર પાટણના કુલદેવ મનાતા અને આલય જોકે નાનુ હતું છતાં એનું મહાત્મ મોટું મનાતું, શિવપુજક રાજકુટુંબો એના દર્શનાર્થે આવતાં. ફકત સિદ્ધરાજ મહારાજને એમની દિગ્વિજયની પ્રવૃતિઓમાંથી વખત મળતો નહિ અને કુમારપાળ મહારાજને કુલદેવોમાં શ્રદ્ધા છતાં હેમસુરીની વંદના માંથી નવરાશ મળતી નહિ. પરિણામે જ્યારે જૈનોની સત્તા બહુજ જામી ત્યારથી આ નાના શિવાલય તરફ દુર્લક્ષ થયું હતું રાજગઢના ખાનગી ખાતામાંથી પુજારીને નિયમિત પગાર નહિ મળતાં તેણે મહારૂદ્રનાં કમાડ ઉઘાડ વાસ કરવાની જરૂર જોઇ નહોતી. મેવાડકુંવરી રાજવાડીમાં આવી, નવી પરિસ્થિતિનો વિચાર કરતાં, કુતુહલથી શણગારેલા આવાસને જોતાં, બપોરે પાછળ વાડીમાં ગયાં હતાં. અને બંધ આલય જોઇ એમણે એક પાટણની વૃદ્ધ દાસીને સવાલ કર્યાં હતાં—અને મહારૂદ્રનો બધો ઇતિહાસ તેમને મળ્યો હતો. એમનું લોહી આ દૃશ્યથી ઉકળી આવ્યું હતું. પાટણમાં રાજકુલના દેવોએ આમ અવગણાયેલા પડ્યા હશે તે એમના ખ્યાલમાં નહોતું—એમણે મૂળરાજ મહારાજના મહારૂદ્રની ફરી પ્રતિષ્ઠા કરી એના મહાત્મનો પુનરોદ્ધાર કરવાનો તુર્તજ નિશ્ચય કર્યો. અને બારોટે જ્યારેબીજા દિવસના ક્રમનો સમય આવ્યો ત્યારે વિજળીની માફક એક વિચાર એમને સૂજ્યો અને ઉપર પ્રમાણે એમણે વાત કરી.

પોતાની દાસીઓને તેમણે મહાદેવના અંદરના ભાગમાંથી સાફસુફ કરવા આજ્ઞા આપી અને પોતે વિચાર કરતાં આલયના ચોકમાં ઉભાં રહ્યાં.

બીજી બાજુ તરફથી રાજા હેમસુરીજીને મળ્યા હતા. અને એ સમર્થ વ્યકિતના પ્રબળ નિશ્ચયબળ આગળ બીજા દિવસના ક્રમની સફળતા માટે શંકા પણ ઉચ્ચારવી તે મોટી ધૃષ્ટતાની વાત હતી. પરિણામે કંઈ પણ ક્ષોભ વિના સઘળી તૈયારીઓ થઈ રહી હતી. પાટણમાં એ દિવસ મોટા મહોત્સવનો હતો. રાતે નવાં રાણીજીને પ્રભાતે તૈયાર રહેવાની ખાસ મોકલેલી અંતઃપુરની સ્ત્રીઓ દ્વારા સુચનાઓ આપવામાં આવી હતી. અને નવાં રાણીએ દાસીને કહ્યું કે "મારા હૃદયને જે ગુરૂ વંદનીય છે તેમને વંદતાં મારી જાતને હું ભાગ્યશાળી માનીશ અને મને જે પ્રિય છે તેવાં વ્રત લેતાં મને પરમ આનંદ થશે, એવા પ્રસંગે ઉત્સવો ઉજવાય તે તો મારા ઉપર મોટી કૃપા ગણાય" આ દ્વીઅર્થી જવાબની મહત્તા ઉત્સાહના પૂરમાં સમજાઇ નહિ અને ગુરૂજીના પ્રતાપે સઘળું સહેલાઇથી સિદ્ધ થશે એવી શ્રદ્ધામાં રાતે રાજા સુખશમણાં અનુભવતો ઉંઘ્યો.

* * * * *

બીજા દિવસનું પ્રભાત થયું. નક્ષત્રસુરિ, પ્રવિણુસુરિ, સામંતસિંહ—જવાબદાર પુરૂષો કાર્યે લાગી ગયા. રાજવાડીના દ્વારે આગળ સાજન એકઠું થવા માંડયું. આખું નગર આનંદ સુરોથી જાગી ઉઠયું. જે માર્ગે રાણીજી જવાનાં હતાં તે માર્ગની શોભા તો દેવપુરીનો ખ્યાલ આપતી. હેમસુરીજીનો સાધુઓનો રહેવાનો સાદો ઉપાશ્રય પણ આજે શણગારવામાં આવ્યો હતો અને રાજપ્રાસાદની સ્પર્ધા કરતો—આખે રસ્તે સૈનિકો ગોઠવાતા હતા. નગરનાં અને ઉમરાવ વર્ગનાં પ્રતિષ્ઠિત નરનારને વરઘોડામાં આવવા આમંત્રણ હતું. સાધુઓ અને સાધ્વીઓ—શ્રાવકો અને શ્રાવિકાઓ સજ્જ થઇ શોભામાં વધારો કરવા નીકળી પડયાં હતાં. રાજવાડી આગળ ભીડનો પાર નહોતો. વાજીન્ત્રો જોરથી વાગી રહ્યાં હતાં.

આ બધાની વચ્ચે ત્રણ વ્યક્તિઓ બહાર પડી આવતી. સામંતસિંહ સૈનિકો વિગેરે ગોઠવી સામાન્ય ક્રમના બંદોબસ્તમાં હતાં. પ્રવિણુસુરી સાધુ સાધ્વીઓને ગોઠવી કુંવરી રથમાં બેસે એટલે મોખરે પોતે ચાલવાની વ્યવસ્થા કરવામાં હતા. અને સુકા ઉંચા, આંખમાં ભેદભરેલા તેજવાળા નક્ષત્રસુરી રાજવાડીના ચોકમાં ઉભા રહી, સૂર્યની ગતિ નિહાળી, રોપેલા નાના થાંભલાની છાયાનું એક રેશમના આંકા પાડેલા રજ્જુથી માપ લઇ, ઘટિકાયંત્ર સામું જોઇ પળ વિપળની ગણત્રી કરવામાં ગુંથાયા હતાં. આજે કાળની ગતિ પર એમનું સામ્રાજ્ય હોય તેમ ગંભીર મુખમુદ્રાથી તે મહાશય તડકામાં એક ઉંચા સ્થંભ માફક ઉભા હતા.

આવાસની અંદરની તૈયારીઓ જુદીજ જાતની હતી. રાણીને લેવા આવેલી સ્ત્રીઓને નવાં રાણીએ આવકાર આપી પોતે તૈયાર થાય છે તેમ સમજાવી બહારના ખંડમાં બેસાડી હતી. પોતે નાહી ધોઇ વહેલા પરવાર્યાં હતાં. બારોટે રાતોરાત બીજેગામથી તેડાવેલા એક વૃદ્ધ પણ વિશન શીવમાં પરમ શ્રદ્ધાવાળા ચાલાક લાગતાં બ્રહ્મદેવ બારોટ સાથે આવી ગયાં હતાં. મહારૂદ્રના આલય આગળ સુંદર શોભા રચાઇ ગઇ હતી. બ્રહ્મદેવ ત્યાં સઘળી પુજાસામગ્રી સાથે તૈયાર થઇ બેસી ગયાં હતાં, બારોટ ખુલ્લી તલવાર સાથે જાણે ઋષિઓના યજ્ઞનો અસુરોથી રક્ષણ કરવા પ્રાચીન કાળના રાજાઓ જતાં તેમ પોતે આવ્યા હોય તેમ આમ તેમ ફરતાં હતાં—બીલીપત્રનો બાજુમાં મોટો ઢગ રચાયો હતો. કમળ પુષ્પોની સંખ્યા મોટી હતી, આસોપાલવ—આંબાના પર્ણોથી તોરણો બધે લટકાવી દેવાયાં હતાં. એક રાતમાં આ કેવી રીતે થયું તે પણ એક કોયડોજ હતો.

કુંવરી દાસીઓ સાથે પુજામાં બેસવા માટે ખાસ સાદો અને માંગલીક લાગે તેવો પોશાક સજતાં હતાં. અને પુજાથાળ ગોઠવતાં હતાં. નક્ષત્રસુરીના વખત પ્રમાણેજ એમને સઘળું કરવાની ઉમેદ હતી. જે વખતે પ્રયાણ કરવાનું હતું તેજ વખતે પોતે મહારૂદ્રના

આલય તરફ જવાનાં હતાં—જે વખતે હેમસુરીને વંદવાનું હતું તે જ વખતે પોતે મહારૂદ્રને વંદી વરદાન માંગવાનાં હતાં. દાસીઓ પણ કુંવરી માફકજ તૈયાર થતી હતી.

બહાર સાજન ગોઠવાયું. રથ તૈયાર થયો. પાછળ સાધ્વીઓ અને શ્રાવિકાઓ રીતસર પંકિતમાં ઉભા થયાં. આગળની વ્યવસ્થા પણ થઇ ગઈ. વાજીન્ત્રો વાગી રહ્યાં—રાણીના પ્રસ્થાનનો સમય નજીક આવતો ગયો. નક્ષત્રસુરિએ અંદર કહેવડાવ્યું " પ્રયાણ સમય નજીક આવે છે. તૈયાર થાઓ "—રાણીએ અંદરથી જવાબ દીધો " તૈયાર છીએ."

વખત થયો—નક્ષત્રસુરિએ ઉંચા નીચાં જોયું અને હુકમ દીધો. " રાણીજી ને કહો બહાર આવો—રથમાં બિરાજે " આ મંડળ રાણીને લેવા ગયું.

" પધારો મહારાણી ! રથ તૈયાર છે " પાટણની સ્રીઓએ અતિ વિનયથી નવાં રાણીને બહાર આવવા વિનંતી કરી.

" હા, ચાલો—એમ કહી રાણી હારબંધ દાસીઓ સાથે અંદરના ખંડમાંથી બહારના ખંડમાં આવ્યાં અને બાજુના દ્વાર તરફ જવા લાગ્યાં. રાણી મંગળ પોશાકમાં હતાં. ગળામાં કંઠાને બદલે રૂદ્રાક્ષની માળા હતી—એક હાથમાં મોટો સુવર્ણનો પુજા થાળ હતો—જેમાં બીલીપત્ર કમળ—અક્ષત અબીલ ગુલાલ—ધુપ વિ. હતાં અને એક હાથમાં ચકમકતી ખુલ્લી તલવાર હતી—સાથે મેવાડી દાસીઓ સઘળી એજ પ્રમાણે સજ્જ હતી—પાટણનું સ્રીમંડળ મોટા આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયું, કોઈ સમજી શકયું નહિ—એકે મહા મહેનતે ધીમેથી કહ્યું " પધારો આ તરફ " અને સામેના દ્વાર તરફ જોયું.

" હા પધારો,—તમે ભૂલ્યાં, એ તરફ નહિ પણ આ તરફ—મહારૂદ્રની—તમારા રાજકુલના પવિત્ર દેવની પુજાએ—પધારો બ્હેનો ! " એમ કહી એ નાનું મંડળ મંગળ ગીત ગાતું ખંડના બાજુના બારણાથી બહાર નીકળી આગળ ઓટલા પર થઇ પાછળ જવા માંડયું.

પેલી સ્રીઓ ચિત્રવત્ જોતી ઉભી રહી. બહાર જવું કે નવાં રાણીની પાછળ જવું—શું કરવું તે સૂજ્યું નહિ—તે મંડળ ત્યાંજ ઉભું.

બહાર સૌ ઉંચી ડોકે જોતું હતું—નક્ષત્રસુરિ દરેક ડગલામાં કેટલો વખત જાય તે ગણી ચૂકયાં હતાં—રથ કઇ પળે ઉપડે તે નકી કરી ચૂકયાં હતાં પણકેમ કોઇ બહાર નીકળતું નહોતું ?—કેટલીક સ્રીઓને વધારે અંદર મોકલવામાં આવી. એમણે જઇ કહ્યું " ચાલોને, કેમ આમ ઉભાં છો ?—બોલાવોને રાણીજીને."

"એ તો ગયાં આમ—" એમ કહી એમને વાત કરી.

"ત્યારે શું થાય?" તે પણ ત્યાંજ ઉભાં રહ્યાં—એકે કહ્યું "જરા પાછળ તો જુઓ શું થાય છે?" સ્ત્રીઓની કુતુહલવૃત્તિ એટલે ન અવરોધી શકાય તેવી વૃત્તિ—એમને નક્ષત્રસુરિના મુહુર્તની ઓછી જ પરવા હતી. ગમે તેવું—ગમે તેવા મહત્વના મંગળ પ્રસંગે ચોક્કસ મુહુર્ત નક્કી થયું હોય પણ જ્યાં સ્ત્રીઓ ઉપર એની સાધના આધાર રાખતી હોય ત્યાં મોડું થઇજ જવાનું તે તો સંસારનો આદિકાળનો અનુભવ છે. બહાર જઈ આવા સમાચાર આપવા તેના કરતાં પાછળ ડોકીયું કરી શું થાય છે તે જોવું તે ખોટું નહોતું. તેઓ બહાર જઈ ઓટલા ઉપરથી બાજુમાં વાડીના છેડે લાંબી ડોક કરી જોવા માંડયા. રાણીનું મંડળ ધીમા પગલે ગીત ગાતું હજી જતું હતું—ગમે તે કારણ હોય પણ આ દ્રશ્યથી પેલી સ્ત્રીઓને કંઇક રમુજ લાગી—ચમકતી તલવારોએ એમની કલ્પનાને પકડી લીધી હતી. તેઓ અંદર કંઇ ગુપસુપ કરતાં—એક બીજા સામે જોઇ સ્મિત કરતાં. વળી "ગજબ થયો"—એવો ભાવ બતાવતાં મજેથી જોતાં ત્યાંજ ઉભાં.

બહાર નક્ષત્રસુરિ પગ પછાડતા હતા. માપના થાંભલાની છાયા, દિવસ ચડતાં ઓછી થતી જતી હતી. એમણે ત્રાડ પાડી. પ્રવીણ; સામંત—ત્રિપુટિ મળી "છે શું? આટલો બધો વિલંબ?" રથ ઉપડવાનો વખત આવી લાગ્યો—" વળી ત્રીજું સ્ત્રીમંડળ એક ગંભીર વદનની સાધ્વી સાથે અંદર મોકલવામાં આવ્યું.

એમણે, અંદર જઇ જોયું તો કોઇ મળે નહિ—તપાસ કરી તો બહાર બાજુના ઓટલા પર પેલી સ્ત્રીઓ કંઇક જોતી હતી—એમણે સખ્ત સ્વરમાં કારણ પુછયું. "અમને શું વઢો છો? આમ જુઓને—" એમણે પાછલી તૈયારીઓ બતાવી. પેલાં જોઈજ રહ્યાં અને પેલી સાધ્વી તો હબ્રાઇજ ગઇ— એને ભાન આવ્યું ત્યારે ધમકાવી કેટલીકને સાથે લઇ ખબર દેવા બહાર ગઇ.

પ્રયાણનું મુહુર્ત ચાલ્યું ગયું હતું.

"કેમ! શું છે?" ત્રીપુટીએ જાણવા માગ્યું. ક્ષણભર તો તે જવાબ આપી શકી નહિ—

"રાણીજી તો પાછળ ગયાં છે—" સાધ્વીએ ગભરાતાં કહ્યું.

"કેમ?" બધાએ સાથે પુછયું.

"પુજા કરવા—" એક બીજી સ્ત્રીએ કહ્યું.

"કોની?" ગભરાતા પ્રવીણે પુછયું.

"શીવની—મહારૂદ્રની"—એક ઉતાવળી સ્ત્રી બોલી ગઈ.

એ વખતની એ ત્રિપુટિની દશા વર્ણવી શકાય તેમ નથી—ફક્ત સામંતસિંહને જવાબદારીનું ભાન છતાં તેના—મનમાં ખાસ ચરેરાટ નહોતો—અને હંમેશાં કંઇ અવનવું બને તે તેને ગમતું. તે ધીમેથી બોલ્યો "આ પણ મોટી ગમ્મત થઇ.—રાણી પુજામાંથી ઉઠે તે આશા રાખવી ફોગટ છે."

"આ તે રમત છે?—સામંતસિંહ! તમે અંદર જાઓ—કોઈપણ ઉપાયે રાણીને સમજાવી બહાર લાવો" પ્રવીણસુરિએ ત્રાડ પાડી—નક્ષત્રસુરિને પોતાની ગણત્રીની અવગણના થતી હતી તે બહુ લાગતું હતું.

"મારાથી અંદર કેવી રીતે જવાય?" સામંતસિંહે નાખુશી બતાવતાં કહ્યું. જો કે અંદર શું થતું હશે તે જાણવાનુ એને મન થયું." ધર્મના કામમાં સાંસારિક મર્યાદાઓ હોય નહિ—જાઓ" પ્રવીણસુરિએ ઠરાવ આપ્યો ને હુકમ કર્યો. પણ સામંતસિંહ એમ ડગ્યો નહિ—વાટાઘાટ ચાલી અને સંકટમાં આવેલા ધર્મની રક્ષા માટે ત્રણે જણે પ્રવીણના આગ્રહથી સાથે અંદર જવાનું ઠરાવ્યું—ત્રિપુટી પગથીયાં ચડવા લાગી. અંદર થઈ જોયું—શુન્યકાર—આજુબાજુમાં બધાં દ્વાર બંધ હતાં—કયાંય રસ્તોજ નહિ.

રાજકુંવરીએ રૂદ્રાલયે આવી પહોંચ્યા પછી, પાટણની સ્ત્રીઓ ઓટલે ઉભાં રહી જુએ છે તે માલુમ પડતાં, બે દાસીઓને પાછળ મોકલી હતી—અને એમની ઈચ્છા હોય તો તેમને અંદર રાખી બધાં દ્વાર બંધ કરવાનું કહ્યું હતું જેથી વધારે સ્ત્રીઓ અંદર આવી જતાં ગરબડ વધી ન પડે. અને તેથી ત્રિપુટી અંદર આવી ત્યારે મુખ્ય ખંડમાં નજર કરી પાછા જવા સિવાય રહ્યું નહિ—છેટેથી કંઇક અવાજ આવતો હતો—પ્રવીણને તે ગમ્યો નહિ—બ્રાહ્મણ ઉંચે સ્વરે શ્લોકો બોલી રહ્યો હતો.

તેઓ પાછા આવ્યા—એમનાં વદન એમની નિષ્ફળતા જાહેર કરતાં હતાં. સાજન બધું શમજી શકયું નહોતું કે કારણ શું છે—તે મુંઝાતું ઉભુંજ રહ્યું. વ્યર્થ આશામાં વરઘોડો, ચડતાં દિવસનો તાપ સહેતો ઉભો.

નક્ષત્રસુરિનું જ્યોતિષજ્ઞાન સુર્યની ગતિ અટકાવી શકયું નહિ—વખત તો જતોજ ગયો—અંદર વિધિ થતી જ ગઈ—બ્રાહ્મણે વિધિ કરાવી—મેવાડની કુંવરી હરખાતા હ્રદયે સામે પાટલે બેઠાં હતાં. દાસીઓ સેવામાં જે જોઇએ તે આપવા તઈયાર હતી. અને કેટલીક ગાતી હતી. પાટણની સ્ત્રીઓ અવાક બની છેટેથી સઘળું જોતી હતી. જયદેવ બારોટ થાંભલાને અડેલી ગંભીર મુખથી જોતાં ઉભા હતાં. મહારૂદ્રના તેજોમય લિંગ ઉપર પૂજા ચડતી હતી—જાદે

મૂળરાજ મહારાજનો આત્મા આ જોઇ હસી રહ્યો હોય તેમ અંદર ઘુમટમાંથી ઝગઝગાટ થતી દીવીઓપરના દીપકોનો પ્રકાશ બહાર તેજ પાડતો હતો. પવિત્ર ઋષિ જેવા લાગતા, ત્રિપુણ્ડ્રથી જેનું લલાટ શોભી રહ્યું છે તેવા વૃદ્ધ બ્રહ્મદેવ શુદ્ધ સ્પષ્ટ ઉચ્ચારથી વિધિના શ્લોકો બોલતા હતા, અને વાતાવરણ મંગળ મધુર બની રહ્યું હતું.

નિર્વિઘ્ને પ્રાથમિક વિધિ થઈ ગઇ. કુંવરી જે સમયે હેમસુરિના વાડે પહોંચ્યા હોત તેજ લગભગ વખત હતો. આરતી પ્રગટાવવામાં આવી. બ્રાહ્મણ, રાણી વિગેરે સૌ ઉભાં થયાં. કેટલીક દાસીઓએ ઘંટ વગાડવા માંડયા. બેયે ઢોલ ગગડાવા માંડયા—બારોટે શંખ ફુંકયો અને બ્રાહ્મણે ટોકરી વગાડતાં વગાડતાં મોટા સાદથી હાવભાવથી આરતી ગાવા માંડી—પરમ ઉત્સાહથી રાણીએ આરતી ઉતારી. "ૐ ૐ મહાદેવ!" સાથે તે સમાપ્ત થઇ સૌએ તે શ્રદ્ધાથી લીધી અને નયનો પાવન કર્યાં. રાણી મહારૂદ્રને ઉંડાભાવથી નીચે બેસી નમ્યાં—મનથી વર દાન માગ્યા. દઇવી સંજોગે જે ક્ષણ હેમસુરિને વંદવા માટે નક્કી કરવામાં આવી હતી તેજ આ ક્ષણ હતી.

વરઘોડો આખરે થાકી વેરાઈ ગયો. રાજા મહેલની અગાશીમાંથી સ્થિર થઇ ઉભેલા સાજન તરફ વિસ્મિત થતો, દેખાય તેટલુ જોઇ રહયો હતો. હેમસુરિજી કલ્પના કરી થાકયા અને સઘળો ક્રમ હવામાં ઉડી ગયો, તે ચોક્કસ જાહેર થઈ ગયું. નગરમાં વિધવિધ વાતો થઇ રહી. કોઇ કહેતું નવી રાણી દાસીઓ સાથે તરવાર લઈ સામાં થયાં. કોઈ કહેતું નવાંરાણીએ કહ્યું કે હેમસુરિજીને ગરજ હોય તો અહીં આવે.—કોઇ કહેતું મહાદેવજી પ્રગટ થયા અને પ્રવીણસુરિજી વિગેરે સઉ ડરીને નાઠા, અને કોઇ સાચુંયે કહેતું કે રાણીએ માથાની થઇ મૂળરાજ મહારાજ વખતના મહારૂદ્રની વિધિસર પુજા કરી. દબાઇ ગયેલા બ્રાહ્મણો તાલી દઈ દઈ ઘરમાં પેસી વાતો કરી આનંદ લેતાં હતાં અને આ બનાવમાં શિવધર્મના ઉદ્ધારની આગાહી કરતાં હતાં. તેઓ મેવાડી રાણીનો વિજય ઇચ્છી રહ્યાં.

હેમસુરિ અને રાજાને સત્ય હકીકત મળી ગઇ હતી. રાજાના ઉદ્વેગનો પાર નહોતો. હેમસુરિના રોષનો પાર નહોતો, પરંતુ તે બહાર બીલકુલ જણાવતા નહીં. રાજા ડરતાં ડરતાં સાંજના વંદનાયે ગયા ત્યારે એમણેજ એમની હંમેશની શાન્તિથી વાત ઉપાડી.

કમનસીબ રાજા! માણસના જીવનમાં સત્કર્મના બળે અમૂલ્ય તક આવે છે, પાપકર્મો સામા થઇ તે ચૂકાવવા પ્રયત્ન કરે છે. તેં અને તારી રાણીએ એક તક ગુમાવી. રાણીના પૂર્વ જન્મનાં પાપકર્મ આડાં આવી એમને અહીં આવતાં અટકાવ્યાં—મને આવો કંઈક ભયજ હતો—આવું શુભ મુહુર્ત સાધી શકે તેટલું ભાગ્ય હોવું તે કંઈ નાની સુની વાત નથી. મેવાડની રાણીના

અસંસ્કારી હૃદયને હજી કેટલાક અંતરાયો નડે છે. પરંતુ તે આપોઆપ જતાં રહેશે. નિરાશ ન થાઓ—થોડા વખત જાય તે પહેલાં રાણી સ્વયં ઈચ્છાથી પ્રેરાઈ અહીં આવી આશિષ લઈ જશે તે નિર્માણજ છે—રાજવાડીમાં એમને રહેવા દો—એટલું જો જો કે તેઓ બહાર જઈ શકે નહિ—તમને ખબર છે રાજા અનર્થનું મૂળ કયાં છે? પરંતુ એ માણસ પતંગીયાવત અગ્નિની જવાળામાં પડવા તૈયાર થયું છે. પણ—" સુરિજી આગળ બોલ્યા નહિ. એ શાન્ત, નિશ્ચલ, ચકચકતા કપાળવાળી, આંખમાં અજબ તેજવાળી, આગળ પડી આવતા નાકવાળી, નાના બીડેલા હોઠવાળી, પરમ પવિત્ર લાગતી સમર્થ મૂર્તિની સાદી વાણીમાં પણ એટલું છુપાયેલું જોર હતું અને એમાં એવું વશીકરણ હતું કે રાજાથી ઈચ્છા છતાં કંઈ બોલી શકાતું નહિ. એ એટલુંજ બોલ્યા" આપની જે આજ્ઞા હોય તે કરવા તૈયાર છું."

મારે શી આજ્ઞા કરવાની છે! સમજી શકતાં નથી? નવાં રણોના સંસ્કારો કેળવવાનો પ્રયત્ન થશે. સામંતને કહો સાવધાન રહે. અને જતાં આવતાં ઉપર બરાબર નજર રાખે, રાજા! મહાયશ તમારે નશિબે લખાયેલો છે, તે કોઈ મિથ્યા કરી શકે તેમ નથી—" છેલ્લા શબ્દો એવી દૃઢતાથી ઉચ્ચારવામાં આવ્યા કે જાણે મહાસુરિજીની ગણત્રીમાંજ બધું હોય—પછી એમણે આડકતરી રીતે પત્ની ધર્મના નિયમો ગણાવ્યા.—રાણીના શરણે આવવા ઉપર કેવું ભાવિ અવલંબેલું છે તે શબ્દોથી ચિતરી બતાવ્યું અને રાજા ઉત્સાહમાં આવી આશિષ લઈ ગયા.

પછી પાટણમાં ધર્મ યુદ્ધ શરૂ થઈ ચૂકયું.

*     *     *     *     *

(ચાલુ)



# મન્દાકિની.



જગતના જડ મેલ ખશેડવા
રસજ પુણ્યપ્રવાહ વહાવતી;
મનુકુળે મધુ મોક્ષ શિખાવવા
સુરતણી સરિતા અહીંઆ સરી.

કુદરતે રમતાં ઉરે હર્ષમાં
અતિથિનાં ગણ ભાવથી આદરે;
રસવરાયલ જોગી જમાતનાં
સરલ સિધ્ધજનો સહુ સંઘરે.

અકલ, સૂક્ષ્મ, કળાયલ, સુંદર
થનગને ઉર તેજકલાધર;
રસસપાટીની ઉપર અધ્ધર
હૃદયભાવ ઉડંત નિરંતર.

કદિક કોઇક જંગલપંખીડું
ભરી જતું રસનું નવ બિન્દુડું;
કદિક સાત્ર સુકાયલ પાંદડું
પુનરપિ નવચેતન પામતું.

રમી જતું ઉતરી તહીં વ્યોમથી
તરલ તારકબાલનું જોડલું;
વદનને વણુમીટ વિલોકતી
શશીકલા વહતી નિજ હોડલું.

નિજ રસાલ કલાભર આંગણે
પુનિત મંદિરદેવ 'વિરાજતા';
પરમ શાસ્ત્રવિદો શુભ વેદના
મધુર પાવક મંત્ર ઉચ્ચારતા.

નજીક નાની રચી ફુલવાડલી
વરસી અંતરઅમૃત પોષતી;
વિવિધ પકવ મીઠાં ફળ ફુલની
સકલ [illegible] પ્રવાચ પરે



સતત સાંજસવાર બપે રિયે
કમલદિપ કમાલ પ્રકાશતી.
ઉડત રૂપલ સૌ રસબિન્દુએ
વિલસતી નવરંગની આવલિઃ

પ્રતિદિને ભ'તાં મલ માનવી—
  વરસતિ નિજ આત્મનસ્વચ્છતા;
વિંટળતી ચ ભયંકર છાંયડી—
  પસરતી અતિશુભ્ર પવિત્રતા.

મલિન ગુંદલ કલ્પ ઘાટને
લહરીઓ ઉછળાવી સદા ધુએ;
તપતી તપાવતી વનવાટને
શીતલ વાયુ અહોનિશ મોકલે.

મનુજસેવનમાં ભળનાં નીચે
કઠણ ભેખડ શું લથડી પડે;
કરમતાં કુમળાં કૃશ અંગને
અવગણી ધસતી હસી આગળે.

પૃથિવીની છલછંદકથા તણું
કસણુ શાશ્વત સંગીત ગુંજતી;
ગગન જીવનને સુમને સ્મરી
ઉર ભરીભરી એ રડતી જતીઃ

જગતશ્વાસ જહીં પડતો ધીમો
  ચપળ ચિંતનમાળ ચલાવતી;
પવનનો ઉચકી પડદો અને
  સ્મરણસૃષ્ટિ અનંત જગાવતી

નિરખી વ્યોમ દિલે દ્રયલોચને
ચમકતા નિજ તેજલ બિંબને;
પ્રીતમથી થઇ સ્નેહસમાધિને
મધુર દુઃખતરંગ પરે તરે.

જગતના જડમેલ ખસેડવા
રસજ પુણ્યપ્રવાહ વહાવયે;
મનુકુળે મધુમોક્ષ શિખાવવા
સુરતની સરિતા અહીંઆ સરે.—દેશળજી પરમાર

# પાગલ.

( હરિફાઈ વિભાગ નં. ૩. )

તેને સૌ પાગલ કહેતાં. તે કોણ હતો, ને કયાંથી આવ્યો હતો, તે કોઈ જાણતું નહી. પણ જોયે સૌ તેને ઓળખતા. તેને માટે જાત જાતની વાતો પ્રચલીત હતી. કોઇ કહેતું કે એ જાદુગર છે. કોઈનો મત પડતો કે વ્હાલાના વિયોગમાં એનું મગજ સાફ ગયું છે. કેટલાક એમ કહેતા કે તે શ્રીમંત છે પણ ગરીબીનો ઢોંગ કરે છે. વળી કેટલાક તેને તદન મુફલીસ માનતાં, ઘણાની નજરે એ ઉસ્તાદ ઉઠાવગીર લાગતો ને ગામના એક બે પોલીસ સીપાઇઓ તેની પર નજર પણ રાખતા. કોઇનો મત હતો કે એ તરંગી છે. તેની ઉદારતાની ઘણાને પિછાન થઈ હતી. ગામમાં બાલકો તો તેની પછવાડેજ ભમતાં હતાં. કારણ તેઓને પીપરમીંટ, અખરોટ, કાજુ કે એવુંજ કંઇક મળ્યા કરતું. પાગલનાં ખીસ્સાં આ વસ્તુઓથી સદાએ ભરેલાંજ રહેતાં.

પણ એક વાત તો હું કહેતાંજ ભુલી ગયો. કોઇ કોઇ વખત સ્મશાનમાંથી કે નદી કીનારેથી કે એવીજ કોઇ એકાંત જગાએથી મધ્યરાત્રીની સ્મશાનાકાર નિરવ શાંતિમાં દીલના તાર હલાવે ને મૃત આત્માઓ પણ અનંત નિન્દ્રા ત્યાગે એવું અદ્ભૂત સંગીત સંભળાતું. બ્હીકણ લોકો એ ગાન યક્ષણીઓ ને ડાકીનીઓ ગાય છે એમ કહી ફફડી ઉઠતાં. માત્ર કોઇક કોઇક હીંમતવાન ગામડીઆઓજ જાણતા કે એ ગાન ગાનાર પાગલ હતો.

* * * * * *

(૨)

એક સાંજે હું ફરવા નીકળ્યો. રાસ રમવા નીકળનાર બાળાઓની માફક સમીર લહરીઓ સ્વચ્છંદે વિહરવા લાગી હતી. ગામ બહાર થોડે છેટે ઉભેલા કોઈ ભૂતપુર્વ વીરના સ્મારક ચિહ્ન સમા એકાદ પાળીયા પાસે કેટલાક મોટા પત્થરો પડયા હતા. એમાંના એક પર હું બેઠો ને વિચારવા લાગ્યો કે બહારના

પાગલ દેખાવ નીચે મનુષ્યજાતનુ કોઇ અમુલ છુપું રત્ન તો નહીં હોય ને? કદાચ એમ પણ સંભવ છે કે એ ખરેખરો બદમાસ પણ હોય. જે હોય તે પણ તપાસ તો કરવીજ જોઇએ. આમ નિશ્ચય કરી મેં આસપાસ નજર ફેરવી. ખેતરથી પાછા વળતાં એક ખેડુત પર મારી દ્રષ્ટી પડી.

"એલા, હે એ એ: અહીં આવતો." મેં હાક મારી. ખેડુ પાસે આવ્યો.

"આ ગામમાં એક પાગલ રહે છે તેને તું ઓળખે છે." મેં પુછયું?

"પાગલ—હા. હા. ઓલ્યો ગાંડીઓ. એને કોણ ન ઓળખે? એનું કામ પડયું." કહેતાંની સાથેજ તેનાં મોઢાં પર હાસ્ય છવાયું. પણ મારા સભ્ય દેખાવ પર નજર પડતાંજ તે પાછો ગંભીર થઇ ગયો.

"ખાસ કામ તો નહીંજ. પણ એ કયાં રહે છે તે મારે જાણવું છે. તને ખબર છે?" મેં કહ્યું.

"હા. જુઓ આ પાછળ નદીની પેલી તરફ વડલો છે તેની પાછળ જે ઝુંપડી જેવું દેખાય છે, ત્યાં રહે છે............પણ આ એજ આવે." એમ કહી ખેડુતે ગામ તરફ દ્રષ્ટી કરી અને પછી ચાલતો થયો.

જે તરફ એણે દ્રષ્ટી કરી તે તરફથી એક માણસ ચાલ્યો આવતો હતો. એક બે છોકરાં તેની પછવાડે આવતાં હતાં. મુઠી ભરી કાંઈક આપી તેમને વિદાય કરી એ પાળીયાની દીશામાં ચાલ્યો આવ્યો. પાસે આવ્યા પછી મેં તેને ધારીને જોયો. તેણે માથે એક ફટકો જેમ તેમ બાંધ્યો હતો. શરીરે ધોળી કફની પહેરી હતી. તેનું મોઢું લંબગોળ ને આકર્ષક હતું. બે બાબત એકદમ ધ્યાન ખેંચે તેવી હતી. એક તો તેના હોઠ આસપાસ રમી રહેલું સ્મીત ને બીજી તેની દૂર સુદૂર કાંઈક જોયાં કરતી હોય તેવી ઘેનઘેરી આંખો. તે સ્મીત બેજ માણસોમાં હોય છે. કાં કોઇ ગાંડામાં અથવા તો કોઈ અવધુતમાં.

તે ઝપાટાબંધ મારી પાસેથી પસાર થઈ ગયો. હું પણ તેની પાછળ ચાલ્યો. થોડી વારે ઝુંપડી આવી. તેમાં એ પેઠો.

"હું અંદર આવું?" મેં વિવેકથી પ્રશ્ન કર્યો.

"આવો ને ભાઇ." જવાબ મળ્યો.

હું અંદર ગયો. અંદર ઝાઝો સામાન નહોતો. ખુણામાં એક પાણીનો ગોળો; થોડાંક ઠામ; વચમાં એક સાદડી ને એક તરફ એક જુની પુરાણી દીલરૂબા. બસ આટલુંજ રાચરચીલું હતું.

"કંઇ કામકાજ" તેણે મારા તરફ જોઇ પુછયું.

"કામકાજ તો ઘણુંએ હતું. પણ તમે કાંઈક ઉતાવળમાં છો એટલે હવે પછીજ વાત," મેં કહ્યું.

"હા. મારે ઉતાવળથી એક ઠેકાણે જવું છે," તેણે કહ્યું.

"હું સાથે આવું?" મારાથી પુછાઈ ગયું.

તે એક ક્ષણ મારી તરફ જોઈ રહ્યો, પછી કહ્યું "મારી સાથે? મને બધાય શું કહે છે જાણો છો ને? મારી સાથે આવવામાં શો લાભ મળશે? મારા માગ ન્યારા છે."

"ન્યારા ભલે બીજાને માટે રહ્યા. મને એ એવા નહીં લાગે. પણ તમને ખાસ વાંધો ન હોય તો મારી એટલી વિનંતી સ્વીકારશો."

"ઠીક ચાલો," કહી તેણે એક કપડામાં દીલરૂબા વીંટાળીને બગલમાં મારી. અમે બે નદીને માર્ગે ચાલ્યા. પાએક કલાક ચાલ્યા પછી એક જીર્ણ થએલું મકાન આવ્યું. ખડકી ધીમેથી ઉઘાડી અમે અંદર ગયા. એકજ ઓરડો હતો, અંદરના ભાગમાં એક અર્ધ તૂટેલી ખાટલીમાં એક ડોશીમાં સુતાં હતાં.

"કાં મા, આજ કેમ છે?" કહી પાગલે તેને કપાળે હાથ અરાડયો.

"બેટા કાલ કરતાં કાંઈક ઠીક છે." ક્ષીણ સ્વરે જવાબ આપ્યો.

"મા આજ એવી દવા આપું છું કે જેથી તાવ નહીં રહે." કહી પાગલ ખાટલી પાસે બેઠો. દીલરૂબા કહાડી. તાર મેળવ્યા. ને એક ભજન ઉ-પાડયું. હું સંગીતશાસ્ત્રથી સાવ અજાણ્યો નહોતો. નાનપણમાં કેટલાએ તાનપલટા મારી લીધા હતા. અનેક ઉસ્તાદોના પણ સમાગમમાં હું આવ્યો હતો પણ આ ભાવ મેં કદી પણ જોયો નહોતો. પાગલ એકતાન થઈ ભજન છેડવા માંડયો. વાતા વરણમાં ભક્તિરસની છોળો ઉડવા માંડી. મકાનની બહાર હલતાં વૃક્ષો સ્થીર થઈ ગયાં. અનીલ પણ થંભી ગયો હોય તેમ લાગ્યું. ભજન અર્ધે પહોંચ્યું ત્યાં ડોશીમાને કપાળે આછો આછો પરસેવો થવા માંડયો. ભરસભામાં દ્રૌપતીજીએ ચીર ખેંચાતી વખતે કરેલી પ્રાર્થના કે નરસીંહ મહેતાએ કટોકટીને અસંગે કરેલું સ્તવન કઈ જાતનાં હશે તેનો કાંઈક ખ્યાલ મને પહેલવહેલો આવ્યો. એ તો દીલના તાર પરબારા પરમ શકિત સાથે જ જોડાતા હોય તેમ લાગ્યું. થોડીવારે ભજન પુરૂં થયું. પણ આ શું? ડોશીમા ખાટલીમાં એકદમ બેઠાં થઈ ગયાં.

"વાહ પ્રભુજી વાહ, બેટા મારો તાવ ગયો. દીનોનાથ તારૂં ભલું કરે," કહેતાંની સાથેજ મા ઉભાં થઈ ગયાં. દીવાસળી માટે થોડી શોધ કરી દીવો પ્રક-ટાવ્યો. પછી પાગલ પાસે આવી તેનું મ્હોડું ધારી ધારીને જોયું. આંખમાં આંસુ

ઉભરાણાં. ગદ્‌ગદ્‌ કંઠે તેણે કહ્યું "પેટનો દીકરો એ ન કરે એવું તેં કર્યું. હું શું આપું ! મારી પાસે કાંઇ ન મળે. થોડીક મીઠી રાબ કરી આપું !"

"ના, મા. મારે કાંઈ ન જોઇએ. મોડું થયું છે એટલે જશું." કહી પાગલ ઉપડયો. હું પણ બહાર પડયો. થોડેક ચાલ્યા પછી પાગલે મને કહ્યું.

"બીચારીની સંભાળ રાખનાર કોઈ જ નથી." હું તો ત્રણે બાબતોથી અજાયબીમાં ગરકાવજ થઇ ગયો હતો. પાગલની સહૃદયતા, તેણે સાધેલી અદ્‌ભૂત કલા ને સંગીતનો દર્દ પર પ્રભાવ. થોડીવાર રહીને મેં કહ્યું;

"તમારી પાસે આવી કલા છે તો કોઈ અમીર ઉમરાવ.................. હજી હું વાકય પુરૂં કરૂં: તે પહેલાંજ એ બોલી ઉઠયો.

"શું ? એ તમારા ઉમરાવોની વાતજ કરશો નહીં. પચીસ વર્ષ એ સાધવામાં ગાળ્યાં તે સુકીભર નીષ્ઠુર અમીરોને ખુશ કરવા નહીં પણ ગરીબ નિરાધારોની સેવાર્થે."

"પણ કયાં બીમારી ને કયાં સંગીત !" મેં પૂછયુ.

"સંગીતની દરદો પર શું અસર થાય છે, એ વાત તો પશ્ચિમના વિદ્વાનો તમને જણાવશે ત્યારેજ તમે જાણશો. મેં જે જાણ્યું ને અનુભવ્યું તે તમે નહીંજ માનો. બાકી જગતભરના કલાભકતોને કહેજો કે તમારૂં લક્ષ્યબીંદુ કલાજ નહીં પણ તે દ્વારા સેવા છે." તેણે કહ્યું.

ત્યાં તો ઝુંપડી આવી. હું તેનાથી છુટો પડયો. મારા મનમાં એકજ વિચાર ઘુમતો રહ્યો. "કલાનો ઉપયોગ સેવા, માત્ર રંજન નહીં." અરેરે શાસ્ત્રોમાં ને ઇતિહાસમાં આપણી સમક્ષજ પડેલા દાખલાઓ આપણે કાં ન સમજીએ ?

* * * * *

૩

લોકો ગમે તે કહે પણ પાગલની સાચી પ્રવૃત્તિઓ થોડી ને ટુંકમાં કહેવાય એવી હતી. કોઈ અત્યંત કંગાલ કે નિરાધાર આદમી બીમાર હોય ત્યાં પાગલ પોતાની દીલરૂબા લઈ પહોંચ્યોજ હોય. આઠજ પૈસા ખીસ્સામાં હોય તો તે ચાર આપી દેતાં અંચાતો નહીં. કોઇ દુબળી ગાય કે એવુંજ કોઇ પ્રાણી જુએ તો તે તેને ગળે હેતથી હાથ ફેરવી કાંઇક વાત કરવા લાગી જતો. તે હંમેશ શ્રીમંત, ભપકાદાર કે અધિકારી જેવા માણસોથી ભડકીને દૂરનો દૂરજ ન્હાસતો. કોઈ કોઈ વખત તો ખેતરે પણ જઇ બુલંદ સુરે દુહા પર દુહા લલકારી ખેડુઓ કે કણબણોના મ્હોડાં હસતાં કરી આવતો. બાકી તેને વધારેમાં વધારે આનંદ ત્યારેજ મળતો કે જ્યારે એ

કોઈ ગરીબ દરદીની મેલી પથારી પાસે બેસી કોઇ ઘુડીઆં મકાનમાંથી આભ સાથે હાથતાળી લેતી ભૈરવી કે કલ્યાણની તાન ઉપર તાન લેતો હોય.

તરંગ ચઢે તો કોઇ કોઇ વખત સામેથી હાંફતાં હાંફતાં ચાલ્યા આવતાં કોઇ મજુર કે મજુરણના માથાં પરથી બોજો પોતાને માથે થોડો વખત લઇ પાગલ તેઓને રાહત આપતો. આમ જ્યારે થાય ત્યારે બોજો ઉપાડનાર વ્યક્તિ આ અણુધારી ક્રીયા કરનાર તરફ ડોળા ફાડી જોઇ રહે ને પાછળથી "સાવ પાગલ" એમ કહે તો એમાં એનો શું વાંક ? પણ આવી બાબતો કયાં ગણાવવા બેસું ?

* * * * *

૪

તેનું મૂળ નામ અમૃતપ્રસાદ હતું. ઉત્તર હિંદુસ્થાનમાં કોઇ શહેરમાં તેનો જન્મ શ્રીમંત માબાપને ત્યાં થયો હતો. નાનપણથીજ તેને સંગીતનો શોખ હતો. તેના પિતા એને વેપારી બનાવવા માંગતા હતા. પણ વેપારમાં પ્રસાદનું ચિત્ત બીલકુલ લાગતું નહીં. જન્મથીજ તેની મનોવૃત્તિ નોખી હતી. જે મોજશોખના વાતાવરણમાં એ ઉછર્યો તેનેજ એ અંતઃકરણથી ધીક્કારવા લાગ્યો. બારજ વર્ષની વયે કોઇ ઉસ્તાદની સાથે એ ભાગી ગયો. તેના પિતાએ બહુએ શોધખોળ કરી પણ પત્તો નજ લાગ્યો. એ ઉસ્તાદજી પાસે પચીસ વર્ષ સુધી રહી તેણે સંગીતશાસ્ત્રનાં મૂળતત્ત્વો ઘુંટી ઘુંટીને પીધાં. ઉસ્તાદજી પણ શીષ્યની તેજસ્વી બુદ્ધિથી તાજ્જુબ થયો. ત્યાર પછી ઉસ્તાદજીએ પોતાના માનીતા શીષ્યના લાહોરમાં જલસાઓ કરાવ્યા. શ્રોતાજનો એનો અદભુત કાબુ જોઇ દીગમૂઢ થયા. ચારે તરફ વાહવાહ થઇ રહી.

પછી કોઇ અમીરે તેની દીકરીને સંગીત શીખવવા પ્રસાદને રાખી લીધો. પાછળથી ઘણીએ વાર્તાઓમાં બને છે તેમ બન્યું. એ બાલા પ્રસાદની સાથે પ્રેમમાં પડી—ના ના મોહમાં પડી એમ મારે કહેવું જોઇએ. કારણ પ્રેમ શબ્દ તો બહુજ પવિત્ર છે. પણ પ્રસાદ તેને બેટી કહીનેજ બોલાવતો. જ્યારે જ્યારે પ્રેમ આપવા લેવાની હંમેશની જાણીતી વાત નીકળતી ત્યારે પ્રસાદ આટલુંજ કહેતો. "બહેન કલાને અભડાવાય નહીં, સાચી કલાનો ભકત હંમેશ સ્ત્રીઓને ભાન ભૂલાવે છે, પણ ધીક્કાર હજો જે કલાભક્ત ભાન ભુલે તેને. તું તો મારી દીકરી જેવીજ છો ને રહેવાની. બહેન તારે પુજાજ કરવી હોય તો કલાના શુદ્ધ સ્વરૂપની કર તેના ભકતની નહીં." જેને મોહજ થયો હોય તે પ્રસાદના સિદ્ધાંતો શે સમજે ? પરીણામ એ આવ્યું કે એ બાલાએ ઝેર ખાઇ આત્મહત્યા કરી. પ્રસાદ તેને એક પીતાના જેવા નિર્મલ પ્રેમથી હૃદયપૂર્વક ચાહતો હતો. તેનાં આવી રીતનાં અવસાન પછી પ્રસાદ પલટાઇ ગયો. તેણે ભપકાદાર વસ્ત્રો ત્યાગ્યાં. એક સાદી કફની ને માથે જેમ તેમ વીંટાળેલો ફટકો આ એનો પહેરવેશ

બન્યો. અમીર ઉમરાવો કે રાજા મહારાજાઓને ત્યાં થતાં જલસાઓમાં જવાનું તેણે માંડી વાળ્યું. આગલા જલસાઓને લીધે તેની પાસે જે કાંઇ નાણું થએલું તે તેણે છુટે હાથે ગરીબ ને દુઃખી લોકોને વહેંચવા માંડયું. બસ તેણે પોતાની રાજીખુશીથીજ મુફલીસ હાલત પસંદ કરી લીધી.

એ પછી તે કોઈ પણ એક સ્થળે લાંબો વખત રહેતો નહીં. કોઇ કોઇ વખત તો એ સાવ ફના થઇ જતો છતાં ખુબી એ હતી કે એવી મુફલીસીમાં પણ દેવી અન્નપૂર્ણાની તેની તરફ અવકૃપા થતી નહીં.

* * * *

૫

એક પ્રભાતે ખબર મળી કે એ ઓચીંતોજ આ ગામમાંથી કયાંક ઉપડી ગયો હતો. એ કયાં ગયો તેની કોઇને ખબર પડીએ નથી ને પડવાનીએ નથી.

હજુએ કોઇ કોઇ વાર એકાંતમાં એ વિચિત્ર વ્યક્તિની મૂર્તિ નજર સમક્ષ તરે છે અને સારી સૃષ્ટિમાં પડઘા પાડતો સ્વર સંભળાય છે કે " કલા એટલે સેવા. "

(સંપૂર્ણ)



મંદિરોમાં આરતી ઉતરે છે અને મુલ્લાં બાંગ પોકારે છે તેનું રહસ્ય કાંઈ ઓર જ છે—એ જનસમાજને જાગ્રત કરે છે કે "આટલી ઘડી પ્રભુમાં ચિત્ત રાખ."

વિવેક રૂપી કોદાળી અને વૈરાગ્ય રૂપી પાવડો લઇ તમારા પોતાના ઘરમાં (અંતરમાં) પ્રયત્ન કરો તો સોનામહોરના ચરૂ રુપે અનગળ દોલત (અધ્યાત્મ વિદ્યા—પ્રભુનો સાક્ષાત્કાર) મળશે. તેમાં શ્રદ્ધાની ખાસ જરૂર છે.

# શ્રદ્ધાનંદને શ્રદ્ધાંજલિ.

વેદધર્મની વિજયપતાકા ફરકાવનાર, મહર્ષિ દયાનન્દનો સાચો વારસદાર, દલિતોનો ઉદ્ધારક અને રાષ્ટ્રિયતાનો તપસ્વી આજે પરધર્મના ઝનૂની હુતાશનમાં હોમાઇને અમર નામના મૂકી ગયો છે. એ તપસ્વીનું નામ સ્વામી શ્રદ્ધાનંદ. આર્યોચિત અતિથિધમના પાલનમાં એના પ્રાણ હરાયા છે. કાફિરની કતલ કરીને બેહિસ્તમાં હુરાઓની બાથમાં ભીડાવાની મુરાદ સેવનાર એક ધર્માન્ધ મુસ્લીમ અબ્દુલ રશીદ હિન્દુવટની એ ગૌરવમૂર્તિને આંગણે અતિથિ બને છે અને પછી લાગ જોઈ નિઃશસ્ત્ર, નિર્દોષ અને સહિષ્ણુ સ્વામીજીને પાંચ પાંચ ગોળીએ વીંધી નાખે છે. એ માર્ગ ભૂલ્યો મુસ્લીમ એટલું યે નથી જોતો કે જેને તે પોતાના દીનનો અને ઇસ્લામી આલમનો શત્રુ ગણીને સહારવા આવ્યો છે, એ તો મુસ્લીમોનોય બાંધવ છે, દિલ્હીમાં લોહીતરસ્યા ગુરખાઓની બંદુકો સામે તેના જાતભાઇઓને કાજે-ઇસ્લામીઓને માટે—પણ પોતાની પહોળી છાતી ધરી દેનાર મિત્ર છે. અરે ! એટલી ઉદાર ને કદરદાન દૃષ્ટિ તો



વેગળી રહી, પણ એને માનવતા સુલભ બુદ્ધિ પણ નથી સૂઝતી કે શ્રદ્ધાનંદ બીમાર છે, અશક્ત છે, અસાવધ છે, માટેજ આ સંહાર વધારે હીચકારો બની રહે છે. સ્વામીજી કને પાણી માગનાર એ માનવપશુ પાણીનો તરસ્યો નહોતો. એને તો દીનના શત્રુ એક કાફિરના રૂધિરની પ્યાસ હતી. અને એ તેણે જોતજોતામાં છીપવી લીધી.

સુધારકનું જીવન જ જોખમોની એક જીવતી પરંપરા સમું હોય છે. ધર્મ સુધારક કે સમાજસુધારક, ગમે તે સુધારકની રચના એકવાર તો પુરાણી રૂઢિના સહાર પર મંડાયલી જ રહે છે. એટલે જ બંડ જગાવનારની સામે પ્રારંભે ઘોધમાર બંડ જાગે છે. મહર્ષિ દયાનન્દનું જીવન આવા આઘાત અને પ્રત્યાઘાતનો ગૌરવભર્યો ઇતિહાસ જ છે. એ રૂદ્રાવતારની સામે ખુદ હિન્દુસમાજના સનાતન–

વાદીઓએ ભીષણ પડયંત્રો રચી, વિષપ્રયોગવડે એનો જીવ ચૂસી લીધો હતો, તો માર્ગભૂલ્યા ઝનૂની પરધર્મીને હાથે તપસ્વી શ્રદ્ધાનંદનું ખૂન કેટલુંક આશ્ચર્ય ઉપજાવી શકશે ? મહર્ષિના જાજરમાન શિષ્યને ઉચિત મરણ, કાંગડીના તપોધનને સાંપડયું છે. આ વીરોચિત અવસાન થકી તો આર્યસમાજ અધિક ઉજમાળો બની રહે છે. એની જે કંઈ ખામીઓ હશે, હિન્દુવટની જે કંઇ જડતા રહી ગઇ હશે તે સર્વ આ શહીદની શોણિતધારા વડે ધોવાઇ જાય છે. વિજયી વેદધર્મનો અને સમાજસેવાનો ઝંડો ફરકાવનાર આર્ય શહીદોની પરંપરામાં સ્થાન પામીને ઋષિ શ્રદ્ધાનંદજી આજે હિન્દુવટને અને હિન્દની રાષ્ટ્રિયતાને અસ્ખલિત જાગૃતિનો અબોલ પડકાર આપે જાય છે.

શહીદ શ્રદ્ધાનંદજીના ઉજ્જવલ મૃત્યુ પર અભિમાન લેતાં તો સાત સાત દાયકાઓ પર પથરાએલું એમનું સેવા જીવન નજર સમીપ તરવરી ઉઠે છે. સમાજની બદીઓ સામે, આર્ય જનનીનાં સાંસારિક બંધનો સામે, અસ્પૃશ્યતા સામે, રાજદ્વારી પરાધીનતા સામે, ધર્મના નામે માનવ જીવન ઉપર જડવામાં આવતી શૃંખલાઓ સામે અને હિન્દુવટ ઉપર દારૂણ આક્રમણ કરતી વિધર્મી પ્રવૃત્તિઓ સામે શ્રદ્ધાનંદજીનું સીત્તેર વર્ષનું આયુષ્ય પોણી સદીના રણસંગ્રામ સમુ જવલન્ત ઉભું છે. સ્વદેશ, સ્વધર્મ અને સ્વજાતિ માટે આખી જીંદગી ખર્ચી, આખરે એ સેવાવ્રતધારી જીવનની કુરબાની કરી દેનાર તપસ્વીની મહત્તા પ્રીછવા માટે પુસ્તકો આલેખવાં પડશે. અહીં એ તપોધનના જીવનની આછી આછી તેજ છાયાઓનું અપુર્ણ ચિત્ર દોરવાનો માત્ર પ્રયત્ન થાય છે.

## શૈશવ અને કૌમાર.

સંવત ૧૯૩૬ માં મહર્ષિ દયાનન્દે વાંસબરેલીમાં આ વચનો ઉચ્ચાર્યાં હતાં. "મારા આત્માને હણવાનો દાવો કરનાર શુરવીર નર મને કોઇ તો બતાવો." સમાજના ઉદ્ધારકની કાયા હણનાર ખૂની એના આત્માની અખંડ જ્યોત જગત્ પર પ્રકટાવી દે છે. શ્રદ્ધાનંદજીના ખૂનનું પણ એજ ઉજળું રહસ્ય છે. શ્રદ્ધાનંદજીનો સંહાર કરીને ખુની અબ્દુલ રશીદે માન્યું હશે કે તેણે હિન્દવટના પોષક ને પ્રેરક બલનો વિધ્વંસ કર્યો છે. પણ એજ ખૂન આજે જાણે કે હજારો જીભ ધારણ કરીને વીરહાક બોલાવે છે કે શ્રદ્ધાનન્દ અમર છે, અમર છે. શહાદત સ્વીકારનાર એ વૃદ્ધ તપસ્વીનો આત્મા હવે બેવડા જોશથી હિન્દુવટના ઉત્થાનની જ્વાલા ફુંકે છે અને દયાનન્દના સુવર્ણ વચનોની યાદ તાજી કરે છે.

પંચનદના વેદ-પ્રાચીન પ્રદેશમાં જ્યાં શતદ્રુ (સતલેજ) નાં નીર ભૂમિને હરિયાળાં હાસ્ય અર્પે છે ત્યાં જલંધર પરગણાને છેડે તાલવન ગામમાં એક પ્રતિષ્ઠિત ક્ષત્રિય કુલમાં આજથી એકોતેર વર્ષ પૂર્વે એક બાલકે પહેલીજવાર દુનિયાનાં અજવાળાં નીરખ્યાં. એનું નામ મુનશીરામ રાખવામાં આવ્યું.

પંજાબની વીરભૂમિમાં સતલેજને કિનારે બાલક મુનશીરામનો શૈશવકાળ વીત્યો. એ વખતે એમના પિતા નાનકચંદ્રની સ્થિતિ સંકડામણમાં હતી અને હાડમારીના દિવસો નીકળતાં હતા. પણ મુનશીરામના ભાગ્યતેજે કુટુંબની સ્થિતિમાં પલટો આવ્યો અને સંવત ૧૯૨૨ માં નાનકચંદ્ર કાશીના પોલિસ ઇન્સ્પેકટર નીમાયા. શતલજનાં ઉછળતાં નીરની પ્રેરણા પીતો કુમાર મુનશીરામ ભાગીરથીને તીરે ઓરજ પ્રેરણા પામ્યો. શાળાની કેળવણી એણે આ તીર્થધામમાંજ લીધી. એક પોલીસ અધિકારીના લાડકવાયા પુત્રની જીંદગી કોઇ જુદીજ દિશામાં વહી રહી હતી. પ્રથમ તો એને રામભક્તિનો નાદ લાગ્યો. માણભટ્ટોને મ્હોંએ રામકથાની કરૂણ પ્રશસ્તિઓ સાંભળી તે ડોલતો. એના આત્માના સંસ્કાર જાગૃત થતા. એવા આર્દ્ર હૃદયના આ કુમારને બુધ્ધુ નામે એક વણિક રામભકતનો સમાગમ થયો. આત્માને આત્મા મળ્યો અને એ સુભગ સગમમાંથી મધુરભકિત ત્યાગ, વૈરાગ્ય, સેવા અને સૌજન્યના ભાવો મઘમઘી ઉઠયા. એ રામરસની છોળો તો શ્રદ્ધાનંદજીના અવસાનકાળ સુધી રેલાયાજ કરી. ગઇસાલજ ટંકારામાં એમના બુલંદ અવાજે રામકથા અને રામાયણ રહસ્યની મોહિનીમાં સૌરાષ્ટ્રની જનતાને સાંકળી લીધી હતી.

એજ અરસામાં મુનશીરામે મહર્ષિ દયાનંદનું પુણ્યનામ સાંભળ્યું. નવ જુવાનનાં દિલમાં એ નામે અવનવી ભાવનાઓની જ્વાલા પ્રકટી. ભાગીરથીનો પવિત્ર તટ, કશીવિશ્વનાથનું ભવ્ય દેવમંદિર, પંડયાઓની પૂજાઅર્ચના, એ સૌની છાપ એના હૃદયમાં કોઇ અગમ્ય ને નાસ્તિક ભાવનાઓ કોતરી રહી હતી. એને ધર્મના આવા આવા બાહ્યોપચારો ઉપર અનુરાગ નહોતો પ્રકટતો. અંતઃપ્રદેશમાં ઉંડે ઉંડે કોઇ ગૂઢ ને અકથ્ય ઉમઓનું મંથન વલોવાતું હતું. એ અંતક્ષોભના પ્રતાપે અભ્યાસ અવરોધાયો. ઇન્ટરમીડીએટથીજ એણે કોલેજ–જીવનમે છેલ્લી સલામ ફરમાવી. એ પછી જુવાન મુનશીરામનું ચિત્ત ધંધા પર ચોટયું. એટલે એણે વકીલાતની પરીક્ષા પાસ કરી જલંધરમાંજ અટપટા વ્યવસાયની બારીઓ ખુલ્લી મુકી.

શકિતનો વિજય સર્વ દિશાઓમાં નિર્માયો હોય છે. અને શકિતશાલી મુનશીરામને પણ વકીલાતના ધંધામાં ફત્તે સાંપડી. ન્યાયની અદાલતમાં એની પ્રતિભા તેજસ્વી મુદ્રા આંકતી. પૂરાં સત્તર વર્ષો સુધી એણે કાયદાની આંટીઘુંટીઓ ઉકેલ્યા કરી. જે ધંધામાં કાવાદાવા અને કુનેહની કરામતો વડે અપરાધીને પણ ઇન્સાફના સાણસામાંથી બચાવી લેવાના અનેક પ્રસંગો ઉપસ્થિત થાય છે તે રોજગારીમાંયે મુનશીરામની પ્રમાણિક સચ્ચાઇ ને અડગ નીતિ તેને ઘડીભર પણ છાંડી જતી નહીં. અને સત્તર સત્તર વર્ષની આ પ્રવૃત્તિમાં તેનું આત્મમંથન તો અવિરત ચાલ્યાજ કરતું હતું. એક પળ પણ એવી નહોતી વીતતી કે જ્યારે એને સમાજસેવા અને ધર્મસંસ્કારની ધગશ કોઇ કલ્યાણ-પ્રવૃત્તિમાં પરોવી ન દેતી. એને ચરણે સમૃદ્ધ ધંધાની લક્ષ્મી લોટતી આવતી પણ એ ઉપર તેને ઘણીયે વાર નિર્વેદ વ્યાપતો.

એનો આત્મા ઉંચેરી ભૂમિકા માટે અંતરથી તલખતો હતો. અંતરમાંથી દિવ્ય જ્યોતના દર્શનની ઝંખના રૂપ અકથ્ય ચીસ ઉઠતી હતી.

## ગુરૂની ખોજ.

ઇશ્વર શું, શાસ્ત્ર શું, પાષાણની મૂર્તિઓમાં વળી શી ચેતના છે? આવા આવા પ્રશ્નો પર તેનું હૃદય ઉકળતું હતું. રામાયણનો અનુરાગ વીરપ્રશસ્તિ જોવામાં બુદ્ધિવાદને ભેટયો હતો. એને સર્વત્ર અંધકારજ ભાસતો. માત્ર સેવાભાવના ઉદ્દામ બનતી જતી. નાસ્તિકતા સબળ બનતી ચાલી. એ માર્ગ દેખાડનાર ગુરૂની ખોજમાં હતો. કાશીના પંડિતોની પ્રમાણિકતા ઉપર તેને ઇતબાર નહોતો. આખરે એની દ્રષ્ટિ રૂદ્રાવતાર દયાનંદ ઉપર ઠરી. વારાણસીમાં એણે યોગીવર દયાનન્દને જડસનાતનવાદનું વિજયી ખંડન કરતાં જોયા. એમના વેદટંકાર આગળ શાસ્ત્રોની ચર્ચા છોભીલી પડતી નિહાળી. અને એમના બ્રહ્મચર્યતેજે રાચતા પ્રચંડ દેહની પ્રતિભા આગળ સ્થુળકાય ને દુર્બલ પંડિતોને અલ્પતા અનુભવતા પેખ્યા. વેદધર્મના ઝંડાધારીના દેહમાં એણે પરમાત્મજ્યોતનાં દર્શન કર્યાં. તેના તેજ—અંબારમાં મુનશીરામના અંતઃપ્રદેશનો અંધકાર ભેદાયો. અને એણે આર્ય ધર્મની દીક્ષા લીધી. પરમ જીવનના ગેબી દ્વારની ચાવી એને સાંપડી ગઇ. હવે એને પોતાની સંપતિ પર સાચેજ નિર્વેદ આવ્યો. સેવાજીવન એજ એનું ઐહિક ધ્યેય બની રહ્યું.

## શિક્ષણ સુધારણા

પ્રબુદ્ધ મુનશીરામે રાષ્ટ્રવિધાયકની આર્ષદ્રષ્ટિથી જોયું કે સરકારની શિક્ષણ પદ્ધતિ દેશમાં સ્વાવલંબી ને સ્વમાની નવયુવકો ઉત્પન્ન કરવાને બદલે કેવળ મહેતાગિરીમાં રાચનાર ચૈતન્યહીન ઓડાંજ ઘડી કાઢે છે. રાષ્ટ્રીય ભાવનાનો વિકાસ એને શિક્ષણક્રમમાં અનિવાર્ય જણાયો. તરૂણ જનતાની મર્દાનગી વૃથા ગોખણટ્ટીમાં હીણાતી જોઇ એનો આત્મા કકળી ઉઠયો. એ અરસામાં લાહોરમ એંગ્લો—વેદીક કોલેજની સ્થાપના થઇ ચૂકી હતી (ઇ. સ. ૧૮૮૫). ધર્મગૌરવ અને રાષ્ટ્રગૌરવને પ્રેરનાર પુસ્તકો પર મુનશીરામનું લક્ષ્ય ચોંટયું. એણે બુલંદ અવાજે જાહેર કર્યું કે કોલેજ અને શાળાના અભ્યાસક્રમમાં વેદોને પ્રધાનપદ મળવું જોઇએ. આ વ્યવહારૂ મંતવ્યપર તેને પં. ગુરૂદત્ત વિદ્યાર્થીનું સમર્થન મળ્યું. પણ મુનશીરામનો અવાજ કાને ધરાયો નહીં. એટલે એને રાષ્ટ્રીય શિક્ષણનું નિર્માણ કર વાની નવી ભાવના જાગી. શિક્ષણશાસ્ત્ર ઉપર એણે વર્ષો સુધી મનન કર્યું. પરિણામે એક અપુર્વ અને સબળી યોજના તૈયાર થઇ. પંજાબના આર્યસમાજના પ્રભાવશાલી નેતા ગુરૂદત્ત શાસ્ત્રીનું અવસાન થયું, અને મુનશીરામને સરદારી સાંપડી. રાષ્ટ્રીય શિક્ષણના વિધાનની ઘડી આવી લાગી.

## ગુરૂકુલની સ્થાપના

પરદેશી શિક્ષણપદ્ધતિમાં પીસાઇને ચેતના પરવારતી તરૂણ જનતાનો ઉદ્ધાર કરવા મુનશીરામે કમર કસી. એણે વકીલાતનો ધંધો ફગાવી દીધો અને સર્વ

શકિત રાષ્ટ્રીય શિક્ષણની યોજના પર ઢાલવી. ભવ્ય ભૂતકાળની બ્રહ્મચર્યાશ્રમની શિક્ષણપ્રથાને પુનર્જીવન આપવાની યોજના એણે જનતા સમક્ષ ધરી દીધી. પછી એણે ગુરૂકુલ સ્થાપવાની પ્રતિજ્ઞા કરી. પણ તેની સિધ્ધિ અર્થે તો હજારો રૂપીઆની આવશ્યકતા ખડી થઈ. સરકારી મદદની એને ઉપેક્ષા નહોતી. ઉલટું સરકારીશિક્ષણ પ્રણાલીની અનિષ્ટ પ્રથા સામે એને બેઠો બળવો સળગાવવો હતો. બ્રહ્મચર્ય, પવિત્રતા અને ધર્મભાવનાને પોષણ આપે એવું સ્થળ શોધાયું. હીમાચળની અડીખમ ખલન્દિઓ વટાવી, ભાગીરથી જ્યાં સપાટ પ્રદેશને લીલોછમ કરે છે, ત્યાં પુણ્ય ક્ષેત્ર હરદ્વાર નજીક કાંગડી પર એ સમાજસેવકની નજર ઠરી. Far from the madding crowd's ignoble strife, જ્યાં બ્રહ્મચારીઓને દુન્યવી માનવીઓના વિકારો અભડાવી ન શકે, જ્યાં કુદરત, કિરતાર અને નિર્દોષ માનવજીવનનો એકાન્ત સંયોગ વિદ્યાર્થી જીવનની પવિત્રતાને આઠે પહોર પોષ્યા કરે, જ્યાં નિર્જનતાને રમ્ય બનાવતો કવિત્વભર્યો પશુપંખીઓનો સંગાથ જીવનની મધુર ને મર્દાઈભરી ટશરો ફુટાવે, ત્યાં ગુરૂકુલનું ખાત મુહુર્ત નિર્માયું. ત્રીસ હજારનો અંદાજ બંધાયો. માનવતાનો સેવક બનીને, હિન્દની તરૂણ જનતાનો સાથી બનીને, મુનશીરામ ઝોળી લઈને ગામેગામ ભાટકયો. થાકને એણે ગણકાર્યો નહીં. વિટંબનાઓ એની વિસાતમાં નહોતી. એ તો દિનરાત એક નિયત કર્તવ્યપથ ઉપર મજલ દર મજલ ધપ્યે જતો હતો. દેશભરમાં ઘુમીને એણે છ જ મહીનામાં આવડી રકમ ઉઘરાવી લીધી. જે જમાનામાં પ્રજાને રાષ્ટ્રિય શિક્ષણનું લગીરે ભાન નહોતું જાગ્યું, અને આર્યસમાજની સામે ધનાઢય સનાતનવાદીઓની લાલ આંખ ફરકતી હતી, એ જમાનામાં આ ફત્તેહ અદ્દભૂત લેખાઇ ગઇ.

## પ્રાણવાન્ શિક્ષણ

સેવાવ્રતધારી શ્રદ્ધાનંદની ભાવના ફળી અને ૧૯૦૨ માં કાંગડીમાં ગુરૂકુલ ખુલ્લું મૂકવાનો વિધિ ઉજવાયો. ચોમેર વિસ્તરતી ભયાનક વન ઘટા, હિંસક પ્રાણીઓનો સતત ઉપદ્રવ, જંગલી માતંગોનાં વારંવાર આક્રમણ—વીરત્વપોષક આવા વાતાવરણ વચ્ચે એણે બ્રહ્મચારીઓનું જૂથ વસાવ્યું. ત્યાં હિન્દની પ્રાચીન સંસ્કૃતિનું નવસર્જન થવા લાગ્યું. માતૃભાષા તમામ શિક્ષણનું વાહન બની રહી. પરબ્રહ્મવાદી વેદોના અધ્યયનને પ્રધાન પદ અપાયું. છતાં એ શિક્ષણક્રમ સંકુચિત નહોતો. પશ્ચિમની વિદ્યાનેય તેમાં સમીચીન સ્થાન હતું. બ્રહ્મચર્યસેવન અને વ્યાયામ વડે વિદ્યાર્થીઓની કાયામાં ઓજસ અને વીર્યનો સંગ્રહ થયો. પ્રાણવાન શિક્ષણ એ સંસ્થાનું ધ્યેય બની રહ્યું. આ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાને નિરખવા આવનાર તેનાં ભવ્ય સંસ્મરણો લેતા ગયા. યુરપી અને અમેરિકન વિદ્વાનો તે જોઈને હેરત પામ્યા. ટાઢ તડકા અને વરસાદમાં ખુલ્લા શરીરે ઘૂમતા, જાન્હવીમાં પ્રભાત સ્નાન લેતા, પહાડોને પગ તળે કાઢતાં અને કુદરતના સૌંદર્ય સાથે મસ્ત ખેલન કરતા બ્રહ્મચારીઓનાં દર્શન કરી પરદેશીઓ પણ પ્રેરણા પામ્યા. અમેરિકન કેળવણીકાર મહાશય ફ્લ્પ્સે તો અહીં ત્રણ ત્રણ માસ પર્યંત નિવાસ કરી, કાંગડી ગુરૂકુળની શિક્ષણપ્રણાલિની

તારિક જગતને એક પુસ્તકદ્વારા સુણાવી છે. આવી સ્વાધીન અને જીવનદ્યોતક કેળવણી આગળ એણે વંદના ઝુકાવી છે. લોર્ડ ઇસ્લીંગટન, માઈકલ સેડલર, લોર્ડ મેસ્ટન, રામઝે મેકડોનાલ્ડ—કેટકેટલા વિલાયતી અમીરોએ આ સંસ્થાનાં દર્શન કરી પ્રશંસાના સૂર કાઢ્યા છે? અરે, બ્રિટીશ તાજના પ્રતિનિધી વાઈસરોયો પણ એનો પરિચય સાધવાનું ચૂક્યા નહોતા. રામસે મેકડોનલ્ડે તો એનાપર એક પુસ્તકમાં જ્વલન્ત સંસ્કારચિત્ર આલેખ્યું છે. મુનશીરામજીના વેદસ્તવનના બુલંદ નાદોએ એની હૃદયતંત્રીઓ ઝણઝણાવી મૂકી છે. કાંગડીના કુલપતિની દેહલતામાં એણે ભગવાન જિસસ અને સેન્ટપિટરનાં દિવ્ય તેજ વિલોક્યાં. આ સર્વ વાતોનો એકરાર તેણે એક ગ્રન્થમાં વેગવતી વાણી માર્ફત કર્યો છે.

## નવું સરજન

ગુરૂકુળના બ્રહ્મચારીઓ વચ્ચે મુનશીરામ વાત્સલ્યમૂર્તિ માતા સમા વિરાજતા. લાલા મુનશીરામની કીર્તિ મહાત્મા મુનશીરામનું પદ વરી લાવી. એનો માંસલ દેહ, રાષ્ટ્રોન્નતિની ભાવનામાં સળગી ઉઠતાં એનાં જ્વલન્ત નેત્રો અને એનો ખુન્નસભર્યો ચહેરો નીરખનાર એની વત્સલતા નિહાળીને તાજુબ થતો. એના જીવનમાં વીરત્વ સાથે ક્ષમાનો સંગમ થયો, ઉગ્રતેજ અને રૂદ્રતા સાથે સૌજન્ય અને સુકુમાર સ્નેહની ફોરમ પ્રકટી. वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि એવું હૈયું એને પ્રાપ્ત થયું. અને એ હુંફની છાયામાં તરૂણોના જીવનનું એક નવું અને પ્રાણવાન્ સર્જન રચાઈ રહ્યું. પણ મહાત્મા મુનશીરામનો માર્ગ કંઈ ગુલાબો વડે નહોતો પથરાયો. પ્રજાવિધાનના દુર્ગમ રાહ પર તો કંઈક શૂળો વેરાયા હતા. એમની શિક્ષણપ્રવૃત્તિમાંય 'ચારચક્ષુ' સરકારે રાજદ્રોહની ઘોર વાદળીઓ ઘેરાયલી દીઠી. ગોરા દેવાધિદેવોની ખફા એના પર ધુરકવા લાગી. એના પંથ આડે અનેકવિધ આવરણો ખડાં થયાં. છતાં એ ભડવીર ન જ ડગ્યો. એ તો વિજય ને વરવા નીસરેલો આજીવન લડવૈયો હતો. એની છાતી લોખંડની ઘડાઈ હતી. સત્તર સત્તર વર્ષો સુધી તે પારાવાર આપત્તિઓ સામે નિસ્પંદ ઝુઝયો. બોંબ, રિવોલ્વર અને કારાગારની એણે ગણતરી ન કરી. અને એણે વિજય મેળવ્યો. ગુરૂકુલની સંસ્થા એના વિરાટ સ્વરૂપે આજે મુનશીરામની ભાવનામૂર્તિ સમી નિશ્ચલ ઉભી છે. ત્રીસ વર્ષને અન્તે આજે એ સંસ્થાની પંજાબભરમાં પથરાએલી શાખા—પ્રશાખાઓમાં દોઢ હજાર કન્યા—કુમારો સ્વાધીનતાનુ શિક્ષણ મેળવી રહ્યાં છે. પોણોસો સ્નાતકો એમાં શરીર અને માનસ કેળવીને સંસારમાં આજે સ્વમાન અને ધર્મભાવનાથી મ્હેકતું જીવન ગુજારી રહ્યા છે.

## મહીલા શિક્ષણનો નિર્માતા

કેળવણીકાર મુનશીરામની શિક્ષણભાવના વિરાટ હતી. એણે કાબેલ શિક્ષણ શાસ્ત્રીની નજર વડે વિલોકી લીધું હતું કે રાષ્ટ્રની ઉન્નતિની ખરી ચાવી મહિલા

શિક્ષણમાં છે. બાળક એ જો ભાવી પ્રજા છે તો એ પ્રજાની ઘડનાર તેની જનનીજ છે. માતાના કુસંસ્કારો ભાવી પ્રજાના વિઘાતક નીવડવાના, માટેજ પ્રજાવિધાન સારૂ પ્રથમ દરજ્જે મહિલા શિક્ષણની જરૂરત છે એમ જાણી લઈ તેણે જલંધરમાં કન્યાઓનું મહાવિદ્યાલય ઉભું કર્યું. સ્ત્રીજીવનની ઉન્નતિ માટેની એની ધગશ પંજાબમાં ઠામ ઠામ પથરાયલાં કન્યાશિક્ષણાલયો અને દીલ્હીના કન્યાગુરૂકુળ રૂપે સાકાર ઉભી છે.

## સમાજ સુધારણા

પણ એણે રાષ્ટ્રીય કેલવણીનું નિર્માણ કરીને જ ઇતિકર્તવ્યતાં નથી માની. હિન્દુ સમાજનાં બહુ વિધ દૂષણો સામે એની ઝુંબેશ એટલી જ ધોધમાર હતી. જ્ઞાતિ—પેટાજ્ઞાતિના સાંકડાવાડા એના દીલને ડંખ દેતા હતા. એ બંધને તોડી વછોડી, એ કાળે તો લગભગ વિપ્લવકારક ગણાય એવું આચરણ એણે અખત્યાર કર્યું. પોતાનાં સંતાનોને એણે પરજ્ઞાતિમાં વરાવી વર્તનનો મજબુત દ્રષ્ટાન્ત બેસાર્યો. જ્યારે ગાંધીજીની અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિનો હિન્દને ખ્યાલે નહોતો ત્યારે હિન્દુ સમાજના વિરોધ વચ્ચે સામી છાતીએ ચાલીને અંત્યજોનું બંધુત્વ રાખનાર આ એકલ સમાજસુધારક હતો.

## મુનશીરામમાંથી શ્રદ્ધાનંદ.

ધીમે પણ અચુક પગલે જરા એના ઉપર ધસી આવતી હતીઃ એણે જીવનનો નમતો પહોર નીહાળ્યો અને પોતાની તમામ પ્રવૃત્તિઓ પરથી સવ અનુરાગ સમેટી લીધો. એણે સંન્યાસ ધારણ કર્યો. મહાત્મા મુનશીરામ મટીને તે સ્વામી શ્રદ્ધાનંદ બન્યા. હાથે સર્જેલી નવી સૃષ્ટિનો અનુરાગ વિશ્વપ્રેમમાં પરિણમ્યો. ભગવાં પહેરીને એ તો જગતનું કલ્યાણ કરવા બહાર પડયા.

## રાષ્ટ્રવિધાન (Nation-building)

વાનપ્રસ્થ જીવનમાં મુનશીરામે બ્રહ્મચર્ય અને રાષ્ટ્રીય શિક્ષણનું સ્વપ્ન સફળ કરીને આત્મનિમજ્જનની સંન્યસ્થ જીંદગી સ્વીકારી. પણ એટલામાં તો સંન્યાસી શ્રદ્ધાનંદને કાને પરાધીનતાનું રૂદન કરતી ભારતમાતાનો આર્તસ્વર અથડાયો. એણે નિશ્ચય કર્યો કે જ્યાં લગી માતૃભૂમિ વેદના અનુભવે છે ત્યાં લગી મારે આત્મકલ્યાણની નિવૃત્તિ કશા ખપની નથી. રાષ્ટ્રનો સાદ જો પુત્રને ન જગાડે તો એ પુત્ર નથી પણ પત્થર છે. વિરક્તિ અને સંસારત્યાગના એઠાતળે એને વનવાસમાં ઝોકાં ખાવાની મતિ ન જ સૂઝી. એ તો વૃદ્ધાવસ્થામાંયે જુવાનજોધ લડવૈયાના સાજ સજીને બહાર આવ્યા અને પોતાની જાતને રાષ્ટ્રોત્થાનની અવિરત ઝુંબેશમાં ડુબાવી દીધી. ત્યારથી એના જીવનની પ્રત્યેક પળ પરાધીનતાની શૃંખલા તોડવામાં ખર્ચાવા લાગી. રાષ્ટ્રવિધાન એજ એનો જીવનમંત્ર બની રહ્યો.

## વીરત્વની પરાકાષ્ઠા

કાંગડીની વનરાજીમાં મત્ત માતંગો ને હિંસક પ્રાણીઓનો સામનો કરનાર જુવાન મુનશીરામને હવે વૃદ્ધાવસ્થામાં એથીયે અધિક શૌર્ય દાખવવાના પ્રસંગો ખડા થયા. ૧૯૧૯ ના કાળા સંવત્સરમાં પંજાબના રાઉલાટ કાયદાએ દેશભરમાં અરેરાટી પ્રસારી દીધી. અને પડતા પર પાટુ લગાવવા જલીઆનવાલા બાગનો પૈશાચિક હત્યાકાંડ ખેલાયો. પ્રજા સમસ્તનાં હૈયાં થરથરી ઉઠયાં. દિલ્હી નગરમાં ભયંકર ઉશ્કેરાટની લાગણી પ્રસરી રહી. હિન્દુ–મુસ્લીમ સર્વ કોઇ એ જુલ્મજહાંગીરી સામે પોતાનો વિરોધ દાખવવા ટોળે મળ્યા. વચ્ચે શ્રધ્ધાનંદજીનો સિંહનાદ ગર્જી ઉઠયો, "બસ, નિર્દોષ માનવતાનો સંહાર નહીંજ થવા દઇએ." હજારો હિન્દુ-મુસ્લીમ જનોને પોતાની વિરાટ્ હુંફમાં સંઘરી એ ભીષ્મ સમો અણનમ અને અડગ સંન્યાસી ચાંદનીચોકમાં આવી ઉભો. લશ્કરી કાયદાના સાજ સજીને સરકારની ગુરખા ટુકડી વિરોધ પોકારનાર જનતાની મેદની વિખેરવા માર માર કરતી ખડી થઈ. વિખરાઇ જવાના લશ્કરી આદેશની અવગણના કરી સંન્યાસી સ્વસ્થ ઉભો રહ્યો. હિન્દુ–મુસ્લીમો કંપી ઉઠયા. "હમણા આ મશીનગનો અમારા ઉપર ઠલવાઇ જશે!" પણ શ્રધ્ધાનંદજીને આત્મબળમાં અવિચલ શ્રધ્ધા હતી. ગુરખા સોલ્જરો સંગીન લઇને હલ્લો કરવા ધસ્યા. મેદનીને મોખરે જઇ શ્રધ્ધાનંદ છાતી કાઢીને ઉભા રહ્યા, "વીંધી નાખો, તાકાત હોય તો સંગીન ચલાવી દ્યો." ગુરખાઓ સ્તબ્ધ બનીને ઉભા રહ્યા. તપોધન સંન્યાસીનું એ તાપસ તેજ, એની કાયામાંથી નીસરતાં પ્રતિભા કિરણો, એની આંખની સૌમ્ય ને જ્વલન્ત દ્યુતિ–આત્માના ઓજસ આગળ પશુબળ ઝંખવાણું પડયું. યુગ યુગ સુધી આ ઘટના ભારતવાસીઓનાં સંતાનો પોતાની જનનીનાં ધાવણમાં ધાવશે.

## પંજાબીઓનો વિશ્વાસ.

પંચનદના દેશને એ સંન્યાસીના નામની લગની લાગી હતી. એના શબ્દે પંજાબીઓ ઘેલા થતા. શ્રદ્ધાનંદની સેવા ઉપર તેઓ મુગ્ધ બન્યા હતા. એટલેજ જ્યારે અમૃતસરમાં રાષ્ટ્રીય મહાસભા મળી અને અતિથિઓના જુથ આવી ઉતર્યાં ત્યારે મુશળધાર વરસાદની વચ્ચે સરકારની કડક નીતિની બ્હીકે પ્રજાજનો મકાન આપવાને તૈયાર નહોતાં. એવી વિકટ વેળાએ એક શ્રદ્ધાનંદના અવાજને પંજાબીઓએ પોતાને મસ્તકે ચઢાવ્યો અને અકેક ઘરે પચાસ પચાસ અતિથિઓને સાચવી લીધા.

## હિન્દુવટનો ઉદ્ધારક

એને વેદ ધર્મ અને હિન્દુવટ ઉપર પ્રેમ હતો, પણ એ તેણે રાષ્ટ્રભાવ- મિલાવી દીપો હતો. હિન્દુ—મુસ્લીમ ઐકય સાધવામાં એની શુંબેશ અજોડ એ મોગીવર જ એક એવા હિન્દુનેતા હતા કે જેને મુસ્લીમ જનતાએ

પોતાની જ સભામાં વ્યાસપીઠ પરથી સાંભળવાની સહિષ્ણુતા દાખવી હતી. આ એકજ ઘટના એની ઉદાર રાષ્ટ્રભાવનાની જીવન્ત સાબિતી છે. એને કટ્ટર કોમવાદી કહેનારાઓ આત્મવંચનામાં ગોથાં જ ખાય છે. અમૃતસરના ઘોર હત્યાકાંડ પછી હંટર કમીટી સમક્ષ બળતી ભાષામાં જુબાની આપનાર શ્રદ્ધાનંદનું હૃદય હિન્દુ મુસ્લીમ બન્ને કોમ ઉપર ઉતરેલી આફતની કરૂણ ચીસો સંભળાવતું હતું. અસહકાર અને ખિલાફત પ્રવૃત્તિમાં એનો કોમવાદનો એક પણ સૂર કોઇએ કદી સાંભળ્યો છે ? પણ અસહકારના જુવાળ ઓસરી ગયા, અને ખિલાફતની ઝુંબેશ ઉપરથી પ્રજાને ઈતબાર ઉઠી ગયો ત્યારે હાડવૈરીઓની જેમ હિન્દુ—મુસ્લીમોએ રમખાણો મચાવ્યાં. મલબાર, કોહાટ, મુલતાન, પીંડી, સહરાનપુર, મથુરા—કેટલે કેટલે ઠેકાણે કોમી પાશવતાએ કચ્ચરઘાણ વાળ્યો ! મલબારમાં સ્વામી શ્રદ્ધાનંદે બળીઆ મુસ્લીમોને હાથે નિર્બળ ને અસહાય હિન્દુજનતાને મેંઢાની માફક રહેંસાઇ જતી નીરખી. એમના હૃદયમાં હિન્દુઓની એકસંપીના અભાવ પર, હિન્દુઓની અરક્ષિત અને પરાવલંબી દશા પર, હિન્દુઓની આત્મ રક્ષણી અશક્તિ ઉપર લજ્જા ઉપજી. એ બન્ને કોમનું ઐક્ય ચાહતા હતા પણ તે સમાનતાના ધોરણે, એક કોમ પોતાના પશુબળથી બીજીની ગરદન પર ચડીબેસે ને તેનો અવાજ ગુંગળાવી નાંખે એવા અન્યાયી અને એકપક્ષી ધોરણ પર નહીં. સાચો ભાઇચારો બે બલવાનો વચ્ચે સંભવે. નામર્દ અને શુરવીરતાનો કૃત્રિમ સંગાથ કેટલીક ઘડીઓ લગી ટકી રહે? એક બાજુથી હિન્દુઓ ઉપર લોહી તરસ્યા મુસ્લીમોનું આક્રમણ, બીજી બાજુથી તેમની સામે ધસ્યે આવતી મુસ્લીમોની ધર્માન્તરણ ને વટાળકાર્યની પ્રવૃત્તિ, ત્રીજી બાજુ હિન્દુ જનતામાંથી ખ્રિસ્ત ધર્મમાં ખેંચાઇ જતો એક જબ્બર વર્ગ અને ચોથી બાજુ ખ્રિસ્તધર્મને ભેટેલા હજારો જાતિબાંધવોની હિન્દુવટમાં પુનઃ આવવા ઇંતેજારી છતાં તેમને સદા અસ્પૃશ્ય અને મ્લેચ્છ માનનાર હિન્દુ સમાજની મંડુકવૃત્તિ—આમ ચોગરદમથી એણે હિન્દુવટને કાળના ઝપાટામાં ઝંપલાતી નિહાળી. એટલે એણે વટલેલાની શુદ્ધિ કરવાની અને સ્વધર્મીઓનો દુર્ગ દુર્ભેદ્ય બનાવવાની શુદ્ધિ સંગઠનની આત્મ રક્ષક પ્રવૃત્તિઓ હાથ ધરી. હીણાતી હિન્દુવટને ઉધ્ધારવાની અને સબળ સંઘ કરી લીધા પછી મુસ્લીમોની સંગાથે સમાનતાને નાતે સંપ રચવાની ભાવના આ-ચરણમાં મૂકી. સાથે સાથે અંત્યજોધ્ધાર અને દલિત કોમના ઉદ્ધારની હીલચાલ પણ એણે જોશભેર આદરી દીધી. એક વેળા ‘ સધ્ધર્મ પ્રચારક ’ અને ‘ શ્રધ્ધા ’ નામે પત્રો શરૂ કરીને રાષ્ટ્રીય લડતમાં વેગળાં મુકેલાં એ સાપ્તાહિકોને ‘Liberator’ રૂપે પુનઃ પ્રકટાવ્યાં. એ ‘Liberator’ ને પાને પાને દલિત વર્ગના આંસુ લૂછતા પરમાર્થી સાધુની વેદના સંદેહે આલેખાઇ રહી છે. કવચિત્ એમાં શુધ્ધિ સંગઠનની પ્રચારણાયે ચિતરાઈ છે. છતાં એનો પ્રધાન સૂર રાષ્ટ્રભાવનાનુંજ સંગીત ગુંજે છે. એમાં શરૂ કરેલી ‘ In and out of the Congress ’ લેખમાળા સ્વામી શ્રધ્ધાનંદના વેધક ને વિવેચક રાજદ્વારી વિચારોથી પ્રચુર એક બહુમૂલ્ય મીમાંસા છે. હિન્દુવટના એ ઉધ્ધારકની ઉદાર રાષ્ટ્રભાવના તો જુઓ. છેક ૧૯૨૪ માં તેણે હિન્દુ મહાસભામાંથી રવાનગી લીધી. શાને કાજે ? ત્યાં લાલાજી અને પંડિત માલવીજી

રાષ્ટ્રીય મહાસભામાંયે કોમીવાદ દાખલ કરવાની અને કોમી ધોરણે હિન્દુ-મહાસભા તરફથી ધારાસભાના સભ્યો દોડાવવાની યોજનાઓ ઘડતા હતા. હિન્દુ-મુસ્લીમ એકદિલી સરજવા ઈચ્છનાર સંન્યાસીને એ કોમવાદ ન રૂચ્યો. એણે હિન્દુમહાસભાને સલામ ફરમાવી. આવા ઉદાર ને પરધર્મના સહિષ્ણુ રાષ્ટ્રવિધાયક સ્વામીને કટ્ટર કોમવાદી અને ઈસ્લામનો શત્રુ ગણનાર મુસ્લીમો ખરેખર ભયંકર અન્યાય આચરી રહ્યા છે.

## આફત.

શુદ્ધિનું સંચલન ઉઠાવ્યા પછી સ્વામીજી ઉપર નિરંતર આફત તોળાઇ રહી હતી. એમના પર કંઇક જાસા ચિઠ્ઠીઓના વરસાદ વરસ્યા હતા. પણ એમ્બ રિવોલ્વરને છુરી સામે સદૈવ ખુલ્લી છાતી રાખીને અડગ ડગ ભરનાર તપોધન એમ શાનો ચળે? તેમાંયે છેલ્લા છ માસથી ખનીની છુરી એની આંખ સામેજ ચળકાટ કરી રહી હતી. જે અસગરી બેગમે ખાનગી રીતે વૈદિક સાહિત્યનું અધ્યયન કરી વેદધર્મનું ગૌરવ પરખ્યું હતું તેને તેની સ્વેચ્છાથીજ આર્યા બનાવી હિન્દુવટમાં લાવનાર સ્વામીજીનું મરણ બહુ દૂર નહોતું. મુસ્લીમ બંધુઓએ સ્વામી પર પરણેલી સ્ત્રીના અપહરણનો આરોપ ઢોળી અદાલતનાં પગથીઆ અનેકવાર ઘસડી નાંખ્યા હતાં. પણ અદાલતને આંગણે તો શ્રદ્ધાનંદજી નિર્દોષ ઠરીને બહાર આવ્યા. એ ઘડીએથી એનું રૂધીર ચાખવા કટલાંક ખૂની હૈયાં તલસી રહ્યા. સ્વામીજી સર્વ ધમકીઓને મધુર સ્મિતે હસી કાઢતા. પણ આખરે એ જાસાચિઠ્ઠીઓ સાચી ઠરી. ધર્માન્ધ મુસ્લીમ વર્ગ શુદ્ધિની પ્રવૃત્તિ કે હિન્દુઓની જાગૃતિ સહી ન શક્યો.

અને ત્રેવીસમી ડિસેમ્બરના નમતા બપોરે બિમાર, બિછાનાવશ, અશક્ત, નિર્દોષ ને એકલ સ્વામીજી ઉપર એક નામર્દ મૂર્ખ મુસ્લીમે, સ્વામીજીનું આતિથ્ય સત્કાર્યા પછી, બેવફા બનીને પોતાની રિવોલ્વર છોડી મૂકી. વીરનરને વીરોચીત અને મુમહોઈફિલ અવસાન સાંપડયું, પણ સાધુસુના હિન્દનો એક વિરલ સાધુ જતાં તો આર્યાવર્ત માર્મિક જખ્મની વેદના અનુભવી રહ્યો.

* * * * *

## ખુનની વિચારણા.

શ્રધ્ધાનન્દજી કંઇ ધર્માન્ધ ને અનુદાર આચાર્ય નહોતા, સનાતનવાદની જડમાં સડી સડીને સમાજમાં પોતાના દુરાચારોની બદબો ફેલાવનાર મહન્ત, શર્મા, કે ગુંસાઈ નહોતા. એ તો સૌમ્યતાની સાક્ષાત મૂર્તિ હતા. રાષ્ટ્રવિધાયક અને ધુરંધર સમાજ સુધારક હતા. હિન્દુ—મુસ્લીમ એકદિલીની ભૂમિકા તૈયાર કરનાર દેશનેતા હતા. મુસ્લીમો વચ્ચે તેઓ કેટલાયે મિત્રો સર્જી શકયા હતા. હિન્દુવટના ઉધ્ધારની ભાવનાને અને કોમવાદને તેઓ રાષ્ટ્રવાદમાં સહેજે ડુબાવી શક્તા. એટલેજ એમની ખોટ સારા ભારતને, હિન્દુ-મુસ્લીમ સકળ જનતાને સાલે તેવી છે. એટલેજ આજે ગઝનવી, અલી ભાઇઓ. સર મહમદ શફી, ઝીણા અને અબ્દુલ કાદિર જેવા ધરખમ મુસ્લીમ નેતાઓ આ હિચકારા ખૂનીની ધર્મઝનુન ઉપર લ્યાનત પોકારી રહ્યા છે. અને એમ છતાંયે કોમી ઐક્યની સર્વ સંભાવના



આર્ટિસ્ટ ડેનીઅલ ]  મોગલ સરદાર  [ ૧૮મી સદી

ઘુંદાઈ ભુંસાઈ ગઇ છે. જે ઘડીએ કોમી કલહને ત્યજી પરસ્પર તડજોડની તૈયારીઓ થતી હતી તે અણીની પળે આ અશનિપાત કોમી હુતાશનનું બીજારોપણુ કરે છે. મુસ્લીમ નેતાઓનાં આશાવાન વચનો તો હજુયે કોમી એખલાસની સંભાવના ઉપસ્થિત કરે પણ જે કોમમાં સર અબ્દુર રહીમ જેવો નેતા શ્રધ્ધાનંદના ખૂનને, દિલ્હીના ચોકમાં .કોપાયમાન જનસમુહને હાથે વૈરતૃપ્તિ અર્થે હણાયલા એક મામુલી મુસ્લીમના મરણુ સાથે સરખાવી, આ હીચકારા ખૂનીને તિરસ્કારવાને બદલે શ્રદ્ધાનંદજીનું અવસાન ગળી જવાની મૂર્ખાઇભરી શિખામણુ આપે છે, જે કોમમાં એક જબ્બર ને ઝનૂની વર્ગ ખૂની અબ્દુલને ગાઝી બનાવી તેનાં પ્રશસ્તિ ચિત્રો દિલ્હીની બજારમાં વેચી ખૂનને જ આદરણીય ગણે છે, તે કોમ સમાનતાના ધોરણે કઇ પેરે હિન્દુઓ સાથે એકદિલી સ્થાપી શકશે. કુરાન શું જબ્બરદસ્તીથી વટાળ-કાર્ય કરવાનું ફરમાવે છે. હદિસ અને કુરાનમાં શું બીનગુનાહ કાફિરની કત્લ કરવાનું શાસન છે? કુરાન જો બુધ્ધિવાદને બાજુએ મૂકી એકલી સમશેરનું શાસન આપતું હોય તો હઝરત્ મહમદ પયગમ્બરને, કોઈ બીજીજ આલમ શોધવી પડશે. તબ્લીગ પરિષદને પ્રમુખપદેથી એક મુસ્લીમ બેરિસ્ટર ધગધગતી વાણીમાં સંદેશ આપે છે કે દશ વર્ષમાં કુલઝપટ હિન્દુઓને અભડાવી મુસલમાન બનાવી મુકવા અને જ્યારે સ્વરાજ્ય સાંપડે ત્યારે એકલા મુસ્લીમોએ જ સ્વાધીન શાસનની લગામ હાથ ધરવી. તંગ વાતાવરણમાં આ અળખામણી ને અક્કલશૂન્ય મનોદશાની બુલંદ જાહિરાત કેટલી બધી હાનિ કારક નીવડશે? આ પરિસ્થિતિમાં તો હરેક મુસ્લીમ નેતાની ફર્જ છે કે તેણે કુરાને શરીફની આજ્ઞા સ્વચ્છંદી રીતે કોઇપણ માનવનો વધ કરવા નથી ફરમાવતી એમ સાફ સાફ પોતાના ધર્મબાન્ધવોને સંભળાવી દેવું. કુરાનના ફર્માન વિના અન્ય કોઇ દલીલને કે બુદ્ધિવાદને લાત મારવાનો મ્હાવરો પામેલી મુસ્લીમ જનતાને ખ્વાજા હસન નિઝામી કે સર અબ્દુર રહીમ કુરાનનું સાચુ રહસ્ય કયારે ચીંધાડશે? ગાંધીજીને ખૂની અબ્દુર રશીદની દયા આવે છે. સર્વ કોઇને આવશે. પણ કેવળ કુરાન—અધીન મુસ્લીમ મનોદશાનું નિદાન કરી એ ભીષણ વ્યાધિ માટે ઓસડ શોધનાર ઉદાર મુસ્લીમ નેતાઓ પ્રાન્તે પ્રાન્તે નહીં પાકે ત્યાંસુધી આ પ્રજળતા કોમી વડવાનલનું શમન સ્વપ્ન જેટલુંયે સિદ્ધ થવાની આશા બાંધવી વ્યર્થ છે. *

---

* આ લેખના આધારોઃ—

(૧) 'Hindusthan times' તા. ૨૪–૧૨–૨૬ નો અંક

(૨) 'Amritbazar Patrika' લગભગ એજ તારિખનો અંક

(૩) 'સૌરાષ્ટ્ર મિત્ર' તા. ૩૧–૧૨–૨૬ નો અંક

(૪) 'સૌરાષ્ટ્ર' તા. ૧–૧–૨૭ નો અંક

(૫) 'Indian National Herald' તા. ૨૪–૧૨–૨૬ નો અંક

(૬) નવસારીમાંથી નીકળતું 'દલિત કોમ' સાપ્તાહિક

(૭) 'The People'

(૮) 'નવજીવન' અને 'Young India'

# કવિવર શેલી
## અને તેની કવિતા.

લેખકઃ—'નીલમણિબાણુ' બી. એ. એલ એલ., બી.

કોઈ સુકુમાર પુષ્પ હોય અને તેમાં કીડા આવી બીગાડ કરે છતાં પુષ્પ પોતાની મધુર સુગંધ છોડયાંજ કરે એવી કવિવર શેલીની કવિતા અને જીવનકથા છે. પુષ્પથી વધુ નાજુક તેનું અંતર હતું. અને સુવાસના કોમળ પગરવ કરતાં અધિક મધુર તેની કવિતા ગાવાની રીત હતી. ફૂલની મહત્તા પીછાનવામાં અજ્ઞાન વ્યકિતઓના ત્રાસથી તેનાં ઘામાંથી જગત અને જીવનના કોઇ અલૌકિક સૂર નીકળ્યા છે. આપત્તિઓને લીધે સ્થાન ભ્રષ્ટ થવા છતાં તેના સંદેશમાં વિષમતા આવવાને બદલે નવિનતા ને ઓજસ આવ્યાં છે. સમયના રંગથી રંગાવા છતાં તેણે સ્વભાવ છોડયો નથી. સાધારણ વસ્તુ અને પ્રસંગોના વર્ણન અને આલેખનમાં તેનું ગાન તલસ્પર્શી બને છે. તેના કંઠમાંથી કોઈ અગમ્ય વાસનાનાં અંતર ઉકેલાય છે. તેનું દર્દ મનુષ્યત્વથી ઉભરાઇ જાય છે. તેનાં સંદેશ, જગતના જીવોના વિકાસ, સુખ અને શાંતિ માટે ગંભીર અને ગંભીરતર બનતા જાય છે. શબ્દ લાલિત્યની કર્ણપ્રીયતા નીચે આત્માના ગુંજારવની ઘેરી વાણી શ્રોતાને સ્તંભીત કરે છે. તેની ગંભીરતા ક્ષુદ્ર જગતની વાસના અને આળપંપાળને સંકેલી માયાની ઈંદ્રજાળમાંથી છુટી જવા વિનવે છે. અને ઘણી વખત ઝગણામાં પડેલા જીવને સુખદુઃખના શ્રમમાંથી વિરામી આતિથ્યનાં અમી સીંચે છે. તેની કવિતામાં ભાર નથી. પણ તે તેના અંતર જેવી હલકી અને બહુમૂલી છે. અનુભવના પ્રસ્વેદ તેના કપાળે લાગેલા નથી પણ તેમાંથી ડોકીયાં કરતું સત્ય અનુભવના સત્ય કરતાં વધારે સત્યમય હોય છે. તેની કવિતાની સુંદરતામાં પ્રયત્નનો પડછાયો દેખાતો નથી પણ તેમાં આત્માનાં ઉંડાણમાંથી આપોઆપ ઉદભવતી કલાનો રસ પ્રવાહ છે. તેની કવિતામાં કોઇ વખત યોદ્ધાને શરમાવે તેવો વેગ હોય છે. પણ તેમાં કર્કશતા હોતી નથી. પંડીતાઇ હોય છે છતાં દંભ હોતો નથી. '૧૮મી સદીના બળવાના જવાળામૂખીના અગ્નિની શીખા એટલે તેના મીત્ર બાયરનની રસધાર. તે જ્વાળામૂખીની કેડમાં રમતાં ઈંદ્રધનુષ્યના રંગો તે કવિવર શેલીની રસીલી કવિતા* તેના સંગીતના અંતરના ઉંડાણ અને બાહ્ય ઉર્ધ્વગમનમાં કુદરત જેવી પ્રભૂતા છે. તે પ્રભૂતા બહુ જીવી છે. તેના સંગીતમાં તેના વિચાર—શબ્દપ્રવાહ–અને કાર્યોનો એક રસ થઇ જાય છે ‡" કવિવર શેલી એટલે જગતના બહેરા થઇ ગયેલા અંતરને ગેલ કરી ગોપી, અભેદ્ય અનંતતાને ચીરી, સત્ય અને સૌંદર્યથી મનુષ્યને ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવનાર કવિતા દેવીનો પ્રેમભીનો આત્મા.

* Influences of the French Revolution on English Literature
‡ Swinburne

## કવિ અને કવિતા.

કવિતાની વ્યાખ્યાઓ અનેક થઇ છે. § દરેક વધતા ઓછા પ્રમાણમાં સંપૂર્ણ થવા મથે છે. 'કલ્પનાનો આવિષ્કાર ¶ એવી શેલીની કવિતાની વ્યાખ્યા છે. નીતિના શુભતત્વનો ફેલાવો કરનાર મુખ્ય સાધન કલ્પના છે.' અને નીતિનું સત્યસ્વરૂપ એટલે જગત વ્યાપી પ્રેમ. 'કવિ બુલબુલની માફક અંધારામાં બેસી મધુર આલાપથી પોતાના એકાંતને આનંદિત કરે છે. તેની કવિતા સૃષ્ટિની સંતાયેલી સુંદરતાને શોધી સાધારણ પ્રસંગોને નવિનતાથી રંગી દે છે. છુપાયેલા ગાયકના સંગીતથી જેમ શ્રોતાઓ મશગુલ અને તેમ મનુષ્યો તેના રસથી ઉન્મત્ત બને છે. કવિ બીજાઓ માટે ઉંચા પ્રકારના જ્ઞાન, આનંદ, ગુણ અને ભવ્યતાનો સર્જક છે. તેથી પોતે અત્યંત સુખી, શ્રેષ્ટ, જ્ઞાની અને મનુષ્યમાં ઉંચી કોટીનો આત્મા હોવો જોઇએ. તેની ભવ્યતાની બરોબરી કરી શકે તેવી મનુષ્ય જીવનમાં બીજી એકે વસ્તુ નથી. જેટલા પ્રમાણમાં કવિ ઉત્તમ છે તેટલા પ્રમાણમાં તે સૌથી વધારે જ્ઞાની, સુખી અને શ્રેષ્ટ છે, તે સત્ય સામે દલીલ થઇ શકે તેમ નથી. શ્રેષ્ટ કવિઓ નિષ્કલંક મનુષ્યો હોય છે. તેમનું ડહાપણ પરિપકવતા પામેલું હોય છે. અને તેમનું જીવન ભીતરથી તપાસાય તો તે અત્યંત સુખભર્યું હોય છે. જે કલાકારો કવિ તરીકે જીવ્યા છતાં ઉપરની વિભૂતીઓથી રહિત છે તે ઉત્તમ કવિઓ થઇ શકયા નથી. મેથ્યુ આરનોલ્ડ૧ શેલીના આ કથનના સામે વિરોધ કરે છે. કારણ ખરી રીતે સત્ય તેનાથી અન્ય દિશામાં છે. ઉત્તમ કવિ અને કલાકારો સુખ અને નીતિના હોવા કરતાં ચારિત્ર્યથી ભ્રષ્ટ થયેલા દુઃખી અને પામર મનુષ્યો જણાયા છે. અને શેલી સિદ્ધાંત તરીકે કવિતાના બચાવમાં ગમે તેમ પ્રતિપાદન કરે પરંતુ તેનું જીવન સ્ખલિત થયેલું હતું. પ્રેમની ક્ષુદ્ર વાસનાને સંતોષવા દોડાદોડી કરવામાં જીંદગી ગાળે તેવા કવિની કવિતામાં સત્ય અને સૌંદર્ય શું હોઈ શકે તેવું તેના ટીકાકારો અનેક રીતે કહ્યા કરે છે. એકનેર સંધ્યાના પંચરંગી વાદળ જોવાથી જેમ વધારે ડહાપણ ન આવે તેમ તેની કવિતાથી થાય છે. બીજાને૩ તેની કવિતા શક્તિહીન લાગે છે. ત્રીજો ૪ એમ કહે છે કે તેની કવિતા આપણને કંઇ શીખવતી નથી. અને ઉંચે દોરી જતી નથી. ચોથાને તેમાં માત્ર સાગરના પક્ષીનું કલ્પાંત અને ભ્રમણ માલુમ પડે છે. પાંચમો માત્ર તેમાં તર્કના મોજાંઓ જુવે છે. આવા વિરોધી કથનના સમૂહમાં કંઇ સત્યાંશ હોવો જોઇએ. એમ વાંચનારને ઘણી વખત થાય છે. કારણ કવિતાનો સત્ય અર્થ જોતાં ટીકાકારો ખરા હોય તેમ જણાય છે.

---

§ Hudson's Introduction to the study of Literature
¶ Defence of Poetry—Shelley

૧ Essays on criticism  ૨ Sir Henry Taylor
૩ Leslie Stephen  ૪ Arthur Segmour

શેલીનો આદેશ તેના ટીકાકારો કહે છે તેવોજ હતો. તે માને છે કે કવિતાનું ભવિ સર્વગુણી છે. જેમ કવિતા ઉત્તમ હશે તેમ મનુષ્યનાં જીવન હાલ અને હવે પછી વધારેને વધારે પ્રમાણમાં શાંતિ અને સુખ મેળવી શકશે. કવિતા વગર આપણું વિજ્ઞાન અધુરૂં રહેશે. અને હાલ જે તત્વજ્ઞાન અને ધર્મને નામ ઓળખાય છે તેનું સ્થાન કવિતા લેશે. કવિતા સર્વ જ્ઞાનનું મધ્યબિંદુ છે અને તે જ્ઞાનના સર્વ પ્રદેશ ઉપર ફરી વળે છે. સર્વ જ્ઞાનની ગુંચવણ કવિતાના હાથે ઉકેલાવી પડશે. શેલીની કવિતાની પરિક્ષા ટિકાકારોને મળતી છે. તેથી સરાંશ એ આવે છે કે કાંતો ટીકાકારો શેલીની કવિતા સમજી શકયા ન હોય અગર શેલી પોતાના સિદ્ધાંત પ્રમાણે કવિતાને ઉપજાવી શકયો ન હોય. ઘણા માણસો ઉત્તમ કવિની ખ્યતિ મેળવ્યા છતાં સમાજના અપવાદથી બચી શકયા નથી. કલાપીના દીલ સ્પર્શી સંગીતની ભવ્યતાને ટીકાકારોએ આશકના દર્દના આક્ષેપનો મેલ લગાડવા પછાડા માર્યા છે. પાશ્ચિમાત્ય કવિ હોમર અને વરજીલ સામે દારૂડીયા અને ખુશામતીયાના આક્ષેપ થયા છે. છતાં તેમના સામે ફેંકાયેલી ધૂળ કાળના ચક્રથી ફેંકાઈ જઈ તેમની કીર્તિ શાંત અમરત્વ પામી છે અને તેમના શક્તિ પ્રતાપના વજન આગળ તેમના સામેના સત્ય અને જુઠા આક્ષેપો કંઇ વિસાત વગરના લાગે છે.

સિદ્ધાંત અને ક્રીયામાં અનુભવાતા સત્યમાં ઘણી વખત ફેર હોય છે. સત્યનું દર્શન કરવું અને તેનું આચરણ કરવું એ જુદી બાબતો છે. બન્ને શરીર અને મનના જુદા ભાવો પર આધાર ભૂત છે. મનુષ્યના મનના વ્યપાર બે પ્રકારના હોય છે.*— બુદ્ધિવિષયક અને વિકારવિષયક કવિતા એ મનુષ્યના હૃદયની રાગશીલ વ્યાપાર કરનાર શક્તિની ઉત્પતિ છે. આ વિકારો-રાગશીલ વ્યપારો-ભાવ કહેવાય છે. બુદ્ધિવિષયક વ્યપારો જોડે કવિતાને સંબંધ નથી. આચરણ અને કવિતાના સિધ્ધાંત હરદમ સમભાવી હોતા નથી. તે ઉપરથી જણાશે. મહાકવિઓમાં બુદ્ધિ અને વિકાર બન્ને સંપૂર્ણ રીતે ખીલેલા હોય છે. અને તેથી તે સર્વાનુભવ રસિક થઈ શકેલા જણાય છે. ભૂતકાળના કેટલાક દાખલાઓમાં આપણને સિદ્ધાંત અને આચાર સમભાવી જડી આવે છે. હાલ પણ જડી આવે ખરા. કાળ ઉપર તેનો આધાર નથી. માત્ર તે એક અકસ્માત છે. સુંદરતા સમજવી અને સુંદરતા અનુભવવી એ જુદી બાબતો છે. બીલ્વમંગળમાં ચિંતામણીને વૈરાગ્ય અપાવી કલાપીએ પોતાના પ્રીયપાત્રને તેમ કરવા સંબોધ્યું નથી. ગીતગોવીંદનો લેખક વિકાર સમજી શકે પણ તે પ્રમાણે જીવન જીવ્યાનો અખતરો તેણે કર્યો નહિ હોય. કારણ કલ્પવામાં જે શકિતની જરૂરીઆત છે તે શક્તિ આચાર માટે ઉપયોગ રહિત બને છે. ચારિત્ર બાંધવામાં દેહદમન, ઈંદ્રિયનિગ્રહ અને મનોબળ જરૂરનાં છે. કવિતા અગર ઉત્તમ પ્રકારનાં લખાણ ઉત્પન્ન કરવામાં તેવી શકિતઓની આવશ્યકતા નથી. અને તેથીજ એક જાતની મન્યતા ઉત્પન્ન થઈ છે કે લખાણ ઉપરથી માણસ સમજાય. આ માન્યતા સત્ય હોવાનું કારણ એ છે કે સર્જનશકિત પ્રમાણે મનની સ્થિતિ ન્યૂનાધિક

* કવિતા અને સાહિત્ય–પાન. ૪૮.

પ્રમાણુમાં થાય. પરંતુ તેથી વિચાર પ્રમાણે ક્રીયા ઘડાય છે એ ભૂલ છે. ગીતાંજલિ કવિવર ટાગોર લખી શકે તે સત્ય છે પણુ ગીતાંજલિ લખવા કવિવર ટાગોર જેમ જીવવાની જરૂર નથી. કાયર માણુસ યુદ્ધનું વર્ણન કરી શકે અને સંયમ અને સત્યની વાતો કરનાર મદ્યપી અને ધૂર્ત પણુ નીકળે. સાહિત્યમાં તો આવા વિરોધી દૃશ્ય પુરૂ પાડતા દાખલા ઘણા પ્રમાણુમાં જડે તેમ છે. તેથી શેલી ચારિત્ર્ય ભ્રષ્ટ થયો તેથી તે ઉત્તમ કવિ નહોતો તે દલીલ ઉપરની દલીલથી ખોટી પડે છે. જોકે તેના જેવી ધગશ વગરનો માણુસ 'પ્રોમીથીયસ બાઉન્ડ' અગર 'સીન્સી' જેવાં સર્જનો ઉપજાવી શકે તોપણ તે પ્રમાણે જીવન ન દોર્યું એટલે તેવું ન લખ્યું હોત એ સંપૂર્ણ સત્ય નથી. તેથી મેથ્યુ .આરનોલ્ડ અને બીજા ટીકાકારોની ટીકા ખોટી ઠરે છે. ટીકાકારોનું કથન અર્ધું ખરૂં કહેવાય. દાખલા તરીકે કવિભક્ત તુલસીદાસ શિવાય તેમની રામાયણુ અને નીચેની જગમશહુર થયેલી લીટીઓ લખાવી અશકય છે.

'ચિત્રકૂટકે ઘાટપે હોઈ સજ્જનકી પ્રીત
તુલસીદાસ ચંદન ઘસે તિલક કરે રઘુવિર'

બોસવેલ શિવાય જોનસનની જીંદગી લખાવી તેટલીજ અશકય છે. કડવા અનુભવ અને કલ્પનાથી અભેદ્ય અનંતતામાંથી પ્રત્યક્ષ થયેલા સત્યને નિહાળનાર કલાપી શિવાય

'જગત રસમાં કયાંયે પુરુ ન પકવ થયું હજી
હૃદય ગળતાં રોવામાં એ કચાશ રહી જતી' *

એ લીટીઓમાં રહેલું વિષાદમય સત્ય કોઇ જોઈ પણુ ન શકે તો લખવાનું તો શકય બનીજ ન શકે. શેલીનું પણુ તેમજ ગણાય. જગતથી હડધૂત થયા પછીઅને ખારાં મીઠાં ઘણાં તોફાન વીટાવ્યા પછી અંતર જ્યારે જુનાં સ્મરણોથી ભારે થઇ જાય છે ત્યારે દુ:ખની સંગીતમય જ્વાળા કવિતા રૂપે નીકળે છે.

'કવચિત કવંચિત આવે સુખનો એહ અત્મા' § એ લીટીઓમાં શેલીના અંતરના તોફાનમાંથી નાસી છૂટતી સ્વતંત્રતાની રાહત કયા કારણોને આધારે છે તે જણાય છે. હૃદયમાંથી ઉત્પન્ન થતાં ભાવ પ્રધાન સર્જનો માટે ઉપર પ્રમાણે સત્ય છે. પરંતુ બુદ્ધિવિષયક સર્જન માટે તે પ્રમાણે ભાવનામય જીવન ગાળવાની જરૂર નથી. અંગ્રેજી કવિ પોપની કવિતા તેવા પ્રકારની છે. અને તેથી જ તેને

---

* કલાપીનો કેકારવ—એક ચંડોલને—પાન ૨૯૭

§ Rarely rarely comes that spirit of delight." Shelly.

અને ગાંધીજી જેવા તપસ્વી પણ આ બનાવ—આ કારી ઘા—વિશે લખતાં છાપા-લેખકો ઉપર ઉતરી પડે છે ( એ ફકરો અંતે અવતરણમાં ટાંકિયે છિયે ). તો અમે અહીં "ભારત" એ વ્યાપક વિશેષનામમાં હિંદુ મુસ્લિમ બેય બંધુકોમોનો સમાવેશ કરી લઈ બેયને સંબોધીને એકજ વાક્ય લખિયે છિયે:—

શુધ્ધિ, સંગઠન, અને દલિતોને પાછા માનવીઓ બનાવવાને કાજે
"થા યોગી, ઊઠ, ભારત !"

## ૨ શુધ્ધિ

એક મોટી બાબત વિશે લખતાં તેમાં બીજી મોટી બાબત આવી જાય છે તો આ બીજીને પૂરતો ન્યાય, ગમે તેવા સાધક લેખકને હાથે પણ, ન મળે, તેનો એક તાજો દાખલો બન્યો છે. પોષ શુદ ૯ ના "નવજીવન" ના અંકમાં ગાંધીજી શ્રદ્ધાનંદજીના સ્મારક વિશે લખે છે, તેમાં શુદ્ધિ વિશે પોતાના વિચાર લેખે એમણે જે અતિટુંકામાં લખી નાખ્યું છે, તે એમણે જાતે જ ફરી વિચારવા જેવું છે, એમ અમને લાગે છે.

"પાપીની શુદ્ધિ એ તો એક કાયમની આંતરક્રિયા છે," જેનું નામ પ્રાયશ્ચિત્ત છે, એ ગાંધીજીનું કથન સત્તર આના છે.

પણ આ ઝમાનામાં જ્ઞાન અને સહિષ્ણુતા વધતાં જાય છે એ એમની વાત પાંચ આની જ બરાબર હશે, અથવા પાંચ આની પણ નહીં. હિંદની હાલની સ્થિતિ વિચારવર્તુલના મધ્યમાં રાખીને આ બાબત જોઇયે, તો જ્ઞાન અને સહિષ્ણુતા આપણા ખ્રિસ્તી મુસ્લિમ અને હિંદુ એમ ત્રણ સમાજોના બનેલા હીંદી ટોળામાં ત્રણેને માટે એ વાત એકસરખી સાચી નથી. મુસ્લિમ મુસ્લિમ મટીને બીજાધર્મમાં જાય તેને માટે મુસ્લિમ સમાજમાં સહિષ્ણુતા કયાં છે ? પરધર્મી પરધર્મી મટી હિંદુ બને તેને માટે સહિષ્ણુતા હિંદુઓમાંથી આર્યસમાજીઓમાં, બ્રહ્મસમાજીઓમાં, વિવેકાનંદીઓમાં, વાસંતકોમાં,* ઇંગ્રેજી વા યુરોપીય સંસ્કૃતિના જે હિંદુ બાલકો થયા છે તેમનામાં, અને ગાંધીજીના સમજુ ચેલાઓમાં આપણે જોઇશું; પરંતુ આ તમામ વર્ગો મળીને આપણા કોટ્યવધિ હિંદુસમાજનો કેટલામો અંશ થાય ? હાટકેશ્વરમાં, મંદીરે, કે અપાશરામાં મેદની મળે તેમાં આ વર્ગોનો અવાજ જરાપણ સંભળાય ખરો ? મુસ્લિમ ટોળું પોતાનો કોઇ બિરાદર પરધર્મી થાય તે સહી શકતું નથી; હિંદુ ટોળું કોઈ પરધર્મી માણસ પોતાનો બંધુ થવા આવે તે સહી શકતું નથી. હિંદુમુસ્લિમોમાં શુદ્ધિને માટે જે જે નાયકો મથન કરવા ઈચ્છે છે તે સર્વેની આગળ બે જંગી કાર્યો એકસરખાં પડયાં છે: મુસ્લિમોમાં એક જાતની સહિષ્ણુતા વા માનવતા ફેલાવવાનું; હિંદુઓમાં બીજી જાતની સહિષ્ણુતા વા માનવતા ફેલાવવાનું.

* મિસિસ બેસન્ટના ચેલાઓ એટલે થીઓસોફિસ્ટોમાં.

"ખરૂં ધર્માન્તર એ તો હૃદયની પ્રવૃત્તિ છે." ગાંધીજીની એ વાત પણ સત્તર આના છે. પરંતુ હ્રદયની પ્રવૃત્તિથીજ જે પુખ્ત માણસ ધર્માન્તર કરવા ચાહે તેને પણ મુસ્લિમસમાજ અને હિંદુસમાજ અત્યારે 'બળજોરીથી" દખલ કરે છે; ધર્મની વ્હેમની અને સમાજની કાયદાની અને વ્યવહારની અનેકાનેક કસોટીઓ મુશીબતો અને આંટીઓ તે બીચારાને તેની હૃદયપ્રવૃત્તિ પ્રમાણેનું સ્વતંત્ર વર્તન કરતાં ધરાર અટકાવે છે. શુદ્ધિનું શુદ્ધ સ્વરૂપ અમને તો આ જુલ્મી અસહિષ્ણુતાઓને તોડવાનું જણાય છે. ધાર્મિક સ્વાતંત્ર્ય વિના સામાજિક રાજકિય કે વૈયક્તિક સ્વાતંત્ર્ય સમણાસમું જ. અને આપણે જે સાધવાની છે તે વસ્તુને વ્યકિત ની દૃષ્ટિએ વર્ણવીએ તો તે ધાર્મિક સ્વતંત્રતા અને વયક્તિક શુધ્ધિ છે, સમાજની દૃષ્ટિએ વર્ણવીયે તો તે ધાર્મિક સહિષ્ણુતા અને હાર્દિક બંધુતા છે. અત્યારે તો મુસ્લિમ ટોળું સામો (active એકિટવ) જુલ્મ કરે છે, તો હિંદુ ટોળું બેઠો (passive પેસિવ) જુલ્મ કરી રહ્યું છે. બેય વ્હેમ નામક અધર્મને જ ધર્મ સમઝી સાચા ધર્મ અને બંધુભાવ અને સ્વાતંત્ર્યની હિંસા કરી રહ્યાં છે. સેંકડો વર્ષનો પુંઞ્જીભૂત સડો છે, તેમનો એક અંશ અને તો ધોવાને હિંદુઓમાં શ્રદ્ધાનંદજી જેવા એક મહાપુરૂષ પાકયા, તો તેમના બોધને વિશે વર્ણાશ્રમની આજની તારીખની રૂઢિઓમાં અત્યંત ચુસ્ત એવા પંડિતજી પુરેપુરાં સંમત ન હોઇ શકે એ સમઝી શકાય એવું છે, પરંતુ ગાંધીજી જેવા સ્વતંત્ર અને બુદ્ધિપૂત બાબત ને જ સ્વીકારનારા સુધારક પણ વૈમનસ્ય જણાવે, ત્યારે તેમને આ વિષય ઇતિહાસ અને વસ્તુસ્થિતિ અને એમના પોતાના વિચારમિનારના બીજા વિભાગોની સાથે જરા ફરી ઘટાવી જોવાની નમ્ર વિનંતિ કરવી પડે છે.

ધાર્મિક સહિષ્ણુતા અને ધર્મમાં વૈયક્તિક સ્વતંત્રતા (સાચી અને હૃદયની પ્રવૃત્તિની, નહીં કે પોકળ) સાધવી એ જ શુદ્ધિનું શુદ્ધ સ્વરૂપ છે. અસ્પૃશ્યતા નિવારણને માટે ગાંધીજીને જે સદાગ્રહ છે તેમાં પણ મોટામાં મોટી અડચણ વૈષ્ણવ આદિ હિંદુઓના ઘણા મોટા ભાગની અસહિષ્ણુતાની છે. હિંદુસમાજ સહિષ્ણુ બનતો જાય તેમ તેમ જ અસ્પૃશ્યતાનિવારણ અને શુધ્ધિ બંને એક સાથે પોષાય. સ્પૃશ્ય બનતા અસ્પૃશ્યો અશુધ્ધમાંથી શુધ્ધ થતા હિંદુઓને તો પતિતમાં થી પાવન થતા હિંદુઓ આભડછેડના ક્રૂર રાક્ષસી વર્તુલમાંથી બહાર આવતા હિંદુઓને બલ દેતા દેતા બંને અત્યારના મૂર્ખ વ્હેમી આત્મઘાતી હિંદુસમાજને નવું બલવત્તર જીવન આપશે.

ગાંધીજી આ અંકનાજ,બીજા લેખમાં લખે છે,—"જગતના ધર્મોનો ઉદારદ્રષ્ટિએ અભ્યાસ જેમ જેમ વધતો જશે તેમ તેમ અત્યારે ધર્માન્તર કરાવવાની જે બેહુદી પ્રવૃત્તિ ચાલે છે, અને જે આત્માને ઉવેખી શરીરને બહીરંગને જ મહત્વ અપે છે, તેમાં પરિવર્ત્તન થયા વગર રહેવાનું નથી." આમાં "અભ્યાસ" એટલે શું ? માત્ર વાંચન અને વિચારણા ? ના; અનુભવ, પ્રત્યક્ષી કરણ, સજીવન પ્રતીતિ લેખે ગૃહીને

તેનું કૃતિમાં પણ પાલન. આચારો ધર્મ:,તપની વાતો ડહોળે, બડી સૂક્ષ્મતાથી વિચારે, તે વાત ડાહ્યાજ રહે, બકવેદાન્તી બની ઉલટો પડે અને પાડે; તપ જરાતરાયે પાળવા માંડે છે તેજ આગળ વધી હોંસે હોંસે વધારે જાણવા વિચારવા અને અનુભવવા માગે છે, સત્સંગ તથા સચ્છાસ્ત્રોને શોધે છે અને શ્રદ્ધાથી વળગે છે. દરેક ધર્મ એક જ્ઞાનરાશિ છે એટલુંજ નહીં પણ દરેકે દરેક ધર્મ એક મોટી તપશ્ચર્યા પણ છે. હૃદયપ્રવૃત્તિ અને બહિરંગ વચ્ચે જે ભેદ ગાંધીજી આંકવા માગે છે, તે, કહેવું પડે છે કે, પ્રોટેસ્ટન્ટ (protestant) સંસ્કૃતિની ઉપરછલ્લી ફિલસુફીજાળમાંનો અંશ એમના વિચાર ક્રમમાં અજાણ્યેજ મેમાન થઈ ગયો છે. તથાપિ રોમન કેથલિકો સામે સ્વસંરક્ષણ માટે પ્રોટેસ્ટન્ટોએ ઉપજાવેલો—આ મુદ્દો તર્ક અને તર્કછલની અનેક ગાંઠોવાળો અને ગહન હોઇ સામાન્ય ચર્ચામાં ભાર દેવા લાયકનો નથી, એમ સ્વીકારી લઇ તથા વિનમ્રપણે દેખાડી લઈ, તેને આટલેથીજ જતો કરીશું.

હિંદનો પાછલો ઇતિહાસ જરા સંભારો. ભગવાન બુદ્ધનો શંખનાદ ભરતખંડમાં એકહજાર વર્ષ ચાલ્યો. પયગમ્બર સાહેબનો શંખનાદ પણ આજ લગીનો સમય ગણતાં એક હજારથી થોડાજ વધારે વર્ષ ચાલ્યો છે. બેયનો કાલાવધિ સરખાવતાં ઝાઝો ફેર નથી. પરિણામ સરખાવતાં આસમાન અને જમીન જેટલો મોટો ફેર છે. આનો શો ખુલાસો હશે વારુ, તે હિંદના ઇતિહાસનો એક મોટામાં મોટો કોયડો છે. એક ખુલાસો એજ લાગે છે કે બૌદ્ધો થતા ગયા અને હિંદુઓ તેમને પાછા પોતામાં ખેંચતા ગયા, અપનાવતા ગયા. થોડા સૈકા આ વધઘટ અને જમા ઉધારમાં બૌદ્ધોની વધ વધી, તે દરમિયાન બૌદ્ધો વધતા ગયા; પછી વળતાં પાણી થયાં,—યૂઅન ત્સાંગનું આખુ વર્ણન બૌદ્ધોનાં વળતાં પાણીનુંજ વર્ણન છે,—અને વધ કરતાં ખાધ વધતીજ ગઈ, જેનું સ્થાયી પરિણામ આપણે જાણીયે છિયે તે આવ્યું. અર્થાત્ આ સહસ્રાબ્દીના લાંબા ગાળામાં શ્રદ્ધાનન્દજીએ જેને ચાલતા જમાનાને અનુસરતું નવું "શુદ્ધિ" નામ આપ્યું તથા જેમાં બ્રહ્મસમાજીઓ અને આર્યસમાજીઓના કરતાં વિશેષ બલ મેલ્યું, તે જયિષ્ણુ વૃત્તિ અને ક્રિયા હિંદુઓને અજ્ઞાત હતી નહીં, તે વૃત્તિ અને ક્રિયા વિશે હિંદુઓ સંશયાત્મા હતા નહીં; તે શુદ્ધિની વૃત્તિ અને ક્રિયા આપણા પૂર્વજોએ પોતાના ધર્મની એક મોટી દેખીતી કુદરતી ફરજ લેખે ચલાવ્યેજ રાખી, અને લગભગ હજાર વર્ષે પરિણામ એ આવ્યા, કે બૌદ્ધ વિચાર અને બૌદ્ધ આચારના કેટલાક ઉત્તમ અંશ પોતે અપનાવી લીધા, આખો સમાજ હિંદુ થઈ ગયો, બૌદ્ધ સમાજ ભરતખંડમાં નામશેષ થઇ ગયો, આ અસંખ્ય તથા એકસરખી રીતે ચાલી રહેલા વારાફેરાઓનો ઇતિહાસ પણ લગભગ દટાઇ ગયો.

બેશક, એક મહાતત્વના સંબંધમાં બૌધ્ધસમાજ અને હિંદુસમાજ એકજ ભાવના સ્વીકારતા હતા: બંનેને અહિંસા માન્ય હતી, પૂજ્ય હતી, પ્રાણપ્રિય હતી, પ્રાણાધિક હતી. આચારમાં મૂળ હિંદુ સમાજ કરતાં પણ મૂળ બૌધ્ધસમાજને અહિંસાપાલન માટે વધારે આગ્રહ હતો.

છેવટ, દરેક ગુરૂ દરેક લેખક દરેક વ્યક્તિ જીવંત હોય તો બીજાને પોતાની સદ્‌વસ્તુઓનો લાભ આપવા ચાહે છે જ. માણસ માત્રમાં કુદરતે મુકેલી હિતબુધ્ધિ અને બંધુરતિની આ લીલા છે, તે દરેક સજીવન સમાજમાં, રાષ્ટ્રમાં, અને ધર્મમાં પણ જોવામાં અવેજ. વળી જે એક વાર પોતાનો તે કોઈ કારણે પરાયો થઈ જતાં તેને પાછો પોતાનો કરવાને દિલ ઑર ખેંચાય એજ નિયમ છે. અને તે જો ખરેખર "હૃદયપ્રવૃત્તિથી" પાછો આવે છે, તો ઘર છોડીને જતા રહ્યલા પુત્રને પાછો આવી મળતો જોતાં, પિતાને જે મહા મોટો હરખ લાધ્યાની ખ્રિસ્તી આખ્યાયિકા છે, જે પ્રાડિગલ સન (prodigal son)ના દ્રષ્ટાન્ત લેખે જગજાહેર છે, તે દરેક સમાજ અને દરેક ધર્મને માટે પણ સાચી છે, માત્ર કુટુંબસ્નેહના દ્રષ્ટાન્ત લેખે એનો પ્રદેશ સંકુચિત કરી દેવો યથાર્થ નથી. ગાંધીજી જેવા મહાપુરૂષોના પ્રખરોદાત્ત જીવનથી મુસ્લીમોની સહિષ્ણુતા ગમે તેટલી વધો, તથાપિ હિંદુ ધર્મ નામે તપશ્ચર્યામાં જે સમાજને સવિશેષ શ્રધ્ધા છે, તે સમાજ પોતામાંથી છુટી પડી ગયલી વ્યક્તિઓ પાછી અનુભવ પરિપાકે પોતામાં આવે, અને ખોઈ દીધેલી શુદ્ધિ પાછી મેળવાતી અનુભવે, એવા બનાવને આનંદાશ્રુથી અને ગદ્‌ગદ્‌ કંઠે વધાવતો જ રહેશે.

## ૩. છાપાંઓ, તેમનું કાર્યક્ષેત્ર, તેમની જવાબદારી.

સૂકા બીડમાં સળગતી બીડી પડતાં પવન ચાલતો હોય તો ખીણમાંથી ચ્હડી જોતજોતામાં ધાર ઉપર પણ દવ ફેલાઇ જાય અને આખો વગડો સળગી ઊઠે. માટે વતમાનપત્રોને તેમ ધગધગતી ઝુમ્બેશના નાયકોને કેટલીક વાર કહેવામાં આવે છે, ત્હમારી ઉશ્કેરણીઓ અને સામસામી છેડતીઓ તથા મસાલાદાર ટીકાઓ બસ કરો.

બીજી બાજુથી કહેવામાં આવે છે, વર્તમાનપત્રો બીચારાં સારી કે માઠી કશી નવી ઘટનાનાં સર્જકો છેજ નહીં. સમાજમાં 'અત્યારે શી બળતરાઓ અશાંતિઓ અને રાગદ્વેષની લહરો છે, તેજ એ સૂક્ષ્મદર્શક અને દૂરદર્શક નલિકાઓ, એ ઉષ્મામાપકો અને વાયુમાપકો, અને એ ફોટોગ્રાફો અને ગ્રામોફોનો સૌ જોઈ શકે તપાસી શકે અને વિચારી શકે એવા રૂપમાં જાહેર કરે છે. જેને ઉશ્કેરણી કરવી હશે વા શાંત ફેલાવવી હશે, જેને નિરાશ થઇ પડી રહેવું હશે અથવા આંહ્ય ચ્હડાવી મોખરે ધસવું હશે, તે સૌ પોતપોતાનું કાર્ય કરે તેમાં છાપાંઓ બીચારાં શું કરે. લાહ્ય લાગે છે તો તે સમાજની અંદરના ઘર્ષણ વગર લાગતી નથી. દવ ફેલાય છે તો તે ભડભડ બળી ઉઠે એવી સામગ્રીના સૂકા ગંજ અને પવનના વેગ વંટોળ અને તોફાન વગર ફેલાતો નથી. આમાં છાપાંઓને દોષિત ગણવાં એ તો બેડોળ માણસ કેમેરા (camera) ઉપર ચીડવાય એવું થાય છે; વીજળી પડે તેનો દોષ ગર્જનાને માથે નાખવા જેવું છે; અથવા તો દર્દી મરી જાય તેને માટે વૈદ્યનેજ ભાંડવા જેવું નગુણું કૃત્ય છે. વર્તમાનપત્રો કાં તો પડઘા માત્ર છે અને

કેવળ નિર્દોષ ગણાવાં ઘટે; અથવા તો જે બની જાય છે તેને અટકાવવા બનતો પ્રયાસ કરવા કરાવવાનો તેમનો આશય હોય છે, અને તેમની આવી સદ્વૃત્તિ અને સત્પ્રવૃત્તિમાં એઓ તો પોતાનું બધુંયે બળ પ્રેરી રહે છે, પરંતુ તે પૂરતું પડતું નથી, સમાજ તેને પૂરો ટેકો પણ આપતો નથી, અને બનાવ બની જતાં એમને બીચારાંને જશને ઠેકાણે જોડા ખાવા પડે છે.

ત્રીજી બાજુથી વળી જુદું કહેવામાં આવે છે. ઘણી બાબતો ક્ષણિક અથવા તો નબળી અથવા તો ગેરસમજથી ઊભી થયેલી હોય છે. આવી બાબતોને વિશે વર્તમાનપત્રોનું લખાણ ઉશ્કેરણી અને કલહની જમાવટ અને દ્વેષપુષ્ટિ અને ગેરસમજના ફેલાવ જેવું ભલે ને લાગે, પરંતુ પરિણામે તે શાંતિ અને સાદી સમજ (common sense) નોજ વિજય સાધનારૂં નીવડે છે; અને વર્તમાનપત્રોની આ સેવા ન્હાની નથી. સંકુલ અને અસંતુષ્ટ અને ધાંધલગોંધળિયા સમાજોમાં એ પ્રમાણે વરાળ નીકળી નીકળીને શાંતિ થવાને માટે, ધુમાડા નીકળી નીકળીને ચોકખો પ્રકાશ પ્રસરવાને માટે, જ્યાં ચોકખી આશા છે નહીં અને નિરાશાની પ્રતીતિથી લાભ નથીજ ત્યાં પામર હૃદયોને આશાના આભાસો જેવું દેખાડ્યા કરવાને માટે ચાલુ મથી રહેતી આવીજ કોઇ યોજના આવશ્યક છે, અને વર્તમાનપત્રો તાત્વિક પૃથક્કરણે અને મુખ્યત્વે આવી યોજના જ છે. વર્તમાનપત્રોજ અર્વાચીન સમાજોનાં સાચાં સેફ્ટીવાલ્વ (safety–valve) છે.

ચોથી બાજુથી વર્તમાનપત્રો પોતે દાવો કરે છે—

અમે સ્વમાન અને સ્વટેક, જાહેર હિંમત અને ઊંચા આદર્શો, જ્ઞાન અને વિવેક, પુરાવા અને તેની તપાસણી, વસ્તુસ્થિતિના સમાચાર અને અગમચેતીની સલાહ ચોતર્ફ પ્રસરાવિયે છિયે; ઘણી લાયક વ્યક્તિઓ અને લોકોપયોગી કૃતિઓને ટેકો આપિયે છિયે; ઘણા ઢોંગ પાખંડ અને ધુતારાવેડા ઊઘાડા પાડયે છિયે; ઘણા અન્યાયો અને કમનસીબીઓ તર્ફ લોકોની આંખ પ્રેરિયે છિયે; ઘણી જરૂરતો ઉપર લોકોનાં મન એકાગ્ર કરિયે છિયે; અધિકારી અને રૈયતને એક બીજાનાં હૃદયો દેખાડી દઇયે છિયે; માલના ઉત્પાદક અને માલના ગ્રાહકને મેળવી આપિયે છિયે; સીધી અને અલંકારિક બંને રીતે ખોટતાં ઘણાં સાચાં લગ્ન સાધિયે છિયે તો ઘણાં નામનાં લગ્નોની કૃત્રિમતા જાહેર કરી દઇયે છિયે; ભૂતકાળનું યાદ રાખવા જેવું સંભારી આપિયે છિયે, ભવિષ્ય માટે સાધવા જેવું નજર આગળ રાખિયે છિયે, ટૂંકામાં વર્તમાનના અમેજ સાચા કર્તવ્યનિષ્ઠ દેશસેવક છિયે, અને વળી સાથે સાથે અમે રમતગમત નાટકવાર્તા કલાખેલ આદિ અનેકાનેક સારી અને ઊંચી લાભકારક અને નિર્દોષ, વિનોદની તેમ મહત્વની વસ્તુઓને પોષિયે છિયે. અથવ અમારો આથી પણ મોટો દાવો વિનમ્રતાનો છે. અમને મંદિર ગણો, પાઠશાળા ગણો, મઠ ગણો, ગુરૂ ગણો, છેવટ મોટા ભાઈ ગણો એ કશુંજ અમે નથી વાંછતા; અમારૂં વધારે વધારે લોક સાંભળે એજ અમારૂં ધ્યેય છે: અને છેવટ અમારો સૌથી મોટો વા સંગીન દાવો

આટલોજ છે કે લોકોને કેમ સંભળાવવું એ પણ એક કલા છે, જે ગહન છે, અને તેમાં દિન પર દિન પ્રગતિ કરતાં જ જઈયે છીયે, પ્રયોજિત જ્ઞાનવિજ્ઞાનની છેલામાં છેલી શોધોને અમારી સાધનસામગ્રીમાં ઉમેરતાજ જઇયે છિયે.

આ ચાર ચિત્રો એકબીજાથી કેટલાં બધાં ભિન્ન છે તે કહેવાની જરૂર જ નથી. તો આ સર્વમાંથી સાચું શું-ખોટું શું ?

બધાંજ વર્તમાન પત્રો વિશે એક મત બાંધવું અશક્ય છે. આ ચારેમાંની ઓછીવત્તી છાંટ ઓછીવત્તી રેખાઓ ઘણાંખરાંમાં જોવામાં આવશે. હાલની વર્તમાનપત્રપ્રવૃત્તિ જાતે એવા તો સંકુલ અને યાંત્રિક સંસ્થા બની ગઈ છે, કે સારામાં સારૂં છાપું પણ નિર્મળ નિષ્કલંક સર્વાંગસુંદર ચોતર્ફથી નમૂનેદાર હોઇજ શકે નહીં; તેમ નીચમાં નીચ છાપાને હાથે પણ કશીજ સેવા નથી થતી એમ કહી શકાય નહીં.

વર્તમાનપત્રોના કરતાં તેમના તંત્રીમંડળો અને માલેકમંડળોના ઉપરજ દ્રષ્ટિ ઠેરવવી. નનામું કે બેનામી તે બેજવાબદાર, તે ભયસ્થાન, તે તમામ દોષોનું અથવા તો દોષ-નિવારણમાં આપણી અશકિતનું મૂલ, એ એક સિદ્ધાન્તને વળગીને પ્રસિધ્ધિનો પ્રકાશ બને તેટલો અને વારંવાર ન્હાનામાં ન્હાનાથી મોટામાં મોટા તંત્રીઓ અને લેખકો માલેકો અને વ્યવસ્થાપકો ઉપર નાખ્યાજ કરવો. આ માણસોને કશુંજ ખાનગી રાખવાનો હક્ક આપણે સાફ અને એક કડક સવવ્યાપી નિયમ લેખે નકારવો. જે પ્રકાશ ફેલાવવાનો ધંધો લઈ બેસે તેને સમાજે પ્રકાશના વર્તુલમાં જ ચોવીશે કલાક ઉભવાની ફરજ પાડવી. જે સેવાવ્રતી હોવાનો દાવો કરે છે તેની સેવા કયા પ્રકારની હોય તે જાણવાને માટે તેને ચોવીશે કલાક ખુલ્લા માણેકચોકમાંજ ગાળવાની ફરજ પાડવી. તંત્રીને આમ પૂરેપૂરો ઓળખિયે, તો કયા વિષયમાં એ ભાઈ પ્રમાણ ગણાય કયામાં નહીં, તે ઢાંકયુંજ ન રહે.

આપણા દેશમાં નીડર સ્વતંત્ર આબરૂદાર ઈમાની અને નિરભિમાની સાત્વિક તંત્રીઓ બહુજ ઓછા છે. હા—રામાનન્દ ચૅટર્જીનું મૉડર્ન રિવ્યૂ છે, નટરાજનનું ઈન્ડિયન સોશિયલ રિફોર્મર છે, ગાંધીજીનાં યંગ ઇંડીયા અને નવજીવન છે, લાલાજીનું પીપલ છે. આવા તંત્રીઓ વધે તેમ તેમ છાપાઓની આખી સૃષ્ટિ સુધરે એમ માનિયે છિયે. નામ પ્રમાણેનો માલ-demand creates supply–એ સૂત્ર આવા તંત્રીઓને લાગુજ નથી. એવા અપવાદરૂપ તંત્રીઓ પોતે પોતાના લખાણોને માટે માગ પેદા કરે છે, માટેજ તેઓ વર્તમાનપત્રની સૃષ્ટિનાં અને સમાજનાં પાપો ધોવાની અજબ શકિત ધરાવે છે.

કેટલાક કહે છેઃ–કેળવણી વધારો, સંગીન જ્ઞાન પ્રચાર વધારો, લોકો સુધરશે એટલે તેઓ ગુણિયલ છાપાંને જ ટેકો આપશે, અને છાપાંસૃષ્ટિ એની મેળે સુધરી જશે. આ ઠીક છે પરંતુ એમાં બે વાત ઉમેરિયે નહીં, ત્યાં લગી એ કથન જેવું ઉપલક વાંચકને લાગે છે તેટલું બધું ઠીક નથી. જ્ઞાનવૃદ્ધિ જ બસ નથી; ચારિત્રવૃદ્ધિ પણ

જોઈયે. અને જ્ઞાનવૃદ્ધિની મુકાબલે નીચી સિદ્ધિ મેળવવી પણ કેટલી બધી અઘરી છે, કેટલા મહાભારત પ્રયત્નો માગે છે અને કેટકેટલો સમય ખાઈ જાય છે તેનો ખ્યાલ અવશ્ય રાખવો જોઈયે. અમે પોતે તો જ્ઞાનવૃદ્ધિથી ચારિત્રશુદ્ધિ, એ અર્ધ સત્ય કરતાં, જ્ઞાનવૃધ્ધિ પણ ચારિત્રશુધ્ધિ વડે, એ અર્ધસત્યને જરા વધારે માનિયે છિયે.

## ૪ સર રમણભાઈ મહીપતરામ

દુર્ગારામ મ્હેતાજી, નર્મદ, મહીપતરામ, કરસનદાસ મૂળજી, માધવદાસ રઘુનાથદાસ, આદિનાં અને એમનાં સંબંધીઓનાં વાતાવરણ એટલે હિંદુ ધર્મ હિંદુ સમાજ અને હિંદુ સ્રીપુરૂષોનાં જંગલીપણાં અને વ્હેમો અને મલિન રાગોને વાળીઝુડી ધોઈ ચૂનોલગાડી સુધરેલાં બનાવવાને જ પોતાનું પ્રધાન કર્તવ્ય માનતું વાતાવરણ. આ વાતાવરણમાંથી જે બીજે ઝમાને પણ સુધારક પાકયા તે ઘણાખરા એ પ્હેલા ઝમાનાના જેવા જ આકરા તો નહીં તથાપિ અજ્ઞ અનુદાર અને લડાયક પાકયા. રમણભાઈ પણ સુધારક થયા; એમની હારના આકરામાં આકરા સુધારકને પણ સુધારક લેખે પોતાના પક્ષમાં સ્વીકારવા પડે એવા. પરંતુ એ બાલકને કુદરતે કલ્પના અને સ્નેહ પણ બક્ષેલાં. એમને કવિ કહેવા કે ઉપ કવિ તે વિશે ભલે મતભેદ થાય, પરંતુ એ એક સાચા કવિ હતા તે સૌ સ્વીકારશે. વળી કુદરતે એમને સાદી સમઝ અને સામી બાજુના ગુણ તેમ પોતાની બાજુના દોષ જોવાની શકિત પણ બક્ષેલાં; એમને નર્મી (humourist હ્યુમરિસ્ટ) કહેવા કે ઉપનર્મી તે વિશે મતભેદને અવકાશ છે, તોપણ એ એક સાચા નર્મી થયા તે પણ સૌ સ્વીકારશે. સને ૧૮૯૦ થી ૧૯૨૫ લગીના અમદાવાદ માં અનેકાનેક વાવાઝોડાં આવી ગયાં છે, અનેકાનેક ગરમાગરમી સાઠમારીઓ થઈ છે, તેમાં આ કવિ અને નર્મી અને સાફ દિલના સજ્જન સુધારાનાં અને જાહેર સેવાનાં કાર્યોમાં એકસરખા મંડયા રહ્યા છે, મોખરે આવીને મોખરે ટકયા છે, અને એમની ખાસ વિશિષ્ટતા તથા એમના ચારિત્રનો મનનીય વિજય એ છે, કે એકસરખા અજાતશત્રુ આ ચાળીશ વર્ષના લાંબા અને ઝપાઝપીના ગાળા દરમિયાન પણ એઓ રહ્યા છે. દેશસેવા અને સુધારાની યુયુત્સુ (militant મિલિટન્ટ) હારમાં બધો વખત સૈનિક રહેવું, વીશથી વધારે વર્ષ આગેવાન રહેવું, અને પોતાની મીઠાશ નરમાશ કલ્પનાશક્તિ તથા નર્મશકિત વડે બધા પક્ષ એકસરખું માન આપી શકે એવા અજાતશત્રુ રહેવું, એ વિજય ચારિત્રનો જ વિજય છે, વૈયક્તિક વિજય જ છે, એટલે પછીના ઝમાનાઓને એ બનાવ સમઝાશે પણ નહીં, તથા અત્યારે પણ રમણભાઈને ઓળખી ન શકનારા અસંખ્ય માણસોને સમઝવો મુશ્કેલ પડે, એવો છે.

વારૂ. સરકારે એમને આ મોટું માન બેસતા વર્ષની લ્હાણીમાં આપ્યું તે માટે અમે સરકારને જ ધન્યવાદ આપિયે છીયે. અને રમણભાઈની સાહિત્ય સેવાઓમાંથી બે પૂરતા પ્રકાશમાં નથી આવી તેનું કારણ કે તે છુટીછવાઈ જ

પડેલી છે, તો તેને હવે અવિલંબે સંગૃહીત રૂપમાં પ્રકટ કરવાની ભલામણ કરિયે છિયે. એક તો એમની કવિતાઓ. આ જે હોય તે બધી એક ચોપડીમાં ભેગી છપાવી જોઈયે. બીજી એમની સાહિત્યસેવા તે પ્રાથનાસમાજમંદીરમાં એમના ઉપદેશો અને પ્રવચનો. આ પણ જે હોય તે બધાં એક ચોપડીમાં એકઠાં પ્રકટ કરવા જોઇયે. રોજને રોજ નિત્ય—કામના અતિદબાણ તળે દબાઈ રહેલા હોવાથી જ રમણભાઈ પોતે આ બેમાંથી એકે સંગ્રહ આજલગી કરી—કરાવી નથી શકયા એમ અમે માનિયે છીયે; તે બંને હવે અવિલંબે પ્રકટ કરી દેવાની અમે સૌ સંબંધીઓને તથા સર રમણભાઇને પોતાને ખાસ ભલામણ કરિયે છિયે.

## ૫. વાઇ. એમ. સી. એ. કન્વેન્શન, મુંબાઇ; ઑલ ઇન્ડિયા ક્રિશ્ચિયન કૉન્ફરન્સ, મદ્રાસ.

ઉપર આપણા આદ્ય સુધારકોની અજ્ઞતા અનુદારતા આદિ વિશે લખ્યું છે તેથી દૂણાય એવા સુધારકો હજી પણ ગુજરાતમાં છે ખરા.! ઓગણીશમીસદીની છેલ્લી પચ્ચીશીમાં એમનાથી વધારે જ્ઞાનસંપન્ન અને વધારે સમતોલ મણિલાલ નભુભાઇ અને ગોવર્ધનરામ જેવાએ તપોમય સુધારાનો બોધ કરેલો, તે તો એમણે વટાવી ખાધો, પરંતુ દેશમાં દાયકે દાયકે જ્ઞાન વધતું ગયું છે, અને હિંદુ આચાર વિચાર મિનારમાં સનાતન અને આખી જનતાને હિતકારક તત્વો છે, એ સત્યનો દાયકે દાયકે વધતો જતો સ્વીકાર હવે હિંદુધર્મના ક્રિશ્ચયન અને પાશ્ચાત્ય અભ્યાસકોમાં પણ સામાન્ય રીતે આદર પામતો જાય છે, તેના એક ન્હાના દાખલા તરીકે અમે એવા "ગઈ કાલના" સુધારકોનું ધ્યાન ઉપર નોંધેલી કન્વેન્શન ગઈ નાતાલમાં મુંબાઇમાં મળી હતી, તેમાં થયેલાં ભષણો અને સ્વીકારાયલા ઠરાવો તર્ફ ખેંચિયે છિયે. એ કન્વેન્શન માને છે કે હિંદ અને હિંદુસમાજ ઉપરથી આખી દુનિયાને શીખવા અને બોધ લેવા જેવું ઘણું મળી આવે એમ છે, અને તેથી ઠરાવે છે કે દુનિયાના જીવનને માર્ગ દાખવે અને સમૃદ્ધ કરે એવું હિંદુ જીવન વિચાર અને સિદ્ધિઓમાં જે જે વિશિષ્ટતાઓ છે તેનું સંરક્ષણ થવું આવશ્યક છે, કેમ કે એમાં આખી દુનિયાનું હિત સમાએલું છે. ક્રિશ્ચયન સમાજના વિચારક આગેવાનો આમ હવે મોટી સંખ્યામાં હિંદુ સમાજને સંરક્ષક (conservative કોન્સર્વેટિવ) થવા આગ્રહ કરે એ ઓછું સૂચક નથી.

મદ્રાસની કોન્ફરન્સ રાજકીય ધારાસભાઓની ચૂટણીઓને માટે મતદારોને સમૂહોને કોમી વિભાગો પ્રમાણે વ્હેંચ્યા છે એવા આપણા હાલના બંધારણને વખોડી કહાડે છે. ક્રિશ્ચયન મતદારોનો જુદો કોમી વિભાગ મદ્રાસ ઇલાકામાંજ છે, બીજે નથી, એ હકીકતને તોડવાની એમની આગ્રહી ભલાભણ વધારે વજનદાર બને છે.

# અમારો આવતો અંક.

આછું દિગ્દર્શન

| રસમય વાર્તાઓ. | | કાવ્યો. | નાટકો. |
|---|---|---|---|
| (૧) કીર્તિનો કળશ. | હરીફાઈ વિભાગની સર્વોત્તમ નવલિકાઓ | (૧) ઉર્મીઓ— રા. ચંદ્રવદન ચીમનલાલ મ્હેતા. | (૧) પ્રતિજ્ઞા-બંધન રા. નાનુભાઈ પી, મ્હેતા. |
| (૨) જુલીઅન. | | (૨) નિરાશા— રા. અમીદાસ. | |

(૩) જ્યોતિ—રા. ચંદ્રવદન ચીમનલાલ મ્હેતા.

(૧) બ્રિટીશ સામ્રાજ્ય અને હિન્દનો વ્યાપાર ઉદ્યોગઃ—

શેઠ. પુ વિ. માવજી.

તે ઉપરાંત

(૨) ભવભૂતિના સંસ્કાર ચિત્રો—રા. ચંદુલાલ જ. ભટ્ટ, બી. એ.

(૩) નાલન્દા—રા. ઈન્દુપ્રસાદ દેવશંકર ભટ્ટ.

(૪) કવિવર શેલી અને તેની કવિતા—રા. નીલમણી બાબુ

બી. એ. એલ એલ. બી.

અને

**માસિક-મનન** પ્રૉ. બળવંતરાય ક. ઠાકોર.

આવું રસિક અને મનનીય સાહિત્ય વાંચવું હોય તો આજેજ લખોઃ—

વ્યવસ્થાપક સુવર્ણમાલા,
લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ પ્રેસ,
સાંકળી સ્ટ્રીટ, ભાયખળા, મુંબઈ નં. ૮.

---

સુવર્ણમાલાના મુંબઇના સોલ એજન્ટસઃ—

મેસર્સ આર. વનમાલીદાસ એન્ડ કું૦
જુની, ભાટીઆ મહાજનવાડી સામે,
કાલબાદેવી રોડ, મુંબઈ ૨.



સંચાલકોઃ—શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી અને રા. 'ચંદ્રકાન્ત.'

પોષ ૧૯૮૩.

## વિષયાનુક્રમણિકા.

**કાવ્યો** પાન

૧ શિકાર—રા. ચન્દ્રવદન મ્હેતા. .... .... .... .... ૨
૨ તંદ્રા—રા. જયન્તકુમાર ભટ્ટ. .... .... .... .... ૯૮

**નાટકો**

૧ મગધ-સામ્રાજ્ય—રા. ચન્દુલાલ જ. ભટ્ટ. .... .... ... ૨૭
૨ વેવિશાળ—રા. પ્રાણજીવન ત્રિ. પાઠક. .... .... .... ૪૯

**વાર્તાઓ**

૧ ઉરના આંદોલન } ઉપહાર માટે .... .... .... .... ૩
૨ અમીર } ,, .... .... .... .... ૭૩
૩ ભોગ—રા. જયન્તકુમાર ભટ્ટ. .... .... .... .... ૬૧
૪ મધુસુદન—રા. બટુભાઇ ઉમરવાડીયા. .... .... .... ૧૦૫

**નિબંધો**

૧ પ્રકૃતિ કવિ તરીકે કવિ ન્હાનાલાલ અને રા. નરસિંહરાવ—
એક તુલના—રા. અભિજીત. .... .... .... .... ૯૮-૧
૨ બ્રીટીશ સામ્રાજ્ય અને હિન્દનો વ્યાપાર ઉદ્યોગ—શેઠ પુ. વિ. માવજી. ૯૯
૩ રોમેં રોલાંની કલાભાવના—રા. નીલકંઠ મઝમુદાર. .... .... ૬૫
૪ ઇટાલીનો રાષ્ટ્રવિધાતા બેનિટો મુસોલિની—રા. છેલશંકર દલપતરામ વ્યાસ. ૩૭
૫ સાહિત્ય-સંગીત સંયોગ—રા. વીરસુત ત્રિભુવન મ્હેતા. .... .... ૧૯

**પ્રકીર્ણ લેખો**

૧ વિભૂતિ પૂજા—સ્વ. લોકમાન્ય ટિળક. .... .... .... ૧
૨ રાઇનો પર્વત—રા. પ્રાણજીવન વિ. પાઠક. .... .... .... ૯૫
૩ માસિક મનન—પ્રો. બલવંતરાય ઠાકોર. .... .... .... ૧૧૨

# ચિત્ર સૂચિ.

## ત્રિરંગી.


૧ રણવીર મહારાણા પ્રતાપસિંહ ( મેવાડ ) ... ... કવર.
૨ રાજા માનસીંગની લાકડી. સુવર્ણનું મીનાકારીકામ–જેપુર.—
( ૧૫ મી સદી ) ... ... ... મુખપૃષ્ઠ.


## એકરંગી.


૧ સ્નાન—રજપુત કલમ ( ૧૮ મી સદી ) .... ... ... ૧૮
૨ રજપુત જનાના-વીરહીની—( ૧૮ મી સદી ) ... ... ૧૯
૩ ચરક—પૂજા ( ૧૮ મી સદી ) ... ... ... ... ૬૦
૪ સુવર્ણ મંદીર—અમૃતસર ( ૧૮ મી સદી ) .... ૬૧
૫ કવિ ન્હાનાલાલ ... ... ... ... ... ૯૮
૬ રા. કવિ નરસિંહરાવ ... ... .... ... ૯૮
૭ હિન્દી છિંટના નમુના ( બોરડરો-કિનારીઓ ) ( ૧૭ મી સદી ) ... ૯૯





અમારા એજન્ટો

મેસર્સ—આર. વનમાલીદાસ એન્ડ કું૦, સોલ એજન્ટ.
જુની ભાટીયા મહાજન વાડી સામે, મુંબઈ.

મેસર્સ—બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ.
વિશ્વજ્યોતિ કાર્યાલય, સુરત બ્રાંચ.
ભાગાતળાવ રોડ, સુરત.


---






Printed & Published by WAMAN RAMSHANKER MASTER
at Lakshmi Art, Printing Works, 97 B, Sankli St, Byculla, Bombay, 8
All Blocks are made at our Studio.

પેજ ૯૮ થી ૧૦૪ લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસ ભાયખલા મધ્યે છાપ્યાં તથા પેજ
૩ થી ૧૨૦ સુધી અમદાવાદ આદિત્યમુદ્રણાલય રાયખડ મધ્યે છાપ્યાં.

સુવર્ણમાળા

પોષ ૧૯૮૩

# વિભૂતિ પૂજા.



વિભૂતિ પૂજા જ્યાં નથી એવા રાષ્ટ્ર મળવા દુર્લભ; અને જે સમાજમાં આ ગુણનો લોપ થતો જાય છે તે સમાજ મરણોન્મુખ થઇ છે એમ સમજવું.

રાષ્ટ્રિયત્વ, સમાજ વ્યવસ્થા અને ધર્મ એ સર્વેનું મૂળ વિભૂતિ પૂજામાં છે.

ઈશ્વરાંશ પ્રત્યેક મનુષ્યમાં કમી અધિક પ્રમાણમાં હોય છેજ, અને વિભૂતિનું દર્શન થતાં વિભૂતિ પૂજામાં ભર પડી મૂળનો ઈશ્વરાંશ ખેંચાય છે. લોહચુંબકની પાછળ પાછળ લોખંડનો ટુકડો જે પ્રમાણે આપોઆપ ઘસડાય છે, તેજ પ્રમાણે વિભૂતિ પાસે યોગ્ય અંતરે મનુષ્ય આવતાં તેના સંસ્કારનું પરિણામ તેના મન પર થયા વગર રહેવાનું નથી.

લોકમાન્ય ટિળક.

વર્ષ ૨ જું

અંક ૩ જો

# શિકાર

રા. ચન્દ્રવદન મહેતા.

ગુલબંકી છંદ

શિકાર શોધમાં જતાં ગ્રહી ધનુષ્યબાણને,
પ્રભાત પ્હોરમાં મળ્યા કુમાર કુંવરી વને,
કુમાર બાલ સૂર્યને નમી ધરેછ અંજલી,
ત્યહીંજ કુંવરી કુમાર નેનપંથમાં પળી.

નિહાળી મોરલો જતો,
કુમાર બાણુ સાંધતો,
'કુમાર ના, કુમાર ના,
ઘટે ન મોર મારવા',



ફરીય નેમ સાંધતો
અને કુમાર હારતો
'કુમાર ના, કુમાર ના'
કરે વિનંતિ કુંવરી.

"ન્હણે નદીતટે ઉછેલ આશ્રમે ભણ્યા હમે,
અને કુમાર! બારવર્ષ, અન્યપાર આશ્રમે,
ભણ્યા હમે, ઘણીયવાર ઇન્ધનાર્થ આવતા,
વસંત ગ્રીષ્મમાં કદી હમે નદી કુદાવતા.

કુમાર, કાલ એ વહ્યા,
શિકાર હાથથી ગયો,
કુમાર ના, કુમાર ના,
ઘટે ન પંખી મારવા."

હવે ન ઘૂમવું રહ્યું વને શિકાર આશમાં,
હતા શિકાર બેઉ અન્ય અન્ય બાહુ પાશમાં.

  



( હરિફાઇ વિભાગ નં. ૪ )

# ઉરનાં આંદોલન.

## વિભાગ પહેલો: ઇ. સ. ૧૯૧૪

### ( ૧ )

ઇ૦ સ૦ ૧૯૧૪ ની શરૂઆતમાં તોફાનના પવનો ફુંકાય તે પહેલાની શાંતિ યુરોપમાં સર્વત્ર પ્રસરી રહી હતી પણ તોફાન દૂર ન હતું.

૨૮ મી જુને ઑસ્ટ્રીયાનાં ક્રાઉન પ્રીન્સ ફર્ડીનાન્ડ તથા તેની પત્નીના મૃત્યુઘંટ વાગ્યા–અને ઘણાય સમયથી ઝઝુમી રહેલાં વાદળાં એક મહિનાના ટુંક સમયમાં આ શાંત અવનિ પર તૂટી પડયાં. ૨૮ મી જુલાઇએ તો ઑસ્ટ્રીયા–હંગરીએ સર્વીઆને યુદ્ધનાં કહેણ મોકલ્યાં અને ૪ થી ઑગસ્ટ સુધીમાં તો યુરોપની મુખ્ય પ્રજાઓએ મહાયુદ્ધમાં ઝંપલાવ્યું. મહાદાવાનળ ભડભડ પ્રજ્વળી રહ્યો.

ઇંગ્લંડે જર્મની સાથે યુદ્ધ આદર્યું એ સમાચાર બ્રિટીશ સામ્રાજ્યના દરિયાપારનાં સંસ્થાનોમાં તો ચોવીસ કલાકમાં રૂટરે પાઠવી દીધા; ભારતવર્ષમાં પણ ૫ મી ઑગસ્ટે એ સમાચાર સર્વત્ર પ્રસરી ગયા.

રાજ્યનીતિજ્ઞ વાઇસરોય લૉર્ડ હાર્ડિંગે હિંદી વીરોને સામ્રાજ્યની મદદે પોતાનો ફાળો આપવાને દુંદુભિ નાદ કર્યો. ગામેગામ રિક્રૂટોની ટુકડીઓ ઉભી થવા માંડી.

અને શાંત લુધીઆના ગામે પણ આ દુંદુભિનાદ શ્રવણ કર્યો. શીખ અને રજપૂત લોહી બેલ્જીઅમપરના બળાત્કાર સાંભળી ઉકળી રહ્યાં. ગામમાંથી બે ટુકડીઓ ઉભી કરવામાં આવી–એક શીખ અને બીજી રજપૂત.

અફઘાન યુદ્ધ વખતે લૉર્ડ રોબર્ટસ ના હાથ નીચે નામના પ્રાપ્ત કરનાર વૃદ્ધ સરદાર દીલિપસિંહની તાબેદારી હેઠળ "ફર્સ્ટ રજપૂત ઇન્ફન્ટ્રી" સામ્રાજ્યની વ્હારે ધાવા તૈયાર થઇ રહી. ગામના બે વીર યુવકો રણધીરસિંહ અને પ્રતાપસિંહ આમાં જોડાયા.

૨૪ મી ઑગસ્ટે રણધીર અને પ્રતાપની "ફર્સ્ટ રજપૂત ઇન્ફન્ટ્રી" એ હિંદી સૈન્યના બીજા વિભાગો સાથે મુંબઇના બારાંમાંથી, જનસમૂહના ઉત્સાહ વચ્ચે, ફ્રાન્સના રણક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું.

( ૨ )

રણધીર અને પ્રતાપ બાલ્યાવસ્થાથી ગાઢ સ્નેહીઓ હતા. બંન્નેના માતાપિતા મૃત્યુ પામ્યા હોવાથી તેઓ અનાથ હતા; દૂરના સગાઓને ત્યાં ઉછર્યા હતાં. એકજ શેરીમાં સાથે રમવાથી, બાલ્યાવસ્થાનો ઘણો સમય સાથે જ પસાર કર્યોથી, એ બે વચ્ચે દૃઢ મિત્રતા જામી હતી; અને બાલ્યાવસ્થાની આ મિત્રતા યુવાવસ્થામાં અગાધ સ્નેહમાં પરિણમી હતી.

કોઇ દૈવી યોજનાએ આ બન્ને યુવકોને એક જ સાથે માલમ પડ્યું કે તેઓ દુલારીને ચહાતા હતા, પણ દુલારી તો પ્રતાપથી જ આકર્ષાઈ. પ્રતાપ જરાક ઉગ્ર સ્વભાવનો હતો. એની પ્રેમપ્રતિમા દુલારીને રણધીર ચહાય એ એને ન ગમ્યું પણ મિત્રતાને ખાતર કંઈ બોલ્યો નહિ.

આખુંય લુધીઆના ગામ આ બે મિત્રોની દૃઢ મૈત્રી વિષે વાત કરતું, પણ હવે ગામના લોકો વાત કરવા લાગ્યા " કોનો વિજય થશે ! પ્રણયનો કે મૈત્રીનો ? "

પ્રતાપ જેટલો ઉગ્ર હતો એટલો જ રણધીર શાંત હતો. રણધીર નિશ્ચય કરી ચૂક્યો કે આટલા બધા વર્ષોની મિત્રતા અચળ ટકી રહેશે. મૈત્રીનો વિજય થયો. રણધીરની સલાહથી પ્રતાપ દુલારી સાથે પરણ્યો અને રણધીરનાં હસતાં વદને પ્રતાપને ભૂલાવ્યો. રણધીરની ખરી સ્થિતિનું એને ભાન ન થયું, એને એમ ન માલમ પડ્યું કે એનો મિત્ર નિરાશાની ગર્તામાં પડ્યો હતો.

રણધીરે દુલારીને વિસરવાનો પ્રયત્ન કર્યો, પણ વિસારી ન શક્યો.

લોકોનાં અનુમાન અસત્ય ઠર્યાં. દુલારીના લગ્ન પછી પણ રણધીર અને પ્રતાપના સ્નેહમાં લેશ માત્ર પણ સ્ખલન ન થયું; ઉલ્ટું દિવસાનુદિવસ એમની સ્નેહગ્રંથી દૃઢીભૂત થવા લાગી.

......બે વર્ષ વીતી ગયાં અને હવે દુલારીના ખોળામાં એક પુત્ર રમતો હતો. રણધીર તે તો એ કાલા કાલા શબ્દોમાં 'ચાચા' કહીને સંબોધતો.

પણ આ શાંતિ અને સુખ વધુ ટકી ન શક્યાં. યુરોપમાં દાવાનળ પ્રગટ્યો અને તેની સાથે આ સુખી જીવનનો પણ અંત આવ્યો. રણધીર અને પ્રતાપ " ફર્સ્ટ રજપૂત ઇન્ફન્ટ્રી " માં જોડાઇને સેવા અને ફરજના ક્ષેત્રમાં સીધાવ્યા.

અને આંસુભીની આંખોએ પણ હસતે વદને દુલારીએ પ્રતાપને પ્રોત્સાહન અર્પ્યું. બાળક અને તેની માતાને પ્રતાપે છેલ્લી વારનું ઉમળકાભર્યું આલિંગન આપ્યું.

......ઉપર જણાવ્યા પ્રમાણે પ્રતાપસિંહ અને રણધીરસિંહની ટુકડીએ હિંદી સૈન્યના પહેલા જ વિભાગ સાથે, ફ્રાન્સના રણક્ષેત્ર માટે પ્રયાણ કરવા, તા. ૨૪ મી ઑગસ્ટે ભારતવર્ષનો ત્યાગ કર્યો.

( ૩ )

હિંદી સૈનિકોને કેટલો દુર્ગમ કાર્યપ્રદેશ ખેડવાનો હતો તે તો તેમને કેટકેટલી મુશ્કેલીઓ અને હેરાનગતિ ભોગવવી પડી તે જાણે જ ખબર પડે. ઉત્સાહમાં ને ઉત્સાહમાં ટુકડીઓ ઉપડી તો ખરી પણ એ સૈનિકોને પાશ્ચાત્ય પ્રદેશના ઠંડા અને ભેજવાળા ક્ષેત્રનો બીલકુલ અનુભવ ન હતો. આમાંના ઘણાએ તો સમુદ્રગમન પહેલી વખત જ કર્યું. પણ

ફ્રાન્સના ઠંડા સુસવાટા પવનો અને ખાઇઓમાં પ્રતિકૂળ સંજોગો સામે આપણા હિંદી વીરો યુદ્ધ કરવા તૈયાર હતા. જે મુસીબતોના વિચારે ભલભલા યુરોપીઅન સૈનિકો કંપ્યા હતા તેનાથી હિંદીઓને જરાય ગભરામણ ન થઈ. ગમે તેવા માર્મિક ઇતિહાસજ્ઞને પણ કબુલ કરવું પડે કે હિંદી સૈનિકોએ પોતાનો દેશ છોડવામાં અને અજાણ્યા શસ્ત્રાસ્ત્રોથી યુદ્ધ કરવામાં અશ્રુતપૂર્વ વીરશ્રી ચમકાવી.

રણધીર અને પ્રતાપની દષ્ટિ સમક્ષ પોતાનો કાર્યપ્રદેશ તરવરી રહેતો. મુંબઇથી માર્સેલ્સ જતાં સુધીમાં તો પાશ્ચાત્ય યુદ્ધશાસ્ત્રનો જેટલો અભ્યાસ થાય એટલો તેમણે કરી લીધો. સ્ટીમર પર જર્મન ક્રૂરતાની કહાણીઓએ તો ભલભલા બીકણોમાં પણ ઘૃણા અને હિંમત ઉત્પન્ન કર્યાં હતાં. રણધીર તો હંમેશા રણક્ષેત્રના જ વિચારો કરતો, પણ પ્રતાપની દષ્ટિ સમક્ષ કોઇ કોઇ વખત લુધીઆનાનું નાનું ઘર રમી રહેતું—દુલારી અને બાળકના તેને વિચારો આવતા; અને જ્યારે પોતાની એકલવાયી પત્નીના વિચાર આવતા ત્યારે યુદ્ધાકાંક્ષી પ્રતાપના વદનપર ઉદ્વેગની રેખાઓ સામ્રાજ્ય ભોગવતી, અને આવી સ્થિતિમાં યુદ્ધની કોઇ પણ વાત એને પ્રોત્સાહન આપવા શક્તિમાન ન હતી.

રણધીર તો હંમેશા યુદ્ધના સ્વપ્નો સેવ્યાં કરતો. એના દેશમાં એવું કોઇ એવું સગું-વ્હાલું ન હતું કે જે એના મૃત્યુ પછી બે આંસુ પણ સારે. એને કશાની પરવા નહતી, એ તો મૃત્યુને આલિંગન આપવા ક્યારનોય તત્પર થઈ રહ્યો હતો. મૃત્યુના વિચારો એને કંપાવી ન શક્યા. મૃત્યુ આવે તો પણ શું? શા માટે ધર્મક્ષેત્રમાં જીવનની આહુતિ ન આપવી? અને એ મરણ પામે તો એની પાછળ અશ્રુની અંજલિ પણ કોણ આપનાર હતું?

આવાને આવા વિચારોમાં સ્ટીમર પર એક અઠવાડીયું તો જોતજોતામાં વીતી ગયું.

વાયુવેગે સ્ટીમર રસ્તો કાપી રહી હતી. કાર્યક્ષેત્રની પાસેને પાસે આવતાં હિંદી સૈનિકોનો ઉત્સાહ વધતો જતો હતો. રણધીર અન્ય સૈનિકો સાથે સરદાર દીલિપસિંહના અફઘાન યુદ્ધ સમયના અનુભવો સાંભળી રહ્યો હતો. લૉર્ડ રૉબર્ટસે પણ દીલિપસિંહની વીરતાની કદર કરી હતી—અને હજી પણ એ વૃદ્ધ અંગ્રેજ ઉમરાવ સાથે એનો પત્રવ્યવહાર ચાલુ હતો એની અનેક અનેક ઘટનાઓ દીલિપસિંહે કહી સંભળાવી. લુધીઆના અને તેના વીર વતનીઓની વાત નીકળતાં વૃદ્ધ દીલિપ બોલી ઉઠયો "આપણા ગામના હજાર ઉપરાંત વીરોએ અંગ્રેજ બહાદુર ખાતર પોતાના પ્રાણ અર્પ્યાં હતા, અને આ પ્રતાપસિંહના પિતા..." એનાથી વધુ ન બોલી શકાયું. એનો કંઠ રૂંધાયો, પણ બીજી પળે એણે વાક્ય પુરૂં કર્યું" "એના પિતા તો મારી નજર આગળ જ એક અફગાનની ગોળીથી વિંધાયા."

પણ પ્રતાપસિંહ પોતાના પિતાના પરાક્રમની વાત સાંભળવા હાજર નહતો. રણધીર તો એમજ ધારતો હતો કે બીજા સૈનિકોની સાથે પ્રતાપ પણ ત્યાં હશે. એની આંખો બધેય ફરી વળી પણ એનો મિત્ર ત્યાં નહતો. આ રંગપર ચઢેલા સમૂહને છોડીને તે પ્રતાપની શોધમાં ગયો. અને અંતે ડેકપર નિસ્તેજ વદને વિચાર કરતાં પ્રતાપને શોધી કાઢયો.

"પ્રતાપ, ભાઈ, તું ક્યારે ચાલ્યો આવ્યો?" રણધીરે પૂછ્યું, "અમને તો કંઈ ખબર પણ ન પડીને!"

પ્રત્યુત્તર ન મળ્યો.

"સરદાર દીલિપસિંહ તારા પિતાના પરાક્રમની વાત કરતા હતા."

પ્રતાપે ઉદ્વિગ્ન મુખે રણધીર સામે જોયું પણ કંઈ જવાબ ન આપ્યો. રણધીર પ્રતાપની વ્યાકુળતા અને નિરાશા તરત જ કળી ગયો અને સવાલ કર્યો. "પ્રતાપ, શા વિચારે તને આટલો બધો રોકી રાખ્યો છે ? જ્યારથી આપણે મુંબઈ છોડ્યું ત્યારથી તારું વદન મેં અસલની માફક આનંદી નીહાળ્યું નથી. એવી તે શી ચિંતા છે કે મને પણ કહેતો નથી?"

પોતાની આ નબળાઈથી પ્રતાપ શરમાયો. હસતે વદને જવાબ આપવા પ્રયત્ન કર્યો પણ વધુ બોલી ન શકાયું, "એતો કંઈજ નથી. મારૂં માથું રહેજ દુઃખતું હતું........

"પ્રતાપ, ભાઈ, મારાથી છૂપાવે છે ? શું હું તને તારા દુઃખના સમયે પણ આશ્વાસન ન આપી શકું ? શું મારો એટલો પણ અધિકાર નથી ?"

પ્રતાપને માટે આ સવાલ અસહ્ય હતો. એની આંખમાં બે આંસુઓ રમી રહ્યા પણ બીજી ઘડીએ જ તે અદશ્ય થયા. રણધીરની દષ્ટિ સમક્ષ પ્રતાપનું હૃદયદ્વાર ખુલ્લું થઈ રહ્યું. રણધીર જોઈ શકયો કે દુલારી અને બાળકની ચિંતાએ પોતાના મિત્રને હલાવ્યો હતો. પોતાની અને પ્રતાપની સ્થિતિ વચ્ચેનું અંતર તરત જ તેને માલમ પડ્યું. રણધીરની પાછળ કોઇ રડનાર નહતું, એને કોઈની પણ ચિંતા કરવાની નહતી...પણ પ્રતાપ મૃત્યુ પામે તો દુલારી અને તેના બાળકનું શું થાય ? આ બધા તરંગો પ્રતાપના હૃદય-દ્વારમાંથી એને નીહાળ્યાં.

"પ્રતાપનું મૃત્યુ થાય તો ?"–"પ્રતાપનું મૃત્યુ" એ વિચારે રણધીરને કંપાવ્યો. એને કપાળે પરસેવાના ઝેળ છૂટ્યા. અંતે બીજી પળે હિંમત લાવીને એણે પ્રતાપને કહ્યું "બંધુ, મને માફ કર. તારો ઉદ્વેગ અસ્થાને નથી પણ......પણ હું તને વચન આપું છું કે વખતે તારો દેહ રણક્ષેત્રમાં પડે અને હું જીવતો હિંદુસ્તાનમાં પાછો જાઉં તો નક્કી દુલારી અને બાળક કિશોરની સંભાળ રાખીશ. તું નચિંત રહેજે કે હું એમને જરા પણ આંચ નહિ આવવા દઉં.'

આ સમયે પ્રતાપને રણધીરનો દુલારી તરફનો સ્નેહ યાદ આવ્યો અને પોતાને માટે રણધીરે કેવો આત્મત્યાગ કર્યો હતો તેનો ખ્યાલ પહેલી વખત જ આવ્યો. એ બોલી ન શક્યો. રણજીતને સ્નેહના આવેશમાં એ ભેટ્યો અને એની આંખમાંના આંસુએ એની કૃતજ્ઞતા દર્શાવી આપી.

(૪)

પાંચ હજાર માઈલનું લાંબુ અંતર કાપી હિંદી સૈન્યનો પહેલો વિભાગ માર્સેલ્સ આવી પહોંચ્યો. પોતાની માતૃભૂમિનો ત્યાગ કરીને ફ્રાન્સનાં યુદ્ધક્ષેત્રમાં ઝંપલાવવા આવેલા આ વીરોનું ફ્રેન્ચ સુંદરીઓએ સ્વાગત કર્યું.

જર્મનોએ એન્ટવર્પનો ઘેરો ઘાલ્યો અને બબ્બે મહિના સુધી બહાદુર બેલ્જીઅનોએ જર્મનોને દંઢાવ્યા. પણ વિશાળ જર્મન સૈન્ય સામે આલ્બર્ટ રાજાની નાની સેના ક્યાં સુધી ટકી શકે ? અંતે ઑક્ટોબરમાં એન્ટવર્પનો કિલ્લો પડ્યો. હવે જર્મનોને રોકનાર કોઈ નહતું એટલે તેઓને ફ્રાન્સની સરહદમાં આવતા વાર લાગી નહિ. ડન્કર્ક અને કેલે તરફ જર્મનોની દષ્ટિ ફરી.

સંયુક્ત ફ્રેન્ચ અને ઈંગ્લીશ સેના જર્મનોની વિશાળ સેના આગળ તો કંઈ વિસાતમાં નહતી. યપ્રે ( Ypres )ની આસપાસ જર્મનો ફરી વળ્યાં અને ઉત્તર સમુદ્રથી આરાસ સુધીના પ્રદેશને ઘેરી લીધો.

માર્સેલ્સમાં ટુંક સમય વિશ્રાંતિ લીધા પછી "ફર્સ્ટ રજપૂત ઇન્ફન્ટ્રી"ને સંયુક્ત ફ્રેંચ અને ઈંગ્લીશ સેનાને મદદ કરવાનો હુકમ મળ્યો. રણધીર અને પ્રતાપ આપાદમસ્તક યુદ્ધ-સ્વાંગમાં સજ્જ થઇ ગયા. હિંદી સૈન્ય સર જેમ્સ વિલ્કોકના શાસન નીચે મૂકવામાં આવ્યું.

યપ્રેનું યુદ્ધ ઇતિહાસમાં અમર સ્થાન ભોગવશે. ૭ અઠવાડીયા સુધી ફ્રેન્ચોએ જર્મનોને એક તસુ પણ ખસવા ન દીધાં; પણ જર્મનોની પ્રબળ મશીનગનો સામે ફ્રેન્ચ સૈનિકો વધુ ઝઝુમી ન શક્યા. દિવસાનુદિવસ એ લોકોની સંખ્યા ક્ષીણ થતી જતી હતી. આ કટોકટીના સમયમાં સર જેમ્સ વિલ્કોકનું હિંદી સૈન્ય સંયુક્ત ફ્રેન્ચ અને ઈંગ્લીશ સૈન્યની હરોળમાં આવી ઉભું.

જો હિંદી સૈન્ય આ કટોકટીના સમયે મિત્રરાજ્યોની વ્હારે ન ધાયું હોત તો આખાય યુદ્ધનો રંગ બદલાઇ જાત અને ઇતિહાસના પાના જુદી રીતે જ લખાત. એંગ્લો-ફ્રેન્ચ સૈન્ય વધુ ટકી શકે એમ ન હતું અને એ નાની સંખ્યા તો જોતજોતામાં પરાજય પામત અને જર્મનો છેક ફ્રાન્સની રાજધાની પેરીસને ઘેરો ઘાલત. હિંદી સૈન્યે જર્મનોની પેરીસ પહોંચવાની મહત્ત્વાકાંક્ષા ધુળધાણી કરી. દસ દિવસ અને દસ રાત સુધી "ફર્સ્ટ રજપૂત ઇન્ફન્ટ્રી" એ જર્મનોના હુમલાઓને જરાક પણ મચક ન આપી. પાશ્ચાત્ય રણક્ષેત્રમાં પહેલી વખત ઝંપલાવવા છતાં પણ હિંદી સૈન્યે હિંમત અને વીરતા બતાવી આપી અને પોતાની માતૃભૂમિને યશ અપાવ્યો.

હિંદી સૈન્યના બે વિભાગ કરી નાખવામાં આવ્યા. એક ભાગ સંગ્રામને મોખરે રાખવામાં આવ્યો અને બીજો ભાગ 'રીઝર્વ'માં પાછળ રહ્યો. દુર્ભાગ્યે રણધીર અને પ્રતાપ આ યોજનાથી છૂટા પડ્યા—અને પછીના બનાવો તરફ નજર નાખીશું તો માલમ પડશે કે તેઓ હંમેશને માટે એકમેકથી છૂટા પડ્યા હતા. પ્રતાપનો વિભાગ સંગ્રામને મોખરે ગોઠવાયો અને રણધીર પાછળ 'રીઝર્વ'માં રહ્યો.

લા બાસે ( La Bassee ) પાસે તુમૂલ યુદ્ધ મચ્યું. હિંદી સૈન્યે જર્મનોનાં એક પછી એક હલ્લાઓને હંફાવ્યા. પ્રતાપસિંહ યુદ્ધને મોખરે પોતાની વીરશ્રી બતાવી રહ્યો. એક મીનીટ જેટલા ટુંક સમયમાં એણે દક્ષતાથી એક પછી એક એમ પંદર ગોળીઓ છોડી અને ઘણાય દુશ્મનોનો ઘાણ કાઢી નાખ્યો. પણ વિજયની વરમાળ પહેરવાનું સદ્‌ભાગ્ય એનું ન હતું. જર્મન સૈન્યમાંથી પટોપટ "શેલ્સ" છૂટવા માંડ્યા અને તેમાંના એકે પ્રતાપનો પ્રાણ લીધો.'

રણધીરનો વ્હાલો મિત્ર અપ્સરાને હાથે વિજયમાળ વરવા સ્વર્ગ તરફ ચાલ્યો ગયો અને દુલારીનો સૌભાગ્યસૂર્ય અસ્ત પામ્યો.

પણ પ્રતાપ અને એની ટુકડીનું નામ અમર રહી ગયું. જે જર્મન સૈન્યથી ફ્રેન્ચ અને ઈંગ્લીશો પાછાં હઠ્યા હતા તે જર્મન સૈન્યને હિંદી વીરોએ હંફાવ્યું અને અંતે હરાવ્યું. અત્યાર સુધી જર્મનો વિજયી થતા આવ્યા હતા પણ પ્રતાપ અને એના મિત્રોએ એમના વિજયનો મૃત્યુઘંટ વગાડ્યો. જર્મન સૈન્ય ફ્લેન્ડર્સમાંથી ઉભી પૂંછડીએ નાઠું.

આવી રીતે પ્રતાપસિંહ મૃત્યુ પામ્યો. પણ એનું કાર્ય તો અમર જ રહ્યું. ઇતિહાસ સાક્ષી પૂરશે કે હિંદી સૈન્યની વીરતાથી જ મિત્રરાજ્યો ટકી શક્યા અને જર્મનોનો પરાજ્ય થયો.

રણધીરે પોતાના વીર મિત્રની અંતિમ ક્રિયાઓ કરી. તેના શોક અને લાગણી આંસુઓથી જ સમાપ્તિ પામે એમ ન હતા.

(૫)

યપ્રેની કારમી લડાઈના સમાચાર ટુંક સમયમાં હિંદુસ્તાન પહોંચ્યા. લૉર્ડ હાર્ડીંગે હિંદી સૈન્યના સેનાપતિને અભિનંદનનો તાર પાઠવ્યો. દિલ્હીમાંથી અસાધારણ ગેઝેટ પ્રકટ કરવામાં આવ્યું અને તેમાં યપ્રેની લડાઈમાં સામ્રાજ્યને ખાતર પ્રાણ અર્પનારા હિંદી વીરોની શુભ નામાવલિ આપવામાં આવી. પહેલું જ નામ "ફર્સ્ટ રજપૂત ઈન્ફન્ટ્રી"ના પ્રતાપસિંહનું હતું.

લુધીઆનામાં ઘણાય ઘરોમાં કલ્પાંત મચી રહ્યું. કોઇ પુત્રને માટે તો કોઇ પતિને માટે, કોઇ ભાઇને માટે તો કોઈ મિત્રને માટે આંસુ સારી રહ્યાં.

અને બિચારી દુલારી તો આ સાંભળીને અવાક્ જ બની ગઈ. પોતે અને પોતાનો બાળક કિશોરસિંહ નિરાધાર થયા એ વિચારે જ એને જડ બનાવી મુકી. જડ શરીરમાં ચેતનાનો આવિર્ભાવ થતાં એનું હૃદય રડી પડ્યું. નિર્દોષ કિશોર! માતાના રૂદનનું કારણ ન સમજતાં એ પણ ચીસેચીસ પાડી રડવા લાગ્યો. માતાએ નબાપા બાળકને છાતી સરસો ચાંપ્યો..................................

## વિભાગ બીજો: ઈ. સ. ૧૯૧૯

(૧)

ચાર ચાર વર્ષ સુધી મહાયુદ્ધનો દાવાનળ પ્રજ્વળી રહ્યો. તેના તણખાંએ કેટલાય દેશોને ભસ્મસાત્ કરી નાંખ્યા. અંતે તા. ૧૧ મી નવેંબર ૧૯૧૮ ને દીને ૧૧ વાગે સુલેહની દેવી હાથમાં શ્વેત ધ્વજ ફરકાવતી આ અવનિ પર ઉતરી અને એ મહાદાવાનળ શમ્યો.

કેમ જાણે જીવનનો નિયમ યુદ્ધ, ભીષણતા અને મૃત્યુ ન હોય અને સુલેહ અને શાંતિ કેમ જાણે ફક્ત અપવાદ જ ન હોય એમ જનતા છેલ્લા ચાર વર્ષથી માનતી થઈ ગઈ હતી. લોકોએ યુદ્ધ અને તેની વિટંબણાઓથી ટેવાવા માંડ્યું હતું એટલામાં જર્મનોનો પરાજય થયો અને વિજયશ્રી મિત્રરાજ્યોને વરી. સુલેહ અને શાંતિ એટલા અણધાર્યા અને ત્વરાથી આવ્યા કે લોકો સુલેહ થઈ છે એમ પહેલાં તો માની પણ ન શક્યા. વિજય પ્રાપ્ત થયો; પણ એ વિજયનું મૂલ્ય કેટલું આકરું પડ્યું! અને આટલા મોંઘા મૂલ્યે વિજય ખરીદવામાં કોને લાભ થયો? ફ્રાન્સે અને ઇંગ્લંડે દસ લાખ અમૂલ્ય પ્રાણોની આહુતિ આપી અને જર્મની અને રશિયાએ તો એથીય ઘણી વધારે. એક પણ કુટુંબ એવું બાકી રહ્યું ન હતું કે જેણે યુદ્ધમાં પોતાના કોઇ પણ આપ્તજન—પુત્ર, મિત્ર, પતિ કે બંધુ—ગો

ભોગ ન આપ્યો હોય. દરેક દેશમાં ઠેર ઠેર અપંગો નજરે પડવા લાગ્યા. સમાજનું બંધારણુ જડમૂળથી ઉખડી ગયું. મધ્ય યુરોપમાં તો લોકો ભૂખે મરવા લાગ્યા. જર્મની અને રશિયા વિપ્લવ અને અરાજકતાની ધુંસરી નીચે સબડતા થયા. અને આ બધું શાને માટે ? એક રાક્ષસી મહત્ત્વાકાંક્ષાને જ ખાતર.

ભારતવર્ષે પણ યુદ્દદેવીનાં ખપ્પરમાં જેવો તેવો ભોગ નહોતો આપ્યો. ફ્લેન્ડર્સમાં યુદ્ધની ધુરા હિંદી વીરોએ જ વહન કરી હતી. એશિઆ માઇનોર અને મેસોપોટેમીયામાં જનરલ એલેન્બીની પુંઠે હિંદી સૈન્ય જ હતું. સામ્રાજ્યને ખાતર ચાર વર્ષમાં ચાળીસ હજાર ઉપરાંત હિંદી વીરો હતા ન હતા થઈ ગયા. આ ઉપરાંત આઠ કરોડ પાઉંડ વૉર લોનમાં ભરાયા તે જુદા.

લુધીઆનાની "ફર્સ્ટ રજપૂત ઇન્ફન્ટ્રી" એ ફ્લેન્ડર્સ અને એશિઆ માઇનોરનાં રણક્ષેત્રોમાં અપૂર્વ બહાદુરી બતાવી હતી. યુદ્ધની મધ્યમાં સરદાર દીલિપસિંહ મૃત્યુ પામ્યાં અને એની જગાએ રણધીરસિંહને નીમવામાં આવ્યો. વીર રણધીરસિંહ આ સ્થાન માટે લાયક હતો એ તેણે પોતાના સાહસ અને હિંમતથી પૂરવાર કરી આપ્યું હતું. સર જેમ્સ વિલ્કોક તો આ યુવકની વીરતાથી એટલો આકર્ષાયો હતો કે "વૉર-બુલેટીન"માં એની જાહેર પ્રશંસા કરી હતી. રણધીરસિંહે ઘણાય કિંમતી જાનો બચાવ્યા હતા. એક જ દાખલો બસ થશે. રણધીર અને તેની ઇન્ફન્ટ્રીના ચાર્જમાં મશીન-ગન સોંપવામાં આવી હતી. જર્મન જાસુસોને આ ખબર પડી અને ઓચિંતો જર્મન સૈન્યે હુમલો કર્યો. ઘણાય હિંદી સૈનિકો પડ્યા પણ રણધીરે મશીન-ગનને ચાલુ રાખી દુશ્મનના પ્રયત્નોને નિરર્થક કર્યાં. આને માટે બ્રિટીશ સામ્રાજ્યના કોઇ પણ સૈનિકને ઉત્તમોત્તમ માન મળે તે રણધીરને પ્રાપ્ત થયું; કટોકટીના સમયે મશીન-ગનના બચાવ માટે એને "વિક્ટોરીયા-ક્રૉસ" આપવામાં આવ્યો.

રણધીર યુરોપમાં વિશ્રાંતિ લઇને ત્રણ માસ રહીને પોતાને વતન આવવાનો હતો એમ સમાચાર આવ્યા.

( ૨ )

પોતાના વીર યોદ્ધાઓના સ્મારક માટે લુધીઆનાના વતનીઓએ ગામની મધ્યમાં એક સ્મરણ-સ્તંભ ચણાવ્યો. પ્રતાપસિંહ અને "ફર્સ્ટ રજપૂત ઇન્ફન્ટ્રી"ના સદ્દગત વીરોનાં નામ એક તખ્તી પર કોતરવામાં આવ્યા હતા અને આવતા જતા લોકોને એ એક કરૂણ યાદ આપતાં. ગામના રણશૂરા લોકોને તો આ સ્તંભ પૂજા-સ્થાન જ થઇ પડ્યો. સર-અવસરે ગામના લોકો ત્યાં ભેગા મળી પોતાના વીર-બંધુઓને અર્ધ્ય અર્પતાં. ક્યું ગામ એવું છે, કે જેણે પોતાના વીરોને ન પૂજ્યાં હોય ? અને શાંત લુધીઆના શા માટે બાકી રહે ? કેટકેટલીય કરૂણ પણ વીર પ્રશસ્તિઓ આવાં સ્તંભોએ ગામ ગામના વતનીઓને સૂણાવી હશે ?

થોડા દિવસ થયા આ સ્તંભ આખાય ગામમાં મહત્ત્વનો ભાગ ભજવી રહ્યો હતો. દરેકે દરેક ઘરમાં બાળકોથી વૃદ્ધો સુધી માંડી એને વિષે વાતો થતી. આનું કારણ નહતું વીરપૂજન કે નહતું કરૂણ સંભારણું. લોકો વાત કરતાં કે દરરોજ સાંજે કોઈ બાઈ એક

બાળકને લઇને ત્યાં આવતી, બાળકની પાસે એ સ્તંભને પ્રણામ કરાવતી અને સ્તંભ પર એક પુષ્પમાળ ચડાવી કોઇની નજર પડે તે પહેલાં તો ચાલી જતી. એક જણે આ બાઇને જોઈ, તેણે બીજાને વાત કરી અને આ બન્ને જણા બીજે દિવસે ખાત્રી કરવા સંધ્યા સમયે ત્યાં આવ્યા. સ્તંભ પગનો વાસી હાર કાઢી નાખી નવો હાર ચડાવતી બાઈને આ બન્ને જણાએ જોઈ; સાથે સાથે, પેલો નાનો બાળક પણ પોતાના વંદનોથી અર્ઘ્ય અર્પી રહ્યો હતો. પેલા બે જણાએ કોઇ ત્રીજાને વાત કરી અને આ પ્રમાણે આ ઘટના આખાય ગામમાં પ્રસરી રહી અને ચર્ચાનો વિષય બની રહી. છેલ્લા થોડા દિવસો થયા દરરોજ આ ઘટના રચાતી અને દરરોજ સાંજે એ સ્મરણ-સ્તંભ પર નવી નવી પુષ્પમાળ દેખાતી. જેમ જેમ આ બાઇ લોકોની દૃષ્ટિમાં ઓછું આવવાનો પ્રયત્ન કરતી તેમ તેમ લોકો તેને માટે વધારેને વધારે કુતૂહલવશ થતાં. આ બાઇ તથા બાળક કોણ હશે તે લોકો કલ્પી શક્યાં નહિ પણ એટલું તો એમની કલ્પના-શક્તિની બહાર નહોતું કે આ બાઈ બહુ જ દુઃખી હતી, પોતાનું અંગ ઢાંકવા જેટલાં જ કપડાં એની પાસે હતાં. આમ છતાં પણ તેના વદન પર કંઈ અનેરૂં જ ઓજસ્ ચમકતું. બાળક પણ કાન્તિમાન હતો. લોકોની કલ્પના-શક્તિ આ સીમાની અંદર જ રહી-વધુ બહાર જઇ શકી નહિ.

* * * * *

કેપ્ટન રણધીરસિંહ વિ૦ સી૦ ને સાડાચાર વર્ષના લાંબા સમય પછી સ્વદેશ આવતાં લોકોએ ઘણું જ માન આપ્યું. પોતાના વતનની કીર્તિ સર્વત્ર આ વીરે પ્રસારી હતી તેથી લુધીઆનાના લોકો તો એની પાછળ ગાંડાતુર થઈ ગયા.

લુધીઆનામાં પાછો પગ મુકતાં રણધીરસિંહના અનેક સંસ્મરણો તાજાં થયાં. સાડાચાર વર્ષ પહેલાં એ અને એનો વ્હાલો મિત્ર પ્રતાપસિંહ માતૃભૂમિનો ત્યાગ કરી સેવાના ક્ષેત્રમાં સીધાવ્યા હતા; એનો મિત્ર લડતાં લડતાં બહાદુરી બતાવી મૃત્યુદેવીને ભેટ્યો. યપ્રેના યુદ્ધમાં પ્રતાપે કેવી વીરતા બતાવી હતી તે એના દૃષ્ટિપટ પર તરવરી રહ્યું. આ બધાં સંસ્મરણ થતાં રણધીર બાળકની માફક રડી પડ્યો. આજે તે એકલો યુદ્ધક્ષેત્રમાંથી પાછો ફરતો હતો એ વિચારે એને બહુ સાલ્યું. આમ રણધીરને અનેક વિચારો આવ્યા અને ટુંક સમયમાં તેની દૃષ્ટિએ ભૂતકાળનો પડદો ચીરી એમાં ડોકીયું કર્યું....બાલ્યાવસ્થાથી જ પ્રતાપનો સ્નેહ એના તરફ ઢળ્યો હતો. યુવાવસ્થામાં આ સ્નેહગ્રંથિ દૃઢતર થઈ. અને... દુલારીને પોતે કેટલા સ્નેહથી ચાહતો હતો તે પણ એને યાદ આવ્યું; વ્હાલા પ્રતાપને સુખી કરવા ખાતર એણે કેટલો આત્મત્યાગ કર્યો હતો એ વિચારે એની મુખમુદ્રા પર સંતોષની રેખાઓ પ્રસારી. દુલારી અને તેનો બાળક કિશોર યાદ આવતાં પોતે પ્રતાપને આપેલું પવિત્ર વચન તરત જ યાદ આવ્યું. દુલારી કેટલી દુઃખી હશે એ કલ્પનાએ એને બહાવરો બનાવ્યો. તેની એક વખતની પ્રિય દુલારી-નહિ, નહિ, એવો વિચાર કેમ કરાય? હવે તો મિત્ર-પત્નીજને?-કેટલા દુઃખમાં સબડતી હશે! શું દુલારીને એ મદદ ન કરી શકે? એની તો મદદ કરવાની ફરજ જ છેને? આ પ્રમાણે ભૂતકાળનાં સ્મરણે વર્તમાનની ફરજ યાદ દેવડાવી. દુલારી અને કિશોર ક્યાં હશે એ પ્રશ્ને તેનું ધ્યાન ખેંચ્યું. સ્વાભાવિક જ એ બોલ્યો-એનાથી બોલાઇ ગયું "દુલારી, દુલારી, તું મને વિસરી તો નહિ ગઈ હોય ને?"

કેપ્ટન રણધીરસિંહે ગામને સીમાડે એક નાનોશો બંગલો ખરીદ્યો અને ત્યાં વિશ્રાંતિમાં પોતાના દિવસો પસાર કરવા માંડયા. બંગલાની અંદર ફરનીચર સાધારણ હતું–એકલાં માણસોને વધુ ફરનીચરની શું જરૂર હોય ? દિવાનખંડના એક ખૂણામાં એક નાજુક સીસમનું ટેબલ હતું અને એ ટેબલપર એક નાની સરખી સુંદર ફ્રેમમાં પ્રતાપસિંહનો ફોટો પૂર્વજીવનના અનેક પ્રસંગોની યાદ આપતો શોભી રહ્યો હતો.

રણધીરે દુલારી તથા કિશોરને માટે પ્રતાપના જુના ઘરમાં ખબર કાઢી પણ ત્યાંથી માલુમ પડયું કે પ્રતાપના સ્વર્ગવાસના સમાચાર મળતાં એ માતા તથા પુત્ર ઘર ખાલી કરીને ચાલી ગયા હતા: કયાં ચાલી ગયા હતા તે કોઇ એને કહી શકયું નહિ. ગામના બીજા ઓળખીતા લોકોને પણ રણધીર દુલારી અને કિશોરના સમાચાર અવારનવાર પૂછતો પણ એ લોકોને એ નિરાધાર વિધવા તથા તેના બાળકની ખબર રાખવાની દરકાર કયાંથી હોય ? બધી બાજુએથી આવા જવાબ મળતાં રણધીર આશ્ચર્યમાં પડયો. એ બન્ને કયાં ચાલ્યા ગયા હશે ? શું કરતા હશે ? આવા અનેક પ્રશ્નો તેની વિચારસૃષ્ટિમાં રમી રહ્યા.

* * * * * *

ભગવાન્ સૂર્યનારાયણુ અસ્તાચળ પ્રતિ ગમન કરવાની તૈયારી કરી રહ્યા હતા, અને સંધ્યાની સુરખિ સર્વત્ર ફેલાઇ રહી હતી. રણધીર વિચારમાળાનાં મણકાં ફેરવતો ફેરવતો ગામ ભણી જવા નીકળ્યો. એ સ્મરણ–સ્તંભ પાસે આવી પહોંચ્યો. જ્યારે જ્યારે રણધીર આ સ્મરણ–સ્તંભ પાસેથી પસાર થતો ત્યારે ત્યારે પ્રતાપની સ્મૃતિ જાગતી. હમેશના નિયમ પ્રમાણે આજે પણ એ કીર્તિસ્થાનને વંદન કરીને ચાલ્યો જતો હતો. એટલી વારમાં એને દૂરથી કોઇ સ્ત્રી તથા બાળક ત્યાં આવતા જણાયાં. અત્યારે– આટલા મોડા– આ સ્ત્રી તથા બાળકનું અહીં આવવાનું પ્રયોજન શું હશે એ કુતૂહલથી એ જરાક બાજુએ ખસી એક વૃક્ષની ઓથે ઉભો રહ્યો. હજી ગઇ કાલે જ સારા ગામમાં ચર્ચાતી આ વાત એને કાને આવી હતી પણ એને એટલો ખ્યાલ આવી ન હોતો શકયો કે ગામના લોકો પ્રતાપસિંહને યાદ કરતા હતા પણ એની પત્ની તથા બાળકને તો સાવ ભૂલી ગયા હતા.

પેલી સ્ત્રી તથા બાળક ત્યાં આવ્યા. બાળકે ભક્તિભાવથી સ્તંભને પ્રણામ કર્યા અને સ્ત્રીએ એક નવી કુસુમાવલિ આ વીરના સ્મારક પર ચઢાવી. રણધીરને તેઓ જોઈ ન શકયા. રણધીરે સ્ત્રીનું વદન જોયું, સ્ત્રીની આંખમાંનાં છૂપાં આંસુ જોયાં. આ સ્ત્રીની ભક્તિ તથા સ્નેહ માટે તેને માન ઉત્પન્ન થયું. "આ કયા ભાગ્યશાળી વીરની પત્ની હશે ? અહા ! શું ભક્તિભીનું હૃદય ! ખરેખર, મરણમાં પણ એ વીર સુખી જ છે." એ આમ વિચાર કરતો હતો ત્યાં પેલી સ્ત્રી તથા બાળક પાછા જવાને માટે ફર્યા. અસ્ત પામતાં સૂર્યનાં છેલ્લાં કિરણો સ્ત્રીના વદન પર પડતાં રણધીર ચમકયો...આ સ્ત્રી તથા બાળકને કોઈ ઠેકાણે જોયાં હોય એમ તેને લાગ્યું. તેની સ્મરણશક્તિ તેની મદદે આવી અને આ પ્રશ્નનો તોડ મળ્યો. નક્કી દુલારી. અને કિશોર જ. પણ આ સત્ય એટલું પ્રિય હતું કે તે બે ઘડી માનતાં અચકાયો. શું એની સ્મરણશક્તિ એને દગો તો નહિ દેતી હોય ? નહિ, નહિ. આ બાળકના અને પ્રતાપસિંહના મુખનું સામ્ય એની ખાત્રી આપવા પૂરતું હતું.

"દુલારી" તેનાથી સહસા બોલી દેવાયું.

સ્ત્રી તથા બાળક થંભ્યા; સ્ત્રીએ રણધીર તરફ દૃષ્ટિપાત કર્યો અને એના સ્મરણપટ પર અવનવી રેખાઓ દોરાઇ. બાળક તો આ આગંતુકના મુખ પર સ્નિગ્ધ દૃષ્ટિ ઠેરવી રહ્યો. કેમ જાણે એને લાંબા સમયથી ઓળખતો નહોયને !

"કોણ રણધીરસિંહ ? ક્યારે આવ્યા ?......અને મારા પ્રતાપ...?" દુલારીથી વધુ બોલી ન શકાયું. તેનો કંઠ રૂંધાયો. તે ચોધાર આંસુએ રડવા લાગી અને તેના અશ્રુબિન્દુઓએ તેના અધુરા વાક્યને પૂર્ણ કર્યું. માતાને રડતી જોઇને બાળક પણ સહૃદયતાથી રડી પડ્યો.

અને કહેવાની જરૂર છે કે રણધીરનું હૃદય પણ રડી રહ્યું હતું ?

થોડો સમય વીતી ગયો. કોઈ બોલ્યું નહિ. "દુલારી, તમે આમ રડશો તો બાળક કિશોરને કોણ આશ્વાસન આપશે ?" અંતે ગદ્‌ગદ્ કંઠે શાંતિનો ભંગ કરતાં રણધીરે કહ્યું. "પ્રતાપ, તમારો પ્રતાપ મૃત્યુ નથી પામ્યો. એતો એના વીરકૃત્યોથી જીવે છે. વીરને મૃત્યુ શા ? જુઓ, આ કીર્તિસ્તંભ પ્રતાપના અમરત્વની સાક્ષી પુરતો ઉભો છે."

વિધવાની દૃષ્ટિ સ્મરણ–સ્તંભ પર ઢળી. જાણે કંઈક આશ્વાસન ન મળ્યું હોય એમ તેણે બાળકને કહ્યું "કિશોર, જો આ તારા ચાચા. એમને પ્રણામ કર."

"ચાચા" શબ્દ સાંભળતાં રણધીરની હૃદયતંત્રીના અનેક તારો ઝણઝણી ઉઠ્યા.

બાળકે માતાના કહેવા પ્રમાણે કર્યું. રણધીરે એને ચુંબન કર્યું અને પૂછ્યું "કિશોર, તું મને ઓળખે છે ? તું તો બહુ મોટો થઈ ગયોને ?"

"હા, હા. બા મને દરરોજ કહેતી હતી કે ચાચા આવશે અને આપણને કંઈ પણ દુઃખ નહિ પડે અને આપણે ગમ્મત કરીશું." નિર્દોષ બાળકથી બોલ્યા વિના રહેવાયું નહિ.

બાળકના આ સરળ શબ્દોથી દુઃખી દુલારીના વદન પર પણ સ્મિત ફરકી રહ્યું. હર્ષઘેલા કિશોરે બાને પૂછ્યું "બા, બા, હવે તો ચાચા આપણી સાથે જ રહેશેને ?" અને જાણે બાના શબ્દોમાં શ્રદ્ધા ન હોય તેમ રણધીર તરફ ફરીને કહ્યું "હેં ચાચા, હવે તો તમે અમારી સાથે રહેશોને ?"

દુલારી પોતાનું દુઃખ ટુંક સમય માટે વિસરી ગઈ. આતુર રણધીરને પ્રતાપના મૃત્યુ પછીનો પોતાનો બધોય વૃત્તાંત કહી સંભળાવ્યો. પ્રતાપના મૃત્યુના કારી ઘા પછી પોતાનું જુનું ઘર સુમસામ ભાસવા માંડ્યું એટલે એનો ત્યાગ કરીને ગામને નાકે એક ઝુંપડામાં મા દિકરો રહેવા ગયા. એક શ્રીમંતના ઉદ્યાનમાં એ માળણ તરીકે કામ કરતી અને પોતાનું તથા બાળકનું મહામહેનતે ગુજરાન ચલાવતી. ગામના લોકો એને ભૂલી ગયા હતા. કોઈ કોઈ તો એને દિવાની પણ કહેતું. આ દુઃખી જીવન એ પોતાના વ્હાલસોયા કિશોરને માટે જ લંબાવી રહી હતી. થોડા વખત પરજ ગામના લોકોએ વીરોનું એક સ્મારક ઉભું કર્યું હતું અને તે દરરોજ સાંજે તાજા સુવાસિત પુષ્પોની માળા ગુંથી પોતાના પતિદેવના સ્મારકને ધરતી. ગામમાં આ ઘટનાથી કેટલું કુતૂહલ થયું હતું તે અને બીજા અનેક બનાવો પર દુલારીએ પ્રકાશ નાખ્યો અને નિઃશ્વાસ નાખી ઉમેર્યું "હજુય લોકો તો એમ જ ધારે છે કે હું દીવાની છું."

સૂર્ય અસ્ત થઈ ગયો હતો અને આકાશમાં તારલિયાઓ ચમકવા માંડ્યા. દુલારી અને કિશોરે જવાની રજા માંગી.

" કાલે મારે ઘેર આવી શકશો ? મારે તમારી સાથે પ્રતાપ વિષે અને બીજી ઘણી ઘણી વાતો કરવાની છે." રણધીરે પ્રશ્ન પૂછ્યો.

દુલારી જવાબ આપે તે પહેલાં તો કિશોર બોલી ઉઠ્યો, "બા, ચાચાને હા કહેને !"

અને દુલારીએ હકારમાં પ્રત્યુત્તર વાળ્યો. માતા અને પુત્ર પોતાના ઝુંપડા તરફ સીધાવ્યા અને રણધીરે પણ આજના બનાવ પર વિચાર કરતાં કરતાં પોતાના બંગલા તરફ પ્રયાણ કરવા માંડ્યું.

(૪)

રણધીરસિંહને રાતના ભાગ્યે જ ઉંઘ આવી હશે. આખી રાત દુલારી સાથેના અચાનક મિલનના વિચારો એને આવ્યા કર્યા. દુલારીને જ્યારથી જોઈ ત્યારથી જ એના વિચારોમાં કંઈ અજબ પરિવર્તન થવા માંડ્યું હતું. પ્રતાપસિંહને સ્ટીમર પર આપેલું વચન—દુલારી તથા કિશોરની સંભાળ રાખવાનું—એને યાદ આવ્યું. કેવી રીતે પોતે એ વિધવા તથા એના બાળકને સહાય આપી શકે ? ધારો કે એ દુલારી તથા તેના બાળકને પોતાના ઘરમાં આશ્રય આપે તો ? દુલારીને પણ પોતાના નિર્વાહ માટે કંઈ આપદા ન પડે અને કિશોરને પણ એ સારૂં શિક્ષણ અપાવી શકે. આ વિચાર આવતાંની સાથે જ બીજો વિચાર આવ્યો. દુલારી એની સાથે રહે તો લોકોમાં કેવી કેવી વાતો ચાલી રહેશે ?...પણ શા માટે એને લોકોના ગપાટાની દરકાર રાખવી ? એ કંઈ ખોટું કૃત્ય તો નહોતો જ કરતો, એ તો એની ફરજ જ બજાવતો હતો. આ વિચાર બહુ ટક્યો નહિ. કંઈક જુદા જ તરંગે એ ચઢ્યો. શું આના કરતા એ માતા તથા પુત્રને સુખી કરવાનો બીજો કંઈ ઉપાય ન હતો ? ભૂતકાળનું સ્મરણ થતાં એક બીજો ઉપાય જડી આવ્યો. શું પોતે દુલારીના સ્નેહને ફરી અમિથી ન સિંચી શકે ? પ્રતાપને આપેલું વચન એની પત્ની તથા બાળકને આમ સુખી કરીને ન પાળી શકાય ? આમ તેનું હૃદય અનેક આંદોલનોમાંથી પસાર થઈ ગયું. પોતાના મૃત પ્રેમનાં ખંડેરોમાંથી સ્નેહની નવી ઈમારત ઉભી થઈ એની કલ્પના શક્તિમાં રમી રહી. શું દુલારીને પુનરૂદ્ધારથી એ સુખી ન કરી શકે ? આ વિચાર આવતાં બાળક કિશોરના નિર્દોષ વચનો એને યાદ આવ્યાં: "હેં ચાચા, હવે તો તમે અમારી સાથે જ રહેશોને ?" પ્રતાપ સમક્ષ દુલારી તથા બાળકની સંભાળ લેવાની જે પ્રતિજ્ઞા કરી હતી તે દુલારી સાથે પુનરૂદ્ધારથી ઘણી સહેલાઈથી પૂર્ણ કરી શકાશે. આમ આવા અનેક વિચારોમાં આખી રાત્રિ પસાર થઇ. અંતે એણે નિશ્ચય કર્યો કે દુલારી આવે ત્યારે આ વાત છેડવી.

(૫)

" દુલારી; પ્રતાપને આપેલી પ્રતિજ્ઞા હું એક રીતે પાળી શકું પણ મારે તેમાં તમારી મદદ જોઇશે." રણધીર બોલ્યો.

દુલારી વચન આપ્યા પ્રમાણે કિશોરની સાથે રણધીરસિંહને બંગલે આવી હતી. કિશોર તો એના ચાચાનો બંગલો જોઇને ખુશ ખુશ થઇ ગયો અને બાગમાં ફરવા મંડ્યો. આ સમયમાં રણધીરે નિશ્ચય કર્યા પ્રમાણે વાત કરવી શરૂ કરી હતી અને પોતે પ્રતાપસિંહને સ્ટીમર પર શું વચન આપ્યું હતું તે દુલારીને કહી સંભળાવ્યું.

"રણધીરસિંહ, હું તે તમને શું મદદ કરી શકું ?" દુલારીએ કંઈ સમજ ન પડવાથી પ્રત્યુત્તર વાળ્યો.

"દુલારી, તમે જ મને મદદ કરી શકો એમ છો" રણધીરે ફરીથી એને એ જ વાક્ય ઉચ્ચાર્યું.

રણધીર શું કહેવા માંગતો હતો તે દુલારીને હજી સમજ ન પડી. તે કંઈ પણ બોલે તે પહેલાં તો રણધીર ફરીથી બોલી ઉઠયો "દુલારી, તમારા સુખનો આધાર, કિશોરના ભવિષ્યનો આધાર તથા મારા જીવનનો આધાર તમારી સહાય પર જ અવલંબી રહ્યો છે."

દુલારીને રણધીરના વચનોનો અર્થ હવે કંઈ સ્પષ્ટ થતો લાગ્યો. રણધીરમાં થયેલું પરિવર્તન એ કળી શકી. પોતાની સ્થિતિ એને કફોડી લાગી પણ સાથે સાથે રણધીરના વચનો પણ એને સત્ય લાગ્યા. તે થોડા સમય સુધી અવાક્ બની ગઈ.

રણધીર દુલારીની મુખમુદ્રા પરથી એના વિચારો પારખી શકયો અને આનાથી પ્રેરાઈને તે વધુ બોલ્યો "દુલારી, દુલારી, શું તમે...તું મને તારો સ્નેહ પુનઃ ન અર્પી શકે ?" તેનો અવાજ દયાર્દ્ર થતો જતો હતો. "તને યાદ છે કે હું તને ૭ વર્ષ પહેલાં કેટલું ચહાતો હતો ? પણ પ્રતાપને ખાતર મેં મારું સુખ જતું કર્યું. હવે પ્રતાપ નથી... ..." તે વધુ બોલી ન શકયો. તેનો કંઠ રૂંધાયો; ગળું સાફ કરીને તેણે વાક્ય અગાડી ચલાવ્યું, "હવે પ્રતાપ નથી ત્યારે તું મને સુખી ન કરી શકે ? તારી અનુજ્ઞા હોય તો આપણે લગ્નગ્રંથિથી એક ન થઇ શકીએ ?"

દુલારીની તો વાચા જ જાણે બંધ થઈ ગઈ હોય એમ તે કંઇ બોલી નહિ અને સાંભળ્યા કર્યું. રણધીરનો અવાજ વધુ અને વધુ કોમળ અને દયાર્દ્ર થતો ગયો, "આપણા લગ્નથી કિશોરનું ભવિષ્ય કેટલું સુધરશે તે વિચાર કર્યો ? તું પણ સુખી થઇ શકશે અને હું મારું પણ જીવન ટકાવી શકીશ. દુલારી, દુલારી, તું જવાબ કેમ નથી આપતી ? પ્રતાપને મેં તને સુખી કરવાનું વચન આપ્યું છે તે આના કરતાં બીજી કઈ સારી રીતે પાળી શકાશે ?"

દુલારી તો નિશ્ચેષ્ટ જ બેસી રહી રણધીરના શબ્દો સાંભળ્યા કરતી હતી. એટલી વારમાં બહારથી કિશોર દોડતો દોડતો આવ્યો અને બોલી ઉઠયો, "બા, બા, ચાચાનો બંગલો કેવો મઝાનો છે ! હેં બા, આપણાથી અહીંયા ન રહી શકાય ?" આટલાથી સંતોષ ન પામતાં રણધીરને એણે કહ્યું "ચાચા, તમે બાને કહોને કે અહીંયા રહે."

બાળકની સરળતાએ દુલારીના વિચારપટ પર અવનવી ભાત પાડી.

બાળકને કોઇએ જવાબ આપ્યો નહિ. રણધીરે દુલારી સામે જોયું, દુલારીએ રણધીર સામે જોયું અને કિશોરે વારાફરતી આ બન્ને સામે જોયું.

દુલારીનું વિમાસણ વધતું ગયું રણધીરને શો જવાબ આપવો તે કંઈ એને સુઝ પડ્યું નહિ. ટુંક સમયમાં તો એને અનેક વિચારો આવ્યા અને મહામહેનતે એણે વાચા પ્રાપ્ત કરી. "રણધીરસિંહ, મને કંઇ જ સમજ પડતી નથી. મને વિચાર કરવાનો સમય આપો. તમારા શબ્દો પર મારે પછીથી વખત શાંતિથી વિચાર ચલાવવો પડશે."

"તું મને કાલે જવાબ ન આપી શકે ? કંઇ જ ઉતાવળ નથી." રણધીર દુલારીની ગભરામણ જોઈ શક્યો.

"હા, હું તમને આવતી કાલે જવાબ આપી શકીશ. તમે મને સાંજના સ્મરણ-સ્તંભ પાસે મળજો," દુલારીએ કહ્યું.

"તમે બન્ને આવતી કાલે જરૂર આવશોને ? હું તમારી વાટ જોતો સ્મરણ-સ્તંભ પાસે ખોટી થઈશ." આ શબ્દો પૂરાં થતાંની સાથે દુલારી અને કિશોરે રણધીરની રજા લીધી.

( ૬ )

દુલારીને રાતના ઉંઘ ક્યાંથી આવે ? એણે આખીય રાત્રિ વિવિધ તરંગોમાં પસાર કરી. રણધીરસિંહના વચનોએ એની શાન્ત પણ દુઃખી જીંદગીમાં સુખનો પ્રકાશ પાડવાની આશા આપી હતી. પણ આ સુખ નીવડશે કે સુખનો આભાસ માત્ર જ ? આ પ્રશ્ને તેને હચમચાવી મુકી. હા, રણધીરના વચનો સત્ય હતા; રણધીરનો પોતા તરફનો સ્નેહ એનાથી છૂપો ન હતો. રણધીરનો આત્મત્યાગ કેવડો મોટો હતો તે પણ એ સમજી શકી હતી.... પણ પ્રતાપનો પ્રેમ યાદ આવતાં તેના વિચારો બદલાવા માંડ્યા. શું પ્રતાપ જેવા સ્નેહી અને વીર પતિનો પ્રેમ તે આટલા ટુંક સમયમાં વિસરી જશે ? શું પોતાનો પ્રેમ એટલો બધો ચંચળ અને અલ્પજીવી હતો ?

દૂર ગામના ટાવરમાંથી ત્રણના ટકોરા વાગતાં સંભળાયા. તેના તરંગોમાં ભંગ પડ્યો. વિચારમાળાના મણકા ફરીથી ફેરવવા લાગ્યા. કિશોરે પાસુ ફેરવ્યું અને બે ઘડી માતા બાળકની મુખમુદ્રા જોઇ રહી.

"મારે આ બાળકને દુઃખી કરવાનો શું અધિકાર છે ? રણધીરસિંહને તો એ પિતાતુલ્ય ચ્હાય છે અને રણધીરસિંહ એને પુત્રવત્ ગણે છે; એના સિવાય આ બાળકનું ભવિષ્ય કોણ સુધારી શકશે ? શું મારાં એક અશક્ય આદર્શને ખાતર મારે મારા બાળકનું હિત બગાડવું ?"

પણ બીજી ક્ષણે પ્રતાપસિંહની મૂર્તિ તેની દૃષ્ટિ સમક્ષ ખડી થઇ, અને તેનાં વિચારો પાછા નવા માર્ગે વળ્યાં.

"અશક્ય આદર્શ ! ના, ના, મારો આદર્શ અશક્ય હોઇ જ ન શકે."

પાછી એની વિચારમાળા તૂટી. કિશોર ઉંઘમાં "ચાચાં, ચાચા" બબડી ઉઠ્યો. દુલારીએ પોતાના આદર્શને પોતાના હાથમાંથી છટકતો જોયો. પણ તેની આ નબળાઇ વધુ સમય ટકી ન શકી. તેણે દૃઢ થવાનો નિશ્ચય કર્યો.

"હાય, હાય, મારે એકલાને લીધે હું કેટકેટલા જીવનો ચુંથી રહી છું." રણધીરસિંહને ત્યાં પોતે જે મૂક વર્તણુક બતાવી હતી તેને માટે તેને ઘૃણા ઉત્પન્ન થઈ. "હું શા માટે ત્યાં આટલી બધી ચંચળ બની ગઈ ? શા માટે મેં રણધીરસિંહને ઘસીને ના કહી દેવાને બદલે ખોટી ખોટી આશાઓ આપી ? શું એના વિનાં અમારૂં જીવન નહિ ટકી શકે ? એ તો હજી કાલે જ આવ્યા, તે પહેલાં શું અમારૂં જીવનચક્ર નહોતું ચાલતું ?...ઓ રણધીર મારે લીધે તમને કેટલું દુઃખ પડશે ?" રણધીરસિંહને ઝાંઝવાનાં જળ તરફ દોરવાને માટે તે પોતાની જાતને ધીક્કારી રહી.

ટાવરમાંથી ચારના ટકોરા સંભળાયા. સમયના ચક્ર સાથે દુલારીની મક્કમતા વધતી ચાલી.

"મારે શું ઓછું છે ? પ્રતાપના સ્નેહ પર હું ન જીવી શકું ? અને જ્યાં સુધી મારો દેહ છે ત્યાં સુધી બાળકને શું આંચ આવે એમ છે ? વીર પ્રતાપસિંહની પત્ની પોતાનો ધર્મ કેમ ત્યજી શકે ? ઓ પ્રતાપ, વ્હાલા, જ્યાં સુધી સ્મરણ-સ્તંભ ઉભો છે ત્યાં સુધી હું તમારી જ છું અને હંમેશને માટે તમારી જ રહીશ."

દુલારી બેઠી થઈ અને સ્નેહના આવેશમાં કિશોરને ચુંબન કર્યું.

"આવતી કાલે રણધીરસિંહને છેલ્લો જવાબ આપી દઇશ. એક આર્ય વિધવા પોતાના પતિના પ્રેમને વીસરી જઈ પુનરૂદ્ધાર ન જ કરી શકે. હું સમાજ પર ખોટો દાખલો નહિજ બેસાડું." આ વિચાર કરતાં એને રણધીરે સ્મરણસ્તંભ પાસે કહેલા વચનોથી પ્રોત્સાહન મળ્યું: "કોણ કહે છે કે મારો પ્રતાપ મૃત્યુ પામ્યો છે ? વીરને મૃત્યુ શા ?"

દુલારીએ દૃઢ વિચાર કરી લીધો કે રણધીરસિંહને ના જ કહેવી. એના પ્રત્યુત્તરથી રણધીરસિંહને કેટલું દુઃખ થશે એ એની કલ્પના-શક્તિની બહાર નહોતું કિંતુ એનો વિચાર ન કર્યો. હા, પોતાને લીધે રણધીરનું જીવન છિન્નભિન્ન થઈ જશે એ વિચારે તે રડી પડી. બીજો કાંઈ છૂટકોજ નહોતો.

અંતે રડતાં રડતાં એ નિદ્રાદેવીને વશ થઇ ગઈ.

(૭)

બીજા દિવસનો સૂર્ય ઉગ્યો પણ રણધીરને ક્યાં કલ્પના હતી કે તેના સુખનો સૂર્ય તે દિવસે અસ્ત થવાનો હતો !

દુલારી, કિશોર અને પ્રતાપના વિચારમાં કેપ્ટન રણધીરસિંહનો દીવસ જલ્દીથી પસાર થઈ ગયો. આખો દિવસ એને સુખના સ્વપ્નો આવ્યા કર્યાં......પણ રાત્રિ કેવી જશે એનું એ બિચારાને ક્યાં ભાન હતું !

કલ્પના-આકાશમાં ઉડ્ડયન કરતો કરતો એ સ્મરણ-સ્તંભ પાસે આવ્યો. દુલારી તથા કિશોર નહોતા આવ્યા. એ બહુ વહેલો આવ્યો હતો.

અંતે દૂરથી દુલારીને આવતી જોઈ પણ તેને એકલી જોઈને રણધીરે અનેક કલ્પનાઓ કરી નાખી. જેમ જેમ દુલારી પાસે આવતી ગઇ તેમ તેમ તેની છાતી વધારેને વધારે ધડકતી ગઇ.

દુલારી આવી અને સ્મરણ-સ્તંભ પર નવો હાર ચઢાવ્યો. રણધીરે દુલારીની મુખમુદ્રા પર આટલી મક્કમતા કદાપિ પણ જોઈ નહતી. બેમાંથી કોઇ થોડા સમય સુધી બોલ્યું નહિ.

"રણધીરસિંહ, મેં આખી રાત વિચાર કર્યો અને........" દુલારી પોતાનું વાક્ય પૂર્ણ કરે તે પહેલાં તો અધીરો રણધીર વચમાં બોલી ઉઠ્યો,

"અને મને સુખી કરવાનો જ નિશ્ચય કર્યોને ? દુલારી, તારો મારા પર અનહદ ઉપકાર થશે."

"ના, રણધીરસિંહ......"

રણધીર ચોંક્યો, નિસ્તેજ બની ગયો.

"હું એમ જ નિશ્ચય પર આવી છું કે હું તમને મારો સ્નેહ એક ભગિની તરીકે જ અર્પી શકીશ," દુલારીએ શાંત સ્વરે વાક્ય પૂર્ણ કર્યું.

રણધીરસિંહ સમજી ન શક્યો કે દુલારીના વિચારો એક રાતમાં આટલા બધા પરિવર્તન કેમ પામ્યાં.

"દુલારી તેં પૂરતો વિચાર નહિ કર્યો હોય એ બનવા જોગ છે નહિ તો તું મને આમ નિરાશ ન કરી શકે;" રણધીરસિંહ બોલ્યો "અને કિશોરના હિતનો વિચાર કર્યો?"

"રણધીરસિંહ, બંધુ......"

"બંધુ" શબ્દ સાંભળતાં જ રણધીરસિંહની આશાઓ તૂટી પડી.

"બંધુ, મેં સર્વ બાબતનો વિચાર કર્યો પછી જ આ પગલું લીધું છે. તેમ જ નહોતું કહ્યું કે 'તમારો પ્રતાપ તો અમર છે? વીરને મૃત્યુ શા?' મારો સદ્‌ગત પતિના સ્નેહને હું આટલી બધી ચંચળ થઇને વિસરી નહિ શકું એ તો મૃત્યુ જ મરી ગયું છે. મારા પતિ દેવ તો અમર જ છે."

દુલારી રણધીરના વદન પર ઉદ્વેગની રેખાઓ જોઈ શકી. બીજી જ પળે એની દૃષ્ટિ સ્મરણ-સ્તંભની તખ્તી પર પડી અને પ્રતાપસિંહનું નામ વાંચતાં તે વધુ દૃઢ બની.

"ભાઇ, અમો ગરીબ પરનો તમારો ઉપકાર વીસરાય એમ નથી. કિશોરને હું આજે જાણી જોઇને નથી લાવી. એનાથી એના ચાચાનું દુઃખ સહન ન કરી શકાત. તમારા આટલા બધા ઉપકારોને માટે કયા શબ્દોમાં હું મારી કૃતજ્ઞતા વ્યક્ત કરી શકીશ?"

દુલારીએ રણધીરની આંખમાંનાં આંસુ જોયાં.

થોડો સમય શાંતિ પ્રસરી રહી.

"દુલારી, તું...તમે—મને 'તું' કહેવાનો હવે હક્ક નથી—તમે મને આ નિરાશાના અંધકારમાંથી પ્રકાશમાં ન લઇ જઇ શકો? તમારે બન્નેને માટે......" રણધીરથી વાક્ય પૂરૂં ન કરી શકાયું પણ એ શું કહેવા માંગતો હતો એ દુલારી સમજી શકી.

"રણધીરસિંહ, તમારા અન્યથા સુખી જીવનમાં દુઃખનાં બીજ રોપવાને માટે હું જ અપરાધી છું. ભાઇ, મને ક્ષમા ન આપી શકો? મને ભૂલી ન જઇ શકો?" દુલારીએ સાંત્વન આપવા પ્રયત્ન કર્યો.

રણધીર સહેલાઇથી જોઇ શક્યો કે દુલારીની નિશ્ચલતાને એ ડગાવી નહિ શકે.

"દુલારી, તમારા વિના મારૂં જીવન મરૂભૂમિ જેવું શુષ્ક જ રહેશે. મને આશા હતી કે તમે મને તમારો સ્નેહ અર્પી શકશો...ના, ના, હું તમને દબાણ નહિ કરી શકું......"

તેનો સ્વર લથડવા માંડ્યો અને લથડતે સ્વરે તેણે વાક્ય પૂર્ણ કર્યું. "દુલારી, બ્હેન, મારી ધૃષ્ટતાને માટે મને ક્ષમા આપશોને? હવે તો હું જઇશ. આ ગામમાં મારે હવે રહેવું ભારે થઇ પડશે. અરે દૈવ! મેં કેટલી બધી આશાઓ રાખી હતી.........ના, ના, મારે મારૂં દુઃખ તમારી પાસે રડવાનો અધિકાર તમે રાખ્યો નથી. બ્હેન, હું તમારી છેલ્લી વખત રજા લઇશ. જો જો, પ્રતાપના કિશોરને કંઇ દુઃખ ન........"

વાક્ય અધુરૂં જ રહ્યું. રડતી આંખે અને લથડતે પગલે રણધીરસિંહ પોતાના બંગલા તરફ ગાંડા માણસ માફક ચાલ્યો ગયો.

દુલારી એને જતો જોઈ રહી. "ઓ દુલારી, ઓ નિષ્ઠુર સ્ત્રી, એક સુખી જીવનમાં દુઃખનો દાવાનળ પ્રગટાવવાથી તને શું પ્રાપ્ત થયું?

(૮)

બીજે દિવસે શાંત લુધીઆનાના ગામમાં સર્વત્ર હાહાકાર મચી રહ્યો. કેપ્ટન રણધીરસિંહ વિ૰ સિં૰ નો બંગલો ખાલી હતો અને કેપ્ટન રણધીરસિંહ કયાં ચાલ્યા ગયા તે વિષે કોઈ ખબર ન આપી શકયું.

લોકો જાતજાતની કલ્પનાઓ બાંધવા લાગ્યા. ઘણાખરા લોકો તો એમજ માનવા લાગ્યા કે પેલી દીવાનીએજ એને ભગાડી મૂક્યો.

હા, ગમે તે હોય પણ કેપ્ટન રણધીરસિંહે પોતાનું વચન પાળ્યું. દરમહિને એક સારી જેવી રકમ તે લુધીઆના પોતાના મિત્રની પત્ની અને પુત્રના નિર્વાહ માટે મોકલ્યા કરે છે.

............અને હજુય પેલી દીવાની એના બાળકને લઈને દરરોજ સંધ્યાકાળે સ્મરણ–સ્તંભ પાસે આવે છે અને દરરોજ નવી નવી કુસુમાવલિઓ અર્પે છે.

—સંપૂર્ણ.





# સાહિત્ય–સંગીત સંયોગ.*

લેખક:

**વીરસુત ત્રિભુવન મહેતા.**

ભારતવર્ષ લલિતકળાઓનું કેન્દ્ર છે. ભૂમંડલ ઉપર લલિતકળાઓમાં સૌથી વધારે પ્રગતિ કરનાર ભારતવર્ષ જ છે. હવે તો પાશ્ચાત્ય વિદ્વાનો પણ માનવા લાગ્યા છે કે આર્યાવર્ત કેવળ આધ્યાત્મિક વિષયોમાં જ નહિ પણ સર્વ વિષયોમા ઘણી ઉચ્ચ ભૂમિકા ઉપર પહોંચેલો દેશ હતો. સાહિત્ય, કાવ્ય, નૃત્ય, ચિત્ર, શિલ્પ અને સંગીતાદિ લલિત કળાઓમાં આર્યાવર્તે કરેલી પ્રગતિને અત્યારે પણ સંસારની સભ્ય જાતિઓ માન અને આશ્ચર્યપૂર્વક જુએ છે. સંસ્કૃત સાહિત્યમાં આ વિષયો પર ઘણા ગ્રંથો છે જેમાંનો મોટો ભાગ અદ્યાપિપર્યંત અપ્રકાશિત રહેલો છે. અત્યારે આપણે સંગીતનો જ વિચાર કરીએ.

ભારતીય સંગીત અતિ પ્રાચીન છે. તેના જનક તરીકે મહાદેવજીને માનવામાં આવે છે, તેમજ હિંદુધર્મમાં પણ સંગીતનું અત્યંત ઉચ્ચ અને પવિત્ર સ્થાન છે. આ કલા દ્વારા જ અગણિત મનુષ્યોએ સંસારના વિષમ ખડકો ઓળંગ્યા છે, ઘણાએ સાધુસંતોએ ઇશ્વરીય જ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને અસંખ્ય દીન અને પતિત મનુષ્યોનો ઉદ્ધાર થયેલો છે, પરંતુ થોડા વખતથી એ કલા વિદ્યા–શૂન્ય સ્વાર્થી મનુષ્યોના હાથમાં જઇ પડી છે અને અવનતિ પામી છે.

સંગીત કલાનો આરંભ નાદમાંથી થાય છે. નાદ સમસ્ત ચરાચર વસ્તુઓના અવકાશમાં વ્યાપ્ત છે, અને તેથી જ નાદ બ્રહ્મ કહેવાય છે. નાદના બે પ્રકાર છે. કર્કશ અને મધુર. જે નાદ કાનને કઠોર લાગે તે કર્કશ અને જે કાનને પ્રિય લાગે–મધુર લાગે–તે મધુર. ઉદાહરણાર્થે, તોપનો અવાજ કર્કશ નાદ છે, જ્યારે કોયલ અને મોરનો ટહુકાર મધુર નાદ છે, જે નાદ કાનમાં આવીને અટકી જાય તે શ્રુતિ છે, અને જ્યારે તે પ્રત્યક્ષ પ્રયોગમાં આવે ત્યારે સ્વર બને છે. શ્રુતિ બાવીશ છે અને સ્વર સાત છે. સંગીતશાસ્ત્રમાં સાત સ્વરોનાં નામ, ષડજ, ઋષભ, ગાંધાર, મધ્યમ પંચમ, ધૈવત, અને નિષાદ કહેવામાં આવ્યાં

---

* આ લેખ લખવામાં હિંદી માસિકપત્ર ' માધુરી 'ના એક લેખનો છૂટથી ઉપયોગ કર્યો છે.

છે. આ સ્વરોનું જ સંક્ષિપ્ત સ્વરૂપ સા, રી, ગ, મ, પ, ધ, નિ, બોલવામાં અને લખવામાં વપરાય છે.

સ્વરોમાં અનેક સૂક્ષ્મભેદ છે, પરંતુ એને બાજુએ મૂકીએ તો પણ એટલું જાણવું બસ થશે કે સંગીત–વિદ્યાનો મુખ્ય આધાર સ્વર ઉપર જ છે. આ સાત સ્વરો અનેક પ્રકારે મિશ્રિત કરવામાં આવે છે અને તેમાંથી જુદી જુદી રાગરાગિણીઓ બને છે. મુખ્ય ૭ રાગ અને ત્રીશ રાગિણીઓ છે, જેમાંથી અનેક ઉપરાગિણીઓ બનાવવામાં આવે છે. જે રાગરાગિણીઓ દક્ષિણ દેશમાં પ્રચલિત છે તેને દાક્ષિણાત્ય અને જે ઉત્તરમાં વપરાય છે તેને ઔદિચ્ય કહેવામાં આવે છે. ઔદિચ્ય વિભાગમાં શિવ, કૃષ્ણ, ભરત અને હનુમાન એવા ચાર મત છે, જેમાંથી ભરત અને હનુમાન મત જ અત્યારે પ્રચલિત છે. ઔદિચ્ય મતમાં વિશેષે કરીને નિમ્નલિખિત મુખ્ય રાગિણીઓનો સમાવેશ કરવામાં આવે છે.

| રાગ | રાગિણીઓ |
|---|---|
| ૧ ભૈરવ | ભૈરવી |
| | વૈરાટી |
| | મધુમાધવી |
| | સૈંધવી |
| | બંગાલી |
| ૨ માલકોશ | ટોડી |
| | ગૌરી |
| | ગુણકલિકા |
| | ખંભાતી |
| | કકુંભિકા |
| ૩ હિંદોલ | રામકલી |
| | દેશાખી |
| | લલિતા |
| | બિલાવલ |
| | પટમંજરી |
| ૪ દીપક | દેશી |
| | કુમોદિની |
| | નટ |
| | કેદારા |
| | કાન્હરા |
| ૫ શ્રીરાગ | માલશ્રી |
| | મારૂ |
| | ધનાશ્રી |
| | વસન્ત |
| | આશાવરી |

૬ મેઘ–મલ્હાર — ટંક
મલ્હાર
ગુર્જર
ભૂપાલી
બિભાસ

રાગરાગિણિને ઋતુ સાથે ગાઢ સંબંધ છે. પ્રત્યેક રાગરાગિણી માટે ઋતુ તેમ જ સમય નિયત કરેલ છે, અને ત્યારે જ ગાવાથી તેનું ખરૂં સૌન્દર્ય અને કલાસ્વરૂપ સચવાય છે. ભૈરવી પ્રાતઃકાલની રાગિણી છે, તેને સંધ્યાને સમયે ગાવામાં કશો વાંધો નથી, પણ શ્રોતાઓને તે કર્ણપ્રિય નથી બનતી. હિન્દુસ્તાનના ગવૈયાઓ તો આ બાબતમાં એટલા બધા ચુસ્ત હોય છે કે કદિ પણ રાગરાગિણીને તેના નિયત સમયની વિરુદ્ધ ગાતા નથી.

પ્રશ્ન એ રહે છે કે આ સમયનો નિયમ ઉચિત છે કે કોઇએ એમને એમ ઘુસાડી દીધેલો છે ? શબ્દશાસ્ત્રવેત્તાઓ બતાવી શકશે કે શબ્દનો સમય સાથે શું સંબંધ છે. પદાર્થવિજ્ઞાનથી સિદ્ધ થઇ ચુક્યું છે કે શબ્દોનાં આંદોલન ( Vibrations ) ઉપર અંધકાર અને પ્રકાશનો ભિન્ન ભિન્ન પ્રભાવ પડે છે. કેટલાક શબ્દો પ્રાકૃતિક કારણોને અનુસરી કાન ઉપર જલદી અથડાય છે અને કેટલાક બહુ મુશ્કેલીથી સંભળાય છે. શબ્દમંડલમા અનેક તરંગો ઉદ્ભવે છે અને તેના પ્રવાહનું રૂપ ભિન્ન ભિન્ન ઋતુમા ભિન્ન ભિન્ન હોય છે.



કઈ કઈ ઋતુમા અને કયે કયે સમયે કઈ કઈ રાગરાગિણી ગવાય છે તેનું વિવરણ પાછળ પરિશિષ્ટમા આપવામાં આવ્યું છે. જેવી રીતે શબ્દનો ગુપ્ત સંબંધ ઋતુ તેમ જ કાલવિભાગ ઉપર છે તેવી જ રીતે તેનો સંબંધ માનસિક ભાવો સાથે પણ રહેલો છે. જોરથી બોલવું, ધીરેથી બોલવું, વગેરે મનના ભાવોનું આવિષ્કરણ છે. એક માણસના બોલવા ઉપરથી જ બીજો માણસ જાણી શકે છે કે તે પ્રસન્નચિત્ત છે કે દુઃખી ? કારણ કે તેના શબ્દોદ્વારા તેના મનનો ભાવ તરત જ વ્યક્ત થઈ જાય છે.

શબ્દશાસ્ત્રજ્ઞોએ ખૂબ વિચાર કરીને વિવિધ રાગરાગિણિઓના શબ્દોનો એવો ક્રમ બાંધ્યો છે કે જેથી નાના પ્રકારના માનસિક ભાવો આવિર્ભૂત બની શકે.

જો કોઇ સ્ત્રી પોતાના વિયોગદુઃખથી દુખી હોય તો તેના મનના ભાવો પ્રગટ કરવા માટે અમુક જ રાગ યા રાગિણી છે. તેમ જ કોઈ પોતાના પતિ સાથે ભોગ–વિલાસમાં મગ્ન હોય તો તેના હૃદયના ભાવોને વ્યક્ત કરવા અમુક જ રાગ યા ઉપરાગ છે. સાહિત્ય-

વેત્તાઓએ નવ પ્રકારના રસ વર્ણવ્યા છે. રસ ભાવથી આવિર્ભૂત બને છે. કોઈ પણ ભાવ-પ્રવાહને પૂર્ણ રૂપથી પ્રગટ કરવો તેનું નામ રસ. સંયોગ-વિયોગ વગેરે અવસ્થાને વ્યક્ત કરવા માટે શ્રૃંગારરસ છે, હાસ્યાત્મક ભાવો વ્યક્ત કરવા હાસ્યરસ છે, કરુણાસૂચનાત્મક ભાવો માટે કરુણરસ છે. તેવી જ રીતે ભયાનક, બીભત્સ, અદ્‌ભૂત શાંત અને રૌદ્ર રસ ક્રમશઃ ભય, જુગુપ્સા, વિસ્મય, શાંતિ, અને ક્રોધને પ્રગટ કરે છે.

ભાવ અનેક પ્રકારના હોય છે છતાં તે પાંચ વિભાગમાં વિભક્ત છે. સ્થાયીભાવ, વિભાવ, અનુભાવ, સાત્વિક ભાવ અને સંચારી ભાવ.

જેમાં પૂર્વોક્ત નવ રસમાંથી કોઈ પણ રસની સ્થિતિ હોય તે સ્થાયીભાવ છે. ઉદાહરણ તરીકે શ્રૃંગારરસનો સ્થાયી ભાવ રતિ છે, હાસ્યરસનો હાસ્ય, શાંતરસનો શાંતિ અને રૌદ્ર-રસનો ક્રોધ છે.

શ્રૃંગારરસના બે ભેદ છે. વિપ્રલંભ યાને વિયોગાત્મક અને સંભોગ યાને સંયોગાત્મક.



વિભાવ તેને કહેવામાં આવે છે કે જેને લીધે રતિ આદિ ભાવોનું મનુષ્યમાં ઉદ્‌બોધન થાય. દાખલા તરીકે નાયક-નાયિકા, ચંદ્રમાની જ્યોત્સ્ના, પુષ્પપરિમલ વગેરે. પ્રથમ આલંબન વિભાવ અને પછી ઉદ્દીપન વિભાવ.

હાવભાવ, હેલા, શોભા, કાંતિ, લીલા, વિલાસ વગેરેનો સમાવેશ અનુભાવમાં થાય છે. સાત્વિક ભાવ અંતઃકરણમાંથી ઉદ્‌ભવે છે. સ્તંભ, સ્વેદ, રોમાંચ ઇત્યાદિ સાત્વિક ભાવનાં લક્ષણો છે.

બીજા ભાવોને સહાય કરવા પોતાનો ચમત્કાર દેખાડે તેને સંચારી ભાવ માનવામાં આવે છે.

આ પાંચ પ્રકારના ભાવોમાં વિભાવના બે ભેદ જે ઉપર કહેવામાં આવ્યા છે તે અત્યંત મહત્વના છે. સાહિત્યના ગૌરવનો અધિકાંશ તેના ઉપર જ નિર્ભર છે. આલંબન વિભાવમાં પણ અનેક પ્રકારના નાયક-નાયિકાઓના ભેદ પાડેલા છે.

નાયિકા ત્રણ પ્રકારની છે. સ્વકીયા, પરકીયા અને સામાન્યા. સ્વકીયાના ત્રણ ભેદ છે. મુગ્ધા, મધ્યમા અને પ્રગલ્ભા. મુગ્ધાના અંગેઅંગમાં યૌવનનો ચમત્કાર હોય છે. મુગ્ધાના પણ બે ભેદ છે.

(૧) અજ્ઞાતયૌવના—જેને પોતાની યૌવન-અવસ્થાનું ભાન ન હોય તે. (૨) જ્ઞાતયૌવના—જેને તેનું જ્ઞાન હોય તે.

મધ્યા નાયિકાના ત્રણ ભેદ વર્ણવેલા છે. ધીરા, અધીરા, અને ધીરાધીરા. ધીરા—જે પતિ ઉપર કોપિત બને છતાં તેનું સન્માન ન છોડે. અધીરા—જે પતિનો અનાદર કરી તેના ઉપર રોષયુક્ત બને. ધીરાધીરા—જે શાબ્દિક વચનો કહી રોવા લાગે. મધ્યાના બીજા ચાર પ્રકાર આ પ્રમાણે પાડવામાં આવે છે.

પ્રરૂઢસ્મરા, વિચિત્રસુરતા, પ્રરૂઢયૌવના, અને ઈષિતપ્રગલ્ભવચના. પ્રગલ્ભાના પણ આ પ્રમાણે જ ચાર પ્રકાર છે. ગાઢતારુણ્યા, સમસ્તરતિકોવિદા, સ્મરાંધા અને ભાવોન્મત્તા. આમાં પણ ધીરા, અધીરા, ધીરાધીરા એવા પણ પ્રકાર છે. તેમ જ કોઈ કનિષ્ઠા અને જ્યેષ્ઠા એવા પણ બે ભેદ પાડે છે.

આજ પ્રમાણે પરકીયા અને સામાન્યાના પણ અનેક ભેદ છે, જે અહીં લખવા અનાવશ્યક છે. તદુપરાંત સર્વ નાયિકામાં દસ અવસ્થા ભેદ હોય છે:—

૧ પ્રોષિતભર્તૃકા:— જેનો પતિ પરદેશ ગયો હોય તે.
૨ ખંડિતા:— પોતાનો પતિ બીજી સ્ત્રીનો આશક હોય તેથી દુઃખી રહે તે.
૩ કલહાંતરિતા:— જે પ્રિયતમનું અપમાન કરી પશ્ચાતાપ કરે તે.
૪ વિપ્રલબ્ધા:— જે સંકેતાનુસાર પ્રિયતમને ન મળવાથી દુઃખી હોય તે.
૫ વિરહોત્કંઠિતા:— જે પ્રિયતમની રાહ જોતી ચિંતા અને દુઃખથી સંતપ્ત હોય તે.
૬ વાસકસજ્જા:— જે પ્રેમિકને મળવાની આશામાં શય્યાશૃંગારાદિ તૈયાર કરી રાખે તે.
૭ સ્વાધીનભર્તૃકા:— જેનો પતિ તેને આધીન હોય તે.
૮ અભિસારિકા:— જે પોતાના પ્રિયતમની શોધમાં જતી હોય તે.
દિવસે જનારી:— શુક્લાભિસારિકા અને
રાત્રે જનારી:— કૃષ્ણાભિસારિકા.
૯ પ્રવત્સ્યતપ્રેયસી:— જેનો પતિ પરદેશ જવાનો હોય તે.
૧૦ આગતભર્તૃકા:— જેનો પતિ પરદેશથી આવી ગયો હોય તે.

નાયક-નાયિકાઓના ભેદ તો અનેક છે, પરંતુ મુખ્ય ભેદો જેની સંગીતમાં આવશ્યકતા છે તે ઉપર વર્ણવ્યા છે. પ્રાચીન સંગીતકલાકોવિદોએ રાગરાગિણિઓને માનુષી સ્વરૂપ આપેલું છે. અને તેમ કરવાથી તેના નાયક-નાયિકા અને પ્રધાન રસનું નામ જાણવું સરળ બને છે. આ ઉપરથી ગાનારને ખબર પડે છે કે કયા રાગ કે રાગિણિમાં કઈ ચીજ ગાવી જોઇએ-

કયા રાગમાં હાસ્યરસનું ગીત ગાવું જોઈએ, કયા રાગમાં વીરરસનું ગાવું જોઇએ વગેરે સર્વ માહિતિ આ માનુષી સ્વરૂપની કલ્પનાથી અત્યંત સરળતાથી મળે છે.

રાગ-રાગિણીઓને માનુષી બનાવવાની કલ્પના આધુનિક સંગીતશાસ્ત્રની નથી, કારણ કે પ્રાચીન સંગીતવિષયક સંસ્કૃત ગ્રંથોમાં આ કલ્પનાનો ઉલ્લેખ ઘણીવાર જોવામાં આવે છે.

પુરાતનકાળમાં સંગીત સાહિત્યનો અન્યોન્યાશ્રયી સંબંધ હતો, પરંતુ જેમ જેમ સંગીતકલાની અવનતિ થતી ગઇ, અને ગાવાની કલા નિરક્ષર ગવૈયાઓના હાથમાં જવા લાગી તેમ તેમ આ સાહિત્ય સંગીતના માર્મિક સંબંધનું જ્ઞાન પણ નષ્ટ થયું. હવે તો એવી કુપ્રથા થઇ ગયેલી છે કે ગવૈયાઓ સમયનો ખ્યાલ તો નથી રાખતા પણ પ્રધાનરસ જે સંગીતમાં અત્યાવશ્યક તત્વ છે તેની પણ પરવા નથી કરતા. અગર કોઇ ચીજને તેના રસાનુસાર

અને સમયાનુસાર ગાવામાં આવે તો તેનો પ્રભાવ કંઇ ઓર જ બને, તેમ જ જે ઉદ્દેશથી આ કલાનો ઉદ્ભવ આપણા ઋષિમુનિઓએ કર્યો છે તેનું સાર્થક્ય પણ જળવાય. સંગીત કલાનું ધ્યેય માત્ર મનોરંજન કરવું અને ભોગવિલાસમાં સહાય કરવી એ નથી કિન્તુ તેનું અંતિમ લક્ષ્ય તો મનુષ્યની ચિત્તવૃત્તિઓને ઇશ્વરપરાયણ બનાવી તેને મોક્ષપર્યંત લઈ જવો તે છે. આ વિષયમાં હજી શોધખોળને પુષ્કળ અવકાશ છે.

સાથેના પરિશિષ્ટમાં બહુ જ ઉપયુક્ત હકીકતો આપવામાં આવી છે, જેથી સંગીત અને સાહિત્યનો સંબંધ અને સંગીતવિષયક માર્મિક બાબતોનું જ્ઞાન સુલભ બને છે.



| રાગ | રાગિણી | પ્રધાનસ્વર | ગાવાનો સમય | | સાહિત્ય સંબંધ | | રસ | કયા વિષયની ચીજ આ રાગમાં ગાવી જોઇએ. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | ઋતુ | સમય | નાયક | નાયિકા | | |
| ભૈરવ | ભૈરવી | મધ્યમ | શરદ | પ્રાતઃકાલ | અનુકૂલ | પ્રગલ્ભા ગાઢતારુણ્યા પ્રોષિતભર્તૃકા | શાંત દેવાદિવિષયરતિ | રસાનુસાર |
| | વૈરાટી | ષડ્જ | ,, | દિવસનો અંતિમ ભાગ | અનુકૂલ | સામાન્યા પ્રૌઢા સ્વાધીનભર્તૃકા | સંભોગશ્રૃંગાર | ,, |
| | મધુમાધવી | મધ્યમ | ,, | દિવસનો પ્રથમ ભાગ | ધીરોદાત્ત | સ્વીયા–મધ્યા પ્રરૂઢસ્મરા | ,, | ,, |
| | સૈંધવી | ષડ્જ | ,, | દિવસનો ચતુર્થ ભાગ | ધૃષ્ટ | સ્વીયા–પ્રગલ્ભા અધીરા ખંડિતા | વિપ્રલંભશ્રૃંગાર | ,, |
| | બંગાલી | ,, | ,, | ,, ,, | ધીરોદાત્ત | પ્રગલ્ભા પ્રોષિતભર્તૃકા અભિસારિકા | ,, | ,, |
| માલકોશ | ટોડી | ષડ્જ | શિશિર | મધ્યાન્હ | ધીરપ્રશાંત | પરકીયા કન્યા મદયૌવના | વિપ્રલંભશ્રૃંગાર | ,, |
| | ગૌરી | ,, | ,, | દિવસનો ચોથો ભાગ | ધીરલલિત | સ્વીયામધ્યાપ્રરૂઢયૌવના પ્રોષિતભર્તૃકા | ,, | ,, |
| | ગુણકલી | નિષાદ | ,, | દિવસનો પ્રથમ ભાગ | ધીરોદાત્ત | મુગ્ધા માનમૃદુ અભિસારિકા | ,, | ,, |
| | ખંભાતી | ધૈવત | ,, | રાત્રિનો ત્રીજો ભાગ | ધીરલલિત | સામાન્યા વાસકસજ્જા | ,, | ,, |
| | કકુંભિકા | ,, | ,, | રાત્રિનો ચોથો ભાગ | ,, | સામાન્યા સમસ્ત રસકોવિદા | સંભોગશ્રૃંગાર | ,, |
| હિંડોલ | રામકલી | ષડ્જ | વસંત | રાત્રિનો ચોથો ભાગ | ધીરોદાત્ત | કાન્તાભિસારિકા કન્યા | વિપ્રલંભશ્રૃંગાર | ,, |
| | વૈશાખી | ગાંધાર | ,, | દિવસનો પ્રથમ ભાગ | ,, | કન્યાભિસારિકા | સંભોગશ્રૃંગાર | ,, |
| | લલિત | ધૈવત | ,, | ,, | અનુકૂલ | અભિસારિકા પ્રૌઢા | ,, | ,, |
| | બિલાવલ | ,, | ,, | ,, | ધીરોદાત્ત | પ્રૌઢા અભિસારિકા | વિપ્રલંભશ્રૃંગાર | ,, |
| | પટમંજરી | પંચમ | ,, | રાત્રિનો બીજો ભાગ | ,, | સ્વીયા પ્રોષિતભર્તૃકા | ,, | ,, |
| દીપક | દેશી | ષડ્જ | ગ્રીષ્મ | મધ્યાન્હ | ધીરોદાત્ત | પ્રરૂઢ સ્મરાભિસારિકા | સંભોગશ્રૃંગાર | ,, |
| | કુમુદિની | ધૈવત | ,, | ,, | ,, | પ્રરૂઢ યૌવનાભિસારિકા | વિપ્રલંભશ્રૃંગાર | ,, |
| | નટ | ષડ્જ | ,, | દિવસનો ચોથો ભાગ | અનુકૂલ | સ્વાધીનભર્તૃકા પરકીયા કન્યા | સંભોગશ્રૃંગાર | ,, |
| | કેદારા | નિષાદ | ,, | મધ્યાન્હ | ધીરપ્રશાંત | સ્વીયા પ્રોષિતભર્તૃકા | વિપ્રલંભશ્રૃંગાર | ,, |
| | કાન્હરા | ,, | ,, | રાત્રિનો પ્રથમ ભાગ | ધૃષ્ટ | પ્રગલ્ભા અધીરા પ્રોષિતભર્તૃકા | ,, | ,, |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| શ્રીરાગ | માલશ્રી | ષડ્જ | શરદ | મધ્યાન્હ | ધીરોદાત્ત | વિપ્રલબ્ધા અભિસારિકા | સંભોગ શૃંગાર | રસાનુસાર |
| | મારુ | ,, | હેમંત | દિવસનો ચોથો ભાગ | ,, | પ્રગલ્ભા વાસકસજ્જા | ,, | ,, |
| | ધનાશ્રી | ,, | ,, | મધ્યાન્હ | ,, | મુગ્ધા માનમૃદુવિરહોત્કંઠિતા | વિપ્રલંભ શૃંગાર | ,, |
| | વસંત | ,, | વસંત | દિવસનો બીજો ભાગ | ,, | મધ્યાભિસારિકા | સંભોગ શૃંગાર | ,, |
| | આસાવરી | ધૈવત | હેમંત | મધ્યાન્હ | ,, | સામાન્યા શુક્લાભિસારિકા | વિપ્રલંભ શૃંગાર | ,, |
| મેઘ મલ્હાર | ટંક | ષડ્જ | વર્ષા | રાત્રિ | અનુકૂલ | સ્વીયા વિરહોત્કંઠિતા | વિપ્રલંભ શૃંગાર | ,, |
| | મલ્હાર | ધૈવત | ,, | રાત્રિના પાછલા ત્રણ ભા | ,, | સ્વીયા પ્રોષિતભર્તૃકા | ,, | ,, |
| | ગુર્જરી | ગાંધાર | ,, | રાત્રિ | શઠ | સામાન્યા ખંડિતા | ,, | ,, |
| | ભૂપાલી | ષડ્જ | ,, | પ્રાતઃકાલ | ,, | પ્રગલ્ભા વાસકસજ્જા | ,, | ,, |
| | બિભાસ | ,, | ,, | રાત્રિનો ચોથો ભાગ | અનુકૂલ | પ્રગલ્ભા સ્વાધીનભર્તૃકા | ,, | ,, |

પરિશિષ્ટ (૨)

મુખ્ય છ રાગ.

| રાગ | રાગની ઉત્પત્તિ | રાગનો પ્રધાનસ્વર | ગાવાનો સમય | | રાગનો પ્રભાવ | સાહિત્ય સંબંધ | | રસ | કયા વિષયની ચીજ આ રાગમાં ગાવી જોઇએ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | ઋતુ | સમય | | નાયક | નાયિકા | | |
| ભૈરવ | શંકરનું મુખ | ધૈવત | શરદ | પ્રાતઃકાલ | ચીચોડાનું ચાલવા લાગવું | ધીરોદાત્ત | સ્વીયા | શાંત—દેવાદિવિષય રતિ | રસાનુસાર |
| માલકોશ | શંકરનો કંઠ | ષડ્જ | શિશિર | રાત્રિનો ચોથો પહોર | પત્થરનું પીગળી જવું | દક્ષિણ | સ્વીયા | સંભોગ શૃંગાર | રસાનુસાર |
| હિંડોલ | બ્રહ્માનું શરીર | ધૈવત | વસંત | દિવસનો પહેલો પહોર | હિંડોળો ચાલવો | શઠ | પરોઢા પરકીયા | વિપ્રલંભ પૂર્વરાગ શૃંગાર | ,, |
| દીપક | સૂર્યનાં નેત્ર | ષડ્જ | ગ્રીષ્મ | મધ્યાન્હ | દીવા થઇ જવા | શઠ | સ્વીયા મધ્ય પ્રરૂઢ યૌવના | સંભોગ શૃંગાર | ,, |
| શ્રીરાગ | દેવનાગ્નિ | ષડ્જ | હેમંત | દિવસનો ચોથો ભાગ | સુકાં ઝાડને લીલાં કરી દેવાં | ધીર પ્રશાંત | કન્યકા | વિપ્રલંભ શૃંગાર | ,, |
| મેઘ મલ્હાર | આકાશ | ષડ્જ | વર્ષા | રાત્રિનો ચોથો ભાગ | વરસાદ લાવવો | ધીર પ્રશાંત | પરકીયા કન્યકા | વિપ્રલંભ શૃંગાર | ,, |




(નાટક)

લેખક.—ચંદ્રલાલ જયશંકર ભટ્ટ, બી એ.

પાત્ર પરિચય.

પુરુષવર્ગ

કુમારગુપ્ત:—મગધનો સમ્રાટ. (ગુપ્તવંશનો ત્રીજો રાજા.)
સ્કંદગુપ્ત·—યુવરાજ.
મહામંત્રી·—બીજા ગુપ્તરાજા ચંદ્રગુપ્તના સમયથી મંત્રીપદ ભોગવનાર વૃદ્ધ પ્રધાન.
ગોવિન્દગુપ્ત·—મગધની પાસે કનકપુર નામે આવેલા નાના રાજ્યનો રાજા અને ગુપ્ત· રાજ્યનો સેનાપતિ.
કૃષ્ણગુપ્ત·—પાટલીપુત્રનો નગર સૈન્યપતિ.
વીરબલ·—એક ખટપટી સાધુ
હિડીંબ·—હુણોનો સેનાપતિ.
કાનજી—મહામંત્રીનો વિશ્વાસપાત્ર માણસ
શકરાજના પ્રતિનિધિઓ, છડીદાર, ચોપદાર, સૈનિકો વગેરે.

---

સ્ત્રીવર્ગ.

મહાદેવી·—કુમારગુપ્તની મહારાણી.
અનન્તા:— એક નાચનારી.
ઇન્દિરા:—અનન્તાની માતા.
મેના·—વીરબલની પુત્રી.
અરૂણા—ગોવિન્દગુપ્તની ભત્રીજી.
રમા:—ગોવિંદગુપ્તની પત્ની.

## અંક પહેલો

### પ્રવેશ ત્રીજો

( કાર્તિક અંક, પાન ૩ થી ચાલુ )

સ્થળ:—મહામંત્રીનું નિવાસસ્થાન.

( શકરાજાઓના બે પ્રતિનિધિઓ તથા પાટલીપુત્રના *નગરસૈન્યપતિ કૃષ્ણગુપ્ત બેઠા છે. )

કૃષ્ણગુપ્ત—કેમ શકપ્રતિનિધિ દેવીસિંહજી કુશળ તો છે ના ?

દેવીસિંહ—હા કૃષ્ણ-ગુપ્તજી, કુશળ છીએ. જ્યારથી તમારા પાટલીપુત્રમાં આવ્યા ત્યારથી કુ...શલ ( શલ્ય )ને તો સાથેજ લેતા આવ્યા છીએ.

કૃષ્ણ—કેમ કંઈ મર્મમાં બોલો છો ? કોઇએ તમને દુભવ્યા હોય એમ જણાય છે. હોય, ભાઇ મનુષ્યમાત્ર ભૂલને પાત્ર તો છે જ. કોઇની ભૂલ થઈ હોય તો ક્ષમા કરવી ઘટે છે. દેવીસિંહજી, સત્ય હોય તે જ કહેજો હો. તમને એકદમ આટલું દુઃખ લાગી જવાનું કારણ શું છે ?

દેવી—નગરસૈન્યપતિ કૃષ્ણગુપ્તજી ! એ જાણવાની ઇચ્છા ન રાખો.

કૃષ્ણ—નહિ અવશ્ય કહો.

દેવી—જોજો હો. પછી ગુસ્સે ન થતા.

કૃષ્ણ—નહિ મારી જિજ્ઞાસાને વધારે ન રોકી રાખો. જે હોય તે કહી જ દો.

દેવી—તો સાંભળો. અમે જાણેલું કે મગધરાજ્યમાં બધા વીરનરો જ હશે. જ્યારે ગોવિન્દગુપ્તે પોતાના ખડ્ગથી પશ્ચિમમાં ગરુડધ્વજ ફરકાવ્યો, ત્યારે અમારા રાજાને પણ ભય લાગ્યો અને, અમને તમારા મહાન સમ્રાટ સાથે મૈત્રી કરવા મોકલ્યા; પણ અહિં આવ્યા પછી તો અમે તો ઓર જ રંગ જોઈ રહ્યા છીએ. તમારા સમ્રાટ તો એક નાયિકાના મોહમાં ફસાઇ પડ્યા છે. તેવાની મૈત્રીથી અમને શો લાભ ?

કૃષ્ણ—ખબરદાર શકપ્રતિનિધિ, અમારા સમ્રાટની વિરૂદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારશો તો તમારે તેની ઘણી ભયંકર શિક્ષા સહન કરવી પડશે.

દેવી—( હસીને ) શિક્ષા સહન કરવી પડશે ? શાને માટે ? સત્ય બોલવા માટે ? હશે ! જ્યાં રાજા આવા હોય ત્યાં ન્યાય પણ એવા જ અપાતા હશે ના ?

કૃષ્ણ—( કોપિત થઇને તલવાર ઉપર હાથ લગાવી ) દેવીસિંહ તમે અત્યારે પાટલીપુત્રની ભૂમિ ઉપર છો તે ભૂલતા ના.

બીજો પ્રતિનિધિ—દેવીસિંહજી શું અસત્ય કહે છે ? જે રાજ્યનો અધીશ્વર એક નિર્માલ્ય સ્ત્રીના મોહમાં પડી વારંવાર વાંદરીનો નાચ કરે તે મહાન સામ્રાજ્યને શી રીતે ચલાવી શકે ? અમારા શકરાજાને જો આ હકીકત માલુમ પડે તો મૈત્રી કરવાને બદલે તમારૂં અર્ધું રાજ્ય પણ પચાવી પડવા તૈયાર થાય.

કૃષ્ણ—( અત્યંત ગુસ્સાથી ) ચૂપ કર, બેઅદબ, વિવેકહીન કુત્તા. અમારા સમ્રાટની નિન્દા કરવા માટે હું તારો અહીં જ અંત લાવું છું. ( તલવાર ઉગામે છે. તરત જ મહામંત્રી પ્રવેશ કરે છે. )

---

*નગરસૈન્યપતિ એટલે આ જમાનાનો પોલીસ કમિશનર.

મહામંત્રી—( પ્રવેશ કરતાં જ ) સબુર, કૃષ્ણગુપ્ત. ખડ્ગને પાછું ખેંચો. શાન્તિનો પાઠ ગઇ કાલે જ શીખ્યા તે આજે જ વિસરી ગયા કે ? મેં તમને કાલે જ ન્હોતું કહ્યું કે એકાએક લાગણીને વશ થઇ જવા કરતાં બુદ્ધિથી કામ કરતાં શીખો. રાજ્યમાં તો હૃદયની લાગણીઓ કરતાં બુદ્ધિના તર્કની વિશેષ આવશ્યકતા છે.

કૃષ્ણ—( તલવાર પાછી ખેંચી લઇને ) મહામંત્રી, શાન્તિ શી રીતે રહે ? આ હરામખોર, લુચ્ચા, કપટી શકપ્રતિનિધિએ મહારાજાની અસહ્ય શબ્દોમાં નિન્દા કરી મારા ક્રોધને પ્રજ્વલિત કર્યો. મને આજ્ઞા આપો. હું અત્યારે જ તેનું મસ્તક ધડથી જુદું કરું.

મહા—( પ્રતિનિધિ તરફ હાથ બતાવીને ) એણે નિન્દા કરી ? ત્યારે તો એને શિક્ષા થવી જ જોઇએ. ( ધીમે ધીમે કૃષ્ણગુપ્ત પાસે જઇ તેના હાથમાંથી તલવાર લઇને બાજુ ઉપર મુકે છે ) સૈનિકો ( બે સૈનિકો આવે છે ) આ બન્ને શકપ્રતિનિધિઓને બાજુના ઓરડામાં પૂરી રાખો. ( સૈનિકો બન્નેને લઇ જાય છે ) કૃષ્ણગુપ્ત ! આ બન્ને અત્યંત ખટપટી અને લુચ્ચા છે તેમાંથી એકે તો કોઇની માર્ફત શકરાજાને સન્દેશો પણ મોકલી આપ્યો છે કે મગધરાજ્ય મેળવવું અતિ સહેલ છે માટે સૈન્ય તૈયાર કરજો. તે બન્ને મહાન સજાને પાત્ર છે; પણ જો તમે તેનું ખુન કર્યું હોત તો શત્રુને યુદ્ધનું સબળ કારણ મળત. મૈત્રી કરવા આવેલા અન્ય રાજ્યના પ્રતિનિધિનું ખુન ન થાય એવો રાજ્યનીતિનો નિયમ છે. અને એ નીતિના સર્વ નિયમોના પાલનમાં જ રાજ્યની પ્રતિષ્ઠા છે.

કૃષ્ણ—પરંતુ તેના શબ્દોથી મારા રોમેરોમમાં ક્રોધ વ્યાપી ગયો.

મહા—( હસીને ) કૂતરાંઓ ભસે ત્યારે તમે તેના ઉપર ખડ્ગ ઉગામો છો ખરા ? ભાઇ ઘણી વખત આપણે કડવાં સત્યોના ઘુંટડા ઉતારવા પડે છે.

કૃષ્ણ—પરંતુ તે પરદેશી આપણી નિન્દા કરે તે કેમ સહન થાય ?

મહા—જો આપણા મહારાજા કુમારગુપ્ત પેલી દુષ્ટાના પંજામાં સપડાયા ન હત તો જગતને આમ કહેવાનો સમય આવત ખરો ?

કૃષ્ણ—ત્યારે મહારાજાએ એવી ભૂલ કેમ કરી ?

મહા—એમાં મહારાજાનો દોષ નથી. સ્ત્રીનો મોહ કોઈ મૂકી શકતું નથી. સાક્ષાત્ શંકર ભગવાન પણ ભાન ભૂલી ભીલડીમાં મોહ્યા હતા, મહારાજા શાંતનું એક માછણમાં મોહ્યા અને ભીષ્મ જેવા મહાપ્રતાપી પુત્રને તરછોડી પેલી માછણનો પુત્રને રાજ્ય આપ્યું, *યયાતિ રાજા શર્મિષ્ઠામાં મોહ્યા અને પોતાના સ્વાર્થ ખાતર સગાપુત્રને વૃદ્ધ બનાવી પોતે યુવાન થયા.

કૃષ્ણ—મહામંત્રી ! ત્યારે હવે શું પરિણામ આવશે ?

મહા—પરિણામ પરમાત્માના હાથમાં છે. આપણે આપણો ધર્મ બજાવવાનો છે. ગોવિન્દગુપ્તની જેમ હું ક્રોધના આવેશમાં રાજ્યની સેવા તજી શા માટે ચાલ્યો ન ગયો ?

---

* મહાભારતમાં એવી એક કથા છે કે યયાતિ નામના રાજા વૃદ્ધ થયા તોપણ તેને સંસાર-સુખની તૃપ્તિ ન થઇ અને પોતાની સૌન્દર્યવતી સ્ત્રી શર્મિષ્ઠા સાથે વધારે વર્ષો આનંદથી ગાળવા ઇચ્છા થઈ. તેથી તે રાજાએ પોતાના એક પછી એક દરેક પુત્રને યૌવન આપી વૃદ્ધાવસ્થા લેવા કહ્યું. પુત્રોએ ના પાડી તેથી તેને શ્રાપ આપ્યો. નાના પુત્ર પુરૂએ પિતાના સ્વાર્થ ખાતર વૃદ્ધાવસ્થા લીધી તેથી તેને રાજ્ય આપ્યું.

સ્વર્ગસ્થ મહારાજા ચન્દ્રગુપ્તે મરણ સમયે કુમારગુપ્તનો હાથ સોંપી મને આજ્ઞા કરી કે એને પુત્રસમાન ગણી પાળજો. તેથી તેને મેં પુત્રથી પણ અધિક ગણીને મોટા કર્યા છે. આ આંખે તેનું અનિષ્ટ થાય તે જોઈ શકાય નહિ.

કૃષ્ણ—ત્યારે આપનો અનુભવ હવે શું કરવા કહે છે ?

મહા—અનુભવ ? અનુભવ શું તે જાણો છો ? મનુષ્યજાતિએ કરેલી ભૂલોનો સંગ્રહ તે અનુભવ. જેણે એ ભૂલોનો અભ્યાસ વધારે કર્યો હોય તે વધારે અનુભવી. મને તો હવે રાજ્ય ભયંકર દશામાં આવી પડવાનું હોય એમ જણાય છે. જો ખરા વફાદાર એક કે બે જ વીરનરો હોય તો આપત્તિના વાદળમાંથી બહાર નીકળી શકાય ખરૂં.

કૃષ્ણ—હું આપની જે આજ્ઞા હોય તે ઉઠાવવા તૈયાર છું.

મહા—કૃષ્ણગુપ્ત, કહેવું સહેલું પણ કરવું કઠિન છે.

કૃષ્ણ—હું ખાત્રી આપું છું કે મારા ઉપર ગમે તેટલું સંકટ આવી પડે તોપણ હું વફાદાર રહીશ.

મહા—કૃષ્ણગુપ્ત, મનુષ્યજાતને ત્રણ જાતના મોહ સન્માર્ગથી દૂર ખેંચી જાય છે. લક્ષ્મીનો મોહ, અધિકારનો મોહ અને સૌન્દર્યનો મોહ. કદાચ તમારી ફરજ બજાવતાં તમને કોઈ લક્ષ્મીથી લોભાવશે તો ?

કૃષ્ણ—લક્ષ્મીને હું ઠોકરે મારૂં છું.

મહા—કોઈ મહાન અધિકાર આપવાની લાલચ આપશે તો ?

કૃષ્ણ—તેનાથી પણ નહિ લલચાઉં.

મહા—પણ જો કોઈ સૌન્દર્યની મૂર્તિ તમારા તરફ આકર્ષાય તો ?

કૃષ્ણ—તો તેનાથી પણ દૂર રહેવા હું સમર્થ છું.

મહા—ધન્ય છે તમારી અડગતાને. આજે પ્રતિજ્ઞા કરો કે તમે છેવટ સુધી વફાદાર રહેશો.

કૃષ્ણ—એ પ્રભુ મને અડગ રહેવા શક્તિ આપ.

"હે ઈશ તુજને હું સ્મરૂં, શુભપ્રતિજ્ઞાના નામ પર"
"આયુ સાદર થશે મારો, દેશના ફરમાન પર."

મહા—ધન્ય ધન્ય. જાઓ અત્યારે અને આવારે તમે સમ્રાટના આવાસ ઉપર ચોકી કરો. જે થાય તે મુગે મહોડે જોયા કરો અને મને ખબર આપ્યા કરો.

કૃષ્ણ—( નમીને ) જેવી આજ્ઞા. ( જાય છે. )

મહા—હવે મારે ગુપ્તચરો પાસેથી ઇન્દિરાના બધા ખબર મેળવવા જોઇએ. કાનજી ઓ કાનજી. ( કાનજી આવે છે. ) બોલ શું ખબર છે ?

કાનજી—મહારાજ, આપે આજ્ઞા કરી કે તરત જ હું ઇન્દિરાને ત્યાં નોકરી માટે ગયો. મેદિનીપુરનો છું એમ કહ્યું એટલે તરત મને રાખ્યો. ત્યાં મહારાજ ગુપ્તસેન કોઈ કોઈ વખત આવે છે, અને કોઈ વીરજય કરીને આવ્યું છે તે ઇન્દિરા સાથે મળીને એવી ખટપટ કરે છે કે અનંતા મહારાણી થાય એવો લેખ સમ્રાટ પાસે કરાવી લેવો.

મહા—(વિચારમગ્ન હોય એવો અભિનય કરીને) હાં પછી?

કાનજી—આજે રાતના સમ્રાટ પધારવાના છે.

મહા—એમ કે? ઠીક છે. તું જા. (કાનજી જાય છે.)

યુવરાજ સ્કંદ—(આવે છે) મહામંત્રી પ્રણામ.

મહા—(હસીને) પધારો યુવરાજ, સેવકને શી આજ્ઞા છે?

યુવ. સ્કંદ—મહામંત્રી, જ્યારથી પેલી કુલટા આવી છે ત્યારથી પિતાશ્રીના સ્વભાવમાં ઘણો ફરક પડી ગયો છે. મારાં માતા સાથે વાત પણ કરતા નથી. મારી તરફ પણ લાગણી હોય એમ લાગતું નથી. મને પેલી દુષ્ટા ઉપર એટલો ક્રોધ ચડ્યો છે કે અત્યારે ને અત્યારે જઇ તેનો નાશ કરૂં એટલે દુઃખનું વાદલ દૂર થાય.

મહા—યુવરાજ, ઘણું જ સારૂં થયું કે તમે તે કાર્ય કરો તે પહેલાં મારી પાસે આવ્યા. તમે શાન્તિ રાખો. તેનો નાશ કરવાથી દુઃખ દૂર નહિ થાય.

સ્કંદ—કેમ ન થાય? બીજ જાય પછી વૃક્ષનો સંભવ ક્યાં રહ્યો?

મહા—(હસીને) યુવરાજ, તમે હજી બાલક છો. મોહને વશ થયેલો પુરૂષ પોતાની ઇચ્છા તૃપ્ત કરવા અનેક ઘટનાઓ ઘડે છે. જો તેની સંસારસુખની તૃપ્તિનું સાધન આપણે દૂર કરીએ તો તેને એટલો આઘાત થાય છે કે તેના પ્રત્યાઘાતમાં તે માનવ મટી રાક્ષસ બને છે.

સ્કંદ—ત્યારે હું શું કરૂં?

મહા—આ સાહસ ન કરો. તમારી યુવાવસ્થાના જુસ્સામાં ભવિષ્યમાં શું થશે તેની દરકાર તમને નથી. માટે મારી એટલી જ વિનંતિ છે કે મારી વૃદ્ધ માણસની સલાહ સાથે રાખશો તો સુખી થશો. જુસ્સો તો નદીના પૂરની સમાન છે. તેને રોકવાની અથવા ઇચ્છાનુસાર વાળવાની શક્તિને આપણે અનુભવ કહીએ છીએ. જો જુસ્સો અને અનુભવ સાથે મળે તો જ સત્કાર્યો થાય. નહિતર જુસ્સામાં કાર્યનો આરંભ થાય પણ પરિણામ તો સંતોષકારક કે લાભકર ન જ આવે.

સ્કંદ—હવે તમે જે સલાહ આપો તે પ્રમાણે કરૂં.

મહા—(તેના ખભા ઉપર હાથ મુકીને) પહેલાં તો તમારો જીવ જોખમમાં છે માટે પાટલીપુત્રમાં ન રહેતાં અન્ય સ્થળે જાઓ.

સ્કંદ—ક્યાં જાઉં?

મહા—કનકપુરમાં ગોવિન્દગુપ્ત પાસે.

સ્કંદ—(મહાન આશ્ચર્યથી) હેં—એં—એં ગોવિન્દગુપ્ત પાસે?

મહા—ગભરાશો નહિ. ગોવિન્દને હું પૂરેપૂરા ઓળખું છું. તેને રાજાનું એક જ કાર્ય ન ગમ્યું માટે પાટલીપુત્ર છોડીને ગયા. પણ મગધનું હિત તે ભૂલે એમ નથી. દેશ ખાતર પ્રાણ પણ આપે. તમને એ જેટલા સ્નેહથી સાચવશે તેટલું બીજો કોઇ નહિ કરી શકે.

સ્કંદ—ત્યાં જઇને શું કરૂં?

મહા—ત્યાં જઇને રહો અને હું બોલાવું ત્યારે જ અહિં પાછા આવો. ગોવિન્દને કહેજો કે શકરાજાઓ યુદ્ધની તૈયારી કરી રહ્યા છે માટે તમે પણ તૈયાર રહેજો.

સ્કંદ—મારે પણ યુદ્ધ કરવા આવવું છે.

મહા—યોગ્ય સમયે હું તમને બોલાવીશ. અત્યારે તો તમારો મુદ્દો બહાને જોગ અબાધ જાય એવી ખટપટ ચાલે છે માટે કૃપા કરી મુંગા મુંગા ત્યાં જઇને રહો.

સ્કંદ—વારુ. માતાજીની અનુજ્ઞા લઇ જાઉં છું. ( સ્કંદ જાય છે. )

મહા—હવે મારે પેલી ઇન્દિરાને ત્યાં ગુપ્તવેશે જઇ એના હાથમાં રાજ્યની લગામ ન જાય એ સંભાળ રાખવી પડશે. ભોળો રાજા કોઇપણ ક્ષણે અનન્તાના મોહમાં ફસાઈ તેને મહારાણીપદ આપી ન દે માટે તેને સમજાવવો પણ પડશે. નહિતર મહારાજા અશોક અને ચન્દ્રગુપ્તના સમયની ગુપ્ત મહારાજ્યની પ્રતિષ્ઠા સદાને માટે ભારતવર્ષમાંથી નિર્મૂળ થઇ જશે.



## પ્રવેશ ચોથો.



સ્થળ—વિલાસપ્રાસાદ.

કાનજી—(સ્વગત) બસ આજની બધી બાતમી મહામંત્રીને આપી ચૂક્યો છું. હવે અહિં શું બને છે તે જોવા આવ્યો છું. યોગાનુયોગ એવો થયો છે કે ઇન્દિરાનો તો હું ઘણો જ વિશ્વાસુ સેવક થઈ પડયો છું; અને બીજો અણકલ્પ્યો લાભ તો મને વીરબલની પુત્રીના સ્નેહનો થયો છે. મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે આ સેવા કરતાં સ્નેહ પણ મળશે અને તે વળી એક સુન્દરીનો. ( સામેથી પગલીનો અવાજ આવે છે. તે તરફ જોઇને ) આહા. આ તો એ જ આવી પહોંચી. વીરબલની પુત્રી અને મારી હૃદયેશ્વરી મેના. તેને જોતાં જ મને કંઈ કંઇ થઇ જાય છે.

મેના—( પ્રવેશ કરે છે. સ્વગત ) અરે પ્રભુ. તું પણ કેટલો નિર્દય છે ? સ્નેહી હૃદયને વિખુટાં પાડવામાં તને શી મજા પડે છે ? મારો સ્નેહ કાનજી ઉપર છે ત્યારે મારા પિતા તો કોઈ અન્ય વ્યક્તિ સાથે જ મારાં લગ્ન કરી દેવા ઇચ્છે છે. અરે આર્યભૂમિ ! તારા રીતરિવાજોમાં હિમાલય જેવડી મહાન ખામીઓ ક્યારે દૂર થશે ? જેને જીવન સાથે ગાળવું છે તેની ઇચ્છાની દરકાર કર્યા વિના–અથવા તો તેઓને હૃદય હોય એવી કલ્પના પણ કર્યા વિના–માતપિતા પોતાનાં બાળકોને શા માટે સાથે જોડી દેતાં હશે ? અરે પણ હું ભૂલી. પિતાજી સ્નેહના અસ્તિત્વમાં જ માનતા નથી. તે તો જગતને સ્વાર્થના સંચા તરીકે જ જુએ છે. એટલે તેમની પાસે મારી કોઇપણ વિનંતિ ચાલશે જ નહિ. ( વિચાર કરીને ) બસ હું પોતે જ મારી ઇચ્છા પ્રમાણે શા માટે ન વર્તું ? મનુષ્ય તરીકે મને પણ સ્વતંત્ર વર્તનનો શા માટે અધિકાર નહિ ? કોઇ અકસ્માતથી હું વીરબલની પુત્રી તરીકે જન્મી તેથી શું મારૂં વ્યક્તિત્વ નાશ પામ્યું ? કદી નહિ. ( મિજાજમાં આગળ દોડી જાય છે. અને કાનજી સાથે અથડાય છે ).

કાનજી—ધીરી યૌવનવના ધીરી. બહુ ખીજશો તો આસપાસ વૃક્ષોમાં વીંટાઇ પડશો. પ્રિય મેના. આવ આપણે સ્નેહગોષ્ટી કરીએ

મેના—( નિઃશ્વાસ નાખીને ) પ્રિય કાન, એ વાત ઉચ્ચારી તેં ફરી મારા હૃદયને અશાંત કર્યો.

કાનજી—કેમ શાથી ?

મેના—જ્યાં સુધી ઇન્દિરા આંહિ આવી ન હતી ત્યાં સુધી આપણાં લગ્નમાં વિઘ્ન નડે એમ ન હતું પણ હવે તેના સંસર્ગથી મારા પિતાની મહત્ત્વાકાંક્ષા વધી છે અને મને કોઈ ખટપટથી રાજ્યકુટુંબમાં પરણાવી દેવા માગે છે.

વીરબલ—( સેનાપતિના વેશમાં પ્રવેશ કરે છે. મેના તથા કાનજીને જોઇ ગુસ્સે થાય છે ) મેના. છોકરી, હજી તું એનો મોહ છોડી શકતી નથી ? મારે તને રાજ્યકુટુંબમાં પરણાવી સુખી કરવી છે.

મેના—પિતાજી, સ્નેહતરસ્યું હૃદય રાજ્યકુટુંબથી તૃપ્ત થશે ?

વીર—મારે તારૂં ડહાપણ ન જોઇએ. જગત તો સ્વાર્થમય છે. સ્નેહ જેવી વસ્તુ ત્યાં છે જ નહિ. સત્તા અને પૈસો મળે એટલે સર્વ મળ્યું. ( કાનજીને ) કાનજી, હવેથી તેની સાથે એક શબ્દ પણ બોલ્યો તો તને ભયંકર સજા કરીશ. ( મેનાને ) મેના, જા અંદર જઇને ઇન્દિરાને આંહિ મોકલ. ( મેના તથા કાનજી જાય છે. ઇન્દિરા આવે છે ).

ઇન્દિરા—( પ્રવેશે છે ) કેમ વીરબલ, શા ખબર લાવ્યા ?

વીર—ઘણા જ ખુશખબર, ઘણા જ ખુશખબર.

ઇન્દિરા—પણ શું ખુશખબર ?

વીર—ઘણા જ સરસ, ઘણા જ ઉત્તમ.

ઇન્દિરા—પણ શું તે કહેશો તો ખરા ?

વીર—બસ પૂછ જ ના, વાત જ ના કર.

ઇન્દિરા—અરે પણ તમને થયું છે શું ? આમને આમ બોલ્યા કરો છો ને ખબર તો કંઈ આપતા નથી.

વીર—એ તો તને તૈયાર કરૂં છું. કદાચ અતિ આનંદના ખબર સાંભળીને તને આઘાત લાગી જાય તો ?

ઇન્દિરા—દુઃખના ખબર સાંભળી આઘાત થાય. આનંદના ખબરથી કદી આઘાત થતો હશે ખરો ?

વીર—હા, જરૂર થાય. દુઃખના ખબરથી હૃદયને આઘાત થાય છે અને સુખના ખબરથી મગજને આઘત થાય છે, અને ઘણાનું ખસી પણ જાય છે.

ઇન્દિરા—મારૂં મગજ તો મજબૂત છે, એમ ખસે એવું નથી.

વીર—ત્યારે સાંભળ. આજે અહીં થોડા સમયમાં જ સમ્રાટ પધારશે. તું અનન્તાને આભૂષણોથી વિભૂષિત કર અને હૂં ઉત્તમ દારૂ લાવ્યો છું તેમાં એવી દવા મેળવી દઇએ કે રાજા તે પીતાં જ ભાન ભૂલી જાય.

ઇન્દિરા—અરે તો આપણો બેડો પાર.

કાનજી—( ગુપ્ત રીતે આ બધું સાંભળે છે. તે બાજુએ ) હવે આ ખબર મારે હમણાં જ મહામંત્રીને આપવા જોઇએ. ( કાનજી જાય છે. )

ઇન્દિરા—અનન્તા, એ અનન્તા. ( અનન્તા અંદરથી આવે છે ). જો પુત્રી તને થોડી સૂચના આપવાની છે. આજે સમ્રાટ પધારે ત્યારે પેલું ગાયન અને તે નૃત્ય કરી

બતાવજે. જો સમ્રાટ તારે હસ્તે દારૂ પીવાની માગણી કરે તો તરત કબૂલ ના કરતી. હું મહારાજાની ઇચ્છા વધારીશ અને યોગ્ય તક મળે ત્યારે તને નિશાની કરીશ.

વીરબલ—( બે કાગળ લાવીને બતાવે છે ) જો બીજી યુક્તિ તને બતાવું. આ બે પત્રમાં બે જુદા જુદા લેખ કરેલા છે. એકમાં માત્ર એટલું જ લખ્યું છે કે " અનન્તાને મારી રાણી તરીકે સ્થાપું છું." જ્યારે આ બીજા પત્રમાં એમ લખ્યું છે કે " અનન્તાને હું મહારાણીપદ આપું છું અને તેનો પુત્ર થાય તેને મગધનું રાજ્ય સોંપું છું." હવે આ પત્રો કેવી રીતે ગોઠવવા અને કેવી રીતે બીજા ઉપર રાજાની સહી કરાવી લેવી તે જો. ( એક ઉપર બીજો કાગળ ગોઠવી દેતાં પહેલો લેખ વંચાય અને નીચે સહી કરે તે બીજા લેખવાળા કાગળમાં એવી રીતે બન્ને કાગળો ગોઠવી બતાવે છે )

ઇન્દિરા—ત્યારે જો આ દવા દારૂની સાથે મિશ્ર કરતાં જ તેમાં અદ્દભૂત સ્વાદ આવે અને પીનાર ભાન ભૂલી જાય.

વીર—શાબાશ તારીજાત શાબાશ. તારી પાસે તો કલિ પણ પાણી ભરે.

" ચંચલ નારી જાત, પ્રપંચમાં પૂરી ખરે "
" લાગે કોમળ જાત, પણ રાજ્યોની રમતો કરે. "

ચોપદાર—( આવીને ) સમ્રાટ પધારે છે. હું આગળથી આપને ખબર આપવા આવ્યો છું.

વીર—જા ઇન્દિરા. જલદી અનન્તાને તેડી લાવ ( ઇન્દિરા અંદર જઈ અનન્તાને તેડી લાવે છે. સુંદર વસ્ત્રો અને આભૂષણોથી તેનું સૌન્દર્ય અત્યંત મોહક લાગે છે )

છડીદાર—( પ્રવેશ કરે છે ) ગુપ્તકુલભૂષણ, મગધપતિ, સમ્રાટ કુમારગુપ્તનો જય.

ઇન્દિરા તથા અનન્તા—( સમ્રાટને ) પધારો મગધ સમ્રાટ, બિરાજો.

કુમારગુપ્ત—( આસને બેસીને ) અનન્તે! તને મળ્યા સિવાય મારા હૃદયને ચેન પડતું નથી. ખાતાં, પીતાં, સુતાં, બેસતાં ફક્ત અનન્તાનું સ્મરણ જ દૃષ્ટિ આગળ તર્યા કરે છે. પ્રિયે, તારી મધુરી વાણીનો પ્રસાદ આપ.

અનન્તા—જેવી આજ્ઞા સ્વામિરાજ.

સોરઠ

પધારો ઉમંગે વધાવું હો રાજ
બિરાજો આ ઉરમાં રસભીના રસરાજ ... ... ટેક

સાખી

જેમ સુવાસ સુપુષ્પની તેમ જ સ્નેહ સુવાસ
ઉદારના તમ હૃદયની પ્રસરી રહી ચોપાસ
શોભાવો, દીપાવો, ખીલાવો, ઉર આજ ...પધારો

સાખી

મીઠો રસ ફલમાં ભર્યો, તેથી આમ્ર રસાલ
સ્નેહ મીઠો વરસાવીને, કરજો હૃદય રસાલ
ઉલ્લાસે, વિકાસે, ઉર મારું શિરતાજ ...પધારો

સાખી

એક પ્રકાશ છે સૂર્યનો, બીજો ચંદ્ર પ્રકાશ
ત્રીજો છે તમ કીર્તિનો, ઉજ્જ્વલ પૂર્ણ પ્રકાશ
પ્રકાશો, ચોપાસ, આ દેશે હો રાજ ...પધારો

કુમાર—પ્રિયે, તારા કોમલ હસ્તે આ સંગીતરસની સાથે મદિરારસનું પણ પાન કરાવ. લાવ એક ચશક ભરી આપ.

( અનન્તા તેની માતા તરફ જોઇ રહે છે. )

ઇન્દિરા—સમ્રાટની આજ્ઞા શિરોમાન્ય છે પણ જ્યાં સુધી અનન્તાને રાણી તરીકે સત્તા મળી ન હોય ત્યાં સુધી એ આપને મદિરા આપવાની હિંમત શી રીતે કરી શકે ?

કુમાર—અનન્તા મારી રાણી છે જ.

ઇન્દિરા—જ્યાં સુધી લેખિન હુકમ ન હોય ત્યાં સુધી અન્ય જનોને પ્રતીતિ કેમ થાય ?

કુમાર—વીરમલ, અત્યારે ને અત્યારે એક કાગળમાં લખી લાવ કે "અનન્તાને હું મારી રાણી તરીકે સ્થાપું છું."

વીર—જેવી આજ્ઞા. ( કાગળ લખતો હોય એવો અભિનય કરી ) લ્યો પ્રભુ, આમાં સહી કરો. ( એક ઉપર બીજો કાગળ ગોઠવી આપે છે. )

કુમાર—( ઉપરનો કાગળ વાંચીને ) બરોબર છે. લે હવે મારી સહી કરી આપું. ( સહી કરવા લેખિની હાથમાં લે છે કે તરત મહામંત્રી પ્રવેશે છે )

મહામંત્રી—સમ્રાટ ચેતો.

કુમાર—( તેના તરફ જોઇને ) કોણ ? મહામંત્રી ? અહીં ક્યાંથી ?

મહા—મહારાજ, એ લેખમાં કપટ છે. એમાં સહી ન કરો.

કુમાર—મંત્રી એ લેખ મારી આજ્ઞાથી જ લખાયો છે.

મહા—ના, મહારાજ. એ આપની સમજણમાં ભૂલ થાય છે.

કુમાર—બસ કર, મારી ભૂલ કદી થાય જ નહિ.

મહા—એકવાર નહિ પણ હજારવાર થાય. મોહથી અંધ થયેલા રાજા વિચાર કરો તમે મનુષ્ય છો તેથી ભૂલને પાત્ર છો. વળીઃ

"નથી એ સ્નેહની મૂર્તિ, નથી આરામ દેનારી"
"કરો વિશ્વાસ એનો તો, ઘડીમાં ભંગ કરનારી"
"તજો એ મોહની મૂર્તિ, ભરી છે સ્વાર્થથી ભારી"
"પલકમાં કંઇક રાજ્યોની, ઉથલપાથલ એ કરનારી"

કુમાર—મહામંત્રી, હમણાં તમારી બુદ્ધિમાં ફેર કેમ પડયો જણાય છે ?

વીર—મહારાજ, પશ્ચિમની હવા જ એવી છે. ગોવિન્દગુપ્ત ત્યાંથી આવ્યા કે તરત તેનું મગજ ખસી ગયું અને આજે મહામંત્રીને તે ચેપી રોગ લાગુ પડયો.

મહા—અણસમજુ રાજા યાદ કરો. સમજો કે કોની બુદ્ધિમાં ફેર પડયો છે ? નાના બાલકથી મોટી ઉમર સુધી પુત્રસમાન ઉછેરી તમને કોણે મોટા કર્યા ? રાજ્યનીતિનું શિક્ષણ આપી આ મહાન સિંહાસનને યોગ્ય કોણે બનાવ્યા ? અને મહારાજા અશોકે સ્થાપેલ અમર કીર્તિરૂપ મગધસામ્રાજ્યની પ્રતિષ્ઠાને ધૂળમાં નાખવા તમને કોણે ભમાવ્યા ?

કુમાર—અત્યારસુધી મેં મુરબ્બી તરીકે માન આપ્યું તેથી ફુલાઇ ન જા. મને હવે તારૂં કપટ પૂરેપૂરૂં સમજાય છે. તેં દિવસે શાંત રહેવાનો ડેળ કરી ગોવિન્દગુપ્તને તેં જ ઉશ્કેર્યો હતો, સ્કંદને પણ મારી વિરૂદ્ધ ઉશ્કેરી તેં જ દૂર મોકલી આપ્યો છે, અને શક-રાજાઓને ઉશ્કેરી મારી સામે યુદ્ધ કરવાનું તેં જ કપટ કર્યું છે.

મહામંત્રી—અરે એકદર રાજા,

" મગધનું લુણ મેં ખાધું, મગધને પ્રાણ દેવાનો "
" કરીશ જો દેહના ટુકડા, મગધનું નામ લેવાનો "

કુમાર—બસ હવે મારે તારા જેવા બહારથી વફાદારીનો ઢંઘ કરતા પણ અંદરથી ઝેરી નાગ જેવા માણસની જરૂર નથી.

વીર—બરાબર છે સમ્રાટ.

કુમાર—વીરબલ. અત્યારથી હું તમને મહામંત્રીપદ આપું છું અને આ નિમકહરામને યોગ્ય સજા કરવાનું પણ તમને સોંપું છું.

( રાજા ક્રોધના આવેશમાં ત્યાંથી બહાર ચાલ્યો જાય છે )

મહામંત્રી—( હસીને ) હા-હા-હા. વીરબલ તું મંત્રી ?

વીર—શા માટે નહિ ? શું તારામાં જ અક્કલ છે અને મેં ઇજારે મુકી છે ?

મહામંત્રી—કાગડો ડુંગર ચડે તેથી ગરૂડ કહેવાય ખરો કે ? બકરો ખૂબ માતી જાય તેથી ગજરાજ બને ખરો કે ? ગધેડો સિંહનું ચર્મ પહેરે તેથી તે વનરાજ ગણાય ખરો કે ? વીરબલ આ તો રાજ્યના મામલા છે, સાધુનાની સરલ સેખ નથી.

" નથી આ સાધુની ઝોળી, ઘરેઘર ભીખ લેવાની "
" અહીં તો રાજ્યની ઝોળી, સમયપર પ્રાણ દેવાની "

ઇન્દિરા—સત્તાથી દૂર થયેલા દંભી, જો આ લેખ. ( દૂરથી બતાવે છે ) તેમાં સહી થઇ ચુકી છે અને હવેથી અનન્તા મહારાણી છે. રાજ્ય અર્માંરૂ છે.

મહા—શું ગુપ્તવંશની ગાદી એક વેશ્યાપુત્રના હાથમાં જશે ? એ કદી પણ નહિ બને. ( આગળ ધસીને કાગળ ઝુંટવી લે છે અને ગોળો કરી દૂર ફેંકી દે છે. કાનજી ત્યાં ઉભેલો છે તે કાગળ લઇ નાસી જાય છે ).

વીર—દુષ્ટ, નરાધમ, જો હવે હું તને યોગ્ય સજા ફરમાવું છું. સૈનિકો આને કેદ કરો.

( બે ત્રણ સૈનિકો બહારથી આવી મહામંત્રીને હાથમાં તથા પગમાં બેડી નાખે છે અને તેને જોરથી પકડી રાખે છે ).

( ઇન્દિરા તથા અનન્તાના મુખપર ભય, વીરબલના મુખપર ગુસ્સો અને મહામંત્રીના મુખપર હાસ્ય). મુકાભિનય દશ્ય ( Tableau )



# ઈટાલીનો રાષ્ટ્રવિધાતા

## બેનિટો મ્યુસોલિની.

લેખકઃ—છેલશંકર દ. વ્યાસ

( ગતાંકથી ચાલુ )

અને આ બધો વખત મ્યુસોલિની શું કરતો હતો ? એની દશા કેવી હતી. દુર્ધર્ષને અણનમ એ મહારથી માથું ઉછાળીને પોતાના રાષ્ટ્રવાદના બુલંદ સૂર સંભળાવ્યે જતો હતો. જડતામાં જકડાયેલાં આમવર્ગનાં કલેવરોમાં ચેતના સિંચવા તે દિનરાત પરિશ્રમ સેવતો હતો. એને લાગ્યું કે હવે તો રાષ્ટ્રાભિમાની ગણતર ઈટાલીયનોનું સંગઠ્ઠન કરવાની જરૂર છે.

માતૃભૂમિનું નખ્ખોદ વાળતા સામ્યવાદીઓનો સામનો કરવા એણે ૧૯૧૯ના પ્રારંભમાં કટ્ટર રાષ્ટ્રાભિમાની 'ફેસિયોદિ કોમ્બેટીમેન્ટો'* ની સ્થાપના કરી. એ સંઘની સમરબાંગ—battle cry—પણ એના નામ જેટલી જ ઉદ્દામ અને નવચેતના પોષનારી હતીઃ 'Respect for the Flag' 'જય હો માતા ઈટાલીના રાષ્ટ્રધ્વજનો !'

જાણે કે ફેસિયોની સ્થાપના ઉપર તિરસ્કારનું અટ્ટહાસ્ય કરતો હોય તેમ લેનિને મ્યુસોલિનીના નવીન દલની વાત સાંભળીને વિજયમસ્તીનાં વચનો ઉચ્ચાર્યાં કે ઈટાલીનો સામાજિક વિપ્લવ પરિપૂર્ણ થયો છે અને ઈટાલીની સંકુચિત રાષ્ટ્રભાવના આજે વિરાટ્ બોલ્શેવિઝમમાં વિલીન બની છે. લેનીનને ઈટાલીની ક્રાન્તિ અંતિમ લાગી. મજુરવાદનો એ મહાન્ પિતા પોતાંના અનુગામીઓના વિજય ઉપર મુસ્તાક રહીને આત્મશ્રદ્ધાનાં વચનો ઓચર્યો. પણ ક્રાન્તદર્શી લેનિન ચૂક્યો. એને ઇટાલીની એક મહાવ્યક્તિના પ્રતાપનો પૂરો પરિચય નહોતો, જે કાળે લેનિન ઇટાલીના પરિવર્તન ઉપર ખુશાલીનો સંતોષ અનુભવતો હતો, બરાબર તે જ કાર્યે પેલો બ્યકોરસ્ક દીર્ઘબાહુ નૌજુવાન મ્યુસોલિની 'પોપોલો દ' ઈટાલીઆ'ની ઓફિસમાં ટેબલ ઉપર બેસીને બોલ્શેવિઝમ સાથે પત્રની કટારોમાં ઉગ્ર આહ્વાન ફેંકી રહ્યો હતો. સૌદામિની સરખી એની લેખિની ચેતના, પ્રેરણા અને અસ્મિતાના ચમકાર સર્જતી હતી. એની કલમમાંથી શબ્દો નહોતા નિર્ઝરતા પણ એના આંઝાદ આત્માની અગ્નિ શિખાઓ શબ્દોનું રૂપ ધારતી હતી. એ કંઇ એકલા અગ્રલેખો લખીને નહોતો વિરમતો. પત્ર પૂરૂં થતાં જ તે પ્રવાસે નીકળી પડતો અને ઈટાલીના તરુણોને વિનાશકારિ મજુરવાદ—સામ્યવાદ—સમાજવાદ સામે મોરચા માંડવા આવાહન અર્પતો.

---

* 'Facisdi Conibetimento'—ફેસિયો 'ચણ્દ' મીક 'Facese' ઉપરથી સંઘ=સમૂહબળ અથવા એક્યમાંથી ઉતરેલો છે. અને 'કોમ્બેટીમેન્ટો' એ સમૂહની લડાયક શક્તિનો પ્રતીક છે.

૧૯૧૮માં ફેસિયો સ્થાપીને એણે ઈટાલીની તરુણ જનતાનું સંગઠન આદર્યું. ૬૦ સુનંદા નરવીરોને મોખરે એણે રાષ્ટ્રવાદી સૈનિકસંઘની કવાયત શરૂ કરી. ઈટાલીનાં આગેવાન વર્તમાનપત્રોએ એકલ ને અસહાયિત મ્યુસોલિનીની વાયુવૃત્તિ જેવી યોજના ઉપર કટાક્ષના ચાબખા લગાવ્યા. પણ મ્યુસોલિનીએ તો દેવાધિદેવની આત્મશ્રદ્ધાપૂર્વક ભવિષ્યવાણી ઉચ્ચારી કે, "આજે તમે ભલે મારા 'ફેસિસ્મો'ને હસી કાઢો. એક દિવસ તમે જ એને હર્ષભેર વધાવીને એનાં ગુણગાન કરશો." અને સાચે જ બે વર્ષ પછી લોકો ફેસિઝમને અને મ્યુસોલિનીને આરાધવા લાગ્યા.

મ્યુસોલિની અથંગ કર્મવીર હતો, સમયનાં ચિન્હો વાંચીને પ્રસંગે ઘા કરી જાણનાર હતો. અને છતાં પૂરેપૂરો સાહસિક હતો. રશીઆતોષ્યા સામ્યવાદીઓ પશુબળ અને શસ્ત્રબળથી શાસન ચલાવતા. કર્મવાદી મ્યુસોલિનીએ પશુબળથી અને શસ્ત્રબળથી જ તેમને જેર કરવા મુરાદ બાંધી. એનું પ્રથમ પહેલું ફેસિસ્ટ સૈનિકદલ—માત્ર ૬૦ જુવાનોની મુઠ્ઠીભર ટુકડી—જીવનમરણની પરવાહ કર્યા વિના લાઠી, લાકડી, બોંબ અને રિવોલ્વર લઈને હજારો સામ્યવાદીઓનાં મશીનગન ધારી કટકોનો સામનો કરવા ચાલી નીકળ્યું. શસ્ત્રબળ વડે જ જુલ્મી સરકારને અને એના રશીઅન સાગ્રિતોને મ્હાત કરવા સારુ શૂરા સાહ સૈનિકોએ ભીષણ તૈયારીઓ કરી.

મરતાં, મારતાં, આખડતાં પણ આ અર્ધશત શૂરવીરોએ ઈટાલીની રાષ્ટ્રીયના અભંગ જાગતી રાખી, ઈટાલીના રાષ્ટ્રધ્વજને સદા અનવનત ટકાવ્યો અને રોમની શેરીએ શેરીએ એ રાષ્ટ્રધ્વજની વિજયહાક સંભળાવી.

એમની કર્મરતિ જોઈને ઈટાલીના બીજા તરુણો તેમના પ્રત્યે આકર્ષાયા. ૧૯૧૯ અને ૨૦માં રાષ્ટ્રમતવાદી ફેસિસ્ટદલનો કંઇક વિસ્તાર થયો. પરંતુ એ વધતા જતા મહાવીર દલના શત્રુઓ પણ એટલા જ પ્રમાણમાં બેવડાતા હતા. ફેસિઝમનું ચિહ્ન ધારણ કરનારને સામ્યવાદીઓ દીઠો ન મૂકતા. જે કોઇ ફેસિસ્ટ હાથમાં પડતો તેને આ લોહીતરસ્યા વિરાષ્ટ્રીય ઇટાલીઅનો વાઢી નાખતા. ૧૯૨૦ની આખરમાં આટઆટલી વિષમતાઓ સામે પણ ફેસિસ્ટ જૂથનો એવો સરસ જમાવ થયો કે સામ્યવાદીઓને ભય પેઠો. એટલે એમણે ફેસિસ્ટોને કચરી મારવાનો એક મહાન્ પ્રયાસ કરી જોયો. એમણે ઉત્તર ઇટાલીનાં તમામ કારખાનાંઓ સર કર્યાં અને પછી ૧૯૨૦ના નવેમ્બરમાં બોલોનાની મ્યુનિસિપાલિટીની ચુંટણી થઈ ત્યારે બહુ સંખ્ય સામ્યવાદી કૌન્સીલરોએ અલ્પસંખ્ય ને વિરાધી ફેસિસ્ટ સભ્યો સામે મશીનગનો માંડી જાનભાઇઓનો કારમો સંહાર આદર્યો. એ હત્યાકાંડથી તો સારાયે ઇટાલી ઉપર અરેરાટીનો એક પ્રચંડ તરંગ ફરી વળ્યો. ઇટાલીઅન પ્રજાના મનમાં ભયંકર ધાક પેસી ગઈ અને મધ્યમવર્ગનો મ્યુસોલિનીએ જાગૃત કરેલો ઉત્સાહ જમીનદોસ્ત થયો.

એણે સામ્યવાદીઓ સાથે બોલોના પ્રદેશમાં રણજંગ મચાવ્યો અને ત્રણ દિવસોની અવિશ્રાન્ત ખુંનખાર લડાઇ પછી તમામ સામ્યવાદીઓને જેર કરી નાંખ્યા. જ્યારે બોલોનાના નગર-ચોકમાં વિજય પ્રસ્થાનનાં પડઘમ સાથે એણે કુચ કરી ત્યારે બોલોનામાં એકપણ સામ્યવાદી માથું ઉંચકી શકયો નહીં, એ પ્રદેશમાંથી તો સામ્યવાદનું જડમૂળ કાયમ માટે ઉખડી ગયું.'

આ એક જ વિજયે મ્યુસોલિનીની સ્થિતિ પલટી નાંખી. મ્યુસોલિની ઇટાલીની તરુણ જનતાનો આરાધ્યદેવ બની રહ્યો. એના અદ્ભુત વિજયનો પ્રતિધ્વનિ ઇટાલીના દિક્પ્રદેશોને ગજવી રહ્યો અને ખુણેખુણેથી આગના ભડકા જેવા તરુણો એના નેન નીચે ટોળે મળ્યા. આખાયે યુરોપને આ સમાચાર સાંભળીને અનેક આશ્ચર્ય થયું. જે લોકોને પહેલાં ખાત્રી જ થઈ હતી કે ઇટાલી રશીઆને માર્ગે ચડી ચૂકયું છે તેમને મ્યુસોલિનીની વિલક્ષણ ફત્તેહ વિશેષીને એટલી જ અજાયબી ઉપજી. બબ્બે વર્ષો સુધી સામ્યવાદની લાલ જુલ્મજહાંગીરી નીચે ઇટાલીના મધ્યમ વર્ગે મુંગી વેદના અનુભવીનો ઉંડાં અંતરમાં ઘૃણા ભરી રાખી હતી. તે સઘળી મ્યુસોલિનીના વિજય સાથે, ધુંધવતો વહ્નિ જેમ પવનમાં પ્રજ્વળી ઉઠે. તેમ ચોવડા જોસથી ફાટી નીકળી. જ્યાં જુઓ ત્યાં ફેસિઝમના વિજયનાદની ગર્જના સંભળાવા લાગી. ઇટાલીના દરેકેદરેક શહેરમાં ફેસિઝમની શાખા ઉઘડી અને ગામેગામથી સ્વાધીનતાના પ્યાસી તરુણો એ કેન્દ્રસંસ્થાનાં પ્રાંગણોમાં ઉભરાવા માંડયા. સામ્યવાદ અને સામ્યવાદીઓ સામે હવે તો પ્રાવેશિક લડાઇઓનાં પણ મંડાણ થયાં કોમ્યુનિઝમ સામે ઇટાલીના મધ્યમ વર્ગનો, ઇટાલીના શક્તિસ્વરૂપ નૌજુવાનોનો મહાસંગ્રામ રચાઇ ગયો. દામ દામ લાઠી, રિવોલ્વર, બોમ્બ, અને હુતાશનની ઝડી વરસવા લાગી. રોજરોજ સેંકડો સામ્યવાદીઓ અને ફેસિસ્ટો સામસામા વઢાઇ જવા લાગ્યા. લોહી! લોહી! બસ રાષ્ટ્રવિરોધી સામ્યવાદીઓના લોહીની પ્યાસ ઓછી સંખ્યાવાળા ફેસિસ્ટોના દિલને બાળવા લાગી.

ચોવીસ મહિનાં લગી આ આંતરવિગ્રહ સળગ્યા કર્યો અને પ્રત્યેક લડાઇમાં ફેસિસ્ટોનો ઉજ્જ્વલ વિજય થતો ગયો. જે કોઇ મ્યુનિસિપાલિટી સોવિયેટનો વાવટો દેખાડવા હિમ્મત કરતી તો તત્ક્ષણ તેના પર ફેસિસ્ટોનું દળકટક ત્રાટકતું અને કાં તો એ મ્યુનિસિપાલિટીને સર કરતું અગર તો ભસ્મસાત્ કરી નાંખતું. સામ્યવાદના ધ્વજને જમીનદોસ્ત કરી ફેસિસ્ટો ઇટાલીનો રાષ્ટ્રધ્વજ ત્યાં ફરકાવતા અને જૂના કૉન્સીલરોને હદપાર કરતા. સામ્યવાદીઓ જ્યારે જ્યારે એક અત્યાચાર કે ખૂન કરતા—અને ખૂન તેઓ ઘણાં જ કરતા—ત્યારે ત્યારે ફેસિસ્ટો એક સાટે બે ખૂન કરીને બદલો લેતા. બોમ્બવૃષ્ટિ અને મનુષ્યમારણનો કંઈ નેઠો ન રહેતો. સમાજવાદી, સામ્યવાદી અને ક્રાન્તિવાદી અખાડાઓ ઉપર ફેસિસ્ટો દરોડો પાડતા. કાવત્રાંબાજોને છૂપાવાની જગ્યાઓ બધી જ નાબુદ થવા લાગી. સત્વર અને સચોટપણે સામ્યવાદનું ઉન્મૂલન મંડાઇ ગયું.

દેશમાં ચોમેર ફેસિસ્ટો વિજયને વરતા હતા છતાં ઇટાલીના શાસનતંત્રના સુકાનીઓ તો હજુ સુધી પેલા સમાજવાદીઓ જ હતા. ઇટાલીની પાર્લામેન્ટમાં એમનું સંખ્યાબળ અવિચ્છિન્ન હતું. રાજસત્તાના તેઓ ધારનાર હતા. એ સત્તાનો એક અંતિમ અખતરો કરી ફેસિસ્ટોનું નિકંદન કાઢવા તેમણે ભગીરથ પ્રયાસ કરી જોયો.

ઘાત એમ બની કે, ફેસિસ્ટોના અદ્ભૂત વિજયથી અંજાઈને, આ સત્તાધારી સમાજવાદીઓએ શત્રુદળને સરકારી સૈન્યથી સંહારવાનો મનસુબો રચ્યો. શસ્ત્રબદ્ધ દમનનીતિ સરકારે અખ્તયાર કરી. ૧૯૨૦ ના ઑગસ્ટની પહેલી તારિખે તેમણે આખા ઇટાલીનાં નગરોમાં સાર્વત્રિક ને સર્વપક્ષી હડતાલ પડાવી. એમ કરીને એમણે એમ બતાવવા પ્રયત્ન કર્યો કે ઈટાલીનો આમવર્ગ હજીયે તેમના પર વિશ્વાસ રચાપે છે. પણ એમણે મ્યુસોલિનીના બળની બરાબર ગણતરી નહોતી કરી. સંક્રુધ્ધ મ્યુસોલિનીએ સરકારને તકાદો આપ્યો કે હડતાળ ઉઠાવો, નહિતર અમે અમારૂં બળજોર વાપરીને ૪૮ કલાકમાં દુકાનો અને કારખાનાં ખોલાવી નાંખશું. સમાજવાદી સરકારે પોતાની સત્તા ઉપર મદાર બાંધીને મ્યુસોલિનીની હાકની અવગણના કરી. તુરત જ શસ્ત્રધારી ફેસિસ્ટોનાં ધાડાં રોમ અને અન્ય નગરો ઉપર પથરાઇ વળ્યાં. સમાજવાદી સરકારની સત્તા સામે થઈને મજુરો હજારોની સંખ્યામાં મ્યુસોલિનીના વાવટા નીચે એકઠા થયા. બંધ કારખાનાં અને દુકાનોનું રક્ષણ કરતી સમાજવાદી સૈનિક ટુકડીઓ ઉપર મ્યુસોલિનીની દુર્ભેદ્ય વજ્ર ટુકડીઓએ હલ્લો કર્યો. શસ્ત્રોના કંઇક દાવપેચ ખેલાયા. કંઈક માણસો રહેંસાયા. રોમના નગરચોકમાં લોહીની નીકો ચાલી. સરકારે લશ્કરી કાયદો જાહેર કરી જંગી ફોજ ફેસિસ્ટો સામે ખડી કરી. ઠેકઠેકાણે લશ્કરો આખડયાં. રોમની લોહીતરસી ધરતીએ માનવરક્તનું દિલભર પાન કર્યું. મ્યુસોલિનીના Ironsides વજ્રાંગ સૈનિકો રાષ્ટ્રધ્વજના વિજયનાદે યંત્રની નિયમિતતાપૂર્વક છતાં બળના ઉત્સાહ સાથે ધૂમવા માંડ્યા. મીલાન અને બીજાં શહેરોની સમાજવાદી મ્યુનિસિપાલિટીઓ ઉપર એમણે દંગો લગાવ્યો. 'જય હો રાષ્ટ્રધ્વજ'ની એક જ હાકલના પ્રેર્યા ફેસિસ્ટો સમાજવાદી સરકારના અનગળ લશ્કરના સૂસવતા ગોળા નીચે પડવા લાગ્યા. ફેસિસ્ટો પાસે યંત્ર-તોપો નહોતી, છતાં યંત્રતોપોના ગોળા એમણે છાતી ઉપર ઝીલ્યા. એતો દેશ કાજે પ્રાણ પાથરનાર શહીદો હતા. એમના આત્મપ્રદેશમાં આઝાદીની આગ બળતી હતી. તોપગોળાની વૃષ્ટિને નહીં ગણકારતાં એમણે છત્રીશ કલાક સુધી શત્રુનું સંહારકાર્ય સહન કર્યું. એમની શહીદી આખરે વિજયવન્ત નીવડી. ૩૬ કલાકને અન્તે તમામ હડતાળો ઉપડી ગઈ અને જેમ જેમ ફેસિસ્ટો મરાતા ગયા તેમ તેમ કામદાર વર્ગ અને મધ્યમ વર્ગના હજારો શહીદો ઇટાલીના રાષ્ટ્રધ્વજ નીચે આત્મસમર્પણ કરવા દોડવા લાગ્યા. સામ્યવાદીઓની સત્તા પહેલીવાર અને છેલ્લીવાર ભાંગીને ભૂક્કો બની. 'રાષ્ટ્રધ્વજ'ની વીરહાકના અનેરા બળે જુવાન ફેસિસ્ટોએ શાબ્દી કૌવતનો મહાસાગર રેલાવ્યો.

ફેસિસ્ટોનો એ ખરો વિજય દિન ! સામ્યવાદીઓ અન સમાજવાદી સરકારનો, મ્યુસોલિનીના મહાવીર દલને કચરી નાખવાનો એ છેલ્લો ભાવભુ ભગીરથ પ્રયાસ, અને નિષ્ફળ નીવડેલી મહા ઝુંબેશ ! પુરૂષવર મ્યુસોલીની એમાંથી સકળ પ્રજાજનોનો આરાધ્યદેવ બનીને નીસર્યો. દેશનના હૃદયપ્રદેશે એનું સિંહાસન અવિચળ મંડાઈ ગયું. શેરીએ શેરીએ સ્વાધીન પ્રજાજનો એક જ ઉચ્ચાર કરવા લાગ્યા કે અમારો મ્યુસોલિની ઇટાલીના પ્રજાસત્તાક તંત્રનો પ્રેસિડેન્ટ છે, મ્યુસોલિની અમારો માલેક છે, બેનિટો અમારો તારણહાર છે.

વરણી કરવી જોઇશે, મહિતર.........! અને સાચે જ નવી વરણી થઇ તેમાં મ્યુસોલિની અને તેના Ironsides ની જબ્બર બહુમતિ આવી. આગમચેત મ્યુસોલિનીએ, આર્ષદ્રષ્ટા બેનિટોએ રાજકુટુંબને હદ્દપૂત કરવાને બદલે, પોતે માત્ર પ્રધાનપદ સ્વીકાર્યું અને ઇટાલીની રાજસંસ્થાને જીવંત રાખી. ઇટાલીની પાર્લામેન્ટમાં ફેસિસ્ટોનો રાષ્ટ્રધ્વજ સગૌરવ ફરકવા લાગ્યો. ઇટાલીની સ્વદેશપ્રેમી પ્રજાનો માલિક બનીને બેનિટો મ્યુસોલિની પોતાને ઉજ્જ્વલ પદે વિરાજવા લાગ્યો.

પ્રધાનપદે આવતાં જ એણે સમસ્ત વહીવટની સાફસુફી આદરી. ઢીલા ને પ્રમાદી સમાજવાદીઓ પાસેથી એણે અધિકાર ઝુંટવી લીધા. નાણાં વિષયમાં એણે પરિવર્તન આણ્યું. વર્ષો પહેલાં જેલમાં બેઠે બેઠે એણે ઇટાલીના અર્થશાસ્ત્રની અને નાણાં વ્યવસ્થાની જે યોજનાઓ સેવી હતી તેનો પરિપાક એણે આ વખતે મૂર્ત કર્યો. અને નવીન વ્યવસ્થા ટકાવવા માટે એણે નવીન ઉત્સાહી મંત્રીઓ નીમ્યા. ખુણેખાચરેથી શક્તિસંપન્ન તરુણોને ઉઠાવીને એણે વિધવિધ ખાતામાં ગોઠવી દીધા. નાણાંખાતા ઉપર એણે નીમેલા મંત્રીનું નામ સાંભળીને તો યુરોપના રાજપુરુષો છક થયા. યુનિવર્સિટીમાં ભાષણો આપતો, અર્જાણ્યો બિચારો પ્રોફેસર દ' સ્ટેફાની ! એને ઉઠાવીને મ્યુસોલિનીએ ઇટાલીનો નાણામંત્રી બનાવ્યો, આજે પણ આ સેવાવ્રતધારી મુંગો દેશભક્ત ઇટાલીનું અર્થજંત્ર અદ્ભુત કુનેહથી તૈયાર કરી, નાણાંની સફળ વ્યવસ્થા યોજી રહ્યો છે. મ્યુસોલિનીની પ્રેરણા નીચે એણે ઇટાલીને તરતી અર્પી છે. આમ પ્રત્યેક ખાતામાંથી એણે જુના નિરુત્સાહ મંત્રીઓને હાંકી કાઢ્યા અને તેમની જગ્યાએ ઉત્સાહ ને શક્તિની મૂર્તિ સમાણા તરુણ વીરોને આરોપ્યા. એક સામટા એક લાખ સિવિલિયનોને એણે બરતરફ કર્યો. શક્તિ અને શૌર્યના હિમાયતી આ નરકેસરીને તો એકલા કર્મવિરો જ જોઇતા હતા. પ્રત્યેક ખાતામાં એણે સખ્ત નિયમન દાખલ કર્યું. ઇટાલી અને એક જ ઇટાલીના ગૌરવની ચેતનવતી ખુમારી એણે પ્રજાજીવનમાં ઓતપ્રોત કરી.

રાષ્ટ્રવિધાન અથવા પ્રજાવિધાનનો આધાર રાષ્ટ્રીય કેળવણી ઉપર છે. ઇટાલીની શિક્ષણપદ્ધતિ આજે દિન લગી નિષ્પ્રાણ હતી, રાષ્ટ્રીયત્વવિહીન હતી. મ્યુસોલિનીએ પ્રથમ પગલે જ કેળવણી અને શિક્ષણપદ્ધતિમાં પલટો આણ્યો. દેશના સમર્થ શિક્ષણશાસ્ત્રીઓને બોલાવી, એમની સાથે ચર્ચા કરી, રાષ્ટ્રીય કેળવણીની નવી યોજનાઓ ઘડી. શિક્ષણનિષ્ણાત આચાર્ય ગાયોવાનીને શિક્ષણાધ્યક્ષ બનાવી એણે કેળવણીની કુચકદમ પ્રગતિ સાધી, પ્રાથમિકથી માંડીને વિશિષ્ટ શિક્ષણ સુધીની તમામ પદ્ધતિઓ આ પ્રોફેસરે એવી તો સમારી દીધી કે આજે ઇટાલીની શાળા મહાશાળાઓમાંથી રાષ્ટ્રને ઉપયોગી તરુણો પાકે છે. શાળાઓમાંથી જ બાળકો ઉદ્યમ રાષ્ટ્રભાવનાના પાઠ શીખી ફેસિઝમનો રાષ્ટ્રધ્વજ ફરકાવે છે. પ્રાથમિક શિક્ષણમાં જ પ્રત્યેક બાળક ફેસિઝમની પ્રેરણા પીએ છે,

સત્તા હાથ ધરીને મ્યુસોલિનીએ ફેસિસ્ટ દળનું વધારે સબળું સંગઠન કર્યું. ફેસિસ્ટ લશ્કરમાં એણે અસંખ્ય તરુણોની નવી ભરતી કરી. આજે એ સમૃદ્ધ લશ્કરની જ સંખ્યા ત્રણ લાખને વટી જાય છે. મ્યુસોલિની કંઇ સાંકડા મનનો સ્વાર્થી રાજપુરુષ નથી. એણે જો ધાર્યું હોત તો ઇટાલીમાં સતત આંતરવિગ્રહ ચલાવીને, રાજાને પદભ્રષ્ટ કરીને, ઘોર વિપ્લવ જગાવીને, રાજ્યાસનની કુલ મુખત્યારી લઇ લીધી હોત. પણ એને તો સ્વાર્થ નહીં

પણ ઇટાલીની અસ્મિતાની જ સાધના કરવી હતી. એટલે એણે રાજા અને રાજસંસ્થા સાથે સહકાર કર્યો. આપણે જેને પ્રતિયોગી સહકાર કહીએ છીએ તે નીતિ એણે અખત્યાર કરી. રાજાને મુખ્યપદે સ્થાપી એણે તો માત્ર એના જમણા હાથ તરિકે, સ્વદેશાભિમાની સહાયક તરિકે સચિવપદનો સ્વીકાર કર્યો. સમાજવાદીઓને જેર કર્યા પછી, મ્યુસોલિનીને ઇટાલીના રાજવીએ શાસનવ્યવસ્થા રચવા આમંત્રણ કર્યું કે તુરત જ મ્યુસોલિનીએ તેને માન આપ્યું. ખંડન સહેલું છે, મંડન આકરૂં છે, એ સત્યની તેને પ્રતીતિ હતી. અત્યારે જગતને એમ લાગે છે મ્યુસોલિની હદ ઉપરાંત જવાબદારી ઉપાડે છે, પણ એમ કરવામાં તે મંડનશીલ રચનાવાદી રાજપુરૂષ તરિકેની પોતાની સઘળી શક્તિનો આવિર્ભાવ માત્ર કરે છે. એના જીવનમાં એક જ મહેચ્છા છે: ઇટાલીને અને ઇટાલીના પ્રજાજનોને આંતરરાષ્ટ્રીય મહત્તા ગમે તે ઉપાયે એનાયત કરવી. એની સિદ્ધિ અર્થે તે આકાશ પાતાળ એક સરખાં કરવા મથે છે. એના જ શબ્દોમાં એનો જીવનમંત્ર કહીએ:

"વીશ હજાર મારમાર કરતા વ્યક્તિત્વસંપન્ન નેતાઓ; વીશ હજાર રાષ્ટ્રાભિમાની શિક્ષકો, ઇજનેરો, બેન્કરો, કમાનો અને ઉદ્યોગ નિષ્ણાતો; દશ હજાર સેવાભાવી અમલદારો: બધા જ સો ટચના માણસો–નિષ્ણાત, અનુભવી અને પ્રગતિશીલ; વિજ્ઞાન અને અર્થશાસ્ત્રને નસેનસના લોહી સાથે શરીરમાં લઇને ફરનારા! મારે–અરે! માતા ઇટાલીને આવા અને આટલા જ સુનંદા નરકેસરીઓની જરૂર છે. ૪૦ થી ૫૦ હજાર માણસો, જેઓ દિવસરાત ઘડીઆળની પેઠે અદ્ભુત નિયમિતતાથી રાજ્યની અને દેશની ઉન્નતિ માટે અવિચ્છિન્ન કામ કર્યા જ કરે–ઇટાલીને એવા જ દેશભક્તોની જરૂર છે, ઘણાની નહીં આવા માત્ર પચાસ હજાર જ મહાસેવકોની!... ...દરેક ધંધો દરેક કાર્ય એ ધર્મ છે, ધર્મપ્રચાર છે–જો કાર્યકર્તા એમાં પોતાના જીવનનો અણુએ અણુ ઓતપ્રોત કરે તો. અને એમ કર્યા વિના સાચો વિજય નથી. પ્રતિષ્ઠાનો પ્યાસી અને જીંદગીનો ઉડાઉ અમલદાર અમારે જોઇએ છે. ઇટાલીનો મેજીસ્ટ્રેટ કેવો હોય! ગગનગામી મનોહરભાવાળો, ઉદાર, ગંભીર અને ત્યાગમૂર્તિ સમો જાણે ગતિનો–ત્વરાનો અવતાર, રૂદ્ર જેવો કડક ને ઉગ્ર અને હર્ક્યુલિસ જેવો બળવાન જ્યાં મૂર્તિમાન ન્યાય સમાણો અમારો પોલિસમેન હોય! આવા ૫૦,૦૦૦ નરવીરો રાષ્ટ્ર સમગ્રના માર્ગદર્શક બોગીઆ અને પાલક પિતા બનશે! દીવા, પોચા ને શબ્દશૂરા રાજપુરૂષોની હવે પ્રજાને સુગ છે. એવા ઘણાયને *પ્રજાએ જોઇને અનુસરી લીધા. આજે તો અમારે ઇટાલીને જગતમાં શિખરાસીન બનાવનાર* અથંગ કાર્યવાહકો જોઇએ છે. What we have to bring into existence is a great artistocracy of experts."

આ મહેચ્છા, આ અવિકારી ધ્યેયસિદ્ધિ પાછળ મ્યુસોલિની અવિશ્રાન્ત પરિશ્રમ સેવી રહ્યો છે. એનાં સ્વપ્નો આજે સફળ થતાં ભાસે છે. He is a realistic dreamer and his dreams are built upon storn realities of life. He is a hater of half measures. He is rathless in his desire to see execution follow decision as thunder comes after lightning. આ આત્મ વ્યક્તિત્વશાળી ને સત્તાવાન મ્યુસોલિનીએ ઇન્ગ્લન્ડ અને ફ્રાન્સના માથામાં મેખ મારી છે.

મહાવિગ્રહ વખતે એની સેવાઓ ઉવેખી ઇટાલીને એના ૫૦,૦૦૦ માનવબલિદાનોનો લવલેશ બદલો ન આપનાર મિત્રરાજ્યો પાસેથી મ્યુસોલિનીએ આજે પોતાની ધારણા મુજબ બદલો વસૂલ કર્યો છે. ઇન્ગ્લન્ડ પાસેથી એણે કેન્યામાં ઇટાલીનો ભાગ પડાવ્યો છે. ગ્રીક પાસેથી પાંચ કરોડનો દંડ લઇ કોર્ફ્યૂ દ્વિપ ઝુંટવી લીધો છે. અફ્ઘાનીસ્થાનને કંપાવી, એની ખુદ પાટનગરી કાબુલમાં જ, ઇટાલીના રાષ્ટ્રધ્વજની સલામી લેતું એને બનાવ્યું છે. અને શું કરવા એ કટિબદ્ધ નથી? એને આજે ફરી પાછી પ્રાચીન રોમન સામ્રાજ્યની જાહોજલાલી અવતારવી છે. એટલે એની ગૃધ્રનજર ભૂમધ્ય સમુદ્રની ચોમેર તટપ્રદેશ ઉપર પડી છે અને ઇન્ગ્લન્ડ-ફ્રાન્સ કંપી ઉઠે છે. Italy shall have its share in the Mediterranian colonies '–મ્યુસોલિનીની એ ભેરીનાદશી વીરહાક છે. આબીસીનીઆ ઉપર એની વ્યાપક ને રૂદ્ર નજર ઠરી છે. જીનીવાના રાષ્ટ્રસંઘને પણ ભડવીર મ્યુસોલિનીની ગર્જના થરથરાવી રહી છે. એના લશ્કરી સંચલનો સામે રાષ્ટ્રસંઘના અને ઇન્ગ્લન્ડ–ફ્રાન્સના ઉઠતા વિરોધોને એ તુચ્છ કરી કાઢે છે. ઇટાલીનું હિત ગમે તે ભોગે અને ગમે તે ઉપાયે સાધવા તે એક પગે ખડો છે અને ઇટાલીની સામે ઉંચી આંખ કરનારને તે પોતાના ફેસિઝમના અપ્રતિહત બળે ડારી રહ્યો છે. 'The Mediterranean under the hegemony of Italy' આટલા જ શબ્દોમાં મ્યુસોલિનીની પરદેશી રાજ્યો પ્રત્યેની નીતિ સમાઇ જાય છે. એ નીતિના અમલ માટે તેણે શું કર્યું છે અને શું કરશે તે સર્વ એ શબ્દો પરથી જ સ્પષ્ટ થઇ જાય છે. મ્યુસોલિની એક અઠંગ સામ્રાજ્યવાદી છે, સામ્રાજ્યને વિસ્તારવું એ તેનો જીવનમંત્ર છે. પણ એનો સામ્રાજ્યવાદ ને સામ્રાજ્યવિસ્તાર દુનિયાના ખંડેખંડ ઘૂમવા નથી ચાહતો. વ્લાડીમીર પોલીએકોફ કહે છે તેમ, "His is an Imperialism intensely active at the base of the Mediterranean. This Imperialism may become a European danger." સાચે જ આ પરિચિત સામ્રાજ્યવાદ પણ યુરોપના ઉપર ભયરૂપે ઝઝુમી રહ્યો છે. એ ગમે તેમ હો પણ આપણી સમક્ષ તો એક મહાવીરનું ભવ્ય ચિત્ર ખડું થાય છે કે જે મહાવીર ઇટાલીઅન પ્રજાની મારમાર કરતી રાષ્ટ્રભાવનાને બળે જગત્ સમક્ષ સમૂહબળ ને રાષ્ટ્રાભિમાનનો ઉજળો દૃષ્ટાન્ત રજુ કરી, આખી દુનિયાને ડારી રહ્યો છે અને જરૂર પડે તો વિલ્હેલ્મ કૈસર કે નેપોલિયનની જેમ જગત સામે જંગ મચાવવા પણ તૈઆર છે.

ઇટાલીને કોઈ અલ્પરાષ્ટ્ર કહે અગર તો યુરોપના અન્ય નાના રાષ્ટ્રોની હરોળમાં મૂકે એ એનાથી સહ્યું જતું નથી. એને તો ઇટાલીને જગતના મહારાષ્ટ્રની પદવી એનાયત કરવી છે. એટલે જ એ યુરોપના આંતરરાષ્ટ્રીય League of Nations સાથે વારંવાર આખડે છે. જે પ્રશ્નોમાં ઇટાલીનું પ્રાણતત્ત્વ હોય તેમાં પણ ઇટાલીના મહાપ્રતિનિધિઓની હરોહાર રાષ્ટ્રસંઘમાં બેસીને નાના રાજ્યોના આડતીઆ માથું મારે એ સહન કરવા મ્યુસોલિની હરગીજ તૈઆર નથી. મ્યુસોલિનીને મન મતસંખ્યા કે મતગણના એ તો અતિ તુચ્છ વસ્તુ છે. એતો મત સંખ્યા કરતાં મત આપનાર થોડા માણસોના પણ બળ ઉપર મુસ્તાક રહેનારો માણસ છે. 'થોડા પણ ચુનંદા માણસો'! એજ એની મુદ્દાલેખ છે. આ સિદ્ધાન્ત તે રાષ્ટ્રસંઘને પણ લાગુ કરે છે અને જો તેનો અમલ ન થાય તો સંઘને તિરસ્કારી તે દૂર

બસી જવા ચાહે છે. ઇટાલીના મનની પાછળ માણસોની આત્મશક્તિનું બળ છે. એટલેજ તે સાફ સાફ કહી નાંખે છે કે ભવ્ય ઇટાલીને રાષ્ટ્રસંઘમાં મત આપવાની જે સત્તા છે એ સત્તા દક્ષિણ અમેરિકાનાં નમાલાં રાજ્યોને ન જ હોઈ શકે. He quite sincerely refuses to admit the equality of voting power between South American Republics, *with more cows than people,* and his own *splendid Italy.*

મુસોલિનીએ સર્જેલું ફેસિઝમ × ઇટાલીનું મહાન બળ છે. દુનિયાના સમાજવાદી પત્રોએ અને ખાસ કરીને ઇન્ગ્લન્ડ-ફ્રાન્સના પત્રકાર રાજપુરુષોએ એ સંસ્થાને વિપરીત રૂપે રજુ કરવાનું પ્રચાર કાર્ય આદર્યું છે ફેસિઝમ અને તેના પિતા સેનિટો વિષે કેટલીયે ગેરસમજુત પ્રચાર પામી છે. ફેસિસ્ટોને બીનજવાબદાર સ્વચ્છંદી લોહીતરસ્યા તરુણો તરીકે ચિતરી તેમને અન્યાય આપવામાં ઇન્ગ્લન્ડ-અમેરિકાના સમાજવાદીઓએ આનંદ માન્યો, ઇન્ગ્લન્ડનો મજુરપક્ષ તો ફેસિસ્ટોને ઇટાલીના મુડીવાનોના હથિયાર અને ધનખાઉ રૂશ્વતખોર તરિકે પણ આક્ષેપવા ચુક્યા નથી. કામદારોના અધિકારો છીનવી લેવાનો મિથ્યા આરોપ ફેસિસ્ટો ઉપર ઢોળવામાં આવ્યો છે. આ બધો પ્રપંચ છે. મહાશક્તિમાન મુસોલિનીને દુનિયાની આંખે કાળો કરવાની માત્ર ચાલબાજી જ છે.

વસ્તુસ્થિતિ એથી ઉલટી જ છે. ફેસિઝમ એ કંઇ ઇટાલીના અમુક પક્ષનું કે વાદનું વાજીંત્ર નથી. એ તો ઇટાલીનું-સ્વાધીન અને આત્માભિમાની ઇટાલીની અસ્મિતાની પ્રતિનિધિ-સંસ્થા છે. જે કોઇ વ્યક્તિ કે સમૂહ ઇટાલીની સંસ્કૃતિ કે આર્થિક ઉન્નતિ ઉપર તરાપ મારવા પ્રયત્ન કરે તેના પર સત્તા અને સંયમના શસ્ત્રો ચલાવનાર એ રાષ્ટ્રીય સંસ્થા છે. વિરાષ્ટ્રીયતાની એ કટ્ટર વિરોધી છે. એ ફેસિઝમમાં જેટલું સ્થાન ઇટાલીના શિષ્ટવર્ગને કે અમીરોને છે તેટલું જ અવિચળ પણ આમવર્ગ અને કામદારોને પણ એનાયત થાય છે. ફેસિઝમની વિરાટસંસ્થાને પોતાના જ મજુરસંઘો છે એવી જ રીતે મુડીવાદીઓ, સ્વદેશાભિમાની સમાજવાદીઓ અને દેશભક્ત ઉદ્યોગપતિઓની સંસ્થાઓ પણ ફેસીઝમમાં આશ્રય પામી શકે છે. દેશની સંસ્કૃતિને કે દેશના જીવનપોષણને કે મુડીવાનો મજુરો ઉપર સીતમ ચલાવીને હલકાં પાડવા મથે તો ફેસીઝમનાં શસ્ત્રો એની સામે ઉગામેલાં રહે છે અને જે

પણ ખપે નહીં. માથું હથેળીમાં લઇને ભમનારા ત્રણ લાખ સ્વયંસેવકો ! કેટલું અદ્દભુત સૈન્યબળ! એ સ્વયસેવકો પણ યુરોપમાં બીજે ક્યાંય ન સાંપડે એવી લશ્કરી તાલીમ પામીને યુદ્ધવિશારદ બનેલા! માત્ર રણક્ષેત્રમાં યુદ્ધ કરતી વેળા જ સરકાર એમને પાળે પોષે. એ શિવાય એમનું વેતન નહીં. એમણે જાતે જ એટલો આત્મભોગ સ્વીકારી લીધો છે. ફેસિસ્ટોને પોતાનાં જ પાયદળ, અશ્વદળ, વિમાનો અને યુદ્ધવાહનો છે. ત્રણ લાખ જુવાન જોધ સૈનિકોની પાછળ એમના દશ બાર લાખ કુટુંબીજનોનું બળ અસ્મિતાના પડકારા દેતું ઉભું છે. ફેસિઝમના સવા ત્રણસો મજુરસંઘોમાં ૨૮ લાખ મજુર સભ્યો છે. અને એ સંખ્યામાં પ્રતિમાસ ભરતી જ થતી જાય છે. પ્રજાહિતની અસંખ્ય સંસ્થાઓ છે એ સર્વનો એક જ અટળ અને અવિભક્ત આશયઃ ઇટાલીનું રાષ્ટ્રોત્થાન! ઇટાલીનો પ્રત્યેક નિવાસી સ્વદેશ માટે કામ કરે, સ્વદેશ માટે સારૂં ઉત્પન્ન કરે, એ ભાવના જ દરેક સંસ્થામાં પ્રાણરૂપે પ્રસરી રહી છે. Everything for Italy–એ એક જ ધ્યેય પાછળ મ્યુસોલિનીના પ્રેર્યા ફેસિસ્ટો મરી ફીટવા ખડા છે.

મ્યુસોલિની અને તેના ફેસિસ્ટો ઉપર યુરોપ આજે એક આળ ચટાવે છે. યુરોપના રાજપુરૂષો બળાપો કરીને ઉચ્ચારે છે કે મ્યુસોલિની હરેક બાબતમાં પશુબળને યોજે છે અને કેટલાય નિર્દોષોને રહેંસી નાંખે છે. ફેસિઝમનો વિજય જ એ પશુબળ ઉપર મંડાયો છે. પશુબળની સામે પશુબળ, દેશદ્રોહીઓનો સંહાર, વ્યક્તિત્વ અને સત્તાનું સામ્રાજ્ય, કડક નિયમન, ઉપરી સત્તાની આજ્ઞાનું નીચલા નોકરોને હાથે બીનશર્ત–બીનચૂક પાલન અને ઇટાલીની રાજસત્તા ને સમાજની સુઘટ્તા ટકાવવા માટે જરૂર પડે તો અણગમતી વ્યક્તિઓનું હરકોઈ ઉપાયે દૂરીકરણ–આ જીવનમંત્ર, આ સિદ્ધાન્ત મ્યુસોલિનીના જીવનનો નિર્દર્શક છે. ઇટાલીને સબળ બનાવવા સારૂ નિર્બળ અને નિર્વીર્યોનો અગર તો સબળતાનો દાવો કરનાર બંડખોરોનો દાળોવાટો કાઢવો પડતો હોય તો મ્યુસોલિની પાછું વાળી નહીં જુએ. To him ends justify the means. પરંતુ એ તો એની અંતિમ અને ઉદ્દામ નીતિ કહી. ડગલે ને પગલે તે કંઈ આટલો ઉગ્ર નથી બનતો. એ સ્વભાવે ધીર ગંભીર છે તેની નીતિ ચાણક્યનીતિ છે. એમાં ક્વચિત્ કૌટિલ્યનો આવિર્ભાવ થાય છે, પણ યુરોપના ગૃધ્ર રાજપુરૂષો વચ્ચે વ્યક્તિત્વ જાળવવા માટે એ કૌટિલ્ય આજે સફળ રાજનીતિનું અવિયોજ્ય લક્ષણ બન્યું છે. લોઇડ જ્યોર્જ, પોઇનકેર, બ્રીઆં અને ચાર્લિવનમાં એ લક્ષણ ક્યાં નથી વિકસ્યું? પરંતુ એ રાજપુરૂષો નવજ્ઞાનમાં મ્યુસોલિનીના કૌશલ્ય આગળ ઝાંખા પડે છે એટલે એને વગોવીને હલકો પાડવા પ્રયત્ન કરે છે. મ્યુસોલિની સામે કાવતું રચનાર ધનાઢ્ય મેટિઓટ્ટીને કાળઝાળ ફેસિસ્ટોએ રહેંસી નાંખ્યો. ફેસિસ્ટો સામે કામ ચાલ્યું. તેઓ દોષિત ઠર્યા. પણ મેટીઓટ્ટીને મરાવી નાંખવાનો આરોપ, યુરોપના રાજપુરૂષોએ અંતે તો મ્યુસોલિની ઉપર ઢોળ્યો. સ્વદેશાભિમાની ફેસીસ્ટોએ એવા કંઇક માણસોનાં ગળાં ખુલ્લી રીતે અગર ગુપ્તપણે વાઢી નાંખ્યાં છે. જો કદિ મ્યુસોલિનીને ખબર પડી હશે તો એણે તેમને વાર્યા પણ હશે. એમ છતાં ગુન્હો કરનાર ફેસિસ્ટોને મ્યુસોલિનીએ શિક્ષા પણ ફરમાવી છે, અને જ્યાં એ દરેક ખૂનનો આરોપ મ્યુસોલિની ઉપર જ આવ્યો છે. આરોપ ઢોળવાનો જાણીબૂઝીને આપણા લોઇડ જ્યોર્જ અને બ્રીઆંઓએ પ્રયત્ન કર્યો છે. મ્યુસોલિનીએ, પોતાની સામે ખુદ ઇટાલીમાં જ વાણીનાં શસ્ત્ર ઉછાળનાર પરદેશી પત્રકારોને કાંતો

કરતાં એકલી બુદ્ધિ અને ઉપયોગિતાની ભાવના ઉપર નિર્ભર રહે છે. મ્યુસોલિની પોતે મહાન્ છે, Will-power નો અથંગ હીમાયતી છે, અને મહત્તાની ભાવના એના મંડળમાં જાગૃત કરનાર દેવદૂત છે. એની મુત્સદ્દીગીરી અને કાર્યપદ્ધતિ રૂઢિમાં જકડાઇ જનારી નથી પરંતુ રંગને અનુસરીને વિવિધતા સેવનારી છે. એની તંત્રવ્યવસ્થામાં જડતા નથી પણ સજીવતા છે, વેગ છે, પૂર છે, ઉત્સાહ છે. ફેસિઝમનો આદર્શ પૂરાએલો કે બે પાંચ વર્ષમાં પૂરાઇ જવાનો છે એવી એની માન્યતા નથી. એ તો પૂરી રીતે સમજે છે કે ફેસિઝમને પરિપૂર્ણ બનતાં પેઢીઓ વીતશે અને એવી દૂરદર્શી સમજને પ્રતાપે તે ભવિષ્યની તૈયારીયો કરવાને ચૂકતો નથી. પાંચ વર્ષથી માંડીને ૨૦ વર્ષના ઇટાલીઅન સંતાનોને એ પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ અને વિશિષ્ટ શાળાઓમાં ફેસિઝમની કવાયત, ફેસિઝમના બોધપાઠ અને ફેસિઝમના આદર્શોનો પરિચય કરાવે છે. એ રીતે તે ઇટાલીનું અને ફેસિઝમનું "ભવિષ્ય-નિર્માણ પણ કરતો જાય છે, કે જેથી ઇટાલીના આ આદર્શ રાષ્ટ્રવાદને કદિયે ઉની આંચ લાગે નહીં.

* "આઝાદ ઇટાલીનો તે પૂજનીય પુરૂષપ્રવર છે. વિશ્વના જીવન્ત રાજપુરૂષોનો તે શિરોમણી છે. ઇતર દેશના ઇર્ષ્યાળુ મુત્સદ્દીઓ અને લુંટારા, આપખુદ, મુદ્દીવાદી માંધાતા અને મહત્વાકાંક્ષી સ્વાર્થસાધુ નાયક જાહેર કરે છે. પણ ઇટાલીનાં લાખો સંતાનો તો એને દેવ માનવ સમજીને આરાધે છે. વિભૂતિમાન્ વીરનરોને અકારણ શત્રુ હોવા એ સંસારનો ક્રમ છે. સામાન્ય જીવનક્રમ વટાવીને રૂઢિ અને પ્રણાલિકાને ભેદનાર અને અસાધારણ ચેતના-શક્તિ દાખવનાર પુરૂષવરોનો તેજોદ્વેષ કરવો એ તો સંસારીઓનો અટળ નિયમ છે. મ્યુસોલિનીને પણ અસંખ્ય દ્વેષશત્રુઓ છે. એણે રાજકારણમાં દખ્ખલગીરી કરનાર ફ્રીમેસન્સનાં ગુપ્ત મંડળો ઉચ્છેદ્યાં છે; ઇટાલીની રાષ્ટ્રસંઘટ્ટના માટે સામ્યવાદીઓ અને ક્રાન્તિકારીઓનાં કરતૂકો એણે વિદારી નાંખ્યાં છે; અને એટલે જ આજે એના ઉપર વૈરીઓ ટાંપ માંડી રહ્યા છે. ઇટાલીના રાષ્ટ્રજીવનમાં એણે સૌદામિનીને વેગે પરિવર્તન પોષ્યું છે. રાજપ્રકરણ અને આંતરરાષ્ટ્રીય મુત્સદ્દીગીરીમાં માથું મારનાર રહસ્યમંડળો સામે એને સૂગ છે. એનો સિદ્ધાન્તવાદ એને ધર્મમન્દિરોની રાજદ્વારી ગડમથલ સામે પણ કાયદાનાં શસ્ત્રો સજાવે છે. એ શિવાય તે ધર્માભિમાની છે અને ધર્મસંસ્થાને પૂજ્ય સ્થાને ગણનારો છે. પણ ધર્મગુરૂઓની એને ધાક નથી, જગત્ આખા ઉપર એક ચક્રે જમાવટ કરનાર પેલા ભૂતખાનીઆ મેસનોના સંઘબળની કે લક્ષ્મીબળની એને પરવાહ નથી. એણે ઇટાલીનાં આવાં તમામ વિઘાતક ગર્ભબળોને ગાળી નાંખ્યાં છે, બોલ્શેવિકોનું વજ્રચોકડું ભેદી એણે માતૃભૂમિને સ્વાધીનતાની વરમાળ પહેરાવી છે. એની સત્તાવાહી સખ્ત શાસનપદ્ધતિ સામે આક્ષેપો ફેંકનાર બ્રિટીશરો વિસરી જાય છે કે તે જો પોતે હિન્દ, મીસર અને આફ્રિકામાં જે ગજબનાક ત્રાસ અને સીતમગીરી વર્તાવી રહ્યા છે, તેની આગળ ઇટાલીના આ અદ્યતન ગેરિબાલ્ડિની બહુ વગોવાએલી આપખુદી કંઇ વિસાતમાં નથી. સ્વદેશ માટેની એ આજના નેપોલિયનની આગ અખૂટ છે. ફરી એકવાર એનો એક ને અવિકારી આદેશ અહીં ટાંકી લખીએ:

'મારા વિજયની પાછળ પાછળ, ઓ ઇટાલીના વીર પુત્રો! તમે ચાલ્યા આવજો. સ્વાધીનતામાં હું ડગું તો મારો શિરચ્છેદ કરજો. ઇટાલીને કાજે શસ્ત્રો વીંઝતાં મારો દેહ

* 'સૌરાષ્ટ્ર'માં આપેલા આ જ લેખકના મ્યુસોલિનીના શબ્દચિત્રમાંથી ઉદ્ધૃત.




## પાત્રો

| | |
|---|---|
| નવલરામ | જયા |
| ભરત | મેના |
| રમેશ | હેમાં |
| શરદ્ | સુધા |
| વાસુભાઈ | પમા |

આ ઉપરાંત, હરિ, ઉજમ, શાન્તા, રેણુકા, સ્ટેશનમાસ્તર, ડૉક્ટર, એક મજુર, ગાડાવાળો વગેરે વગેરે.

સામાન્ય સ્થળ: ભરતરામનું ઘર

આગળનો ટુંક સાર:—

ભરતનો નાનો ભાઈ રમેશ કૉલેજમાંથી છેવટનું સત્ર પૂરૂં કરીને પરીક્ષા માટે વાંચવા ઘેર આવવાનો છે ત્યાંથી વસ્તુ શરૂ થાય છે. પહેલા અંકમાં ભરત, મેના, વાસુભાઈ તથા પમાનો પરિચય આપવામાં આવ્યો છે. વાસુભાઇ પ્રેમ વિશેની ખોટી ભાવનામાં તણાયેલા દેખાય છે અને મેના તથા પમામાં એના તરફ સ્પષ્ટ અણગમો કે કંટાળો દેખાય છે. રમેશ ઘેર આવે છે, ત્યાં વાસુભાઈના વરવહુના ઝઘડાનો ચુકાદો અપાતો હોય છે; અને રમેશની તીવ્ર બુદ્ધિ વસ્તુસ્થિતિનો પૂરેપૂરો ખ્યાલ કરી શકે છે. આ ઉપરાંત રમેશને એ પણ ખબર પડે છે કે એનાં લગ્ન થોડા માસમાં જ થનાર છે.

બીજા અંકમાં લગ્નની ધામધૂમ માટે રમેશની મા જયા આવી લાગે છે; અને રમેશની બેન હેમાં પણ સાસરેથી આવી પહોંચે છે. જમાના, અને સૌ સૌની વ્યવહાર કે આદર્શમય ભાવના પ્રમાણેની દરેકની દૃષ્ટિ કેવી છે, તે સ્પષ્ટ થાય છે. લગ્ન કેવું હોવું જોઇએ તથા પેમલાપેમલીની જેવાં આપણા સમાજમાં કેટલાંક જોડાં હશે તેનો ટુંક ખ્યાલ ચર્ચામાંથી મળે છે. છેવટ એટલું સ્પષ્ટ દેખાય છે કે રમેશ બધાથી નિરાળો પડી રહે છે, અને સમાજમાં જે કંઇ અહેતુક કે હાનિકારક લાગે તેની સામે થવાનો એનો નિશ્ચય દૃઢ થાય છે.

હેમાં આવીને માંદી પડે છે; વાસુભાઇનું જીવન પોતાની સ્ત્રીમાં જ લપટાએલું છે, વ્યવહાર જયા લગ્ન માટે તૈયારીઓ કર્યા જ જાય છે, અને એક બીજા પાત્રો વચ્ચેનો સંબંધ, અને ઘરનું વાતાવરણ વધારે અકારાં થએલાં લાગે છે; અને ત્રીજો અંક આ રીતે જ શરૂ થાય છે.

( પુ. ૧. અં. ૧૧ થી ચાલુ )

વાસુઃ એટલે? તમારે ભેગાં મળી અમે આવજા કરીએ એના પર હસવું ખરૂં ને?

પમાઃ (ખરેખરૂં કહી દેતી હોય તેમ) એ બે જણુ હસે એમાં હું શું કરૂં?

વાસુઃ તારે એમની જોડે બેસવું નહિ.

પમાઃ ઉલટું એમ કેમ કહેતા નથી કે તમારે અમે બેઠાં હોઇએ ત્યાં આવજા ન કરવી.

વાસુઃ મારે આવવું જવું હશે તો એ મારી મનસુફીની વાત છે. એમાં તું મને કોણુ કહેનાર?

પમાઃ ત્યારે બીજાઓ મશ્કરી કરે એ અમે સાંખી રહીશું પછી કંઈ.

વાસુઃ હવે કેવું સાચું બોલી? તને જ એમની સાથે બેસવું ગમે છે એમ કહેને!

પમાઃ (કંટાળનાં જવાબ આપતી હોય તેમ) ભલે અમને બેસવું ગમે છે પછી કંઇ?

વાસુઃ બસ ત્યારે થયું ને?

પમાઃ શું થયું?

વાસુઃ એટલે તને મારે માટે માન નથી, લાગણી નથી, અને બીજાઓની સાથે તું મારી મશ્કરી કરવામાં સામેલ થાય છે ખરૂંને!

પમાઃ એમાં મેં શી મશ્કરી કરી?

(વાસુભાઇ સામું જોઈ રહે છે. થોડી વારે પાછું બોલવું શરૂ કરે છે.) તમારે જો એમ માનવું હોય તો એમ માનો, મેં ઘણા દહાડા સાંખ્યું છે.

વાસુઃ સાંખી સાંખીને તેં શું સાંખ્યું છે? અમે ઉલટાં—

પમાઃ સાંખવાનું બીજું શું?—આ તમારો સ્વભાવ—

વાસુઃ તું ઉઠીને આમ બોલે છે?

પમાઃ હું શું બોલું છું? લોકોય જાણે છે, ને હાંસી કરે છે.

વાસુઃ બસ જા નીકળ, મારે તારૂં કામ નથી.

પમાઃ (કડવાશથી બોલતી) પીએરથી આવી છું તે રહેવા આવી છું. એમ હાંકી કાઢયે હું ક્યાં જાઉં?

(થોડી વાર કોઇ બોલતું નથી.)

( દીવાસળી પૂરી થતા પહેલાં પથારીમાં આવી પડે છે. થોડીવારે પમા પાછી આવે છે, અને ડુસકાં મૂકી રડે છે. )

**વાસુ:** ( ઉંધા સૂતેલા ) ૨૭, ૨૮–

( અંદરથી બૂમ સંભળાય છે. )

પમા, ઓ પમા !

( પમા ચોંકે છે–સ્વસ્થ થવા પ્રયત્ન કરે છે. પણ વધારે રડવું આવે છે. )

( અંદરથી )

પમા ઓ પમા–ઉંઘી ગઇ કે શું–ચાલને.

( પમા અતિશય પ્રયત્નપૂર્વક સ્વસ્થ થાય છે. આખી ઓરડી તરફ તિરસ્કારની એક ઉગ્ર દૃષ્ટિ ફેંકી ચાલી જાય છે. વાસુભાઈ ઉંધા સૂતા છે. )

[ પડદો પડે છે ]

—oo—

## પ્રવેશ બીજો

[ **સમય:** સમીસાંજનો ]

[ **સ્થળ:** એક ઓરડીમા ખાટલાપર હેમાં સૂતીછે. ઓરડીની બે બાજુએ બારીઓ છે, એક બાજુ કમાડ છે. ખાટલા પાસે બે ખુરશીઓ પડી છે. પાસે એક નાનું ટેબલ છે, તેનાપર સંતરાં દાડમ વગેરે પડયું છે. અંદર ભરત, મેના, રમેશ, જયા તથા ડૉક્ટર છે.]

**ડૉકટર:** ( હાથ ધોઈ પોતાની હેટ હાથમાં લેતાં ) અત્યારે કોઇને દવા લેવા મોકલસો કે !

**રમેશ:** હાજી, આપની સાથે જ આવું છું.

**હેમાં:** ના, તમારે નથી જવું. કોઇ બીજાને મોકલો.

**ભરત:** કંઇ નહિ, હરિ જઈને લઇ આવશે પછી–

**ડૉકટર:** વારૂ સાહેબજી. ( જાય છે )

**ભરત:** સાહેબજી ( ડૉકટરની પાછળ બારણા સુધી જાય છે )

**હેમાં:** ડૉકટરે અંગ્રેજીમાં શું કહ્યું ?

**ભરત:** ( આવતાં ) એણે એમ કહ્યું કે હમણાં વરસાદનાં માવઠાં થયાં અને આભનાં વાદળાં ફાટયાં એટલે તાવના વા બધે જ છે.

**હેમાં:** એમાં મારે શું કહ્યું એ કહોને? કોણ જાણે કેમ પણ લોકોને અંગ્રેજી આવડે એટલે અંગ્રેજીમાં જ બોલ બોલ કરે. એ એની વહુની સાથેય અંગ્રેજી બોલતો હશે !

રમેશઃ ના બેન, એણે કંઈ બીજું કહ્યું નથી. ઉલટો એ તો આપણા ઘરની ચોખ્ખાઈ જોઈને ખુશ થઈ ગયો.

હેમાંઃ તમે પણ જુઠું બોલતાં શીખ્યા કેમ? હું મરી જવાની છું એમ કહેશો તોય મને કંઈ નહિ લાગે.

રમેશઃ એની તો મને ખાત્રી છે.

હેમાંઃ ત્યારે બોલોને આ તાવ ઉતરશે કે નહિ?

મેનાઃ એમ એકદમ ક્યાંથી ઉતરે? રોગ તો ઘોડાવેગે આવે અને કીડી વેગે જાય.

હેમાંઃ કંઇ નહિ તમે જ કહેતાં હતાં ને કે આપણા હરિની વહુને તાવ આવી ગયો અને બેચાર દહાડામાં પાછી એટલું ને એટલું કામ કરે છે.

ભરતઃ (ઉત્સાહ આપતો હોય તેમ) તમને ય એમ સારૂં થઈ જશે. પછી કંઈ?

(હેમાં એક બાજુ માથું ઢાળી દઈ નિરાશાભરી દષ્ટિ નાંખે છે.)

હેમાંઃ (થોડી વારે) હવે તમે બધાં જાઓ.

જયાઃ (હેમાંના માથા પર હાથ ફેરવતાં) તારા માટે સાંજે કંઇ ખાવાનું કરી આપું?

ભરતઃ ડૉક્ટરે કંઇ ખાવા આપવાની ના કહી છે.

મેનાઃ ભાઈ તમે અહીં બેસજો હં—

અમે જઈએ છીએ.

જયાઃ હેમાં હું જઉં છું–(માથે હાથ ફેરવતાં).

(હેમાં હા પાડતી હોય તેમ માથું હલાવે છે. અને પડખું ફરે છે. ભરત, મેના, જયા વગેરે જાય છે.)

રમેશઃ (બારણું બંધ કરતા) કેમ તને એ બાજુ ફાવે છે? મારી બાજુ નથી સુવાતું.

(રમેશ ખુરશી પર બેસે છે.)

હેમાંઃ (પડખું ફેરવતા) ના ફાવે છે. ત્યાં નહિ, અહીં ખાટલા પર બેસોને! મારા મોંમાંથી ગંધ નીકળતી હોય તો દૂર બેસજો.

રમેશઃ (ખાટલા પર બેસતાં) ના એવું કંઈ નથી.

(થોડી વાર કોઈ બોલતું નથી.)

હેમાંઃ તમે એકલા મારી પાસે બેસો છો ત્યારે મને ગમે છે. પણ તમારે રંધવાનું પડે છે એ મને નથી ગમતું.

રમેશઃ તું એની ફીકર ન કરીશ.

હેમાંઃ તમારી પરીક્ષા આડે કેટલા દિવસ રહ્યા ?

રમેશઃ હજી સત્તાવીસ દિવસ બાકી છે.

હેમાંઃ તમે સારે નંબરે પાસ થજો હોં—

રમેશઃ હં—

હેમાંઃ પરીક્ષા પાસ કરી રહો પછી ખૂબ કામ કરજો, અને બધાંની આંખ ઉઘડી જાય એવી ચોપડીઓ લખજો. પછી લખતાં લખતાં ખડીઆમાંથી શાહી થઇ રહે એટલે મને કહેજો તે હું શાહી પૂરી આપીશ, અને મેં શાહી પૂરી હોય તેનાથી જ તમે લખજો. ( રમેશ બારી બહાર જોયા કરે છે. ) પણ તમે અંગ્રેજીમાં લખશો તો મને નહિ ગમે. આ ડાકટરની જેમ જે લોક બહુ અંગ્રેજી બોલબોલ કરે એ મને નથી ગમતું.

રમેશઃ હં—

હેમાંઃ એટલે હું કંઇ વહેમથી નથી કહેતી.

રમેશઃ તું હવે બહુ બોલબોલ ન કર. તને તાવ વધારે ચડશે.

હેમાંઃ જો મને બોલતી અટકાવવી હોય તો તમે પરમ દહાડે વાત અધૂરી મૂકી હતી ત્યાંથી આગળ કહો.

રમેશઃ હા, ચાલ—મેં કયાંથી અધૂરી મૂકી હતી ?

( થોડી વારે )

હેમાંઃ કંઈ નહિ રહેવા દો. સુધા આવશે ત્યારે અમે બન્ને સાથે જ સાંભળીશું.

રમેશઃ એમ કંઇ હોય ?

હેમાંઃ એ કેમ બે દિવસથી બિલકુલ આવી નથી ?

રમેશઃ એને ઘેર કંઇ કામ હશે એટલે એનાથી નહિ અવાતું હોય.

હેમાંઃ ના પણ એ આવ્યા વગર ન રહે.

રમેશઃ જો તારે બહુ બોલવાનું નથી. કાં તો વારતા સાંભળ, અને કાં તો ઉંઘી જા.

હેમાંઃ ( થોડી વારે કંટાળીને ) મારે કંઈ વારતા નથી સાંભળવી. હું તો ઉંઘી જાઉં છું.

( હેમાં બીજી બાજુ પડખું ફરે છે. રમેશ ઉભો થઈ બારીમાંથી ચોપડી લે છે. અને આમ તેમ પાનાં ફેરવે છે, થોડું વાંચે છે, વળી ચોપડી બંધ કરે છે, અને ઉભો થઈ આમ તેમ ધીમે ધીમે ફરે છે. )

હેમાં: તમે ખાટલા પર બેસોને, કેમ ઉભા થયા ?

રમેશ: ( ખાટલાપર બેસતાં ) હવે હું નહિ ઉઠું બસ !

( હેમાં પાછી જેમ હતી તેમ સુવે છે. થોડીવાર રમેશ એમ ને એમ બેસી રહે છે. નીચે વળી હેમાંને જુએ છે. હરિ દવા લઈ આવે છે. )

રમેશ: (ધીમેથી) એ........શ..............કેમ ? દવા લઈ આવ્યો ? ડૉકટરે શું કહ્યું ?

હરિ: એક વખતની દવા હમણાં આપવાની કહી છે.

રમેશ: મોટાભાઈને બતાવી હતી ? ( બાટલીનું બુચ ઉઘાડી દવા સુંઘતાં ).

હરિ: ના.

રમેશ: ઠીક, જા—

( હરિ જાય છે. )

( ધીમેથી ) હેમાં-હેમાં—

એટલી વારમાં ઉંઘી ગઈ ખરે ? હં—

( હેમા તરફ જુએ છે ત્યા બારીમાંથી સુધાને જુએ છે. )

રમેશ: ( ધીમેથી ) સુધા, સુધા-આવને-કેમ બે દિવસથી-બેનને—

( રમેશ બારણા તરફ ફરીને જુએ છે. થોડી વારે સુધા આવે છે. )

રમેશ: ( ખુરશી દેખાડતા ) બેસને—

સુધા: બેનને કેમ છે ?

રમેશ: છે એમ ને એમ છે. તું બે દિવસથી આવી નથી એમ પૂછતી પૂછતી હમણાં જ ઉંઘી ગઈ.

હેમાં: ( જાગીને બબડી ઉઠતા ) બાઈ બાઈ મને કહો, હું સાસરે જાઉં તો તમે મને સાસરે મોકલી દેશો ?

સુધા: બેન બેન-તમને શું થયું ?

રમેશ: તને શું લાગ્યું ? તારી આંખો કેમ ભીની છે ? તું આમ કેમ રોવે છે ? એને ઉંઘ આવી છે.

હેમાંઃ સુધાને શું કરૂં ?–(પાછી સૂઇ જતાં) કંઈ નહિ !–પણ જો તમે મને સાસરે મોકલી દેશો તો હું સાજી જ નહિ થાઉં. આ બીજાં બધાં કોઇ માને એવાં નથી. તમારે એકલાએ જ લડવું પડશે. વચન આપો તો જ હવેથી દવા પીશ.

રમેશઃ હા. જા.

હેમાંઃ અને તમારી વહુ આવશે એની સાથે હું સારી રીતે રહીશ હં–નહિ ભણી હોય તો ભણાવીશ, અને બહુ ભણી હશે તો એની પાસે હું ભણીશ.

રમેશઃ વહુ આવે ત્યારની વાત ત્યારે. અત્યારે તું સાજી થઇ જાને !.

હેમાંઃ (થોડી વારે) સુધા બેસને–મારૂં ન લગાડતી–કોઇ વાર મનમાં દુઃખ ભરાઇ આવે એટલે એમ બોલી જવાય.

(સુધા બેસે છે.)

રમેશઃ જો તારા માટે નવી દવા આવી છે તે હું જરા મોટાભાઇ પાસે જઈ આવું.

હેમાંઃ સુધા બેઠી છે. તમે જઈ આવો.

સુધાઃ બેન મને જવા દોને—

રમેશઃ થોડી વાર બેસોને. હું હમણાં આવતો રહીશ.

(રમેશ જાય છે.)

હેમાંઃ તમે બે દહાડા કયાં ગયાં હતાં ?

સુધાઃ જાઉં કયાં ?–કયાંય નહિ.

હેમાંઃ ત્યારે અહીં કેમ નહોતાં આવતાં ?

સુધાઃ (રોષ ભર્યા અવાજે) કયાંથી આવી શકું ? મારી બાને પેલી શાન્તાએ કંઇ કહ્યું હશે તે મને અહીં આવવાની મના કરી છે.

હેમાંઃ તે દિવસે પણ—

સુધાઃ અને મારી સામું એવી ખરાબ રીતે એ જુએ છે કેમ જાણે હું એનું કંઇ લુંટી લેતા હોઉં.

હેમાંઃ (સમજતી હોય) એમ ? હં–એ છે જ ખરાબ. પણ એનું તમારે શું ?

સુધાઃ ના, પણ એ રમેશભાઇ માટે પણ ખરાબ બોલે છે.

હેમાં· અમારાથી એવું ન થાય. જુઓને, મારા ભાઈનાં જ હમણાં લગ્ન લેવાનાં છે, અને એને હવે સૌ ભેગાં થઇને પરણાવશે.

સુધાઃ તમારા ભાઈ એમ પરણુશે ખરા ?

હેમાં· એ તો એ જાણે ! મને શી ખબર ?

સુધાઃ કેમ વળી તમને ખબર કેમ ન હોય ?

( રમેશ આવે છે સુધા રમેશને કઇ પ્રશ્ન પૂછવાની હોય એમ જોઈ રહે છે. )

રમેશ. કેમ શું કંઈ કહેવું છે ?

હેમાં· ( સાવધ થતા ) ના કંઇ નહિ. અમે વાતો કરતાં બેઠાં હતાં.

સુધાઃ ( અસતુષ્ટ રીતે ) ત્યારે બેન હું જાઉં છું.

હેમાં એમ કયાં જાઓ છો ? બેસોને !

સુધાઃ ઘેર ખબર છે ને-મે કહ્યું તે-( જાય છે )

રમેશઃ ( પ્યાલામા દવા કાઢી હેમાને આપતા ) લે બેન પી જા.

( રમેશ સામુ જોતા જોતા દવા પીને પાછી સુવે છે. )

( થોડી વાર કોઇ બોલતુ નથી. )

હેમાંઃ ભાઈ, મેં આ સુધાને આજે જ ઓળખી.

રમેશ· હં–( ( વિચારમા ) એ તો આપણે સાથે રહેતાં હોઇએ તોપણ કોઇક વખતે જ આપણને બીજાના સ્વભાવની ખબર પડે છે.

હેમાંઃ એમ ?

રમેશ· કારણ કોઈ માણુસને આપણે પૂરેપૂરૂ ઓળખી શકતાં જ નથી.

હેમાં· ત્યારે લગ્નમાં પણ એમ જ હશે ?

રમેશ· હાસ્તો બધે જ. ( હેમાં સામુ જોતા ) તે તું અને સુધા લગ્ન વિશે વાત કરતાં હતાં ખરૂ ?

હેમાંઃ ( કબુલ કરતી હોય તેમ ) હા. પણ મેં કહ્યું એ તો ત્યારે ખોટુંને ? કારણ માણુસને બરોબર ઓળખીને આપણે પરણીએ એ તો બને જ નહિ.

રમેશ· ના, એમ નહિ. ( વિચાર કરતો હોય તેમ થોડી વાર અટકે છે ) મેં જે વાત કહી એને બીજી રીતે મૂકવી હોય તો એમ પણ કહી શકાય કે લગ્નમાં સ્ત્રીપુરુષ બન્ને રોજેરોજ એકબીજાને નવી રીતે જાણે છે.

હેમાં: ત્યારે લગ્ન એક બીજાને ઓળખ્યા વગર કરવું એમ ? તો તો પછી મારે લગ્ન પણ ત્યારે જ થાય. પણ હું જ–

રમેશ: ના, એમ નહિ. પહેલો બન્નેને એક બીજામાં શ્રદ્ધા બેસે એટલું ખરું ઓળખાણ હોવું જોઈએ. પહેલાં એ શ્રદ્ધા હોય તો જ ખરું લગ્ન સંભવી શકે.

હેમાં: હં, હું સમજી, ( થોડી વારે ) ભાઈ આ સુધા તમને કેવી લાગે છે.

રમેશ: ( આશ્ચર્યપૂર્વક ) કેવી કેમ ? છોકરી જેવી છોકરી.

હેમાં: ના–ના. હું બોલીને જ બેસી રહું છું પણ એ તો જબરી છે.

રમેશ: એટલે ?

હેમાં: એનું માગું કંઈક કોઈ આવ્યું હતું, તેની સાથે ચાર દહાડા પહેલાં જ ના પાડી, અને મને તો કહેતી હતી કે એને પોતાને પરણવું જ નથી.

રમેશ: એમાં શું ખોટું છે ?

( ફરી વાર કાંઈ બોલવું નથી. )

હેમાં: તે ભાઈ, તમને પરણાવવાનાં છે, તે તમે પરણશો ?

રમેશ: ( [illegible] ) ચુપ–ચુપ તું વહેલી સાજી થઈ જા. પછી બધી વાતો કરીશું. વાત પછી કહે. મારી વહાલી તો તને મૂકીને હું ક્યાંથી પરણવા જઈશ ?

( [illegible] )

[ પડદો પડે છે. ]



# ભોગ.

લેખકઃ—જયન્તકુમાર મણિશંકર ભટ્ટ.

ખીસ્સામાં રહેલી છેલ્લી પાઈ ખર્ચી, તે દુકાનમાંથી એકાદ ભાંગી તૂટી અંગ્રેજી ગાયનની લીંટી ગણગણતો બહાર નીકળ્યો. તેના અસ્થિર, અને ગમે તે દિશા તરફ વળતા પગો પર તેનું શરીર, તાબૂતના ડોલાની માફક લથડતું હતું. છ મહિના પર શેઠે કાઢી નાંખેલી જૂની 'ઇવનીંગ કૅપ' તેના માથા પર આડી આવી રહી હતી. તેનું પાટલૂન આડી ઉભી લીંટીઓવાળું હતું અને ઉપરના પીળા હાફકોટ પર એક કાળો પટ્ટો, મરનારના શોકને હૃદયમાંથી બહાર કાઢી હાથ પર લટકાવ્યો હોય તેવો ભાસ કરાવતો હતો. તેનાં મોજાં કાણાની ગુથણી કરી હોય તેવાં હતાં અને બૂટમાંથી તેનાં આંગળાં બહાર દેખાતાં. તેના હોઠ ખુલ્લા હતા અને તેમાંથી દુર્ગંધ છૂટતી હતી. તેના કોટને બટન ન હતાં અને અંદરથી વાસણ સાફ કરવા વપરાતી હોય તેવી 'ટાઈ', ફાટેલા ખમીસમાંથી દેખાઇ આવતી ચામડીને પૂર્ણ દારિદ્રયના ભાન સાથે ટાંકવા મથતી હતી અને કયારેક પવન સાથે ગેલ પણ કરતી.

ફ્લોરા ફાઉંટનથી મ્યુઝીઅમ સુધી જતાં રસ્તામાં સ્ત્રીઓનાં ફેશનેબલ કપડાંની એક દુકાન આવે છે. માલની જાહેરાત માટે રસ્તા પર દેખાય તેમ કાચની બારીમાં ભપકાબંધ કપડાંનું પ્રદર્શન થતું, અને મીણનાં એક સ્ત્રીનાં સુન્દર પુતળાં પર તેમાંનાં સૌથી સુંદર વસ્ત્રને બંધબેસાડવામાં આવતું. રાતના ત્યાં ખુબ પ્રકાશવાળી બત્તીઓ ચારે તરફ રાખવામાં આવતી. પેલી આંગ્લ સુંદરી તે ઝળકાટને, હીરાને અને બહાર ખાટલો નાખી પડતા પઠાણને દેવ જેવી, અનિમિષ નયને જોઇ રહેતી.

જહૉન જયારે જયારે ત્યાંથી નીકળતો ત્યારે તે લલના સામે તેવી જ મીંટ માંડી જોઈ રહેતો અને પઠાણ કંઈ સંચલન કરે ત્યારે ત્યાંથી ખસી જઈ, વારે વારે પાછળ નજર નાખી, તે વિદાય થતો. તેને લાગતું કે પેલી સ્ત્રી નઠોર છે. તેની સામું જોતીયે નથી, નથી હસતી અને પઠાણને ઉત્તેજન આપે છે. પઠાણ પણ ભારે ઇર્ષ્યાખોર જણાય છે કે કોઇને નયનતૃપ્તિ થાય તેટલું તો શું, પણ પાસે જઈ સ્હેજ ધ્યાનથી યે, જોવા દેતો નથી. તેના પાંચ ફુટના ખાટલા પરથી પણ ત્યાંના જગતના સમ્રાટ જેમ તે ચારે તરફ જોતો.

જહૉન ત્યાંથી ગાતો ગાતો નીકળ્યો ત્યારે પઠાણ કોઈની જોડે વાતોમાં હતો અને જહૉને તે તકનો લાભ લઇ પેલી નઠોર નારીની વધારે સમીપ જવાની હિમ્મત કીધી. તેના શરીરની હાલન, તેનું ગીત તેના ઉચ્ચાર અને તેના ઢંગ હાવભાવથી પઠાણને રમુજ પડી અને તેણે જહોનને અટકાવ્યો નહિ. ઉલટું તેના દોસ્તનું ધ્યાન ખેંચી બંને ખડખડાટ હસી પડયા. જહૉન ત્યાં ઘણી વાર એક ચિત્ત તે ખુબસુરત મૂર્તિ નીહાળતો ઉભો રહ્યો. આખરે પેલો દોસ્ત તેના નાળબંધ જોડાનો ટક ટક અવાજ કરતો ચાલ્યો ગયો ત્યારે પઠાણ જહૉનની પાસે આવ્યો.

પઠાણનું જીવન બહુ શુષ્ક હતું. હમણાં ચોરો પણ નમાલા થઈ ગયા હતા એટલે તેની રાતો યે છેક નીરસ જતી. પોલીસ સાથે કોઇ ગપ્પાં, કે તેના જ જેવા કૈંટાના ઘુમતા

# ભોગ.

લેખકઃ—જયન્તકુમાર મણિશંકર ભટ્ટ.

ખીસ્સામાં રહેલી છેલી પાઈ ખર્ચી, તે દુકાનમાંથી એકાદ ભાંગી તૂટી અંગ્રેજી ગાયનની લીંટી ગણગણતો બહાર નીકળ્યો. તેના અસ્થિર, અને ગમે તે દિશા તરફ વળતા પગો પર તેનું શરીર, તાબુતના ડોલાની માફક લથડતું હતું. છ મહિના પર શેઠે કાઢી નાંખેલી જૂની 'ઇવનીંગ કૅપ' તેના માથા પર આડી આવી રહી હતી. તેનું પાટલૂન આડી ઉભી લીંટીઓવાળું હતું અને ઉપરના પીળા હાફકોટ પર એક કાળો પટ્ટો, મરનારના શોકને હૃદયમાંથી બહાર કાઢી હાથ પર લટકાવ્યો હોય તેવો ભાસ કરાવતો હતો. તેનાં મોજાં કાણાની ચાયણી કરી હોય તેવાં હતાં અને બુટમાંથી તેનાં આંગળાં બહાર દેખાતાં. તેના હોઠ ખુલ્લા હતા અને તેમાંથી દુર્ગંધ છૂટતી હતી. તેના કોટને બટન ન હતાં અને અંદરથી વાસણ સાફ કરવા વપરાતી હોય તેવી 'ટાઈ', ફાટેલા ખમીસમાંથી દેખાઇ આવતી ચામડીને પૂર્ણ દારિદ્રયના ભાન સાથે ઢાંકવા મથતી હતી અને ક્યારેક પવન સાથે ગેલ પણ કરતી.

ફ્લોરા ફાઉંટનથી મ્યુઝીઅમ સુધી જતાં રસ્તામાં સ્ત્રીઓનાં ફેશનેબલ કપડાંની એક દુકાન આવે છે. માલની જાહેરાત માટે રસ્તા પર દેખાય તેમ કાચની બારીમાં ભપકાબંધ કપડાંનું પ્રદર્શન થતું, અને મીણનાં એક સ્ત્રીનાં સુન્દર પુતળાં પર તેમાંનાં સૌથી સુંદર વસ્ત્રને બંધબેસાડવામાં આવતું. રાતના ત્યાં ખુબ પ્રકાશવાળી બત્તીઓ ચારે તરફ રાખવામાં આવતી. પેલી આંગ્લ સુંદરી તે ઝળકાટને, ટ્રેરાને અને બહાર ખાટલો નાખી પડતા પઠાણને દેવ જેવી, અનિમિષ નયને જોઇ રહેતી.

જહૉન જયારે જયારે ત્યાંથી નીકળતો ત્યારે તે લલના સામે તેવી જ મીંટ માંડી જોઈ રહેતો અને પઠાણ કંઈ સંચલન કરે ત્યારે ત્યાંથી ખસી જઈ, વારે વારે પાછળ નજર નાખી, તે વિદાય થતો. તેને લાગતું કે પેલી સ્ત્રી નઠોર છે. તેની સામું જોતીયે નથી, નથી હસતી અને પઠાણને ઉત્તેજન આપે છે. પઠાણ પણ ભારે ઇર્ષ્યાખોર જણાય છે કે કોઇને નયનતૃપ્તિ થાય તેટલું તો શું, પણ પાસે જઈ સ્હેજ ધ્યાનથી યે, જોવા દેતો નથી. તેના પાંચ ફુટના ખાટલા પરથી પણ ત્યાંના જગતના સમ્રાટ જેમ તે ચારે તરફ જોતો.

જહૉન ત્યાંથી ગાતો ગાતો નીકળ્યો ત્યારે પઠાણ કોઈની જોડે વાતોમાં હતો અને જહૉને તે તકનો લાભ લઇ પેલી નઠોર નારીની વધારે સમીપ જવાની હિમ્મત કીધી. તેના શરીરની હાલત, તેનું ગીત તેના ઉચ્ચાર અને તેના છેલા હાવભાવથી પઠાણને રમુજ પડી અને તેણે જ્હોનને અટકાવ્યો નહિ. ઉલટું તેના દોસ્તનું ધ્યાન ખેંચી બંને ખડખડાટ હસી પડ્યા. જહૉન ત્યાં ઘણી વાર એક ચિત્તે તે ખુબસુરત મૂર્તિ નીહાળતો ઉભો રહ્યો. આખરે પેલો દોસ્ત તેના નાળબંધ જોડાનો ટક ટક અવાજ કરતો ચાલ્યો ગયો ત્યારે પઠાણ જ્હોનની પાસે આવ્યો.

પઠાણનું જીવન બહુ શુષ્ક હતું. હમણાં ચોરી પણ નમાલા થઈ ગયા હતા એટલે તેની રાતો યે છેક નીરસ જતી. પોલીસ સાથે કોઇ ગપ્પાં, કે તેના જ જેવા ફેંટાંના ફુમતાં

જ્હૉન આ કશાની પરવા વિના પોતાની દેવીનાં મંદિર તરફ ખેંચાયે જતો હતો. તેની ચાલમાં, તેની આંખમાં માત્ર, થોડો વધારે નિશ્ચય જણાતો હતો. જાણે કોઈને જીતવા જતો હોય તેમ ઉલ્લાસમાં ધસ્યે જતો. પેલી દુકાનની કાચની બારીની બરાબર સામે જ તે અટકયો, કાચમાં પોતાનું અસ્પષ્ટ પ્રતિબિંબ જોઇ જરા ચમકયો પણ. થોડીવારમાં તેની નજર પેલી રમણી પર સ્થિર થઇ ગઈ. પગપરનાં રેશમી મોજાંના ચળકાટથી જેમાંથી કિરણો ફૂટતાં તેમ લાગતું. શરીર પરનો ગુલાબી પોશાખ મૂર્તિની કુદરતી લાલીમાં વધારો કરતો. આભૂષણો અને પુષ્કળ પ્રકાશથી ઝળહળતી બત્તીઓથી તે અજેય રાણી જેવા રુઆબથી શોભતી.–રાજાબાઈ ટાવરમાં તે વખતે બારના ટકોરા થયા અને ' હોમસ્વીટ હોમ 'નું છેલ્લું ચરણ ધીમે ધીમે વિલીન થઇ ગયું.

પહાણે આવી જ્હૉનની ખુબસુરતીના વખાણ શરૂ કર્યા. જ્હૉને આજે તે વધારે ધ્યાનથી સાંભળ્યાં અને જાણે પેલી પુતળી પાસેથી તેની પુષ્ટિની આશા રાખતો હોય તેમ તેની તરફ વળ્યો. પણ એ જ અનિમિષ નયનનાં કિરણ, એ જ દિશામાં હંમેશ જેમ જ ફૂટતાં તેણે જોયાં. પહાણે જાણ્યું કે આજે કંઇક જૂદો જ રંગ છે. તેણે જ્હૉનને ખીલવવા નિશ્ચય કર્યો. તેણે કહ્યું કે પેલી પુતળી રાતમાં તેનું નામ ઉચ્ચારતી હતી. જ્હૉને તેની સામે જોયું પણ માનિની નિરુત્તર જ રહી. પહાણે ઉમેર્યું કે પુતળીની ઇચ્છા હતી કે જો જ્હૉન સુંદર કપડાં પહેરી, બરાબર હજામત કરાવી, વાળની મરામત કરી આવે તો જરૂર તેની સાથે બહાર નીકળે. સાથે તેણે પોતાનો અસ્ત્રો વગેરે તેને આપવા તૈયારી કરી. નીચેના ખાડામાંથી પાણી લેવાનું સુચવ્યું અને જ્હૉન હજામત કરે દરમિયાન તેને માટે કપડાં વગેરેની વ્યવસ્થા માટે–ખરૂં જોતાં પોતાના સાથીઓને તમાસો બતાવવા અને પોતાની હુશિયારીને મિત્રોમાં પ્રકાશન આપવા–તે ગયો.

જ્હૉનની કલ્પનાશક્તિ જેટલી તીવ્ર હતી તેટલી જ ગાઢ તેની ગંભીરતા હતી. તે મૂર્તિના બધા હાવભાવ, આવેશ ને મન પોતે સમજી ગયો હોય અને તેને અનુકૂલ આચરણ કરવાનો હોય તેમ તેણે શરૂ કર્યું: પુતળીને એક ન્હાનું પ્રણયનું સંબોધન કર્યું. અને પહાણ જતાં જરૂર પોતાને તે વશ થશે એમ સમજી તેણે અસ્ત્રો ઉઘાડી જલદી જલદી સુન્દર દેખાવા માટે, મ્હોંની ચામડીને કુરૂપ અને ખડબચડી બનાવતા વાળરૂપી શત્રુનો સંહાર કરવાનો પ્રયત્ન આરંભ્યો. એ જ પળે તેને એક અટ્ટહાસ્ય સંભળાયું, તેને લાગ્યું કે તેની માશુક હસી. તેનું મ્હોં તેને હાલતું લાગ્યું. તેની આંખો ફરતી લાગી. તેને થયું કે નક્કી તે તેની સાથે ચાલી નીકળવાની ચેષ્ટા કરે છે. આ પ્રસંગને જવા ન દેવો, વખત છે પહાણ પોતાની માલેકીનો દાવો–પત્ની પર જે જાતનો મિલકત જેવો દાવો માત્ર લગ્નવિધિથી પતિને મળી જતો મનાય છે તેવો દાવો–સ્થાપે તો તેને નિષ્ફળ બનાવવા તેણે, પોતાની હૃદયેશ્વરીને એ સ્થળેથી હરી જવાનો ઠરાવ કર્યો. બહારનું મંદિર તેને કેદખાના જેવું લાગ્યું. ત્યાંથી તેને પોતાના હૃદયમંદિરમાં સ્થાપવા તે તૈયાર થયો. બારણા પાસે ધસવા ગયો પણ લોખંડના દાર સાથે અફળાઇ પાછો આવ્યો અને વળી તેને તે પુતળીમાં સંચલન દેખાયું, વળી તે હસતી દેખાઇ. જ્હૉન એ સામે કયાંથી ટકી શકે ? આને પૂરતું ઉત્તેજન સમજી તેણે ગમે તે રીતે તેને ઉઠાવવાનો ઉપાય શોધવા માંડયો. પણ કાચની બારી તોડવા સિવાય ઉપાય જ ન હતો. પહાણનો હજી પત્તો ન હતો. તે બારી પાસે ધસ્યો. કાચ તોડવા

તે હાથ લંબાવવાનો હતો ત્યાં સામા બે હાથ આવતા તેને દેખાયા. એથી વધારે શું જોઈએ? તેણે હાથને પકડવા તરાપ મારી પણ કાચમાં અફળાયા. તેના ઠંડા સ્પર્શથી મુંઝાયો, પણ વખત ગુમાવવાનો ન હતો. તેણે પોતાની બધી તાકાત એકઠી કરી તે પર મુક્કી લગાવી. કડકડાટ કરતો કાચ નીચે પડ્યો. તેની કરચો આસપાસ ચમકવા લાગી. અને જ્હોનના હાથમાં ક્યાંક ક્યાંક તેના હૃદયનો રંગ ફૂટી નીકળ્યો.

તેણે એકદમ પોતાની માશૂકને ચાલી નીકળવા કહ્યું. પણ માનિની પાછી હઠ લેવા લાગી. જ્હોને તેનો હાથ પકડ્યો. તે જડ અને ઠંડો લાગ્યો. મૃદુને બદલે રુક્ષ લાગ્યો. તેણે એને એક ઝટકો માર્યો અને તે અચંબો પામે તે પહેલાં તેના હાથમાં ખેંચાઈ આવ્યો. એકાદ દીવો મ્હોટા અવાજ સાથે ઠરી ગયો. તેને આ દૈવિક દેવી પ્રકોપ લાગ્યો, તરત તે દેવીની વ્યથા જોવા તેના મ્હોં સામે ટીકવા લાગ્યો. પણ તે ખરેખરી દેવી લાગી, વ્યથાનું એક પણ ચિન્હ તે પ્રકટ કરતી ન હતી. માત્ર તેણે સહેજ આડું જોયું. જ્હોનને લાગ્યું કે તે તેની મશ્કરી કરે છે તેની ઘેલછાની હાંસી કરે છે. દેવી માત્ર નિષ્ઠુરતાની જ દેવી જણાઈ. પણ તેણે તેને પોતાની કરવાનો નિશ્ચય કર્યો હતો અને તેમાં બળ અજમાવવા પણ તૈયાર હતો. તેણે અવશેષ રહેલા હાથને પોતાની પાસે આણવા એક પગ બારીમાં મૂકી આગળ ધસારો કર્યો. ધીમે ધીમે આખો અંદર જઈ મૂર્તિને જ ઉઠાવી લાવવા મથવા લાગ્યો. પણ તેની દેવી જાણે સામે થતી હોય તેમ લાગ્યું. તેનો સ્પર્શ પણ જ્હોનને કઠણ લાગવા માંડ્યો. તે હિમની બનેલી હોત તો યે તેને આટલો આઘાત ન થાત. તેને પોતાની બળાત્કારે કરવા તેણે છેલ્લો પ્રયત્ન કર્યો અને પુતળીનાં માથાને પોતાની છાતી તરફ ખેંચ્યું. પળવારમાં તેના હાથમાં એક સુન્દર માથું આવ્યું. તેના સોનેરી વાળ ગુંથાઈ ગયા હતા, તેના હોઠ એવા જ લાલ હતા અને તેની આંખો અનિમિષ નેત્રે જ્હોન સામે જોઈ રહી હતી. જ્હોનને તરત જ પોતાના કરપીણ કૃત્યનું ભાન થયું. પોતે કેવો સ્વાર્થી ભક્ત બન્યો હતો તે તેણે જોઈ લીધું. નિરાશાની તીવ્ર વેદનામાં કે વિચારશૂન્યતાના કો દમન કરતા આવેશમાં કે પશ્ચાત્તાપના એક દારુણ ઉપાય તરીકે તેણે તરત પેલો ઉઘાડો અસ્ત્રો પોતાની ગરદન પર ફેરવી દીધો. ખૂબ વેગમાં ધસતું ગરમ લોહી એ માર્ગમાંથી ધસારાબંધ બહાર ઉછળ્યું અને તેના કોટને, શર્ટના પટ્ટાને ટાઈને, ખમીસને સઘળુંને રંગતું નીચે પડ્યું. તે પોતે પટકાયો અને પાણીમાં લાલી ગુમાવતું લોહી ચારે તરફ ઉછળી રહ્યું. હજારો લાલ દીવા નીચે ફર્યાં હોય તેમ પ્રતિબિંબો ઝળકી રહ્યા.

આ બધું થોડી પળોમાં જ બની ગયું. જ્હોનને પટકાતો પડતો દૂરથી જોયો અને મિત્રોના હાસ્ય ચિંતામાં ફેરવાઈ ગયાં. બધાની દૃષ્ટિ પરસ્પર ફેંકી તરત તે સૌ ધુસી પડી ગયા. રિચનિની, મશ્કરીની કરુણતાને પૂરેપૂરી જોવા તેમની હિમ્મત ન ચાલી.

# રોમેં રોલાં

## તેની વિચારસૃષ્ટિ અને કલાભાવના

લેખકઃ—છેલશંકર દ. વ્યાસ

"આજીવન કલાકારોની જીન્દગી જ ક્રૂર દુર્વિધાતાની લીલાભૂમિ બની રહે છે. એનું કારણ એમના જીવનની વિષમ પરિસ્થિતિમાંથી પૂરેપૂરૂં નથી લાધતું. તેનાં મૂળ ઉંડાં છે, કલાકારના અંતરતમ પ્રદેશને તળીએ બાઝેલાં હોય છે. મહાન્ કલાકારોની પ્રતિભા જ એમને વર્તમાનકાળમાંથી વેગળા ધસડી જઇને આગામી યુગનું જીવન જીવાડે છે. વર્તમાનથી તેઓ પચીસ, પચાસ કે કોઈ વાર તો સૈકડો વર્ષ આગળ ધપેલા હોય છે. આ પ્રગતિશીલ મનોદશામાં જ, આ ભાવી યુગના દર્શનમાં જ એમનું સાંપ્રત જીવન લુપ્ત થાય છે. એટલે એમને વર્તમાન આક્રમણો સામે, વિજયવન્ત થવાને માટે જ નહીં પરંતુ કેવળ જીન્દગી ટકાવી રાખવા સારૂ પણ, પ્રચંડ વિગ્રહો ખેલવા પડે છે."

સન્ત રોમેં રોલાંએ ૧૯૦૩ માં પોકારેલું આ મંતવ્ય એના પોતાના જ જીવનનું કેટલું બધું દ્યોતક છે? મંતવ્યમાંથી એના પૂર્વ જીવનમાં દઢ થએલ એક એવું સંવેદન એને સાંપડયું કે જેણે તેને જીવનભરની નિરવધિ આપત્તિઓ સામે શ્રદ્ધા અને સહિષ્ણુતાનાં કવચ પહેરાવી દીધાં. એ સંવેદનના પ્રતાપે તો એણે દેશબાંધવોના ભયંકર વિરોધ સામે ય માનવજીવનની દાર્શનિક અસંગતિઓ વચ્ચે એક અખંડ સૂત્રાત્મા રૂપે પરોવાઈ રહેલ સત્ય અને સંગતિનું નિડર નિવેદન જગત્ સમક્ષ ઉચ્ચર્યાં જ કર્યું. જીવનના અનન્ત વિરોધાભાસોની મધ્યમાં પણ એક અદૃષ્ટ સત્તાના સુસંગત અમલ વિષે નિશ્ચલ શ્રદ્ધા જ કલાકારોને વિષમ જીન્દગીની વેદનાઓમાંથી એનમૂન સર્જનની પ્રેરણા આપે છે.

કાર્લાઇલ જેને વીર નર ( Hero ) કહે છે તેનું વીરત્વ કંઈ અકસ્માત્ નથી પ્રકટતું. વર્તનમાં જ્વલન્ત વીરત્વ આવતાં પહેલાં તો લાંબા કાળથી એની વિચારસૃષ્ટિ વીરત્વને પોષતી હોય છેઃ કલાકાર અને કલાપૂજક પણ વીર નર છે. રોમેં રોલાં વર્તમાનયુગનો વિશ્વશાન્તિવાદી વીરનર છે. એનું વીરત્વ અણગણ આપત્તિઓમાં વલોવાયા પછી આજે જગત્ સમક્ષ સ્થિર તેજે ઝળહળી રહ્યું છે.

આજથી ૬૦ વર્ષો પહેલાં ફ્રાન્સમાં અવતરેલા એ પુરૂષપ્રવરનું જીવન ઠેઠ ૧૯૧૪ સુધી, યુરોપને છુંદીભૂંસી નાંખનાર મહાવિગ્રહના પ્રારંભ કાળ સુધી નિરવધિ મુશ્કેલીઓ સામે ઝુઝતું, સાહિત્યપ્રવૃત્તિની કરુણ નિષ્ફળતા સહન કરતું, છતાં આત્મશ્રદ્ધામાં રાચતું, એના વીરત્વનું ઘડતર કર્યે આવતું હતું. બરાબર ૧૯૧૪ માં જ્યારે સારા જગતને સંપ્લુત અવસ્થામાં ઝીંકનાર લડાઈ સળગી, ત્યારે રોમેં રોલાંને એના સ્વભાવગત વીરત્વનો ગેબી નાદ સંભળાયો. વજ્રસરખા મક્કમ આશાવાદીઓની શાન્તિ–ભાવના જ્યારે વેરાઈ ગઈ ત્યારે ફ્રાન્સમાંથી એક અદ્દભુત આશાવાદી રોમેં રોલાં નામે શાન્તિનો ફિરસ્તો ઉઠયો.

સંપ્લવનાં પાંચ પાંચ વર્ષો પર્યન્ત એ વિશ્વપ્રેમ અને શાન્તિવાદના શસ્ત્રો વડે યુરોપના રાજ્યોની સંહારલીલા સામે લડ્યો. પોતાના અનુપમ વીરત્વની એણે ડગલે ને પગલે સાક્ષી આપી.

એ વિશ્વપ્રેમ, એ અકુંઠિત આશાવાદ અને એ અમાનુષી સહનશક્તિનું મૂળ રોમૈં રોલાંની જીવનલીલામાં દર ઘડીએ નજરે આવે છે. કિશોર અવસ્થાથી જ એનું શિક્ષણ એને 'મહાભારત વિગ્રહ'ના સંહારકાર્ય સામે પ્રેમનો મંત્ર ઉચ્ચારવા માટે સજતું રહ્યું હતું. શાળા માંહેના સાંકડા વિદ્યાર્થી જીવન વચ્ચે ય કુમાર રોલાંએ પ્રાન્તની સીમાઓ વટાવીને જર્મન સંગીતવીર બીથોવન અને આંગ્લ સાહિત્યવીર શેક્સપીઅર પ્રત્યે સહજ અનુરાગ કેળવ્યો હતો. બીથોવનના દિવ્ય સંગીતસ્વરોની મધુર ગુંથણીમાંથી એના કલાન્ત આત્માને આશા અને વિશ્રાન્તિ સાંપડતી. શેક્સપીઅરના નાટકોમાં સાકાર થતાં કુદરતી તત્ત્વોના ઘમસાણ પેખીને એનો આત્મા સર્જનની મસ્તી અનુભવતો. અને બન્ને કલાધરોની ચિરંજીવ કલાભક્તિમાંથી એને માનવજીવનનાં બંધનો વચ્ચેય માનવપ્રણીત ભવ્ય સૃષ્ટિનું ભાન જાગતું. પણ પોતાના જીવનનો વિકાસ એણે આથીય અધિક વિસ્તારવાળી સૃષ્ટિમાંથી સરજ્યો છે. દેશ દેશના ઇતિહાસનો, રાષ્ટ્ર રાષ્ટ્રની સંસ્કૃતિનો તે વિદ્યાર્થી અવસ્થાથી જ અભ્યાસી અને અન્વેષક હતો. એટલે જ આજે એને યુરોપના વિચારકો "પ્રતિભા વડે સંગીતવીર, મનોવૃત્તિ વડે કવિ અને જીવનની જરૂરત વડે ઇતિહાસકાર" કહે છે.

વીરપૂજા એ એની પ્રકૃતિ છે. એના સાહિત્યજીવનની શરૂઆત સાથે જ એ પ્રકૃતિનો આવિષ્કાર ઠામ ઠામ થાય છે. સંગીતકલાના ભક્ત રોલાંએ સંગીતવીર બીથોવનનું જીવન વૃત્ત લખ્યું. એમાં યે એની વીરપૂજા પ્રજાને સન્દેશ સુણવે છે, " આપણે અંતઃપ્રદેશનાં દ્વાર ખોલી નાખી એ આત્માના નિવાસમાં નિર્મળ હવા અપ્રતિહત આવવા દઈએ. બાંધવો, આપણે સૌ આપણા વીર નરોના આદર્શ જીવનની હૂંફમાં જ જીવીએ. એમના પ્રાણદાયી શ્વાસોચ્છ્વાસ આપણે આપણા જીવનમાં ભરી દઈએ " સાહિત્યજીવનના પ્રારંભે વીરપૂજાની આ ઝંખના એની પોતાની મહત્તાના જ પાયા રોપતી હતી. જગતને વીરત્વ અને વિશ્વ-પ્રેમનો પયગામ સુણાવનાર પરમ પુરુષનું ઘડતર કરતી હતી.

* * * * *

રોલાંના જીવનનો વસન્તકાળ વીતતો હતો. એના અંતરમાં જગતની કૂટ સમસ્યાઓ ઉપર ગડમથલ ચાલતી હતી. તરુણ વીરપૂજકની સર્વ શક્તિઓ તેના ઉકેલ માટે તન-મનાટ કરતી હતી. જીવનનું ધ્યેય શું ? કલા એટલે ? કલા કોના માટે ? કલા એટલે જીન્દગીનો એક ધંધો કે જીવન સર્વસ્વ ? જગત્ પ્રગતિ કરે છે કે પ્રગતિના નામે કેવળ મોહજન્ય દુર્ગતિમાં ધસડાય છે ? આવા આવા પ્રશ્નો વડે એનું હૃદય વલોવાયું. જીવનનો રાહ બતાવનાર કોઈ ગુરુની એણે ખોજ આદરી. એ તો આદર્શનો પૂજારી હતો. ટૉલ્સ્ટૉયના જીવન અને સર્જનનો અભ્યાસી હતો. મંથનકાળે એની નજર સમીપ ટૉલ્સ્ટૉય તરવરી રહ્યો. એ યુગમાં ટૉલ્સ્ટૉય યુરોપભરનો સૌથી સમર્થ વિચારક ને તત્ત્વદર્શક લેખાતો. યુરોપના સાહિત્યક્ષેત્રે વિચરતો તે સૌથી બળવાન્ અને તેજસ્વી સ્રષ્ટા હતો. પ્રજા એને પોતાના યુગનો કવિ, યોગી, પયગમ્બર લેખતી. એની નામના યુગપ્રવર્તક તરીકે વિચરતી. એની નિશ્ચલ અને નિરપવાદ સચ્ચાઈ; એનાં વિશદ વેધક અને સચોટ સૂત્રો; કલામાં વિલાસવાદીઓએ પાથરેલા દંભ ને નીતિઉચ્છેદ સામે એની વીરહાક; અને જે કાળે યુરોપવાસીઓને ભગવાન્ ખ્રિસ્તના ધર્મસિદ્ધાન્તોની લગીરે ગણના નહોતી તે કાળે એની અણનમ ધર્મશ્રદ્ધા–રશીઆના આ સન્ત પુરુષના આવા તમામ લક્ષણો લાખો માણસોના આત્માને હચમચાવી મૂકતા. રોલાંની કલ્પના, ભાવના અને વિચારણા ટૉલ્સ્ટૉ-યના શબ્દે શબ્દે નાચવા લાગી. ટૉલ્સ્ટૉયનાં સૂત્રોનું તે પ્રાણની જેમ જતન કરવા લાગ્યો. એના પગલે પગલે પોતાનું જીવન ઘડવા લાગ્યો. નીતિની અરાજકતાના યુગમાં એણે ટૉલ્સ્ટૉયને પોતાનો માર્ગદર્શક બનાવ્યો.

જીન્દગી આશા–નિરાશાની ઇતિહાસ લેખા છે. રોલાંની આશા પણ તૂટવાની હતી. જ્યારે એ પોતે ટૉલ્સ્ટૉયને કલાનો પરમ પૂજારી લેખતો થયો, ત્યારે જ ટૉલ્સ્ટૉયનું એક અતિ વિલક્ષણ પુસ્તક પ્રસિદ્ધ થયું. એ પુસ્તકનું નામ " What to Do." એ વાંચીને રોલાંને જબ્બર આઘાત લાગ્યો. એણે જેને જેને સામર્થ કલાકારો અને વીર નરો માન્યા હતા, જેના જેના પર તેની કલાભાવનાએ આસ્થા જમાવી હતી, તે સર્વનાં સર્જનોને આ પુસ્તકે દોઝખનશીન બનાવ્યાં. શેક્સપીઅર, બીથોવન, વેગનરની કૃતિઓનો એ નાનકડા પુસ્તકે ક્રૂર વિધ્વંસ કર્યો. અરે ! એ એક જ પુસ્તકમાંથી તો ટૉલ્સ્ટૉયનાં પોતાનાં સર્જનોની નિષ્પ્રાણતા અને નિરર્થકતાનો ધારે ધ્વનિ ઉઠતો હતો. સર્વ કલાને ટૉલ્સ્ટૉયે એમાં તિરસ્કારી કાઢી હતી. પોતે જ સમર્થ કલાકાર એવા રશીઅન સન્તે કલાનો પ્રચંડ વિરોધ કર્યો હતો.

રોલાંનો આત્મા કકળી ઊઠ્યો. એના હૃદયમાં અવિરત વલોપાત ચાલ્યો. શું બીથોવનની દિવ્ય સંગીતકલા નકામી ? શું શેક્સપીઅરની ભવ્ય સૃષ્ટિ નિરર્થક ? એના મગજમાં જાણે પ્રલયકાળનાં ધમસાણો આરંભાયાં. રોમે રોલાંના જીવનમાં પ્રચંડ આધ્યાત્મમંથનની આ વિકટ વેળા ! કોની પાસે જવું ? જીવનનો રાહ કોણું બતાવે ? અંદેશ, કુતર્ક, વેદના અને મનોરથનો સંગ્રામ મચ્યો. આ મંથનકાળનું રોલાં ચિત્ર દોરે છે.

" મને મહાત્મા ટૉલ્સ્ટૉય માટે દૃઢ અનુરાગ હતો. પણ કલા મને એટલી જ પ્રિય હતી. અરે ! કલા એ તો મારા જીવનનો આધાર છે. સંગીતકલાનું ભોજન કરીને જ હું જીવ્યો છું. "

અને એ તમામ કલાભાવનાનો ભુક્કો કરનાર બીજો કોઇ નહીં ને રોલાંનો કલાવીર ટૉલ્સ્ટૉય નીકળ્યો.

એ વખતે રોલાં ઉગતો તરુણ હતો. એની અવસ્થા પ્રથમ મહોરના આંબા જેવી હતી. બરાબર એ જ ઘડીએ તેના પર ક્રૂર આઘાત થયો. કયે માર્ગે વળવું ? કલાની આરાધના કરવી કે કલાના ઉચ્છેદક બનવું. તરુણ રોલાંના જીવનની એ Crucial moment હતી. એનો આત્મા કલાની ઝંખના કરતો હતો; જ્યારે એનો આરાધ્ય દેવ ટૉલ્સ્ટૉય એજ કલાને ધુત્કારતો હતો. રોલાં મુઝાયો, અકળાયો. અકળામણની વેળાએ એને ટૉલ્સ્ટૉયને પત્ર લખવાનું સૂઝયું. પત્ર તેણે લખ્યો. તરુણ હૃદયની ઉર્મિઓ જે જાતનો ધમધમાટ પત્ર લખાવા પ્રેરે એવો જ પત્ર લખ્યો. તેમાં રોલાંએ પોતાના હૃદયને ઠાલવી દીધું. તમામ સંદેહો આધ્યાત્મિક મંથનો, મુશ્કેલીઓ તેણે સળગતી વાણીમાં રજુ કર્યા.

એ તો જુવાન હૃદયનો ઉભરો હતો. રોલાંને સ્વપ્ને પણ આશા નહોતી કે યુરોપનો દેવ પુરુષ તેને જવાબ પાઠવશે.

પણ રોલાંની અજાયબી વચ્ચે એક દિવસ ટપાલમાંથી ટૉલ્સ્ટૉયનું પરબીડીઉં આવ્યું. રોલાં તે લઈ નાચ્યો. ટૉલ્સ્ટૉય જેવા સન્તને લાયક જ એ જવાબ હતો. ત્રીસ પાનામાં પથરાયલો, પોતાના જ હસ્તાક્ષરે વળી ફ્રેંચ ભાષામાં લખેલો. રોલાંનો આનન્દ સીમાડા વટાવીને દિવ્યતાને સ્પર્શવા લાગ્યો. રોલાંની જીન્દગીનો એ મહાન્ દિવસ હતો. યાદદાસ્તમાં ચિરંજીવ રહે એવો અજોડ અને અકલ્પ્ય. હૃદયને હચમચાવી દે એવી નિખાલસ સચ્ચાઇ, એક મુદ્દાનો સંપૂર્ણ ખુલાસો કરવા ઉઠાવેલો શ્રમ, વ્યવસાયી પળો વચ્ચે પણ એક અજાણ્યા છોકરાને તમામ સંદેહોના રદીઆ આપવાની ઉદારતા, એ સર્વની ચિરંજીવ છાપ રોલાંએ ઝીલી. ટૉલ્સ્ટૉયે આ પ્રસંગ પત્રમાં કલાજીવન અને વિજ્ઞાનમાં પેઠેલા દંભનો ઉગ્ર પુકાર કર્યો હતો. કલાના સર્જનમાં જવાબદારીની જરૂરત ટૉલ્સ્ટૉયે ભાર દઈને દર્શાવી. ટૉલ્સ્ટૉયના કથનનો પ્રધાન સૂર આટલો જ હતો કે. " સાચા કલાકારની કલાભક્તિનો કયાસ, તે પોતાના સુખ સ્વાસ્થ્ય અને આરામનો ભોગ કેટલા પ્રમાણમાં આપે છે, તેમાં રહેલો છે. કલા માણસનું જીવન સસ્તું ન હોવું જોઇએ. એ એક વૈરાગ્ય છે અને તેની પાછળ કલાકારે સમય અને શક્તિનો ભોગ આપવો જોઇએ છે. "

રોલાંને કલામાં જવાબદારીનું તત્ત્વ સ્વીકારવું પડ્યું; પણ કલા અને સંગીત વિષે ટૉલ્સ્ટૉયની વ્યાપક તિરસ્કૃત એને પ્રેરણા આપી શકી નહીં. છતાં આ પત્રની આધ્યાત્મિક

અસર તેના પર સચોટ પડી. અન્યને કાજે સેવા અર્પવાની ટૉલ્સ્ટૉયની નિખાલસ અભ્યર્થના પર રોલાંનું હૃદય વજ્રલેપથી જડાઈ રહ્યું. તેનું એક મીઠું ફળ એ આવ્યું છે કે આજે રોલાં એને આધ્યાત્મિક ગ્રંથનો પત્ર લખનાર દરેક માણસને સહૃદયતાથી જવાબ આપે છે; પછી તે માણસ ગ્હાય તેટલો નાનો કે મોટો, ધનાઢ્ય કે નિર્ધન હોય. રોલાંના આવા સેંકડો પત્રો જગત્ આખામાં આધ્યાત્મિક ઉન્નતિના તરંગો ફેલાવી રહ્યા છે. ટૉલ્સ્ટૉયે રોલાંને જવાબ લખવાની જે મયાળુતા દર્શાવી તેનું જ પ્રતિબિમ્બ આજ સુધીમાં સન્ત-રોલાંએ અજાણ્યા માણસોને આપેલા હજાર ઉપરાન્ત જવાબોમાં પ્રકાશી રહ્યું છે.

આ પ્રચંડ મંથનકાળ રોલાંને વિદ્યાર્થીજીવનમાં જ સાંપડયો હતો. એના પોષણ અને ઉકેલ દોલાયમાન થતાં થતાં, તેણે પારીસની શાળામાં તેજસ્વી કારકીર્દી વચ્ચે નિશાળીઆનું જીવન પૂરૂં કર્યું. તેની બાહોશી બદલ તેને શાળા તરફથી જ શિષ્યવૃત્તિ આપીને રોમમાં સંશોધનશાસ્ત્રનો અભ્યાસ માટે મોકલવામાં આવ્યો. હજુ એની કલાભાવનાના ઘડતરનો કેવળ પ્રારંભકાળ હતો. એનું જીવન દર્શન વિશાળતામાં ધીમે પણ અચૂકપણે પાંગરતું આવતું હતું. રોમમાં તેની કલાભાવનાને સબળ પોષણ સાંપડ્યું. ઇટાલીની વિખ્યાત કલાનો આત્મા એણે રોમના શિલ્પોમાં અને ચિત્રોમાં જોયો. એ દર્શને તેના પ્રાણ ઉલ્લાસ પામ્યા. અને આ ઉત્ક્રાન્તિની પળો વચ્ચે તેને એક પ્રેરણાદેવી સાંપડી. એનું નામ માલ્વિદા વૉન મિસનબર્ગ. આ વૃદ્ધ દેવીનો આત્મા કલાની આજીવન આરાધના વડે મ્હેકતો હતો. સંસ્કૃતિની સાક્ષાત્ પ્રતિમા સમી તે હતી. થોડા જ દહાડાના પરિચયમાં રોલાંએ પોતાના જ્વલન્ત આદર્શવાદ અને કુદરતી સૌજન્ય વડે માલ્વિદાનો સ્નેહ મેળવ્યો. માતાપુત્ર વચ્ચે જાણે વત્સલ્યભાવ મઘમઘી ઉઠયો. કલાપૂજકોના આત્માની એ મૈત્રી! સમાન ભાવનાઓનો મધુર સંગમ! વૃદ્ધ માલ્વિદા રોલાંના તેજસ્વી ને અભિજાત ચહેરા પર સ્નેહની નજર થંભાવી બેસે અને તરુણ રોલાં સંગીતના સૂરોમાં આત્માની સોડમ રેલાવે. અને પછી રોલાંના મસ્તક પર વ્હાલસોયો હાથ ફેરવતી માલ્વિદા પોતાના જીવનનાં સંસ્મરણોની ધારા વહેવે. કેટકેટલી વિભૂતિઓની સમેટનાં એ સંસ્મરણો! મેઝિની અને વેગનર, નિત્શે અને હર્ઝન, ટૉલ્સ્ટૉય અને ચેહૉફના જીવનની જીવન્ત ઘટનાઓ માલ્વિદાના મુખમાંથી સ્રવતી. રોલાં ભક્ત-હૃદયે તે સાંભળતો. આજે રોલાંનું વિશાળ જીવનદર્શન, તેનો વિશ્વપ્રેમ આ વત્સલ માતા સમી મિત્ર સ્ત્રીના સંગાથને આભારી છે. યુરોપના દેશોમાં માલ્વિદાના અનુભવો, તેના ઉદાત્ત સંસ્કાર અને યુરોપીય વિભૂતિઓનાં સંસ્મરણો વડે રોલાંનું રહ્યું સહ્યું પ્રાન્તાભિમાન પણ ઓસરી ગયું. પ્રાન્તિકતાને ઓળંગી આખા યુરોપની ઉન્નતિમાં તેનો આત્મા રાચવા લાગ્યો.

હવે એનું વ્યાવહારિક જીવન શરૂ થાય છે. રોમમાંથી પારિસ આવીને તેણે રંગભૂમિના ઉર્મિકાવ્યોના પ્રભવસ્થાન વિષે એક નિબંધ લખ્યો. એમાં એની સંગીતકલાની ભાવના અને સંગીતનું શાસ્ત્રીય જ્ઞાન પ્રજાને પહેલી જ વાર જાણવા મળતાં, તેને સંગીતના ઈતિહાસના અધ્યાપકની જગ્યા મળી. સંગીતના પૂજારી રોલાંએ એ પદવી પર રહ્યા સંગીતની કેટલીક સમર્થ વિવેચનાઓ પ્રજાને ચરણે ધરી. તેમાંયે એની સાત્વિક કલાશક્તિનો સુરેખ આવિષ્કાર હતો.

પણ એને અધ્યાપકના જીવનની જડતા અકળાવવા લાગી. કલાભાવનાની સહસ પાંખડીએ ખીલતો એનો આત્મા આખો ફ્રાન્સની કલાદૃષ્ટિ પલટાવવાની ઝંખના કરતો

હતો. રોલાંને તેના વ્યાખ્યાનોમાંથી કંઈક ખ્યાતિ, કંઈક લક્ષ્મી અને કંઈક પ્રશંસા સાંપડની. વ્યાવહારિક જીવનની સફલતાને આરે તે ધપતો હતો. સંગીતશાસ્ત્રીઓ પણ એના વ્યાખ્યાનોની તારિફ કરતા. પણ રોલાંને આત્માનો ધર્મ સાદ દઈ રહ્યાં હતો. પ્રોફેસરની આ સાંકડી સૃષ્ટિ આ વિરાટ્ આત્માને કાજે ન હોય. રોલાંનું બાલ્યાવસ્થાનું જીવનસૂત્ર આ રહ્યું: "મહના ધ્યેયની, મહાન્ બનવું અને મહત્તાની પૂજા કરાવવી." વીરત્વનો ગેબી નાદ એને બોલાવતો હતો. એને જીવનની સિદ્ધિ એ દિશામાં દેખાણી.

અધ્યાપકની પદવીને તિલાંજલિ આપી રોલાંએ ફ્રેન્ચ રંગભૂમિની સુધારણા માટે પ્રજાને પડકાર દીધો. રંગભૂમિપર ભજવાતાં વ્યભિચાર પોષક નાટકો સામે, એમાં પ્રયોજાના સૂક્ષ્મ મનોવિકારો સામે, એમાં પથરાઈ રહેલા અશ્લીલ હાસ્યરસ સામે એણે જેહાદ પોતાની જાહેર કરી. એણે સ્પષ્ટ શબ્દોમાં જાહેર કર્યું કે જીવનના વહીવટી અને મલિન આચારોથી દિવસભર કંટાળેલા ધનાઢ્યોને અશ્લીલ શૃંગાર અને અસભ્ય હાસ્ય વડે વિહારવાને કાજે રંગભૂમિ નથી. નાટ્યકલાનું ધ્યેય એવું સાંકડું, મલિન અને ક્ષુદ્ર ન હોય. આખી માનવતાના અને કુદરતના બલવાન્ તત્ત્વોને સાકાર કરી પ્રજાને કુદરતની સંગતિનો ખયાલ આપવા માટે જ રંગભૂમિ છે. રંગભૂમિ એ પ્રજાના ઉત્થાનને પ્રેરનાર બળ છે, કોઈ એક વર્ગની મલિન વાસનાઓને પોષનાર બલાઈ નહીં. -

દશ દશ વર્ષો સુધી એણે તપશ્ચર્યા કરી. કલાના પૂજારીએ ભક્તિનાં પુષ્પો એક પછી એક ચઢાવ્યા કર્યાં. એ માસિકમાં નિર્ધન રોલાંએ કશુંય વેતન લીધા વિના નાટકો, જીવનવૃત્તો અને કલાનાં વિવેચનો પ્રસિદ્ધ કર્યાં. બીથોવન, માઇકલ એન્જેલો અને ટૉલ્સ્ટૉયનાં જીવન-ચરિત્રો, એની વીરત્વ-ભાવનાના ઓપે મઢાઇને છપાયાં. એના સર્જનોમાં શિરોમણિ એવું 'Jean Christplio' પુસ્તક શ્રેણિબદ્ધ લેખરૂપે વર્ષો સુધી તેમાં છપાયું. રોલાંની અવિચળ શ્રદ્ધા તો જુઓ. માસિકની જાહેરાત પાછળ એક પેની સરખીય એણે વાવરી નહીં. કલાના પૂજારીઓ હયાત હોય તો એ માસિકને ખોળી કાઢે, સેવાને જાહેરાતરૂપી શેરબકોર શા? પ્રારંભના બે ત્રણ વર્ષો સુધી તો એ કલાપત્રના પ્રકાશન જેટલુંયે દ્રવ્ય તેમાંથી મળતું નહીં. રોલાં અને તેના બેત્રણ સહાયકો કોઈ લેખનો બદલો પણ ચાહતા નહીં. આવા બનજરમાન આત્મભોગનાં વારિ સિંચીને રોલાએ પોતાનું ભાવનાવૃક્ષ પોષ્યું. આખરે તેનો ફેલાવો વધ્યો. તેમાંથી તેના લેખકમંડલને ગુજરાન સાંપડવાની ઘડી પણ આવી લાગી. બરાબર એજ ટાંકણે રોલાંએ માસિક બંધ કર્યું. શા સારૂ? રોલાંને લાગ્યું કે માસિકે તેનું ધ્યેય દશ વર્ષની આખરે સિદ્ધ કર્યું છે, માટે કેવળ પૈસા કમાવાની કે નામના મેળવવાની લાલસાથી તેને ચલાવવું ન જોઈએ. નિઃસ્વાર્થ સેવા અને ઉન્નત કલાભાવનાનો કેવો જ્વલન્ત દૃષ્ટાન્ત! એની જોડ જગતમાં નહીં જ સાંપડે. રોલાંની આ આખી નિઃસ્વાર્થ ઝુંબેશને ઝિવગ "Everlasting monument of French idealism and artistic comaraderi" કહે છે.

આ રીતે સાહિત્યકાર તરિકેના જીવનને પ્રારંભે જ રોલાંએ પોતાની અડગ શ્રદ્ધાનો ફ્રાન્સને સાક્ષાત્કાર કરાવ્યો. એની કલ્પનાસૃષ્ટિનો આદર્શ જીઆં ક્રિસ્તોફ પણ એજ બળતી શ્રદ્ધાનો મંત્ર સંભળાવે છે, "It is not success but faith which should be our goal. રોલાંની વીરત્વની ભાવના વિરાટ્ છે. એને મન જગતની વંદનીય વિભૂતિઓ ઉન્નત પર્વતશૃંગો સમી છે. એ શૃંગોપર ભલે પ્રચંડ વાયરાના આઘાત થાય, ભલે તે પર મેઘઘટાની આંધી છવાય, છતાં ત્યાં પહોચનાર માનવ ખસૂસ નિર્મલ શ્વાસોચ્છ્વાસ લઈ શકે છે ( જુઓ Lavie de Beethoven—બીથોવનનું જીવનવૃત્ત ). જ્યાં જ્યાં એણે વીરત્વ જોયું છે, ત્યાં ત્યાં તેનો આત્મા નમી પડ્યો છે. વીર આત્માની એને પ્રથમથી જ મોહિની છે. તે આત્મા ચહાય તે દેશનો હોય. દેશકાલનાં બંધનો રોલાંની વીરપૂજાને નથી અવરોધતાં. માઇકલ એન્જેલોનું જીવનચરિત્ર લખાયું. જર્મનીના સંગીતવીર બીથોવનના સંગીતે એના આત્માને હચમચાવ્યો અને બીથોવનનું જીવનવૃત્ત રચાયું. રશીઆના ટૉલ્સ્ટૉયે પોતાની સચ્ચાઇ અને સેવાભાવના વડે તેને મુગ્ધ કર્યો અને ટૉલ્સ્ટૉયનો ઇતિહાસ આલેખાયો. ભારતના ગાંધીએ પોતાની નિખાલસ સચ્ચાઇ, અહિંસા, શાન્તિપ્રિયતા અને અડગ સત્યાગ્રહી કર્મપરાયણતા વડે તેની હૃદયોર્મિઓ વલોવી નાંખી અને દુનિયાએ રોલાંપ્રણીત ગાંધીનું જીવનચરિત્ર જોયું.

[અપૂર્ણ....]

આ લેખ તૈયાર કરવામાં નીચલા ગ્રન્થોની અને લેખોની મદદ લેવાઇ છે.


(1). Zwig's Biography of Romain Rolland.

(2) 'The Life of Beethoven' by Romain Rolland.

(3) 'Jean Christophe' Volumes I, II, III, IV (English Translation) by Romain Rolland

(4) Rolland's Biography of Gandhi.

(5) 'The Theatre of people.' by Romain Rolland.

(6) The function of an Artist: A convertation between Romain Rolland and D. K. Roy—'Current Thought'

(7) 'Romain Rolland' by D. K. Roy—'Current Thought.'




## 'ઝમોર'

—❧—

### (હરિફાઈ વિભાગ નં. ૨)

(ગતાંકથી ચાલુ)

હેમસુરિજીના હડહડતા એ અપમાનના દિવસ પછી પાટણમાં દુરાગ્રહ—અત્યાગ્રહોનું—ભિન્નભિન્ન બે ધર્મોનું છાનું યુદ્ધ મંડાઈ રહ્યું.

મેવાડકુંવરી ગજવાડીમાં નજરકેદી બની છે. એના ઉપર સખ્ત ચોકી પહેરો છે. સામંતસિંહને સખ્ત તાકીદ છે કે કોઇ અજાણ્યું માણસ ખાસ પરવાનગી વિના અંદર જઇ શકે નહિ. છતાં રાણીને કાંઈ નથી. મઝેથી તે સવારમાં જ મહારુદ્રની પૂજા કરે છે. કોણ જાણે કોણ એને પૂજા સામગ્રી આપી જાય છે. દાસીઓ સાથે સાત્વિક ખોરાક આરોગી તે ધર્મના ઉંડા વિચાર કરતી વખત કાઢે છે. દિવસે દિવસે એનો સત્યાગ્રહ દૃઢ થતો જાય છે. પતિપ્રેમ–પતિ આજ્ઞા–પત્ની ધર્મ—અને ધર્મભાવના—અને વર્તમાન પરિસ્થિતિ એનું એ માનસિક પોતે જે કરે છે તે સત્ય જ છે. એની મુલાકાતે

પ્રથક્કરણ કહે છે અને માનતી જાય છે કે ખાસ મોકલેલી રાજસ્રીઓ અને સાધ્વીઓ

આવે છે. તેમની વાતો શાંતિથી સાંભળે છે. અને તેમને વાદમાં હરાવી પાછી કાઢે છે–પોતા વખત પછી તો કોઈને મળવાનીએ તે ના પાડે છે.

રાતે બાર વાગે તેને એક જણ-કોઈ જાણતું નથી તેવા માર્ગેથી આવી મળી જાય છે, તે જયદેવ બારોટ.

રાજાને પોતાની જમીનગીરીનો હિસાબ નથી. તે જોતાં જયદેવ બારોટે રાજાને નમાવવાના ઉપાય શરૂ કર્યા છે. તે વહેલા ઉઠે છે. નાહી ધોઈ ઇષ્ટ દેવનું નામ લેઈ સીધા રાજગઢે જાય છે. અને રાજા મળતા નથી તોયે માથું મારે છે. ભૂખ્યા તરસ્યા છેક સંધ્યા સુધી એક સ્થાને તે બેસી રહે છે અને ત્રણ વખત કસુંબાનો વખત થાય છે અને નશો ખેંચાય છે ત્યારે જોરથી પોકાર કરી કહે છે "રાજા! દુઃખી થાઉં છું. જમીનગીરીમાંથી છોડાવો! અહિંસાવાદી કુમારપાળ મહારાજ ! દયા કરો" રાજા મુખ દેખાડતો નથી–"શંભુ મારી લાજ રાખશે એમ કહી રાત્રિનો અંધકાર આવતો દેખી મહેલ સામું જોઈ કંઈક બબડી ગૌરવથી ધીમે પગલે ઘેર જાય છે–રાજગઢનાં માણસો મનાવવા આવે છે પણ બોલી શકતા નથી. અભિમાનથી તે આ જોઈ રહે છે.

ઘેર જતાં પત્ની હિંમત આપે છે. "રાજા નહિ નમે તો જશો ક્યાં? હજી તો હું બાકી છું–" બારોટણ વ્રત પ્રમાણે બરોબર પાશેર સોટની અને એક મોટા હળિયા પાણીની થોડા ગોળની સાથે રાબ બનાવે છે. તે બારોટ પીએ છે થોડીવાર બેસે છે. આગલી રાત્રિના હુકમ પ્રમાણે બારોટણે તૈયાર રાખેલી રાણી માટેની શીશી લે છે અને મધરાતે રાણીને મળી આવી ઉંઘી જાય છે. બારોટનું ભરાવદાર શરીર સુકાતું જાય છે. પણ મન વિકસતું જાય છે. એમનો નિશ્ચય દૃઢ થતો જાય છે.

રાજાની સ્થીતી ઘણી કફોડી છે. ન્યાયપ્રિય ઉદાર હૃદયી પણ જરા નિર્બળ મનના કુમારપાળ મહારાજનું હૈયું બધી પરિસ્થિતિથી ડોલાય છે. ગેલાડી રાણીનો જક્કર ટેક જોઈ એનું વિચારશીલ મન એની યથાર્થતા જોવા લલચાય છે. પતિ-પત્ની તરીકે બેઉ વચ્ચેની જુની પ્રીતિ યાદ આવેતાં દીલ દુખાય છે. બારોટના ત્રાગાની ખેવકો દ્વારા વાત સાંભળી એમનું દયાળુ હૃદય કંપે છે. પોતાની જુદી જુદી જાતની લોકોની વાતો કાને આવતાં પોતાની લોકપ્રિયતા કેટલી ભયમાં છે તેનો ખ્યાલ આવતાં મન વ્યાકુળ થાય છે. આ યુદ્ધ અટકાવવાની અમને રોજ ઈચ્છા થાય છે. પરંતુ મહાગુરીજીની વંદનાએ જતાં તે વરાળ સમી ઉડી જાય છે. એ વ્યક્તિને જુએ છે એના શબ્દો સાંભળે છે. અને એની બધી ગડમથલ શાન્ત થઈ જતાં પોતાને–ગુરૂજીને–અખિલ જૈનમાત્રને–પાટણની જનતાને જે ઘોર અપમાન મેવાડની ગર્વિષ્ટ કુંવરી આપી રહી હતી તેની યોગ્ય શિક્ષા કરવાનું પોતાનું કર્તવ્ય છે એમ અમને ઓછોસ ભાસે છે–અને રાતે કંઈક રોગથી–કંઈક અંદરથી પત્ના દીલથી–ને રાજ્યાદી તરફ જોઈ રહે છે. એમણે આ ગડમથલના શુભ પરિણામ અર્થે નવાં વ્રત લેવવાં માંડ્યાં છે.

અને હેમસુરીજી એમની હંમેશની અચળ શાન્તિથી બાજી ગોઠવતા જાય છે–પ્રવીણ નક્ષત્ર સૌ તત્પરતાથી કાર્યમાં રોકાયેલા છે. બારોટ રાતે ફરીને મળતા જાય છે તે કેવા

જાણતું નથી. પણ હેમસુરીજી તે જાણે છે. અને એ એમની ધ્યાનમાં છે. એમને પોતાની છતની જરાએ શંકા નથી. પણ વસ્તુસ્થિતિ ઘણી ગંભીર છે તે તે જાણી ગયા છે. જૈન-ધર્મ અખિલ આર્યાવર્તમાં પ્રસરી વિજયી થાય અને ભાવિમાં સહસ્ત્રો વર્ષો સુધીએ એની અખંડ સત્તા ટકે એમ હેમસુરીજીની અતર દૃષ્ટિ આવા મનોરથ ઘડતી ભાવિના ઇતિહાસપટ પર ક્યાંય સુધી જોઇ રહે છે ને આનંદથી લંબાય છે. એમનો નિશ્ચય સૌ કરતાં બળવાન અને પર્વત જેવો અડગ છે. પૃથ્વી પ્રલય થાય તો ખેર પણ મેવાડી રાણી જૈન ધર્મની દીક્ષા લીધા વિના રાજમહેલમાં જઇ શકેજ નહિ. કારણ એમાંજ એમને જગતનું કલ્યાણ ભાસે છે.

આમને આમ દિવસો આથમે છે. બેબે મહિના થયા કોઇ મચક આપતું નથી. આખા નગરમાં એકજ વાત ચાલ્યા કરે છે. વાતાવરણ ગરમ થતું થાય છે. મેવાડના રાણા ચિન્તાના સંદેશાઓની ઉદેપુરમાં વૃથા રાહ જુએ છે.

આ સ્થિતિ ક્યાં સુધી ચાલત તે કોઇ કહી શકે તેમ નહોતું. પરંતુ વિધિની ઘટના એવી અકળ છે કે ઘણીવાર નાના મહત્વ વિનાના અણુચિન્તવ્યા બનાવથી અગત્યના પ્રસંગો નો ઉકેલ આવી જાય છે. તેમ આ વખતે એમ બન્યું.

એક સવારે હેમસુરીનો એક શિષ્ય વિહારાર્થે નગરના રસ્તે જતો હતો. દૈવયોગે ઉપરથી ઘરનું નળીયું પડ્યું અને મુનિજીનું બોડુ માથુ સખ્ત ઘવાયું. લોકો એકઠા થઇ ગેયા. દુઃખ પામેલા મુનિજીને ઘેરી વળ્યા—લોહી અટકાવવા ઉપચાર કરવા મંડયા એક બ્રાહ્મણ જે ટોળીની અંદર જોવા પેઠો હતો તે બધા સાંભળે તેમ બોલ્યો "મુનિ મહારાસી! માથે જટા રાખતા હો તો શું ખોટું? આમ રસ્તે જતાં વાગે નહિ. જૈન ધર્મ ના કહેતો હોય તો શિવધર્મમાં આવો—ગુરૂ જોઇએ તો નવા રાણી દીક્ષા આપવા તૈયાર છે" મુનિજીની મશ્કરીમાં આટલું એ વખતમાં બોલવું એટલે મોતને નોતરવા—જેવું હતું. શ્રાવકો ગુસ્સે થઈ ગયા અને બ્રાહ્મણ ઉપર તુટી પડ્યા. બોલતાં બોલી તો ગયો પણ બ્રાહ્મણ ગભરાઇ જોર કરી નાઠો. પરંતુ મુનિજી કરતાં એને વધારે દસ ગણું વાગી ચૂક્યું અને જો નાસી છુટવા ન પામ્યો હોત તો અહિંસા પરમો ધર્મના ચુસ્ત અનુયાયીઓના હાથે બધાયે દિવસો પુરા થવાનો ઘણો સંભવ હતો.નાસતાં નાસતા એ કાણે શાપ આપતો હોય તેમ બ્રાહ્મણ બોલ્યો "હવેજ ખબર પડશે તો તમારાં ઉંચાં દેરાં નીચાં ન થાય તો મને સંભારજો" બ્રાહ્મણમાં એટલી હિમ્મત ક્યાંથી આવી તે સમજાયુંજ નહિ.

આખા નગરમાં આ બનાવથી હોહો થઇ રહી. વાત અતિશયોક્તિનો વાઘા પહેરી ચારે તરફ ઘુમી વળી. એમ પણ કહેવાયું કે બ્રાહ્મણે જાણી જોઇ મુનિના માથામાં ઘા કર્યો. કુમારપાળ મહારાજને કાને એવા સ્વરૂપમાં વાત પહોંચી એમનું લોહી ઉકળ્યું.

પેલો શિષ્ય પાટા સાથે ઉપાશ્રયે આવ્યો. હેમસુરીજીની નજરે પડી ગયો. હકીકત જાણી અને એ પ્રસંગમાં જૈન સત્તાની પડતીના પડઘા એમને કાને સંભળાયા. ઢીલ કરવામાં જોખમ લાગ્યું અને બધો અનર્થ ટાળવા મેવાડ કુંવરીને ત્વરાથી પોતાને પગે નમતી કરવાનો નિશ્ચય કર્યો. ધર્મ સંકટમાં હોય ત્યારે સાધનોનો વિચાર કરવો તે મુર્ખતા લાગી.

આખો દિવસ તે વિચારમગ્ન જણાયા. પ્રવીણે તે જોયું અને વિસ્મિત કરી પૂછ્યું "મહારાજ ! આપના હંમેશના શાંત પ્રફુલ્લિત વદન કમળ પર વિષાદ છાયા પથરાય તે અમોને શિષ્યોને શરમાવા જેવું છે. રજા આપો તો આજ રાત્રેજ કુંવરીને મોમા તરાનું ઘાલી આપને શરણે આવતી કરૂં. જૈન ધર્મની ગુહ્ય વિદ્યા શા કામમાં આવશે ? અને ચમત્કાર વિના નમસ્કાર કોણ કરશે ? આજ એક મુનિની બ્રાહ્મણે હાંસી કરી—કાલે લોક આખા ધર્મને હસી કાઢશે. હવે બહુ વિચાર કરવા વ્યાજબી નથી. મહારાજ !" મહાસુરીજીએ પ્રવીણના સામું જોયું. પોતે જે ન કરી શકે તે પોતાના શિષ્ય વધારે છૂટથી કરી શકે તેનો વિચાર કર્યો. વળી પોતે છાનાં આકર્ષણનાં આંદોલનો કુંવરીને જૈન ધર્મ તરફ પ્રેરવા માટે કયારનાંયે મોકલવા માંડયાં હતાં પરંતુ કોણ જાણે કેમ મહારૂદ્રના ત્રિશૂળથી વિદ્યાઓ કુંવરી પર અસર કરતાં જણાતાં નહિ અને કંઇ ફળ આવતું જણાતું નહિ. તેનો પણ વિચાર કરી વધારે ટકટક અખતરા પોતાની મહત્તા ન ઘટે માટે શિષ્યનેજ સોંપવાનું યોગ્ય ધારી મુત્સદ્દીપણે જવાબ આપ્યો "પ્રવીણ ! તું એમ માને છે કે કુંવરી એના બળે ટકી છે. પહેલા દિવસની નિષ્ફળતા મારી ગણત્રી બહાર હતી ? સાંભળ ! પરધર્મી વગર વિરોધે શરણે આવે તેમાં જૈન ધર્મની બહાદુરી નથી. પણ વિરોધ અને સામા આગ્રહ છતાં મેવાડ કુંવરી જેવી ટેકીલી સ્ત્રી આખરે નમી, સમજી સ્વયં સત્ય ધર્મની દીક્ષા પામતી આવે તેની અસર સમાજ પર સારી રીતે પડી શકે અને તેથી મેં અત્યાર સુધી એને અડગ રાખી છે. હવે તે ઉતાવળે અને મારા માનીતા શિષ્ય તરીકે તું તારી કળા અજમાવે તેમાં મારો વાંધો નથી. મારે થારી શક્તિ અજમાવવી તે તો મગતરાને મારવા હસ્તિના પ્રયત્ન જેવું છે."

આટલી સૂચના તો બહુ હતી. તે બધું સમજી ગયો. તે કામમાં ગુંથાયો. નક્ષત્રસુરીએ પૂછ્યું ત્યારે કહ્યું "કાંઈ નહિ—ખાનગી છે" નક્ષત્રસુરીને મનમાં જરા રીસ ચડી "એમ મારાથી ખાનગી !"

સંધ્યા રાજા આવ્યો. એનું વદન મ્લાન હતું. તે આ ધર્મ યુદ્ધનો અંત ઇચ્છતો હતો. મહાસુરીજીએ એના મનની જ વાત નાંખી "રાજા ! તમારી ધીરજ ખુટી ગઇ છે. તે જાણું છું—કસોટી વિના સિદ્ધિની અગત્યતા સમજાતી નથી—મેં તમને જાગૃત કરવા છે.—હવે સાંભળો ! આ આરતીનું પુર થાય તે પહેલાં આ ખેંચતાણનો અંત આવી ગયેલો તમે જોશો." હેમસુરીજીએ ગોળ મટોળ ભવિષ્ય વાણી કહી, રાજા રાજી થયો, સહેજ એમ પણ જણાયું "જરૂર ! મહારાજ !" હેમસુરીજીની આંખ ચમકી—ને તીખા સ્વરે બોલ્યા "હેમસુરીના તપ શું નિર્માલ્ય છે એમ માનો છો ? રાજા ! પૃથ્વીનું પડ પલટાવી નાંખવાની આ ચપટીમાં સત્તા છે—પરંતુ જીવનના ક્રમોમાં યોગ્ય કાળેજ નિમિત્ત થવા માટે અમારો જન્મ હોય છે. સમજ્યા, રાજા !" રાજા દ્ધાય ગયો—સહેજ શંકા માટે તે પસ્તાવો થયો અને હવે આ પોતાની કફોડી સ્થિતિનો અંત આવી જશે એ વિચારથી સંતોષ પામી ઉઠયો.

પ્રવીણસુરીએ એક કામ હાથ લીધું એટલે તે કરી નાખતાં તેને વાર લાગતી નહિ. એને ખબર હતી કે મેવાડી રાણીની એક દાસી કોઈ કોઈ વાર બપોર પછી રાજવાડીનાં

બહાર નીકળી બજારમાં જતી જોવામાં આવતી હતી. એણે પોતાની સાધના આખી રાત એક ઓરડીમાં ભરાઇ કરી લીધી, અને સિંદુર જેવા રંગના એક પદાર્થનું ટપકુ પોતાના જમણા હાથના અંગુઠે કરી લીધું. બીજા દિવસે બપોરે તે મનમાં કંઇ મંત્ર બોલતો નીકળ્યો. અને રાજવાડીના દરવાજા સામે રસ્તાની પગથાર ઉપર આંટા મારવા લાગ્યો.

વાત પણ ખરી હતી કે કેટલાક દિવસથી મેવાડકુંવરી કંઇ વસ્તુની જરૂર પડતાં પોતાની 'ફુલ' નામની એક ચાલાક દાસીને બઝારમાં મોકલતી અને મંગાવી લેતી હતી. બધી વસ્તુઓ બારોટ પાસે મંગાવતી તે એને ઠીક ન લાગ્યું અને ફુલ પણ બહાર જઇ જરા પાટણ જોઈ આવવાનું પસંદ કરતી. આજે પણ કર્મસંજોગે કુંવરીને માથે નાંખવાના તેલની જરૂર પડી અને ફુલને કહ્યું. તે હરખાતી તુર્ત જ તૈયાર થઇ કારણ એ ત્રણ દિવસથી એને બહાર જવું પડયું ન હોતું. કુંવરીએ એની તત્પરતા જોઇ હસીને કહ્યું:—" ફુલ, કહેતા પહેલાં દોડે છે પણ સરત રાખજે પાટણ છે—એના યતિઓ જોયા છે? બારોબાર......" ફુલ વચમાં જ બોલી, " બહુયે જોયા—આખે રસ્તે ઉભરાય છે—મને શું કરવાના છે?" કહી એણે ચાંદીનું એક સુંદર કચોલું લીધું અને બહાર નીકળી.

દરવાજામાંથી બહાર નીકળતાં જ, બે ત્રણ કલાકથી ટેલી રહેલા પ્રવીણસુરીજી સામા પગથાર પર ચાલતા નજરે પડયા, મુનિજીએ એક દૃષ્ટિ આ તરફ ફેંકી. ફુલે તે જોઇ. એમનું સ્વરૂપ એના ધ્યાનમાં આવી ગયું અને એમની દૃષ્ટિમાં કંઇક વિચિત્રતા જણાયા છતાં 'કંઇ નહિ' કરી બજાર તરફ ચાલી અને પોતે જોઇ હતી તે અત્તરવાળાની દુકાને આવી ઉભી રહી. બે ત્રણ વાર ગયેલી હોવાથી દુકાનદાર એને ઓળખતો હતો અને તે બટકબોલી હોવાથી, હુકમ કરતી બોલી. " સરસ તેલ આપજો હોં—ગઈ વખતનું કુંવરીબાને નહોતું ગમ્યું—થોડું દુઃખ છે? તમારા પાટણમાં તેલે સારાં ન મળે." દુકાનદારે ગમ્મતી હતો અને મેવાડકુંવરી કેવો આગ્રહ લઇ બેઠાં હતાં તે જાણતો હતો. એણે દાસીને ખુશ કરવા કહ્યું: " મને દોષ ન દો. અમારો વાંક નથી. શું કરીએ? વાળ વિનાના પાટણમાં બહુ રહ્યા તે તેલ ઘાલે નહિ—અને વાળવાળા જુ મરવાની બીકે વાપરે નહિ. એટલે અમને ઉત્તેજન કોણ આપે?" એમ કહી હસીને એણે ઉભા થઇ કબાટમાંથી એક સુંદર શીશી કાઢી અને કચોલું ભરી આપ્યું ને બોલ્યો. " એની સુગંધ તો જુઓ, આખા ગુજરાતમાં ન મળે—ઠેઠ દિલ્હીથી મંગાવેલું છે—" એવામાં પેલા મુનિજી કાંઇ લેવું હોય તેમ ફુલની નજીક આવી ઉભા અને દુકાનદારને ઉદ્દેશી બોલ્યા " વાતવિમર્દન તેલ રાખો છો?"

વેપારીથી હસી તો ન શકાયું કારણ તે મુનીજીને ઓળખતો હતો એણે હાથ જોરી કહ્યું:—" મહારાજ! ઔષધી તેલ તો વૈદના ત્યાં મળશે. હું તો માથે ઘાલવાનું તેલ રાખું છું......" એ આગળ બોલવા જતો હતો કે " આપને જોઇએ તો આપું" પણ એની હિમ્મત ચાલી નહિ. પરંતુ વાતવિમર્દન આગર બીજા કોઇ તેલની મુનિને જરૂર નહોતી. એમણે તો જાણે એક ખાસ સુંદર કદીએ નહી જોયેલી વસ્તુ જોઇ હોય તેમ ફુલના હાથમાંનું કચોલું સ્પર્શી " સુંદર છે જરા જોવા દો—ક્યાંની બનાવટ હશે?" એમ બોલી હાથમાં લેવા પ્રયત્ન કરવા લાગ્યા. ફુલ ભડકી—લાલચોળ થઇ ગઇ—એક પુરૂષ અને તે મુનિ આમ બેધડક એના હાથ સુધી આવવા હિમ્મત કરે તે જોઇ બોલી. " મહારાજ! તમારે વળી

શી પંચાત કયાંની બનાવટ હશે–તમારે ઓછું જ માથે તેલ ઘાલવાં છે ?" એમ કહી પૈસા ફેંકી તે ઉતાવળથી ચાલી ગઇ. મુનીજી અપમાન ગળી જઇ, કાર્ય સિદ્ધ થયું છે એમ માની બીજો રસ્તો લીધો અને ઉપાશ્રયે પહોંચી ગયા. અત્તરવાળો આશ્ચર્યથી જોઇ રહ્યો. ફુલને ચેતાવવાનું એને મન હતું પણ તે તો વિજળી માફક ચાલી ગઇ હતી.

ફુલ રસ્તામાં મુનિના વર્તનનો વિચાર કરતી હતી. એને એમાં કંઇ વિશેષતા લાગી હતી. એણે જઇને તુર્ત જ કુંવરીને બધી વાત કરી "કુંવરીબા! નિકળતાં જ સામો જણાયો હતો અને ત્યાં દુકાને એ જ આવ્યો હતો, રડયાએ શું કર્યું તે ખબર પડી નહિ."

"ફુલ, રહેવા દે એ તેલ–ઢાંકી રાખ–બારોટને પૂછીશું."

આખો દિવસ એમણે એ ઘટનાના જ વિચાર કર્યા. રાતે બારોટ આવ્યા એટલે એમને વાત કરી. બારોટ ગભરાઇ બોલ્યો. "તમે વાપર્યું એ તેલ ?"

"ના એ રાખ્યું છે ઢાંકીને."

"ઠીક કર્યું–લાવો કંઇક બતાવું." એમ કહી એમણે તેલનું કચોળું મંગાવી લીધું અને બધાંને બહાર લીધાં. પાછળ પગથીઆ નજીક એક મોટી શિલા પડી હતી.

"જો જો હાં" એમ કહી ઓટલા ઉપરથી જ લાંબા હાથે તેમણે શિલા પર કચોળુ ઉંધું વાળી તેલ નાખ્યું અને જાણે શિલામાં જીવ આવ્યો હોય તેમ આંચકો ખાઇ હાલીને જરા ઉચીનીચી થઇ. "જોયું–ભર્યું હશે તો આ શીલા એની અવધ થતાં હેમસુરીના વાડે જશે" બારોટે કહ્યું.

"હેં–શું કહો છો ?" સૌએ ભય અને આશ્ચર્યથી પૂછ્યું.

"એ તો પાટણ છે–અને હેમસુરી સાથે વિરોધ માંડયા છે–જે નહિ બને તે ઓછું. મારે પેરે છોકરો એકાએક માંદો થઇ પડયો છે–કહે છે એક મુનિએ ખુબ સામુ તાકીને જોયું હતું" તેઓ અંદર ગયાં.

મેવાડ કુંવરી વિચારમગ્ન થઇ ગયાં હતાં. એમણે બારોટના સુકાના દેહ સામું જોયું. બારોટે પોતાના છોકરા માંદાની કુંવરીને વાત સરખી એ કરી નહોતી. બારોટ ચિન્તામાં સુકાય છે એમ એને લાગ્યું અને પોતાને કશો ડર નહોતો પરંતુ આજના પ્રસંગ ઉપરથી તો પાટણમાં રહેવું તે ડહાપણ ભરેલું નથી એમ એને સ્પષ્ટ લાગ્યું–મેવાડ પહોંચી જઇ બારોટને મુક્ત કરવા. પોતાની ખાતર કદાચ એના કુટુંબપર મહાન વિપત્તિ આવશે એ વિચારે દુઃખ થયું. એમણે કહ્યું "બારોટ! હવે પાટણમાં વધુ વખત રહેવું તે વ્યાજબી નથી. બધાને પહોંચી શકાય–મલીન સાધનોને નહિ પહોંચાય. પાછા જવામાં મને નાનમ નથી. પાટણના રાજમહેલમાં જવા માટે પ્રથમ હેમસુરિના વાડે જવાનું નક્કી જ હોય તો પાટણના દરવાજા સદા મારે માટે બંધ જ છે. હું મેવાડ જવા માગું છું. તમે બહુ આપ્યું છે. મને પાછા મૂકી આવો એટલે આપની જમીનગીરી પુરી થાય છે. હું હવે એક પણ દિવસ અહીં રહેવા માગતી નથી. જે રાજા પોતાની રાણી માટે મન્ત્રેલાં તેલ મોકલાવાય તે સ્થિતિ સહન કરે તેના માટે માન ઉત્પન્ન થઇ શકે નહિ અને માન વિના પ્રેમ શાને

નહિ-મારે પાછા જવાનો કોઇ પણ ઉપાય કરો-મેવાડકુંવરી માટે તમારૂં પાટણ નાલાયક છે અગર તમારા પાટણ માટે મેવાડકુંવરી નાલાયક છે—મારાથી નમતું નહિ જ અપાય અને તેથી મારે જવું જોઇએ" રાણીનું કહેવું વ્યાજબી હતું લાગણી અને નિશ્ચયથી તે બોલતાં હતાં. બારોટને ના કહેવાને બીજું કારણ નહોતું- એક જ વાત એમણે આગળ કરી—"કુંવરીબા? પાછા જવામાં વાંધો નથી પણ મને લાગે છે કે બેવે વાર તમે આવ્યાં અને બન્ને વખત નિરાશ થઇ મેવાડ પાછાં જાઓ છો—આપની જીંદગી—"

"બારોટ બોલશો નહિ! જીંદગી કરતાં જીંદગીના ટેક મને વધારે વ્હાલા છે—કોઇ દિવસ તમારા રાજાની આંખો ઉઘડશે અને જાણશે કે જૈન ધર્મ સિવાય પણ ધર્મ હોઇ શકે છે ખરો". રાણીએ બારોટને અટકાવી કહ્યું અને એક ન વર્તાય તેવો નિશ્વાસ નાખ્યો.

પણ બારોટે કહ્યું "કુંવરીબા! તમને મેવાડ પાછા પહોંચાડીને નહિ પણ રાજાને સમજાવી આપનો સ્વીકાર કરાવી મારે તો જામીનમાંથી મુક્ત થવાની ઇચ્છા છે. મારે લીધે તમે પાછાં ન જશો-હેમસુરીનો મને ડર નથી-મારે તો રાજાને નમાવવા છે."

"ના, જવાદો બારોટ! એમને એમના માર્ગે જવાદો-મારે એમની આપકીર્તિ નથી કરવી-હું પાછી જ જઇશ એ જ ઉત્તમ માર્ગ છે-બોલો અહીંથી નિકળવાનો ઉપાય શો તે કહી જાઓ. તમે બોલશો જ નહિ, તમને મારા સમ છે-પાટણમાં બહુ રહ્યાં" બારોટ વધારે કંઈ બોલી શકયા નહિ. હેમસુરિ એમના જવાથી પોતાનો વિજય સમજે એ એમને ખુંચતું હતું. એમણે એટલું કહ્યું "હેમસુરિ સમજશે કેવાં મારાથી ડરી નાઠાં"

"ભલે તેમ સમજે-મન્ત્રેલાં તેલથી સૌ ડરે-ધર્માચારીઓના એ રસ્તા નહિ-રાજા પ્રજા સૌ એક દિવસ એ સમજશે-અને એની સત્તાનો અંત આવશે. બારોટ, કાલે જ આપણે નીકળી શકીએ?" હવે બારોટને સંમત થવા વિના છુટકો જ નહોતો.

પછી બનતી ત્વરાએ પાટણ છોડી જવાનો નિશ્ચય થયો. પહેરો હતો-બારોટે એક દિવસ તૈયારીનો માગી લીધો. ત્રીજે દિવસે રાતે બાર વાગે જવાનું નક્કી કર્યું.

બીજે દિવસે બારોટે માગું કર્યું નહિ. રાજા સમજ્યો બાજી સુધરવા માંડી. બારોટે પત્નીને વાત કરી પોતાના સાળાને અને તેટલા સગાવહાલાંમાંથી સ્વારો તૈયાર કરવા માટે અને રથ વાહનો લઈ રાજવાડીએ તૈયાર થવા માટે કહેવરાવ્યું: પોતે પોતાની થોડીઘણી તૈયારીઓ કરી. પોતે કુટુંબ સાથે જ કુંવરી સાથે જતા રહેવાના નિશ્ચય પર આવ્યો હતો. પાટણ હવે એને અપ્રિય થઇ પડયું હતું. બારોટપત્ની તુર્ત જ સંમત થયાં એમણે પોતાના ભાઈને તૈયાર કર્યો અને પાટણનાં નજીકનાં એક બે ગામોમાંથી જે આવી શકે તેમ હતા તેમને તૈયાર થવાનું કહેવા પોતે નિકળ્યાં.

નિમિત વખત આવી લાગ્યો. રાત અંધારી હતી. બારોટનો સાજો ચાર રથ લઈ રાજવાડીથી થોડે છેટે એક ઝાડ નીચે ઉભો હતો. સ્વારો આગળ જઇ વાટ જોતા હતા. જયદેવ બારોટ વંડી કુદી એમની હંમેશાની રીત પ્રમાણે અંદર દાખલ થયા. કુંવરી તૈયાર જ હતાં આગળ પહેરો સખ્ત હતો. પાછળ કોટ હતો-કુંવરીથી કંઈ વંડી કુદાય નહિ-બારોટ

બધાને લઇ એ જગ્યાએ આવ્યા તો ખરા પણ હવે કરવું શું ? તુર્ત જ ઉપાય સુઝ્યો. એમણે વાડીમાં જઇ તપાસ કરવા માંડી રાજ્વાડી સાફસુફ કરતી વખતે કોદરી ક્યારામાં આવી હતી. એક ત્યાં પડી હતી. એમણે લીધી અને બકોરૂ ખોદવા માંડયું. બરાબર કલાકના વૈતરા પછી બારોટના અશક્ત થયેલા હાથે બકોરૂ પાડયું. કુંવરીએ કહ્યું " શંભુની કૃપા છે –" તેઓ બધાં એકવાર મહારૂદ્રને નમી આવ્યાં. કુંવરીએ કહ્યું " દેવ, ઉંઘમાંથી જગાડી જાઉં છું ક્ષમા કરજો–" બારોટ સામુ જોઇ કહ્યું " બારોટ ! આપની પુજાનું કેમ થશે ? " દેવમાં સત હશે તો પૂજારો આવી રહેશે– મહારૂદ્ર જાગ્યા છે. ચાલો એમનો પડઘો બતાવશે–ચાલો " સૌ છાનાં માનાં બકોરામાં નીકળ્યાં. સૌ એમાં ગોઠવાઇ ગયાં. બારોટ ઘોડે ચડયા અને પાટણને રામરામ કરી એક ઉંડો નિશ્વાસ નાંખી મેવાડ કુંવરી ઘોર અંધારી રાતે મેવાડ ભણી–નાઠી એ વખતે એના હૃદયમાં યે દુઃખનો ઘોર અંધકાર હતો.

આ તરફ મેવાડકુંવરી પાટણની સરહદ છોડી જવા ત્વરીત ગતિએ નાશી રહી હતી– તેજ વખતે પ્રવીણસુરી પોતાની પથારીમાં વિચાર કરતો હતો. એની ગણત્રી એવી હતી કે કુંવરીના માથામાં તેલ જતાં કુંવરીને મહાસુરીનો વિચાર આવશે–તેલ ટકશે તેમ વખત જતાં તે વિચાર ઘટ થતો જશે. બીજા દિવસે તે હેમસુરીમય થઇ જશે, ત્રીજા દિવસે હેમસુરીના શરણે આવવા તત્પર થઇ જશે, અને માનસિક ગમે તેટલો વિરોધ કરશે તો પણ ચોથા દિવસનું પ્રભાત થતાં થતાં તો નિરાધાર બની ઉપાશ્રય શોધતી આવી ગુરૂના પગે પડશે–સાધેલા તેલનો એ પ્રભાવ હતો સાધના નિષ્ફળ નીવડે જ નહિ–ઉલટી એને બીક હતી કે પ્રયોગ વધારે જલદ નિવડે અને કુંવરી રાતના સમયે આવી પહોંચે તો અપકિર્તિ તેથી સાધના વખતે એણે ખાસ સૂર્યોદયની ભાવના સીદ્ધ કરી હતી જેથી એ જ સમય પ્રબળ અસર કરી શકે. પ્રવીણસુરીએ વિચાર્યું કે પોતે વિચાર કરતા હતા તેજ વખતે પ્રયોગની અસરથી હેમસુરીજીના શરણના વિચારમાં કુંવરી ડુબી ગઇ હશે અને પ્રભાતની રાહ જોતી હશે. કુંવરીને પોતાને પોતા ઉપર પ્રયોગ કરવામાં આવ્યો છે. તે વ્હેમ ન પડી જાય તે માટે પણ આવી ધીમી પણ ખાત્રીબંધ અસરવાળા અખતરાની પસંદગી કરવામાં આવી હતી. પ્રભાત થતાં કાર્યની સિદ્ધિ જાણતા ગુરૂજી પ્રસન્ન થશે અને પોતાની મહત્તા વધશે એ વિચારે પણ પ્રવીણસુરી આનંદમાં હતા. હેમસુરિજી, રાજાજી પણ પ્રભાતની રાહ જોતા હતા.

પરંતુ પ્રભાતે શું બનવાનું હતું તે કોઇના ખ્યાલમાં નહોતું. પ્રભાત થયું. પાટણની પ્રજા સળવળી. હેમસુરીના વાડે સમગ્ર મુનિમંડળની સભા ભરવાની તૈયારી ચાલી પણ એ પ્રભાતે પાટણમાં કદીએ નહિ બન્યુ હોય તેવું કૌતુક બન્યુ અને સૌ લોક–યુવાન વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ, જેને જેને કાને વાત આવી તે આશ્ચર્યથી ગાંડુ બની દાતણ કરવુંએ અધુરૂ મૂકી તે કૌતુક જોવા ધોરી માર્ગ તરફ દોડવા લાગ્યું. અને એ કૌતુક જેવું તેવું નહોતું.

એક પ્રચણ્ડ શિલા જાણે સજીવ અને સમજતી હોય તેમ પાટણના રાજમાર્ગ પર ગબડતી ગબડતી ચાલી રહી હતી. પ્રભાતનાં પ્રથમ કિરણ ફુટ્યાં અને એ શિલાએ રાજ-વાડીમાંથી બહાર નીકળવા માંડ્યું–દરવાજામાં બહાર નીકળતાં દરવાનો ભડક્યા. બહાર આવતા વહેલા નદીએ જતા લોકોએ જોઇ અને આશ્ચર્ય ને ભયથી સુમ પડી–વાત વાયે ઉડી અને શિલા નગરના દ્વારે પહોંચે તે પહેલાં તો માર્ગની બન્ને બાજુએ પ્રેક્ષકોની

ભરચક ભરાઇ ગઇ–શિલા પણુ અદ્દભૂત કામ કરતી હતી. ધીમે ધીમે એણે ગતિ વધારવા માંડી–જાણે એક ખાસ માર્ગ જોયો હોય અને અમૂક સ્થળે જવાનું છે તે જાણતી હોય તેમ તે રસ્તા બદલતી હતી. તે ચાલતી ચાલતી પ્રથમ પેલા અત્તરવાળાની દૂકાને પહોંચી. ક્ષણભર ત્યાં પગથીયા નજીક થોભી–જાણે વિચાર કરતી હોય, પછી મરડાઈ આગળનો રસ્તો લીધો–થોડે ગઇ અને આડો માર્ગ આવ્યો, તે ડાબે હાથ વળી અને સીધા પહોળા રસ્તા તરફ દોડતી હોય તેમ ગબડવા માંડી. લોકો ટોળાબંધ બુમો પાડતા પાછળ ચાલતા હતા–એ રસ્તો હેમસુરીના વાડે જતો હતો.

લોકોના કુતુહલને અવધિ નહોતી–હેમસુરિજીનો વાડો અને રાજવાડી એટલે મેવાડકુંવરીનો પ્રશ્ન ગુંચવાયેલો જ હોય તેમ ઘણાને કલ્પના થઇ. શું હશે ? ગુરૂમુનિજીના શ્રાપે અગર ચકતકારે કુંવરીની શિલા બની ગઇ હશે ? અગર કુંવરી અંદર સંતાયાં હશે ? અગર બીજો ભેદ હશે ? તેઓ અનેક તરંગો કરતા ખંતથી, શિલા ક્યાં જાય છે–શું બને છે તે પૂરેપુરૂ જોવાના દૃઢ નિશ્ચયથી. પાછળ ધપતા જ ગયા–ભીડ જામતી જ ગઇ. આખુ પાટણ એ પ્રભાતે આશ્ચર્યથી ગાંડુ બની ગયું.

હેમસુરિજી સભા ભરી બેઠા હતા. ગર્વખંડીતા મેવાડકુંવરી શરણુ યાચતી આવશે જ એવી એમને ખાત્રી હતી. સભા અસંખ્ય સાધુસાધ્વીઓથી ભરચક હતી–વાડાના વિશાળ મેદાનની જમણી બાજુએ આવેલા છૂટા મંડપમાં ભરવામાં આવી હતી. રાજાને પણ તેડાવ્યો હતો. કુંવરી આવવાનાં છે તેમ કહીને નહિ પરંતુ મહાસુરિજી પોતાનું ખાસ આખ્યાન આપવાના છે તેનું શ્રવણ કરવા. જો કે ઉદ્દેશ એ હતો કે કુંવરી આવે અને રાજા પોતાની આંખે જ ગુરૂજીનો પ્રતાપ જોઇ શકે. રાજા હેમસુરિજીના ઉંચા આસનને જમણે પડખે એક સુશોભિત આસનપર બેઠો હતો. પ્રવીણ ડાબે પડખે મહત્તા ધારણ કરી બેઠો હતો. બીજા મુનિઓને કંઈ ખ્યાલ નહોતો. ફક્ત નક્ષત્ર કંઇ સમજી ગયો હતો અને શું થાય છે તે જોવા આતુર હતો. સભા આખ્યાન માટે નહિ પરંતુ બીજા ઉદ્દેશથી ભરાઇ છે તે તે કળી શક્યો હતો.

હેમસુરિજી એમની મોહક વાણીથી વ્યાખ્યાન આપી રહ્યા હતા. એવામાં બહાર લોકોનો ઘુમાટ સંભળાયો અને નજીક આવતો હોય તેમ વધતો ચાલ્યો. સૌને આશ્ચર્ય થયું. હેમસુરિજી–પ્રવીણ સમજ્યા કુંવરી આવતાં લોકો હાંસી કરતા પાછળ પડ્યા હશે. મહામુનિજીને એ વિચાર રૂચ્યો. આજે એ ટેકીલી કુંવરી પર પોતાના અપમાનનો બદલો લેવા તે તૈયાર થયા હતા. એમણે જાણે કંઇ છે જ નહિ તેમ વ્યાખ્યાન ચાલુ જ રાખ્યું. એકે બોલવાની હિમ્મત કરી "લોકો આવતા જણાય છે–મહારાજ ! દ્વાર બંધ કરવાની જરૂર છે."

"ધર્મસ્થળોનાં દ્વાર બંધ થઈ શકે જ નહિ–એ તો સદા ખુલ્લાં જ હોય–ભલે જે આવે તેમને આવવા દો–એટલું જ સૂચવી દો કે કોઈ અવાજ કરે નહિ" મુનિજીએ શાન્તિથી કહ્યું.

શિલા ધસી જ આવતી હતી. વારો આવ્યો ને તે થોભી–જાણે દરવાજો જોઇ ઓળખતી હોય–તે દરવાજામાં પેઠી–મેદાનમાં દોડી અને સભા હતી તે મંડપ તરફ ધસી. લોકો પણ ધુસ્યા જ. કોના સ્થળમાં પોતે આમ પ્રવેશ કરે છે તેનું ભાને ન રહ્યું. એક બે મુનિઓ

તેમને શાન્ત રહેવા માટે ઉંચા હાથ કરી સૂચવવા આવ્યા ને પહેલાં તો શિલા સાથે મહાસુરીજીના સાથે જ મંડપના દ્વારમાં પ્રવેશી ચૂકી હતી. પ્રવીણની આંખો કુંવરીને શોધતી હતી. એની દૃષ્ટિ સૌથી પહેલાં શિલા પર પડી અને તે ગભરાટમાં બોલી ઉઠ્યો "ગજબ થયો" સૌનું ધ્યાન ખેંચાયું અને સૌએ શિલા જોઇ-સભાના વચલા માર્ગમાં તે ચાલી જ જતી હતી. મુનિઓ ગભરાઈ ઉભા થવા માંડ્યા. રાજા દિગ્મૂઢ થઇ ગયો અને નક્ષત્રસુરી છાનો હસી રહ્યો. ફક્ત મહાસુરીજી એક ક્ષણભર ચમકી તુર્તજ હતા તેવા શાન્ત જ રહ્યા. એમણે હાથ ઉંચો કરી બધાંને બેસી જવા કહ્યું. જો કે અંદરથી એ પ્રજળી ઉઠયા હતા અને એમની આંખના ખુણા લાલ થઈ ગયા. એમણે વસ્તુસ્થિતિ તુર્તજ પારખી લીધી. તે બેઠા જ રહ્યા. શિલા ચાલી જ આવી-સૌને બીક પેઠી આસને અથડાશે કે શું. મહાસુરિજીએ પગ સહેજ લાંબો કર્યો હાથ ઉંચો કર્યો અને પરમ શાન્તિ અને ગૌરવથી બોલ્યા "સબુર! શરણે આવી છે? તારૂં કલ્યાણ થાઓ." શિલા જાણે નમી રહી હોય ત્યાં શાન્ત અટકી.

સૌ સભા ચકિત થઇ ગઇ. પ્રવીણનું લોહી ઉડી ગયું હતું. શો ગોટાળો થયો તે સમજ્યો નહિ-એણે શિલા ધારીને જોઇ ઉપર તેલનો ડાઘ હતો-આછી સુગંધ હતી-ભેદ કળી ગયો. મહાસુરિજીએ તો ક્યારનીએ કલ્પના કરી લીધી હતી. પ્રસંગ સાચવી લેવાનો હતો. રાજાને વહેમ પડવો ન જોઇએ-રાજાએ જ પૂછ્યું "મહારાજ આ શો ભેદ છે?"

"રાજા! ધીરજ રાખો, બધું સમજાશે" એમણે એક મીનીટ વિચાર કરવા વખત લઈ લીધો અને પ્રવીણ કંઇ બકી નાખે તે પહેલાં બહાર ઉભેલા લોકોને એકદમ ચુપ થવા આજ્ઞા કરી બોલ્યા. "રાજાજી! આજની સભાનો ઉદ્દેશ બે પ્રકારનો હતો. જૈનધર્મની મહત્તા મારે તમને નજરે જ બતાવવી હતી. જૈનધર્મ માને છે કે પત્થરમાં પણ જીવ છે-એને એક ઇન્દ્રિયનું જ્ઞાન છે. અને એનામાં પણ લાગણી હોઈ પોતાના આધ્યાત્મિક ઉદ્ધારની ભાવના એનામાં પણ છુપાયેલી હોય છે તેની આ સાબીતી. એક જડ શિલા જ્યારે આત્મકલ્યાણમાં જૈનધર્મનું શરણ શોધશે તો માનવ હૃદયનું શું ગજું કે તે ટકી શકે? રાજા! તને અવિશ્વાસ પેઠો હતો કે મેવાડીરાણી નમશે કે નહિ તે દૂર કરવા મહાન નિર્ઘંકરોએ આ જડ શિલાને પ્રેરી છે. સ્વપ્નામાં પ્રગટ થઇ મને એમણે કહ્યું કે "હે હેમસુરી! જૈનશાસનને આખું જગત નમશે-તારા હાથે એનો વિશ્વમાં ડંકો વાગશે અને સકળ સામાન્ય જનતામાં શ્રદ્ધા ઉત્પન્ન થાય તેના માટે જડ પદાર્થો પણ તારૂં શરણ આવી શોધશે" રાજા! એ સ્વપ્નને ધ્યાનમાં રાખી-આવું કંઈક બનશે જ એમ મારી આજનો ક્રમ નક્કી કરવામાં આવ્યો હતો. તમે તમારી જ નજરે જુઓ! કર્મબળે શિલા બનેલો આ જીવ સત્યધર્મનું શરણું શોધવા તલપી રહ્યો છે કે નહિ. તમારી મેવાડીરાણીના સંસ્કાર આના કરતાં યે શું વધારે જડ હશે કે તે શરણે નહિ આવે? આવશે જ. આ શિલા જ એમનું આગમન સૂચવે છે-આ શિલાની ઘટના જ એમનાં અંતર પટ ઉઘાડશે, એમનાં કર્મબળે ચડેલાં અજ્ઞાન રૂપી અંધકારનાં પડળો દૂર કરશે અને સત્યજ્ઞાન થતાં સત્યધર્મનું શરણું શોધતાં નમ્ર બની જાતે જ વગર તેડ્યાં આવશે. રાજા! વાત મગજે ઉતરે છે કે નહિ?" રાજા આ ખુલાસો આશ્ચર્ય અને માનથી સાંભળી રહ્યો હતો. પ્રવીણ મહાસુરીની

મનથી પ્રશંસા કરી રહ્યો હતો. નક્ષત્રસુરિ પણ પ્રશંસા સાથે રમુજથી મનમાં હસી રહ્યો હતો. સભા અને લોકો ગુરૂજીના પ્રતાપથી દિંગ થઇ ગયા હતા.

મહાસુરિજીએ લાંબુ કરવામાં જોખમ જોયું. એમણે શિલાને સંબોધી કહ્યું. " બેટા ! ત્યાં જ રહે-તારો ઉદ્ધાર થશે " એમ કહી તેઓ ઉઠી ગયા, અને રાજાને આશિષ દઇ અંદર ચાલ્યા ગયા. સભા વિસર્જન થઇ-રાજાએ જોયું કે પોતાને રજા મળી-અને આજના ચમત્કારથી એની શ્રદ્ધા એકદમ વધી પડી હતી. તે ચિન્તન કરતો મહેલે ગયો.

મુનિજીએ પ્રસંગ આબાદ સાચવી લીધો હતો. પરંતુ હવે કુંવરીને લાવવાં જ એમ મનથી નક્કી કરી દીધું હતું-એમણે તુર્તજ પ્રવીણને બોલાવ્યો-મંસલતમાં પડયા. પ્રવીણને પ્રથમ તો ઠીક ધમકાવ્યો-" આ તારી પ્રવીણતા ! " " મહારાજ ! મારો દોષ નથી-"

મહાસુરિજી જાતે સાધનામાં સામેલ થવા તત્પર થયા-પણ એમને ક્યાં ખબર હતી કે કુંવરી તો પાટણથી કેટલીએ દૂર નીકળી ગઈ હતી.

રાજા મહેલે પહોંચ્યો. શિલાના ચમત્કારથી હવે તેને ખાત્રી થઈ હતી કે સમર્થ મહાસુરિજીના શરણે આવ્યા વિના મેવાડી રાણી રહે જ નહિ-એમના કાને શિલાના ચમત્કારની વાત પડશે ત્યારે એના સંસ્કાર જરૂર જાગી ઉઠશે અને સુરીજીની મહત્તા સમજતાં થઇ જશે અને આ ધર્મયુદ્ધનો અંત આવી જતાં, ઉગતાં જ કરમાઈ ગયેલા એના પ્રણયને ફરી વિકસવાનો થોડા સમયમાં જ યોગ મળશે. એ આ વિચારથી આનંદમાં હતો. પરંતુ મહેલના પગથીએ ચડે તે પહેલાં તો એના માટે જુદુંજ સાંભળવાનું હતું.

સામંત રિવાજ પ્રમાણે આઠેક વાગતાં રાજવાડીએ ગયો હતો અને કર્તવ્ય પ્રમાણે બધુ સલામત છે કે નહિ તે પૂછતો હતો. એ જરા લહેરી હતો. કોઇ કોઇ વાર રાત્રિ કોના સાં ગાળતો તે ઘરનાં માણસોને ખબર પડતી નહિ. આજ સવારમાં ગામમાં આટલા ધુમાટા છતાં તે એક નાયિકાના ત્યાં ઘેનમાં પડયો હતો. તે જ્યારે રાજવાડીએ આવ્યો ત્યારે પહેરગીરોએ કૌતુકની વાત કરી અને શિલા ક્યાંથી નીકળી તે જોવાને અંદર ગયો. અંદર જોતાં જણાવ્યું કે બધુ શૂન્યકાર હતું. આવાસ ખુલ્લો હતો પરંતુ કોઈ જીવતુ પ્રાણી જણાતું નહિ-તપાસ કરી તો કોઇ જણાયું નહિ-બધે ફરીને જોતાં છેલ્લેથી વંડીનુ બાકોરૂ જણાયું અને તે સમજી ગયો. મેવાડી રાણી પર વગર જરૂરનો કડક પહેરો રાખવાનું એને ગમતું નહિ કારણ એનું લહેરી અંતર એની હિમ્મતને વખાણતું હતું. પરંતુ રાણી આમ એકાએક ગુમ થશે એ ખ્યાલે તેનું લોહી ઉડી ગયું. ભયથી તે ફિક્કો પડી ગયો. રાજા અને ખાસ કરી હેમસુરિ એને શિક્ષા કર્યા વિના નહિ રહે તેમ જણાયું. અને રાણીને નસાડવામાં પોતાનો હાથ છે તેનો વ્હેમ ન આવે તે માટે તુર્તજ રાજાને આ કડવા સમાચાર આપવામાં ડહાપણ લાગ્યું. તે વિચાર પ્રમાણે તે દોડતો પહેલાં આવ્યો હતો પરંતુ રાજાજી વાડે ગયા છે તે જાણી રાહ જોતો હતો.

રાજાને પગથીયાં ચડતાં દેખીને તુર્તજ અવ્યવહારૂ સામંત સામો મુજરો કરી ઉભો રહ્યો. રાજાએ આનંદમાં હોઈ પૂછ્યું " કેમ, તમારાં રાણી મઝામાં છે ને ? " સામંતને

બોંપ ભારે થઇ, તે લગી ગયો "મહારાજ! બહુ ખોટુ થયું છે-રાણી રાતે બાકું પાડી નાસી છૂટયાં છે."

"હેં-શું કહે છે?" સંયમી ઇન્દ્રીયજીત રાજાને પણ ઝાટકો લાગ્યો, ક્રોધથી મુખ ઉઠ્યો "ક્યારે નાઠાં-તેં શું ઉકાળ્યું-બોલ-તું કયાં હતો-?"

"મહારાજ! હું ઘેર હતો-મને શો ખ્યાલ આવે?-" વિગેરે તે બબડ્યો. રાજાએ હકીકત પૂછી લીધી. એને બાજી હાથથી છટકી લાગી અને હાવા સમર્થ ગુરુને આવા સમાચાર આપવા માટે જઇને પોતાની નાલાયકી બતાવવી તેના કરતાં તે સુધારી લેવાની ઇચ્છા થઇ "જા, વિજયસિંહને કહે બે હજાર સ્વારો તુર્તજ તૈયાર કરે-કહે કે હું જાતે જ નિકળું છું-નિર્માલ્ય માણસો!-પોતાની જવાબદારીનું ભાન જ કોણ રાખે છે?" કુમારપાળની જગાએ મહારાજ સિદ્ધરાજ હોત તો સામંતની દશા શું થાત તે કલ્પવું મુશ્કેલ છે. એક કડવા ઠપકાથી સંયમી રાજાએ પતાવ્યું. તેણે તુર્તજ તૈયારી કરવા માંડી.

એ જ દિવસે બપોર પછી મહામંત્રીને ઘટતી સૂચના આપી, શરમથી હેમસુરિજીને મળ્યા વિના કુમારપાળ મહારાજ સજ્જ થઇ બેહજાર ચુનંદા પટાણી સ્વારો લઇ નાસી જતી મેવાડી રાણીને પકડી લાવવા પૂર વેગથી નીકળી પડ્યા.

પ્રજા આશ્ચર્યથી જોઇ રહી. આજે કૌતુક પર કૌતુક થતાં હતાં.

\+ \+ \+ \+ \+ \+

મેવાડકુંવરી જયદેવ બારોટ અને બીજા બસે બારોટ સ્વારોના રક્ષણ નીચે સંપૂર્ણ વેગથી પોતાના વ્હાલા મેવાડ ભણી કુચ કરી રહી હતી. પતિ માટે એને તિરસ્કાર છૂટ્યાં હતો, હેમસુરિ માટે અનહદ રોષ ભર્યો હતો અને સ્નેહ નિરાશા માટે અંતરમાં ઉંડું દુઃખ હતું: જયદેવ બારોટ માટે માન ઉત્પન્ન થયું હતું અને એનું શીમોડીવાનું ટેલીસુ લોડી પાટણ કદી પાછા નહિ ફરવાનો નિશ્ચય કરી બેઠું હતું.

એનું ચાલે તો પિતાને ઉશ્કેરી ગુજરાતની ફળદ્રુપ ભૂમિપર મેવાડનાં સૈન્ય-દોડાવી-પાટણપતિને ભાનમાં લાવી, ગુજરાત પર ભાર કરી બેઠેલી જૈન સત્તાની ધુંસરીનો નાશ કરી પોતાના અને પતિ વચ્ચે ઉભેલા પેલા હેમસુરિને દૂર કરવાની ઇચ્છા એના બમ હૃદયને થઇ આવતી-પરંતુ વિચાર કરતાં શમી જતી-શા માટે?-ભલે પતિને ગમ્યો તે માર્ગ તે સેવે-પોતે જેનામાં શ્રદ્ધા છે તે બોણાથંભુની પૂજા કરતી મેવાડમાં ખુશીથી દિવસ ગુજારશે-તે આવા આવા વિચાર કરતી મેવાડ તરફ ધસે જતી હતી. બારોટનો રોષ પણ ઓછો નહોતો-ને પણ મનથી કંઇ કેમ યોજનાઓ ઘડતા જણાતા.

આમ ત્વરીત કુચ કરતાં તે ઇડર નજીક આવી પહોંચ્યાં હતાં. ઇડર થોડે કોશ દૂર હતું. સૂર્ય નમવાની હજી વાર હતી. સંધ્યા પહેલાં ત્યાં પહોંચી જઇ ગામમાં થાક ખાઇ પછી એક રાત રહેવાનો ઇરાદો હતો. બારોટનો ઘોડો રથની બાજુમાં આવતો હતો.

"ઇડરમાં મારા એક જુના રોજગાર છે-આપણને બધી સગવડ મળશે." તે કુંવરીને કહેતા હતા. પરંતુ તે જ વખતે જાણે પાછળથી કોઇક ઘોડો આવતો હોય તેમ એમને

ભાસ થયો. બારોટે ઘોડો થોભાવ્યો–પાછળ જોયું–કાન માંડ્યા. ખચીત એમના તીણા કાનને કંઇક સંભળાતું હતું. બાજુમાં એક ટેકરી હતી. એક જણને ઉપર ચઢી જોવાનું એમણે કહ્યું. પેલો ચઢ્યો અને જે દિશામાંથી અવાજ આવતો હતો તે દિશામાં જોયું અને અસંખ્ય ચળકતા ઘોડેસ્વારોના ચળકતા ભાલા એની નજરે પડ્યા. એણે બુમ પાડી "સૈન્ય આવે છે"–બારોટે તુર્તજ જાતે ઉતરી એની પાસે ગયા. ખાત્રી કરી. એ સમજી ગયા કે પાટણનું સૈન્ય આવતું હતું.

તુર્તજ એમણે પોતાના સ્વારોને થોભાવ્યા અને સૂચના આપી દીધી, કે બને તેટલી ઝડપથી ઇડર તરફ નાસવું. પાટણ સૈન્ય નજીક આવે એટલે થોભી વ્યવસ્થિત થઈ સામા થવું અને ટકવું–રથને ઇડરમાં જવા દેવો. કેટલાકે રથની સાથે જવું.

તે કુંવરી પાસે આવ્યા અને બોલ્યા "કુંવરીબા! તમે નાસો જ–બનતી ત્વરાયે ઇડર પહોંચી જાઓ. અમે પાછળ છીએ–ગભરાશો નહિ. પાટણનું સૈન્ય અમારામાંથી એક જીવતો છે ત્યાં સુધી તમારી પાસે આવી શકનાર નથી–અને બારોટો યે તલવાર ફેરવી જાણે છે તે આજે ખાત્રી થશે."

રાણીએ એની પાછળ પડદો ઉંચુ કરી જોયું. ધૂળનું મોટું વાદળ જણાતું હતું. "બારોટ સૈન્ય મોટું છે–"

"વાંધો નહિ–તમે ચિન્તા ન કરો–" પડઘા નજીક આવતા હતા. એણે કેટલાકને રથની સાથે નાસવા કહ્યું અને હવે વધુ નાસવું નકામું છે એમ માની પોતાના સ્વારોને ગોઠવવા માંડ્યા. એણે ગર્જના કરી. જયદેવ બારોટ એટલે એના વખતનું લોહી ઉકળાવી નાખે તેવું જીવતું જાગતું રણગીત. એના રણગીતે તો ઘણા નામર્દો મર્દ બની નામ અમર કરી ગયેલા. તે જાતે જ આજે તલવાર નાગી કરી રણહાક પાડે ત્યારે શું બાકી રહે? એના સ્વારોમાં શૂરાતનનું જોમ ઉછળ્યું–જાણે અમૂલ્ય તક હોય તેમ સૌ પાટણ સૈન્યને રાતી આંખ કરી વધાવવા ઉભું.

કુંવરીએ બુમ પાડી "બારોટ!" બારોટને હવે વાત કરવાની ધીરજ નહોતી–કુમારપાળ મહારાજે એના માગાને હસી કાઢ્યું હતું–હાથ ચખાડી આખરે પોતાનું લોહી રેડી જામીનગીરી પૂરી કરવાનો એનો અનુભવ હતો. મેવાડના રાણાને કુંવરીને પાછી લઇ જઇ મળવું તેના કરતાં પોતાના પાટણના સૈન્યમાં જ કેર વર્તાવી કોઇ પટણીના હાથે જ ખતમ થવું તે બહેતર હતું–એમાં ગુજરાતની શોભા હતી.

"વિચાર ન કરો. રજા લઇ નાસો–હું આવું છું–" કહી તે મોખરે દોડ્યા."

પાટણ સૈન્યે નાસનારાંને જોયાં હતાં અને પાણીદાર ઘોડાઓ ધસ્યા આવતા હતા. તેઓ નજીક નજીક આવતા ગયા. પાટણનો રાજઝુંડો દેખાયો–બારોટે જોયો–"અહા! રાજા પોતે આવે છે–" તે બોલી ગયો. કારણ 'અહિંસા પરમોધર્મ'ની મુદ્રાવાળો એક ખાસ બનાવેલો અમૂલ્ય ઝગમગ થતો રાજઝુંડો રાજા જાતે યુદ્ધે ચડતા ત્યારે જ સાથે રહેતો. "રાજા આવે છે" બુમ પડી ને રાણીના કાને જઇ અથડાઈ–એણે રથને અટકાવ્યો.

રાજા જાતે પકડવા આવ્યો છે એ વિચારે એનું લોહી તપી ગયું. શા માટે નિર્દોષ બારોટો સોનાની ખાતર હોમાવા જોઈએ?–પોતે જ એનો રસ્તો કાઢશે. તે છેડે રથ થોભાવી ઉભા–સૈનિકોની વિનંતિ એને ગણકારી નહિ.

પાટણનું સૈન્ય આવી પહોંચ્યું. રાજા મોખરે હતો. જયદેવ બારોટ સત્કાર કરવા તૈયાર હતા. એણે 'હરહર મહાદેવ.'ની ગર્જના કરી સૈન્યે ઉપાડી લીધી અને આજુબાજુની ટેકરીઓમાં પડઘા પડ્યા. પાટણ સૈન્યે જોરથી પ્રત્યુત્તર દીધો–"કુમારપાળ મહારાજની જય." "હેમસુરિ મહારાજની જય" દસગણા સૈન્યની ગર્જનાના પડઘા પડ્યા ચોમેર ગાજી ઉઠ્યા. કુંવરી 'હેમસુરિ'ના નામે ચમકી. એની આંખમાં તેજ આવ્યું–હજી તે વ્યક્તિ એની પાછળ જ જાણે લાગેલી હતી.

રાજા અને બારોટ યુદ્ધ શરૂ થાય તે પહેલાં એક બીજાને ડારતા ઉભા હતા. "તમે જ છોને બારોટ! દૂર થાઓ–રાણી લાવો–"

"એક વાર અમારાં મુડદાં કરો, રાજા! તે પહેલાં નહિ મળે." બારોટ હવે પાટણપતિના આશ્રિત ન હતા. એક શત્રુ રાજ્યના સેનાધિપતિ હોય તેમ રૂવાબથી જોઈ રહ્યા. એની આંખમાં અગ્નિ ઝરતો હતો–પાટણનો એવડો બારોટ નફટ થઈ સામે ઉભો હતો તે વિચારે રાજા વિફરી ગયો–તુટી પડવાનો તે હુકમ કરવા જતો હતો.

પરંતુ વિજળી ઝબુકે તેમ કોઈક બેઉની વચ્ચે આવી ઉભું હતું. મેવાડી રાણી પ્રશ્નને જવાબ દેવા આવી હતી–એની આંખમાં અગ્નિજ્વાળા કરતાં પ્રકાશ વધારે હતો.

"કેમ, પાટણના રાજા! પાટણ આવી ત્યાં મળવાની નવરાશ ન મળી તે અહીં સુધી આવ્યા છો?" રાણીએ રાજાને પ્રશ્ન કર્યો. એનું રૂપ યોગ્ય ઝળહળી રહ્યું.

"પાટણ આવ્યાં અને મળ્યા વિના બારોબાર જાઓ તે મેવાડ કુંવરીને ઘટતું નથી પાછાં ચાલો રાણી–તમને લેવા આવ્યો છું" રાજાએ રીસ દાબીને શાન્તિ ગ્રહણ કરતાં કહ્યું.

"મને લેવા આવ્યા છો? પાટણના દરવાજા તો બંધ છેને? રાજમ્હેલે લઈ જશો કે હેમસુરિના ઉપાશ્રયે?" રાણીએ સ્પષ્ટ તિરસ્કારથી હસી પૂછ્યું. રાજાએ તે તિરસ્કાર જોયો. એને રીસ ચઢી.

"પ્રથમ હેમસુરિના ઉપાશ્રયે તે પછી રાજમ્હેલમાં રાણી?" રાજાએ રીસમાં ને રીસમાં દુર્જય પ્રત્યુત્તર દીધો. ભયંકર ભાવિ નિર્માણ થઈ ચૂક્યું. મેવાડી રાણીની આંખમાંથી કોપજ્વાળા ભભૂકી. જાણે આદિ શક્તિ કોપાયમાન થઈ પોતાના પતિ રૂદ્રને પૃથ્વીના પ્રલય કાળે મદદ કરવા તત્પર થયાં હોય.

"હેમસુરિના ઉપાશ્રયે? હજી એ કોણ છે? પાટણના ધર્મિષ્ઠ રાજા! ધર્મ હેમચંદ્રીને વંદવામાં સમાઈ જતો નથી–જે જતિ મન્ત્રીઓ તેડાં મોકલી તમારી રાણીને અપમાની રહ્યા છે એના પગે પાડવાના હજી અભિલાષ ધરાવો છો? અને એની મલીન ચિંતા ન કરી શકી એટલે તમે મોટાં લશ્કર લઈ મને મળી જવા આવ્યા છો? ધિક્કાર છે રાજા! મેવાડ કુંવરીને તો તમે લઈ જઈ શકશો નહિ પણ એનું મુડદુ થઈ જશે અને ગુરૂને પગે

લગાવી ગુરૂ વંદનાની તમારી બાધા પુરી કરજો-લ્યો-" એમ બોલતાંની સાથે કટારી ઉંચી હવામાં ચળકી, રાણીના હૃદયમાં એકાએક શમી ગઈ અને લોહીની ધોગતી ધારા સાથે રાણી ઢગલો થઈ ભોંયપર પડી. બારોટનો સાદ ફાટી ગયો "હાં-હાં-હાં" કરતો તે ઘોડેથી નિચે કૂદી પડયો. રાજા લજ્વાઇ કાળો પડી ગયો અને આવી અણધારી કફોડી સ્થિતિમાં શું કરવું તે ન સુજતાં તુર્તજ પાછો ફર્યો-જેવો આવ્યો તેવો સૈન્ય લઇ શરમના આવેશમાં પસ્તાતો તે ચાલ્યો ગયો, માર્ગમાં રાણીના શબ્દો કાનમાં ગુંજતા હતા. "મન્ત્રેલાં તેલ ?"

બારોટે તપાસી જોયું રાણીમાં જીવ હતો નહિ. એના દુઃખ અને રોષનો પાર નહોતો. એણે રાજા અને હેમસુરિને ઉકળતા શાપ દઇ દીધા. આખા સાથમાં તીવ્ર દુઃખનું વાદળ ફરી વળ્યું-મેવાડી દાસીઓ અને બારોટણે કલ્પાન્ત કરી મૂક્યું. તેઓ રડી રડી શાપ દેતાં ઇડર પહોચ્યાં.

જયદેવ બારોટની મનોદશા કથી જાય તેવી નહોતી. રાણીને મોં બતાવવું તે બની શકે તેમ નહોતું. અને અને આ અનર્થ સેહી જવો તે અશક્ય હતું. એણે નિશ્ચય કરી નાખ્યો-ગુજરાતના ઇતિહાસમાં એના કાર્યની છાપ મારવા તે તલ્પી રહ્યો.

ઇડરમાં મેવાડ કુંવરીને માન સહ અગ્નિસંસ્કાર દીધા. બાપ કરતાં યે વધારે લાગણીથી એ રડયો-મેવાડની દાસીઓને રક્ષકો આપી રાણાને ટુંકો સંદેશો કહાવી વિદાય કરી અને પોતે કુટુંબને લઇ સિદ્ધો સિદ્ધપુર ગયો. ત્યાં તેણે પોતાનું વેણ ગયાનું ધીકતુ વેર સિદ્ધ કીધું.

× × × × ×

અત્યારે તો વખત બદલાઇ ગયા છે. એ જમાનાયે જુદા હતા. એ જમાનાની વીરતાઓ અને ભાવનાઓ એ જુદી હતી. એ સમયનાં શૂરાતનો અને સ્વાર્પણો તો કલ્પનામાં લાવવાં એ અઘરાં પડે છે. રજપુતાઇનાં પરાક્રમોનાં મોજાં દેશમાં ઉછળતાં અને એ પરાક્રમોને પ્રેરનાર, દેશના ગૌરવશીલ ઇતિહાસને ઘડનાર અને જાળવી રાખનાર એક વર્ગ હયાત હતો. બારોટો રાજદરબારે માન પામતા, રાજ્યનાં વર્ષાસનો અને પારિતોષકો પામી રાજ્યી દાદથી જીવન ગુજારતા, સરસ્વતીના લાડકા પુત્રો મનાતા, અને રાજામહારાજાઓ વચ્ચેના કોલકરારોના ઘણીયે વાર ભરોંસાદાર જામીન તરીકે સહી સીક્કા સાથેના અને વિધવિધ પ્રકારની વિધિઓ થયેલા આબરૂદાર સાક્ષીઓની સાખે કરેલા દસ્તાવેજોનો ભંગ કરવાનું કામ અત્યારે તો મોટી વાત મનાતી નથી. પરંતુ એ જમાનો એવો હતો જે વખતે એક મર્દ માણસના વચન ઉપર રાજ્યોનાં હિત અવલંબતાં. અને "શું મારૂં વેણ જાય ?" એ જાતનું અભિમાન દરેક માણસને વત્તુઓછું રહેતું. એમાં બારોટનું વચન કે જામીનગીરી એટલે કે આડો આંક. બારોટનું વચન મિથ્યા જાય તે પહેલાં તો કેટલાનાં લોહી રેડાય. અને જયદેવ બારોટ એટલે એની નાતનો માનવંતો પુરૂષ, એના જમાનાનો કંઇક જાણીતો પુરૂષ, જેણે જુવાનીમાં હજારો સૈનિકોની સરદારી કરેલી, જેણે અનેક રણક્ષેત્રો જોયેલાં અને જેના પૂર્વજોએ અણહીલપુરના રાજાઓની એકનિષ્ઠાથી સેવા બજાવેલી-એમનાં પરાક્રમોની કવિતાઓ ગાયેલી. કુમારપાળ મહારાજની નમ્રતા કે નિર્બળતા અને હેમસુરીજીની હઠીલા-

ઇથી આવેલા કરૂણુ અંતથી–એની જમીનગીરીની ઉપેક્ષાથી એનું બારોટ હૃદય કકળી ઊઠ્યું. સૌ અનર્થની કારણભૂત થયેલી એકધારી જૈનસત્તાને સદાકાળનું કાળું કલંક ચોંટાડવાનો એણે નિશ્ચય કર્યો અને તે અમલમાં લાવવા માટે સિદ્ધપુરમાં યોગ રચ્યો.

જતાંવેંત જ નાતગોરને મળી એણે પોતાની આખી જાતને નોતરી. સિદ્ધપુરની ભાગોળે મોટાં વડવૃક્ષોની છાયાઓ નિચે મોટી મોદો નંખાઇ છે. આખા ગુજરાતના બારોટો ગોટા રૂપાના હોક્કા અને અફીણની ડબ્બીઓ લઇ ઝોલાબંધ આવતા જાય છે. પાટણના જયદેવ બારોટ નાત તેડે છે અને આવી શકે તેવું હોય અને ન આવે તેને કુલદેવીના 'શમ છે.

આમન્ત્રણને સ્વીકારી આખીયે–નાત ભરાઇ. વૃદ્ધ અને યુવાન જે આવી શકે તે આવી ગયું. નાત બેઠી. સૌથના નામીચા બારોટો ગાદીએ બિરાજ્યા. કસુંબા માટે અફીણની ગોટીઓ તૈયાર હતી. રૂંગણુ માટે તાજી શેલડી છોલી કરેલા ટુકડા ઢગબંધ તૈયાર હતા.

હેર હેર ટોળાં વળ્યાં, કસુંબા નીકળ્યા. 'મારા સમ, તમારા સમ' કરતા બે છાંટા બહાર નાખી તોલાના હિસાબે બારોટોએ કડવા પણ વ્હાલા ઘુંટડા ગટગટાવ્યા. કસુંબો સૌએ લીધો અને રૂંગણુ માટે શેલડીના થાળ સૌની આગળ મૂકવામાં આવ્યા. સૌને પહોંચે તે પહેલાં અડકાય નહિ. થાળ પહોંચ્યા અને નાતગોરે કહ્યું "પહોંચ્યા." સૌએ શેલડી લેવા હાથ લંબાવ્યા પરંતુ તુર્તજ જયદેવ બારોટ ઉભા થયા અને હાથથી નીચાની કરી મોટા સાદે બોલ્યા "થોભો, ભાઇઓ થોભો. શેલડીને હાથ અટકાળો તે પહેલાં મારી વાત સાંભળી લ્યો." સૌના હાથ ભોંઠા પડ્યા. ચકિત થઇ તેઓ તેમની સામે જોઇ રહ્યા. મોં કટાણાં કર્યા છે કારણ કસુંબા પછી રૂંગાનો વિયોગ સહેવો એ વસમી વાત હતી. ગાદીએ બેઠેલા ઘરડા બારોટો બોલ્યા "જયદેવ બારોટ ' રૂંગણનાં તે કંઇ થોભણાં હોય ? એવી તે કેવી વાતો કહેવાની છે ?–પછી કહેજોને એકને બદલે હજાર, કોણ રોકવાનું છે ?".

જવાબમા જયદેવ બારોટ દૃઢતાથી બોલ્યા " ના–પછી–નહિ. પહેલી જ કહેવાની છે. સાંભળો! કાન માંડી સાંભળો ' ગુજરાતના શૂરવીર બારોટો! રૂંગણને લાયક તમારાં મોં નથી રહ્યાં."

"કેમ,, એમ બોલ્યા ? જયદેવ બારોટ! રૂંગણના લાયક અમારાં મોં નહિ ? શું બોલો છો તમે !" કેટલાક બોલી ઉઠ્યા, અમને આશ્ચર્ય થયું.

"ત્યારે મારી વાત સાંભળો અને તમારી જાતેજ નિર્ણય કરો કે તમારે તે કસુંબા કરી રૂંગણ કરવાં ઘટે છે કે મોંએ મેશ ચોપડી મરી પડવું ઘટે છે." બારોટે શરૂઆત કરી અને મેવાડી રાણીની સમગ્ર ઘટના હૃદય ધ્રુજાઇ નાખે, લોહી ઉકળાવી નાખે તેવી તેજદાર ભાષામાં કહેવા માંડી. વાત કહેનાર જયદેવ બારોટ, તાજેજ બીના અને અંગત સાક્ષીનો આવેશ–શું બાકી રહે ? રૂંગણ રૂંગણના ઠેકાણે રહ્યાં અને બારોટની આંખોમાં લાલ રંગ આવવા લાગ્યો–કેટલાકે આંખો ઝીણી કરવા માંડી–કેટલાકના હાથ જનોઈ પર ગયા. કેટલાકે રોષ અને તિરસ્કારના સિસ્કાર કર્યા.

જયદેવ બારોટનું વક્તૃત્વ શબ્દોમાંથી આલેખવું તે શક્તિ બહારનું કામ ગણાય. એમણે રાણાની નિન્દા, પોતાની જમીનગીરીની પવિત્રતા, રાણીની શિવભક્તિ અને બહાદુરી

ભર્યો ટેક, રાજાની નિર્બળતા, હેમસુરીની હઠ અને છેવટનો કરુણ અંત અને પોતાના અપમાનમાં બારોટ જાતિનું ઘોર અપમાન એવું આબેહુબ ચિતરી બતાવ્યું કે એમણે ધારી હતી એથી વિશેષ અસર થઈ જણાઈ. અંતમાં લાબો હાથ કરી એમણે ભાવિ કથન કરતા હોય તેમ ગંભીર ઘેરા નાદથી કહ્યું "બારોટ! આ સમય અને સ્થળ યાદ રાખજો. આજે તમારાં વચન અવગણાશે, કાલે તમારી જાત અવગણાશે. વખત એવો આવશે કે કુતરા જેટલુંયે માન રાજદરબારે તમે પામશો નહિ–અને બારોટનું વચન એટલે એક જુઠા લબાડીનું વચન એમ સૌ માનશે. એક વાર આવા અપમાનનો ઘુંટડો ગળો, અફીણના નશામાં ઉંઘી જાઓ અને ફરી જાગી શકશો જ નહિ. મૂળરાજ મહારાજનો વખત હોય તો એક બારોટનું વચન જાય તે પહેલાં ગુજરાતમાં હતું ન હતું થઈ ગયું હોય–અહા! બારોટો! છાતીમાં કટાર મારી મુવેલી આશા ભંગ થયેલી મેવાડકુંવરીના લોહીના કસુંબા પી ઠંડા પેટે તમારે શેલડીના ટુંગા કરવા છે કે બારોટ જાતિની આબરૂ સાચવવા કંઈ કરી બતાવવું છે? મેવાડના રાણાની નજરમાં ગુજરાતના બારોટોની કિમ્મત કેટલી અંકાશે તેનો કંઈ ખ્યાલ આવે છે?" બારોટ જાણે જવાબ માગતા હોય તેમ જોઈ રહ્યા. એક જણ બોલી ઉઠયો "તમે જ બોલી નાખો જે કરવું હોય તે–માને પેટે ધાવ્યા છીએ–કુતરીના પેટે નહિ–સમજ્યાને," બીજાએ એ ટેકો આપ્યો.

જયદેવ બારોટે કહ્યું "મને જ પૂછો છો? તો કહું છું કે લાંઘણો અને ત્રાંગાથી આ ઘા રૂઝાય એવો નથી. એ તો કરી ચૂકયો છું. એક જ ઉપાય રહયો છે–કરતાં આવડે તો કરી જુઓ. ઝમોર–ઝમોર શબ્દ તો યાદ રહયો છે ને? ઝમોર કરવા જે તૈયાર હોય તે ઉપાડે શેલડીની કાતરીઓ અને કરે ટુંગણુ"

'ઝમોર' શબ્દના ઉચ્ચારે સભા સ્થંભી ગઇ. ઝમોર? રજપુતાનાના ઇતિહાસમાં 'જુહાર' શબ્દ તો ઘણી વાર વંચાય છે. ઝમોર શબ્દ એટલો પરિચિત નથી. પરંતુ જેમ રજપુત રાણીઓની જુહાર મશહુર છે તેમ ગુજરાતના બારોટોના વચનની ખાતર–પ્રતિષ્ઠાની ખાતર કરેલા ઝમોરે એટલા જ જ્વલંત અને નોંધ લેવા જેવા છે. જ્યારે જ્યારે બારોટ જામીન છતાં પક્ષકારોથી વચન–ભંગ થતા ત્યારે ઝમોર કરી બારોટો રાજામહારાજાઓને ઠેકાણે લાવતા. કેટલાંયે વર્ષો થયાં ઝમોર થયો નહોતો, જયદેવ બારોટે તે યાદ કર્યો અને સભા વિચારમાં પડી. એમણે તો ચાલુ જ રાખ્યું "ટુંગણ કરો ભાઇઓ! ખુશીથી ટુંગણ કરો, એકવડો ઝમોર કરવો હોય તો એક લ્યો–બેવડો કરવો હોય તો બે લ્યો–શેલડીની અહીં ખોટ નથી ખુશીથી ઉપાડો, આવો અવસર ફરી નહિ આવે." પણ ઠંડી પડેલી સભાને પાણી ચડયાં નહિ.

એ અવસર એવો હતો કે ઇચ્છા છતાં હાથ શેલડી તરફ અચકાઇ જતો–કારણ ઝમોર કરવો એટલે જીવતાં બળી મરવું. એક કકડે એકલા, બે કકડે સજોડ. બારોટે ચારે તરફ જોવા માંડયું–એકે કકડો ઉપડયો નહિ. હોઠ દાબી એમણે કટાક્ષ કર્યો "કેમ બારોટો! કસુંબો ઉતરી ગયો કે શું? અફીણ ઓછાં પડયાં હશે–ફરીથી લ્યો, આ વખતમાં કસુંબાએ કયાં ચડે છે? ટુંગાને લાયક જો હશે તે જ કરશે સ્તો ગોર મહારાજ! થાળ ઉપાડો–કોઈ

વધારે માગે તો વધારે આપજો-કસર ન કરતા ગુજરાતના બારોટો આજે પોતાના બાપ-દાદાની આબરૂ સાચવવા બની ઠની એકઠા મળ્યા છે."

મ્હેણું ઘણાને હાડે હાડ લાગી આવ્યું. એક જણના હૃદય સોંસરવું તીર સોંસરું નીકળી ગયું. મોદના છેડેથી એક જુવાનીઓ ઉભો થયો. મુછનો દોરો માંડમાંડ ફુટ્યો હતો. આંખ તીણું ફાડ હતી. ખુણામાં લાલાશ જામી હતી-માથે સાફામાં ઉંચી કલગી બેસી હતી. મોં સોહામણું જરા લંબગોળ હતું-શરીર જરા પાતળું પણ ઉંચું સપ્રમાણ હતું. વગર મૂછે તે મૂછ પર તાલ દેતો હતો. વાંસના વનમાં વાંસનો એકાએક ફણગો ફુટે તેમ તે સભામાં ઉભો થઈ ગયો-ખોંખારો કર્યો અને ઉંચા સાદે બોલ્યો "જયદેવ સામા થાળ મોકલાવો-મામાની મોટે ભાણો ફોગો નહિ કરે ત્યારે કરશે કોણ?"

સૌ સભા વિસ્મિત થઈ. એ જુવાન જયદેવ બારોટનો સગો ભાણેજ હતો. આવતાં મોડો થવાથી છેડે બેઠો હતો. એનું નામ અમરસિંહ હતું-એને પરણે આઠ જ મહીના થયા હતા. જયદેવ બારોટે સામું-જોયું-મામાને, ઉમળકો આવ્યો "શાબાશ છે, ભાણા! નામ રાખ્યું ખરૂં" એમણે નાનગોરને થાળ લઇ સામા જવા કહ્યું પરંતુ જાણે અધીરો થયો હોય તેમ અમરસિંહ સભાને ચીરતો વચમાં ધસી આવ્યો. છટાથી નમસ્કાર કર્યો અને ગોરના થાળમાંથી બે ટુકડા ઝટ લઇને ઉપાડ્યા. કેટલાકથી બોલી જવાયું "હેં -હેં બે?" એટલે-સજોડે.

ધીમે વહેતાં પાણીમાં દૂરથી પૂરનો ધક્કો આવે અને પછી નદીનાં પાણી ઘોડાને વેગે દોડે તેમ સભામાં જોસ આવ્યું. એ પ્રસંગો એવા હોય છે કે એક પહેલ કરી એટલે અનુસરનારાની ખોટ નથી હોતી. પાટણ લીંચ અને મરોનરના જુવાનોએ સ્પર્ધા કરવા માંડી. કોઈએ એક કોઈએ બે ગોરના થાળમાંથી ઉડી ઉડી કાતરીઓ ઉપાડવા માંડી. થાળ ફરીથી ભરવો પડ્યો અને 'આ તરફ-આ તરફ'ની ધુમો ચાલુ જ રહી. જયદેવ બારોટે પ્રોત્સાહન આપ્યા જ કર્યું અને જેમ સંખ્યા વધતી ગઈ તેમ ઉત્સાહ વધતો ગયો. થોડા અપવાદ સિવાય ઘણાએ ત્રાગું વ્રત સ્વીકાર્યું કામ પૂરૂં થયું એટલે બધાને ફરી બેસાડ્યા. જયદેવ બારોટે હાથ જોડ્યા અને બોલ્યા "બારોટો! તમે તો માગ મહેમાન કહેવાઓ. તમેને પહેલા ફોગો શોભે હવે રજા હોય તો હું ગળ્યું મોં કરૂં?" એમ કહી અમરાના હાથમાં થાળ હતો તેમાથી તેમણે એક નહિ-બે નહિ-પણ ત્રણ ટુકડા ઉપાડ્યા ને એક પછી એક એમ મોંમા નાખ્યા.

જામીરદારે પૂછ્યું "જયદેવ બારોટ! ત્રાગું એકનું હોય, બેનું હોય. ત્રણ શા હિસાબે લીધા?"

"એક મારા છોકરાનો" બારોટે ખુલાસો કર્યો. એક સરખી માનના અને નાસની સિસકારી બધાના મોંમાંથી નીકળી ગઇ-આવું ત્રાગું કદીએ થયું નહોતું.

એજ બેઠકમાં ત્રાગાનો દિવસ અને ક્રમ નક્કી થઇ ગયો. જયદેવ બારોટનાં પાનાન જમી સૌ ત્રાગું કરનારા પોતાનાં મકાનોએ મળી આવ્યા. સજોડે જનાર પોતાની સતી સ્ત્રીઓને લઈ આવ્યા.

સરસ્વતીના પવિત્ર કિનારે પહેલો ઝમોર થવાનો હતો. આખી નગરી આ કરુણ ઘટના જોવા એકઠી થઈ હતી.

તીરના ઢગલા, તેલનાં કુપ્પાં, ખેસ ચુંદડીના ગાંસડા આવી પહોંચ્યા. સ્ત્રીઓ રેશમી વસ્ત્રોમાં સજ્જ હતી, કપાળે આડ હતી. પુરૂષો સફેદ રાજવી વેશમાં હતા. છાતીમાં કુકુમના થાપા હતા. નાતગોર વિધિ કરાવવા તૈયાર હતો.

પહેલા ઝમોરનો યશ અમરભાણાને હતો. યુવાન જોડું હસતા મોંયે આગળ આવ્યું. એમણે સૌને પ્રણામ કર્યા. નવોઢા પોતાની સાસુને નીચા નમી પગે લાગવા ગઇ. સગર્ભા હોવાથી બરાબર નમી શકી નહિ. જયદેવ બારોટની બ્હેન વીરલાની આંખમાં આંસુ આવ્યું, એણે ભાઇને કહ્યું "જયદેવ વીરા! ભાણેજનાં ઝમોર લેશો અને ભાણેજના ફુલ જેવા વગર જન્મેલા દીકરાનાંએ ઝમોર લેશો?" મોટું ધર્મસંકટ આવ્યું. બે જીવ હોમાય પણ ત્રીજા નિર્દોષ જીવને કેમ કરી મારી શકાય? સૌ વિચારમાં પડયા.

"સગર્ભા સ્ત્રી બળી શકે નહિ." ઘણાએ કહ્યું.

"પહેલું ઝમોર તુટે નહિ. અપશુકન થાય" એવું બોલનારે નીકળ્યા.

"અમારૂં વેણુ જાય નહિ." અમરે દૃઢતાથી કહ્યું.

"પતિનો વિરહ સ્હેવાય નહિ." નવોઢાએ આગ્રહથી કહ્યું. આવા પ્રસંગોએ મલાજો રાખવામાં આવતો નથી. અમરની માતા કહે "પુત્ર જાય, પુત્રની વહુ જાય પણ પૌત્ર આપું નહિ." ઉપાય શો? આ સંકટ ઘણું બારીક હતું અને એનો ઉપાય ન સુઝ્યો હોત તો ઇતિહાસમાં અંકાઈ ગએલો ઝમોર સરસ્વતીના કિનારે જ સમાપ્ત થઇ ગયો હોત. પરંતુ સ્ત્રીની બુદ્ધિએ અણીના પ્રસંગે કામ કર્યું. નવોઢાએ પોતાના પતિના કાનમાં કંઈક કહ્યું અને અમરના મુખ પર આનંદ છવાયો,

"થોભો, ઉપાય છે. બા! તમારો પૌત્ર તમને આપું છું–તૈયારી કરો–મારૂં વચન છે મારો વંશ રાખનાર રહેશે"

વિધિ શરૂ થઈ. એક સોનેરી દુપટ્ટો કાઢવામાં આવ્યો. એક રેશમી ચુંદડી કાઢવામાં આવી. બન્ને વસ્ત્રો તેલમાં બરાબર નીતરતાં બોળ્યાં. ખેસ પુરૂષને ખભે નાખવામાં આવ્યો. ચુંદડી સ્ત્રીના માથે ચડી. નાતગોરે મન્ત્રોચાર કરી એક જગાએ શ્રીફળ ફોડી કંકુના છાંટા નાંખ્યા અને યુગલ ત્યાં જઈ ઉભું. નાતગોરે પછી અમરના હાથમાં નાડાછડી બાંધેલાં એક ધનુષ્ય અને એક તીર આપવા માંડયાં.

"થોભો, એકવાર મને મારી માને એનો પૌત્ર પાછો આપવા દો. બા! ખોળો ધર," અમરે કહ્યું. એમ કહી એણે કેડેથી જમૈયો કાઢયો. પત્નીએ પેટ ધર્યું–પુરૂષે ધીમેથી ઘા કર્યો–ગર્ભાધાન ચીર્યું અને સાત સાડાસાત માસનો અપક્વ જીવ–ખેંચી કાઢી માના ખોળામાં મૂક્યો. "લે મા! આ તારા દીકરાનો દીકરો, સંભારજે–આ બધા ઝમોરનું વેર એકદી એ લેશે–લે, હવે આશિષ દે કે અમે સ્વર્ગે જઈએ" માએ સંભાળી ગર્ભ ખોળામાં લઇ લીધો–નવોઢાનું શબ હેઠે પડયું–માને ડુસકુ આવ્યું–એની આંખ ભીની થઈ પરન્તુ અપશુકન ન થાય તે માટે આંસુ ખાળી રાખી પુત્રની ભેટ લઈ બોલી "બેટા! વરવહુનો સ્વર્ગમાં વાસ

બારોટનો રોષ રાજા કરતાં સુરીજી તરફ વિશેષ હતો. આમે યતિને ક્ષમા નહિજ મળે રાજા! મારો શાપ ઉતરશેજ–મારો શાપ છે કે એ પોતે અને આખા પાટણના મુનિઓ એક રાતમાં જ અલોપ થઈ જશે–અને જેને તમે અંધ બની પુજી રહ્યા છો તેને તમારા પછી ગાદીએ આવનાર રાજા હૃદયથી ધિક્કારશે, અપમાનશે–અને......"

રાજા ફરી કંપી ઉઠ્યો–એ વિનવતો ફરી બોલ્યો. "બારોટ! તમને તમારા ઇષ્ટદેવના સમ છે. હવે રહેમ કરો." બારોટે વાક્ય અધુરૂં રાખ્યું. એમણે નાતગોરને કહ્યું "ચલાવો–મારા ગયા પછી મારા ધનના વારસ તમે થજો–એ મારી દક્ષિણા–ત્વરા કરો." નાતગોરે અગ્નિક્રિયા કરવા કાકડો હાથમાં લીધો. કુમારપાળ રાજા કકળી વચમાં પડ્યો. "બારોટ! બારોટ! તમારા રાજાને ક્ષમા કરો! મારા પાટણમાં આવી હિંસા કરી મારે કપાળે કલંક ચડાવો ના." પરંતુ આગ્રહી બારોટ છેલ્લી ક્ષણે ક્યાંથી માને? રોષમાં જ એમણે કહ્યું "હિંસાનો ડર હોત તો મેવાડકુંવરીને મરવા સમય ન આવત–રાજા! છેટા રહો બારોટનો ઝમોર કોઇ કાળે તૂટે નહિ." એમ કહી એણે કાકડો નાતગોરના હાથમાંથી લઈ–પોતાના બાળકોને–પોતાની સ્ત્રીના વસ્ત્રોને જાતે જ લગાડ્યો–અને છેવટે પોતાના શરીરે ફેરવ્યો–રાજા જોઇ શક્યો નહિ–તેનો દયાળુ આત્મા ચીસ પાડી રહ્યો હતો પરંતુ એ કમનસીબ ક્રૂર ક્રિયા અટકાવવી એ એની શક્તિ બહારનું કામ હતું–તે મેદનીમાંથી નીકળી અદૃશ્ય થઇ ગયો–જયદેવ બારોટનું કુટુમ્બ જામીનગીરી પૂરી કરતું બળી ભસ્મ થઇ ગયું–ઝમોરની છેલ્લી જ્વાળાઓ એની શાપ વરસાવતી શમી ગઈ અને એ જ્વાળામાં જૈનસત્તાની વધી પડેલી ઉજ્વલતા બળી ભસ્મ થઇ ગઇ. પણ કુમારપાળ મહારાજને એ ક્રિયાથી કંઇક અન્યાય જ થયો હતો.

× × × × × ×

એ ઝમોર પછી ગુજરાતનો ઇતિહાસ બદલાયો. એ ન હોત તો પીળા કેસરીયા ચાંલ્લાનું અત્યારે કેટલું જોર હોત તે કલ્પવું મુશ્કેલ છે. હેમસુરીજીની કળા નમવા માંડી. રાજાની શ્રદ્ધા ન ચળી પરંતુ અંધ વશીકરણના પાશમાંથી એ મુક્ત થયા. કુમારપાળ મહારાજે શિવાલયોના પૂનરોદ્ધારમાં યે પાછળથી દ્રવ્ય ખર્ચ્યા તેના ઉલ્લેખો ઇતિહાસમાંથી જડી આવે છે.

પાટણના ઝમોરની કરૂણ ઘટના આખા દેશમાં પ્રસરી ગઈ હતી, અને દેશના ધર્માચાર્યોનું ધ્યાન ખેંચાયું હતું–વખત જતો ગયો તેમ એમાં અતિશયોક્તિ ભળવા લાગી અને વર્ષો પછી દેવ બોધાચાર્ય નામના દંડી સ્વામી એક ભટ્ટાચાર્ય નામના અતિ યુવાન સન્યાસી સાથે હેમચંદ્રસુરિને હરાવવા પાટણ પધાર્યા. એ ભટ્ટાચાર્ય તે કહેવાય છે કે ગર્ભમાંથી ખેંચી કાઢેલો અમરનો પુત્ર.

મુનિજીએ અમાસને પૂનમ કહી, કૃત્રિમચંદ્ર પ્રગટાવ્યા છતાં હાર્યા. દંડીએ પોતાના સાથીની સહાયથી પ્રલયકાળની જુદી માયા રચી અને એક જ રાતમાં લક્ષ મુનિઓનો લય થઈ ગયો–કુમારપાળ મહારાજે ગુરૂ જતાં છઠ્ઠે મહિને દેહ છોડ્યો–બારોટના શાપ એમને કોઢ બની છેલ્લા દિવસોમાં રંજાડી રહ્યા.

એમની પછી ગાદી પર આવનાર અવિચારી અજયપાળે તો જૈનધર્મ પર જે ફટકો લગાવ્યો તે તો ઝમોરના અફીણ વેર કરતાંયે વિશેષ લાગે છે–ત્યાર પછી મુનિમહારાજે

રેહ્યા પણ એમનાં જાદુ–તંતરમંતર–સદાકાળ માટે અદશ્ય થઈ ગયાં. ગુજરાત પરંતુ અહિંસાવાદી જ રહ્યાં તે જૈનધર્મના પ્રતાપે જ.

અને એ ક્રૂર ઝમેરે બારોટ જાતિને ઐતિહાસિક અમરતા આપી પણ એમની જાહોજલાલી બાળી ખાખ કરી. બારોટજાતિ નહિ જેવી થઇ ગઈ–ગુજરાતમાંથી એની હયાતી કરમાઈ ગઇ–લીંચ પાટણના બારોટો–બ્રહ્મભટો–અત્યારે યે ઝમેર યાદ કરી મૂછો મરડે છે–પણ એ વચનપ્રિયતા–એ શૂરવીરતા–એ ગૌરવ અને ઉદારતા ક્યાં છે?

બારોટનું બારોટપણું ગયું અને એમની વીરરસની ધારાઓ પીનારી રજપુતાઇએ ધાવણના અભાવે સુકાતી ચાલી.

અત્યારે તો એ સમર્થ હેમસુરિઓએ નથી–એ સાત્વિક વૃત્તિવાળા સંયમી કુમારપાળોએ નથી અને વચનપ્રિય જયદેવોએ ક્યાં રહ્યા છે?

વાચક! એ જમાના–વીરતા બતાવાના જમાના શું વહી જ ગયા?



# રાઈનો પર્વત

સાહિત્યને આપણે ત્યાં નાટક માટે કશો સમભાવ નથી. સાહિત્યને આપણે કલા સાથે સરખાવીએ, અને નાટક જુદી જ કલા તરીકે ગણીએ, તો દરેક કલા સ્થૂલ કે સૂક્ષ્મ, આદર્શની કે વર્તમાનની દષ્ટિએ જીવનની સમીક્ષા કરે છે. એથી દરેક કલા જુદી જુદી કલા હોઇને પણ તેમના ધર્મો (functions) એક છે એમ આપણે કહી શકીએ. પણ સાહિત્યમાં (આદર્શ કે વર્તમાન) જીવનનું જેટલું પ્રતિબિંબ પડે છે તેના કરતાં નાટકમાં વિશેષ પડે છે. આ રીતે કલામાં નાટકનું સ્થાન સૌથી ઉચ્ચતમ છે.*

કલાને અને જીવનને હમેશાં સહીપણાં હોવાં જોઇએ. આપણે ત્યાં સાહિત્ય અને જીવનને તો સંબંધ ઓછો જ છે; અને નાટક અને સાહિત્યને કશો જ સંબંધ નથી, એટલે નાટક જે જીવનની સર્વોત્તમ કલા છે એને જ જીવન સાથે કશો સંબંધ રહ્યો નથી. આથી જીવન પોતે હીણું, નમાલું, પ્રાણહીન થયું તો તેમાં કશી નવાઈ નથી; અને કલા પોતે પણ હાલી તથા નિર્જીવ થયા વગર રહે નહિ. નાટક અને જીવનને આંધળા અને લંગડાના જેવો સંબંધ છે. જીવન કલાથી વિમુખ થાય તો તે અંધ છે, અને કલા જીવનથી દૂર ખસી બેસે તો તે લંગડી છે. એકની પાસે દષ્ટિ છે, બીજાની પાસે શક્તિ છે, અને દષ્ટિ અને શક્તિ બન્ને સાથે સાથે ચાલે તો જ જીવન ઉચ્ચ થઈ શકે.

અત્યાર સુધી આપણે ત્યાં નાટકના નટો સાથે સાહિત્યકારોને કોઈ પણ પ્રકારનો સંબંધ હતો નહિ. બન્ને વર્ગ એકબીજાથી અભડાએલા રહેતા. પરંતુ સર રમણભાઈનું 'રાઇનો પર્વત' નામનું નાટક પહેલવહેલું અમદાવાદમાં શ્રી મુંબઈ ગુજરાતી નાટક મંડળી તરફથી ભજવાયું એથી આ આરોપ થોડે અંશે દૂર થયો છે. મૂળ નાટકે પહેલેથી જ સાહિત્યમાં પોતાનું નિશ્ચલ સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. એમાંનું વસ્તુ પણ રંગભૂમિને લાયક જ છે; પણ જે કંઈ થોડાઘણા ફેરફાર રંગભૂમિની જરૂરીઆતો પૂરી પાડવા માટે નાટકમાં કરવા પડે, એ ફેરફારો કરી આપવા અત્યાર સુધી કોઈ મધ્યસ્થ વ્યક્તિ તૈયાર નહોતી તેથી જ નાટક ભજવાયા વગર પડી રહ્યું એમ કહીએ તો કંઈ ખોટું નથી. મધ્યસ્થ વ્યક્તિની જરૂર એટલા માટે કે સર રમણભાઇના વ્યવસાયી જીવનમાંથી નાટકમાં આવા ફેરફાર કરવા જેટલો વખત કાઢી ન શકાય, અને એક વાર પૂર્ણ કરેલા નાટકમાં ફેરફાર કરવા જતાં એનો આત્મા પણ કદાચ બદલાઈ જાય! આવી મધ્યસ્થ વ્યક્તિઓ આપણને અસહકારે આપી છે. અસહકારથી આપણી દષ્ટિ જ જીવનાભિમુખ થઇ એની કોઈ ના નહિ કહે, અને એથી જ નાટક અને સાહિત્યનો પહેલો યોગ શ્રી. રામનારાયણ પાઠક તથા શ્રી રસિકલાલ પરીખે આપણને કરી આપ્યો છે.+

---

* ઉપરની દલીલ નાટકના ઊંડા અભ્યાસી રા. 'ર'ના 'હાસ્ય વિષે કેટલુંક જૂનું અને નવું' પ્રસ્થાન પુ. ૩ અં. ૧-૨માંથી લીધી છે, તે માટે હું એમનો આભારી છું.

+ કોઇ કહેશે કે શંકિતહૃદયે એ યોગ નથી કરી આપ્યો? શંકિતહૃદય નાટક તરીકે કેવું છે, એમાંનું વસ્તુવિધાન કેવું છે, સાહિત્યમાં સ્થાન પામે એવું છે કે નહિ, એકય કેટલે અંશે છે, તે વિષે જ મારૂં મન તો શંકિત છે. એક વાર એક વિદ્વાન્ સાક્ષરે ભાષણ કરતાં કહ્યું હતું કે શંકિત-

નાટકનાં મૂળ વસ્તુમાં કેટલાએક ફેરફાર કરવામાં આવ્યા છે. દુર્ગેશ તથા કમલા વચ્ચેનો પ્રેમ પ્રસંગ ઉમેરવામાં આવ્યો છે, અને પ્રધાન તથા તેમની પત્ની વચ્ચેનો વાર્તાલાપ વગેરે ભાગો કમી કરવામાં આવ્યા છે. નાટક શરૂ થતાં જ પર્વતરાય, લીલાવતી તથા જાલકાનો પ્રવેશ છે. એમાં

યૌવન રૂપ ધન વિભવ મળે પણ,
ઊણપ માનવી ! કેમ વસે મન ?

એ ભીમપલાસ રાગ ગાતી લીલાવતી પ્રવેશ કરે છે, અને અંદર ગયા પછી નેપથ્યમાંથી એ નું એ ગીત સાંભળીને પર્વતરાયના મનમાં જે સંકલ્પવિકલ્પ થાય છે એ નાટકકલામાં ઉચ્ચ પ્રકારની રચના technique ગણાવી જોઇએ. આવી જ રીતે આપણે દૂરથી નાટકમાંની 'આજ પ્રભા કંઈ ઓર સખી હો'–એ ભૈરવી સાંભળીએ છીએ. અને પછી થોડી વારે ગીત તથા તેનાં ગાનાર હોડીમાં બેસી તખ્તાપર આવે છે. રચના કે ટેકનીકની દૃષ્ટિએ જોતાં નાટક પૂર્ણ છે, અને ભજવાયા પછી પણ જો કંઈક ઊણપ કે અસંતોષ–કે 'હજી કંઇક આવશે' એવી આશા પ્રેક્ષકોના મનમાં રહી જાય, તો એનું કારણ એ છે કે આવા નાટક જોવાની હજી આપણને ટેવ પડી નથી, અને બુદ્ધિને જાગતી રાખીને નાટકને સમજવા પૂરતો જે પ્રયત્ન આપણને નાટક ચાલતી વખતે કરવો પડે છે, એ પ્રયત્નના પડઘા નાટક પૂરૂં થાય છે તોપણ આપણામા શમ્યા હોતા નથી, એથી જ આપણે અદ્ધર રહ્યા હોઇએ એમ લાગે છે. નાટકમાં પ્રવેશોની ગોઠવણ એવા પ્રકારની છે કે પ્રેક્ષકવર્ગને પોતાની કલ્પનાશક્તિ પણ વાપરવી પડે. એકના એક પ્રવેશમાં પણ આવું બનવા પામે છે; અને તેનો સારામાં સારો નમૂનો બીજા અંકમાં દુર્ગેશ અને કમલાનું પ્રથમ મિલન થાય છે ત્યાં આપણને મળી આવે છે. દુર્ગેશ જાલકાને મંદિરમાં મળે છે, અને પર્વતરાય વિશે બાતમી મેળવ્યા બાદ બન્ને અંદર જાય છે, ત્યાં કોઇને એમ લાગે છે કે પડદો પડ્યા વગર પ્રવેશ પૂરો થાય છે, અને એના એ પડદાપર કમલા અને તેની સખીઓ આવી પહોંચે છે. પણ ત્યાં પ્રવેશ ચાલુ જ છે. મૂળનો પ્રવેશ ત્યાં જ પૂરો થાય છે, પણ નાટકમાં આપણે ઉપર કહ્યું તેમ દુર્ગેશ અને કમલાનો પ્રેમપ્રસંગ ઉમેરવામાં આવ્યો છે. દુર્ગેશ મંદિરમાં જાય; કમલા સખીઓ સાથે મહાદેવનાં દર્શન કરવા આવે, સૌએ પોતપોતાના પ્રિયતમનામથી મહાદેવને સંબોધીને વંદન કરવું એમ નક્કી થાય, પહેલાં કમલાનો વારો આવે, અને મહાદેવને પોતાના પ્રિયતમનામ દુર્ગેશથી સંબોધવા જતાં જાણે મહાદેવ પોતે જ પ્રસન્ન થઇને દુર્ગેશનું સ્વરૂપ લઇને આવતા હોય તેમ દુર્ગેશ પોતે મંદિરમાંથી બહાર આવે આ બધું સમજવા માટે પ્રેક્ષકવર્ગ તરફથી કલ્પનાના મોટા ફાળાની અપેક્ષા રખાય છે. શેક્સપીઅરે કમલાને અટારીમાં ઉભી રાખી હોત, અને દુર્ગેશને ઊંચું જોતો રસ્તે જતાં કલ્પ્યો હોત, પણ દુર્ગેશ અને કમલાનું પ્રથમ મિલન જે સ્વાભાવિક રીતે નાટકમાં કરી બતાવ્યું છે તે આ ભાગ ઉમેરનારની ઊંચી રસવૃત્તિની સાક્ષી પૂરે છે.

---

હૃદય કોનું છે એ વિશે જ છેવટ સુધી શંકા રહે છે. પણ શંકિતહૃદય પહેલાં આ જ નાટકમંડળીએ સ્વ. રણછોડભાઇનું 'લલિતાદુઃખદર્શક' નાટક તથા સ્વ. મણિલાલનાં 'કાન્તા' તથા 'નૃસિંહ-અવતાર' નામનાં નાટક ભજવ્યાં હતાં.

નાટકનાં ગાયનો કે ગીતો ઉપર શાસ્ત્રીય પદ્ધતિસર રાગ તથા તાલ આપવામાં આવ્યા છે. જે ગાયનો આપણને નાટકી લાગે તેવાંને પણ અમુક એક રાગના ઐક્યમાંથી છટકી જવા દેવામાં આવ્યાં નથી. ઉ. ત. ગાયન ૩ તથા ૭. બારમા ગીતમાં દેશ ત્રિતાલની ગરબી જેવી ઢાળ છે તે મનને મોહક લાગે છે. ગીતો અર્થઘન પણ ઘણાં છે, અને એ રીતે શુદ્ધસાહિત્યમાં પણ કેટલાંક તો સ્થાન લે એવાં છે. ઉ. ત.

જય યતિવર શિવ સંહર્તા, પુનિતા
અર્ધાંગ સદા ગિરિદુહિતા—જય૦
જય તવ લોચન કામનું દાહક
પાવક પ્રેમનું......

તથા— આજ પ્રભા કંઈ ઓર સખી હો—આજ૦
મુક્ત બની મુજ ઊડતો આત્મા
સુણી પંખીનાં શોર—
ભર્ગ ભાનુનાં હૃદયે ધારૂં...

પહેલા ગીતમાં કામ અને પ્રેમ વચ્ચેનું અંતર વગેરે સ્વાભાવિકપણે, પ્રેમ અને વૈરાગ્ય, અમૃત કે ઝેર, જેવાં વિરોધી દ્વંદ્વો વચ્ચે રમી રહેલા શંકરના સ્વરૂપદ્વારા દેખાડવામાં આવ્યું છે. 'મુક્ત બની મુજ ઊડતો આત્મા, સુણી પંખીનાં શોર'–આ લીટીને દુનિયાના હરકોઇ સાહિત્યમાં સ્થાન મળે એમ છે; અને પ્રેક્ષકવર્ગ પણ ઘડી તો મુગ્ધ થઇ રહે છે.

અભિનય વિશે બે બોલ કહેવાના બાકી રહે છે. એક ભાઇએ એવી ખોડ કાઢેલી કે બધા એક્ટરો સરખા રૂપાળા નથી. પણ એ તે ક્યાંથી જ હોય! ઇશ્વરની દુનિયા વિવિધ છે, અને તો રંગભૂમિ પણ કેમ ન હોય? પરંતુ એમને જ એમ લાગેલું કે કેટલાએક નટોના અભિનયો સંપૂર્ણ છે; રાઇ, જાલકા, તથા લીલાવતી–આ પાત્રના અભિનય બિલકુલ અતિશયતા વગરના, અને અત્યંત સ્વાભાવિક છે. જાલકા મહાન સ્ત્રી છે, સુખદુઃખ ઘણું વેઠ્યું છે, અને બધું નાશ પામ્યા પછી માત્ર એક આશાને પૂરી કરવા જાણે એનું જીવન નભી રહેલું લાગે છે—આ બધું આપણે રંગભૂમિપર જોઇ શકીએ છીએ. રાઇનું મન્થન, અને તે સાથેનું પોતાના ગૌરવનું ભાન અને જગદીપ તરીકે પ્રસિદ્ધ થવાનો નિર્ણય વગેરે તમામ રંગભૂમિપર તાદશ થાય છે—અને અંતઃપુરની સ્ત્રી એટલે જેનાપર જોરથી પવન પણ વાયો નથી એવી કુમળી યુવાવસ્થામાં પહોંચેલી લીલાવતી, પતિ વૃદ્ધમાંથી યુવાન થઇને રાજમહેલમાં આવવાના છે, અને આશામાં ને આશામાં એને તો માત્ર વિધિની ક્રૂરતાએ વિધવા થયાના સમાચાર જ સાંભળવાના હોય છે, તે વખતનું રા. જયશંકરનું વિરોધી ભાવોપરનું પ્રભુત્વ કોઇને આશ્ચર્ય પમાડે તો નવાઈ નથી. વીણાનો પાઠ ભજવનાર આગળ ઉપર સારા નટ થશે એમ આશા બંધાય છે.

પણ—પણ—આ ખેલ "પસાર" થએલો ગણાય ખરો? "પસાર" એટલે 'પીટ' ક્લાસમાં બેસનાર વર્ગ–એણે પાસ કર્યો ખરો? તેમને કદાચ લાગે કે 'યાર—પૈસા ગયા!–' અને ખરેખરો પૈસા આપનાર વર્ગ કદાચ એ જ છે. કારણ મધ્યમ વર્ગના સુશિક્ષિત લોકોએ

એક વાર ખેલ જોયો એટલે બસ! પણ ગરીબ, સામાન્ય, અભણ, મજૂર, કાપડીઆના ગુમાસ્તા આ લોકો સાંજ પડે અને કશું ન સૂઝે તો દસ વાર એક નાટક જોયું હોય તોપણ અગીઆરમી વાર જવાના. આ દૃષ્ટિએ જોતાં કદાચ આ ખેલ મુંબઇ ગુજરાતી નાટક કંપનીને એટલા પૈસા પેદા નહિ કરાવી આપે. પણ તો શું ગુજરાતે ત્યાં જ અટકી બેસવું? —આ ખેલ પોતાનું ખર્ચ—ખેલ પૂરતું ખર્ચ—ન કાઢી શકે, તો ગુજરાતને શરમાવા જેવું થશે; અને તેની જવાબદારી શિક્ષિત લોકોપર રહેશે. મેં કેટલાએક ભણેલાઓને કહ્યું, કે રાઇનો પર્વત ભજવાય છે; પણ એમના મોંપર કશો ઉલ્લાસ ન વર્તાયો. ઈંગ્લંડમાં—ટોમસ હાર્ડીનું ટેસ ઑફ ધી ડુર્બરવીલ, કે ડચૉન્સનનું ઇફ વિન્ટર કમ્સ આવી નવલકથાઓ રંગભૂમિપર ભજવવામાં આવે છે, ત્યારે નવલકથા નાટક તરીકે ભજવાય છે એ ખાતર જ ત્યાંનો સમસ્ત સમાજ એનો લાભ લે છે. પણ આપણે ત્યાં આવી જાતની જિજ્ઞાસા જ નથી; અથવા "જિજ્ઞાસુ દેખાવા પૂરતા જ લોકો જિજ્ઞાસુ રહે છે."

પણ રંગભૂમિ માટે શિક્ષિત સમાજમાંથી જ કોઇ પ્રયત્ન ન કરે? પેલા બંગાલી તથા તેમનાં પત્ની ગામેગામ ફરી પોતાનાં જ લખેલાં નાટકો ભજવે છે. તો શું ગુજરાતમાંથી આવા લોકો ન મળી આવે, કે જેઓ પોતાની જવાબદારી પૂરેપૂરી રીતે સમજે, નાટકીપણામાં તણાઇ ન જાય, જેમનું જીવન સ્વચ્છ હોય, અને જેમને સમાજ સમક્ષ નાટક શું છે એ દેખાડવાની અંતરની ઇચ્છા હોય? મુંબઇ ધાંધલીયું છે, નાટકી છે, અને નાટકીપણું એ જ ખરા નાટકનું વૈરી છે, એટલે ત્યાંથી એ પ્રયત્નની આશા ન રાખી શકાય. પણ અમદાવાદના શિષ્ટ સમાજમાંથી કોઇ ભેગા થઇ આવો પ્રયત્ન નહિ કરે?

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

નોંધઃ શુક્ર તા. ૨૮–૧–૨૭ ને રોજ રા. બાપુલાલ, રા. જયશંકર તથા બીજા મુખ્ય નટોને અભિનંદન આપવા ગુજરાત સાહિત્ય સભા મળી હતી, ત્યારે કેટલાએક સભ્યો તરફથી ચર્ચામાં એમ જાહેર કરવામાં આવ્યું હતું કે નાટકમાંનાં ગીતો ઘણાં કઠિન છે, અને ડાહ્યાભાઇ ધોળશાના "મન માયાના કરનારા રે જોને જોને તપાસી તારી કાયા" આવાં (!!) સાદાં ગીતો મૂકાવા જોઇતાં હતાં. આ દલીલના ઘણા રદીઆઓ આપાય તેમ હતા. (૧) ગદ્યના કરતાં પદ્યની ભાષા વધારે અઘરી હોય જ, અને સર રમણભાઇના ગદ્યને શોભાવે એવી જ પદ્યની ભાષા પણ હોવી જોઇએ. (૨) ગીતોમાં જે અઘરૂં લાગે છે તે સંગીત તથા તાલ છે ગીતનો તાલ સહેલો હોય (નાટકનાં ગીતોમાં ઘણુંખરું રાગ તો હોતો જ નથી.) ને શબ્દે અઘરૂં હોય તોપણ તે સહેલું લાગે, જ્યારે "રાઇનો પર્વત"માંનાં ગીતો રાગમાં, તાલમાં તથા ભાવમાં, અને આ બધાને અંગે શબ્દમાં પણ સાવ સહેલાં નથી, એથી જેને કશા પણ પ્રયાસ વગર મજા લેવી છે એવાને મજા ન પણ પડે. મૂળ વાત એ છે કે બુદ્ધિના પ્રયાસ પછી પણ ભાવ, રાગ, અને શબ્દો એ બધાની એકતા લાગણી દ્વારા અનુભવવા જેટલી ઘણામાં શક્તિ હોતી નથી. બુદ્ધિ પકવ થયા વગરની લાગણીના ખાલી જમજમવાળી કવિતાઓ શું આ સત્યની સાક્ષી નથી પૂરતું?

# તંદ્રા

પીલુ

અર્ધ નિમીલિત નેત્ર મહીં કંઇ
સ્વપ્ન અનેરાં જાગે રે.

પાસે ધન્ય ઝરો ઝર ઝર થઈ
ગાય રૂપેરી રાગે રે.

રાગ નવેશ રંગ ધરી ને
નયન ને વશ ભાસે રે.–અર્ધ.

સુરાગ અને સુરંગ ભર્યું મન
હાસ થકી ઉલ્લાસે રે.—અર્ધ.

લેખકઃ–જયન્તકુમાર મ. ભટ્ટ

# પ્રકૃતિ–કવિ તરીકે શ્રી નરસિંહરાવ્

અને

# શ્રી ન્હાનાલાલ:

## એક તુલના.

ગૂજરાતમા પ્રકૃતિ કવિ તરીકે શ્રી નરસિંહરાવનુ સ્થાન અદ્વિતીય છે એમ મનાય છે. શ્રી ન્હાનાલાલને, નરસિંહરાવને જે અર્થમા પ્રકૃતિ કવિ કહેવામા આવ્યા છે તે અર્થમા કોઇએ પ્રકૃતિ કવિ તરીકે ઓળખાવ્યાનુ જાણમા નથી પણ ગૂજરાતના આ બન્ને પ્રતિષ્ઠિત કવિઓ વચ્ચે પ્રકૃતિ કવિ તરીકેની તુલનાને પૂરતો અવકાશ છે

જેમ આપણા જીવનનુ પ્રત્યેક અગ થોડે ઘણે અશે ય પશ્ચિમની સારી નરસી અસરથી મુક્ત નથી રહી શક્યુ, તેમ આપણા અર્વાચીન સાહિત્ય ઉપર પણ પશ્ચિમના સાહિત્યની અસર નહિ જેવી નથી થઈ–અને આ અસર વધુ સચોટ રીતે શ્રી નરસિંહરાવના કાવ્યોમા માલમ પડી આવે છે, એનુ કારણ વખતે એમ પણ હશે કે શ્રી નરસિંહરાવને ત્હેમના કૉલેજના અભ્યાસ દરમ્યાન અગ્રેજી ઊર્મિ–ગીતોનો અભ્યાસ કરવાનો હતો. આ ગીતોએ ત્હેમની સર્જક શક્તિને પ્રેરણા આપી હોય વળી પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થની અસર પણ ન્હાનીસુની ન ગણી શકાય આ બધી અસરને પરિણામે તેઓ ઊર્મિ–ગીતો લખવા પ્રેરાયા હોય–અને આ માન્યતા ત્હેમના કાવ્યો ઉપલક દૃષ્ટિથી જોવાથી યે સાચી પડશે આ ઉપરથી એક વસ્તુ ચોક્કસ સ્હમજી શકાય એમ છે કે શ્રી નરસિંહરાવની પ્રેરણાનુ પ્રભવસ્થાન પશ્ચિમના સાહિત્યમા છે–અને આથી ત્હેમના કાવ્યો બરોબર રીતે સ્હમજવા માટે પશ્ચિમના સાહિત્યમા પ્રકૃતિ કાવ્યો કેવી રીતે લખાવા માડ્યા એ વસ્તુ સ્હમજવાની આવશ્યકતા રહે છે

પશ્ચિમના સાહિત્યમા ય પ્રકૃતિ કાવ્યો બહુ જૂના નહિ કહી શકાય ફ્રેન્ચ અને યાન્ત્રિક વિપ્લવ–French and Industrial Revolutionને લીધે આવા કાવ્યો માટે ભોય તૈયાર થઈ આ વિપ્લવોએ યુરોપના સામાજિક જીવનની પરપરા તોડી નાખી. પ્રજાજીવનમાથી ગામડાના જીવનની માદાઈ ધીરે ધીરે દૂર થઇ સ્થળે સ્થળે યાંત્રિક સસ્કૃતિવાળા–કારખાનાઓના ધુમાડા, અને કર્કશ ઘોઘાટથી ભરેલા શહેરો ઉભા થવા લાગ્યા. લોકોના જીવન વધુ કૃત્રિમ બનવા લાગ્યા, અને આને પરિણામે કવિઓની કલ્પના એ ઘોઘાટ ભરેલી માનવ સૃષ્ટિની બહારની સૃષ્ટિમા આશ્રય શોધવા મડી–અને આથી અઢારમી સદીના અતથી યુરોપમા પ્રકૃતિ વિષયક કાવ્યો લખાવાની શરુઆત થઈ બિશપ હિબરની પેલી સુપ્રસિદ્ધ પક્તિઓ "કુદરતે બધુ સુન્દર, અને ફક્ત માનવી અધમ", આ વસ્તુસ્થિતિનો બહુ સારો પડઘો પાડે છે.

"Back to Nature"–"નૈસર્ગિક જીવન તરફ પાછા વળો" એ સૂત્રની પોતાની આજુ બાજુના ગુગળાવી નાખે એવા યાન્ત્રિક ધમાલને પરિણામે ઉત્પન્ન થએલા કૃત્રિમ વાતાવરણથી ત્રાસી, મહાન ફ્રેન્ચ ફિલસુફ રુસોએ પહેલ વહેલી ઘોષણા કરી ત્યાર પછી પ્રકૃતિ વિશે વાતચીત કરવી, લખવુ કે બોલવું એ એક ફેશન થઇ પડી. આમ ઐતિહા

સિક દૃષ્ટિથી જોતાં યૂરોપમાં પ્રકૃતિ કાવ્યો કવિ-માનસ્ સામાજિક જીવનની કૃત્રિમતાને લઇને સમાજથી પરાઙ્‌મુખ થવાથી લખાવા લાગ્યાં. જ્યાં જ્યાં સામાજિક જીવન પોતાનું સમતોલપણું ગુમાવી બેસે છે ત્યાં ત્યાં ફિલ્સુફો અને કવિઓનાં માનસ્ સ્વાભાવિક રીતે જ સામાજિક જીવનથી કંટાળી કુદરત તરફ વળે છે એ દશ્ય ઇતિહાસના અભ્યાસીએ માટે બહુ સારૂં છે. મહાન ગ્રીક તત્ત્વવેત્તા પ્લેટો આ વસ્તુસ્થિતિનો ઉલ્લેખ કરતાં યથાર્થ રીતે કહે છે કેઃ—

"ધૂળ ધુમ્મસ અને વંટાળીઆની પ્રચંડ આંધિમાં ફિલ્સુફ પોતે ક્યાંક આશ્રય શોધી લે છે; અને પોતાની આજુ બાજુની દુનિયાને દુષ્ટતાથી ભરેલી નિહાળી પોતાનાં મનને બીજી જ દિશામાં વાળે છે. પોતાનું જીવન નિષ્પાપ અને અધર્મથી અકલંકિત જોઇ તે સંતોષ અનુભવે છે; અને છેવટે શાન્તિમાં, ભવ્ય મનોરથો અને ઉજ્વળ આશાઓ સાથે તે વિદાય લે છે.'

કવિ અને ફિલ્સુફોની આ જાતની વૃત્તિ માટે અનેક જાતની ટીકાઓ થઇ છે, અને હજુ યે થાય છે. કેટલાક એ વસ્તુસ્થિતિનો બચાવ કરે છે, કેટલાક નિન્દે છે, જ્યારે કેટલાક એને અનિવાર્ય લેખે છે. ગમે તેમ હો-પણ એક વાત તો ચોક્કસ છે કે અઢારમી સદીના અન્ત પછી યૂરોપમાં કવિ-માનસ્ પ્રકૃતિ તરફ ખૂબ આકર્ષાયું. એ વસ્તુસ્થિતિમાં સ્વાભાવિકપણું તો છે જ—અને તેથી યૂરોપના કવિઓનાં કાવ્યોમાં સાચું કવિત્વ અનેક સ્થળે ઝળહળતું આપણે જોઇ શકીએ છીએ.

એ કાવ્યોના અભ્યાસથી અને હેમાં રહેલી નવીનતાથી આકર્ષાઇ આપણાં સાહિત્યમાં શ્રી નરસિંહરાવે એ કાવ્યોની પ્રતિછાયા રૂપ કાવ્યો ઉતારવા પ્રયત્નો કર્યા. આથી શ્રી નરસિંહરાવનાં કાવ્યોમાં અનુકરણમાં જે પ્રતિભાનો અભાવ અને જે શિથિલતા સ્વાભાવિક રીતે આવી જાય તે કેટલેક અંશે આપણે જોઇએ છીએ. યૂરોપમાં પ્રકૃતિનાં કાવ્યો લખાયાં એ તો ત્યાંના જીવનની પરિસ્થિતિને અનુસાર હતાં એ આપણે જોયું. પણ આપણે ત્યાં તેવી પરિસ્થિતિ ન હતી. યાંત્રિક વિપ્લવનાં અનિષ્ટો હજુ આપણા સમાજમાં યૂરોપની જેમ સખત રીતે ઘર કરી બેઠા નથી, કુદરત અને માનવ સૃષ્ટિ વચ્ચે આજે આપણે ત્યાં લેશ માત્ર વિરોધ નથી—બલકે આપણાં જીવન અનેક રીતે કૃત્રિમ થઇ ગયાં હોવા છતાં તે બન્ને વચ્ચે આજે ય પૂરેપૂરી સહાનુભૂતિ છે. આવી વસ્તુસ્થિતિમાં શ્રી નરસિંહરાવનાં કાવ્યમાં કૃત્રિમપણું અનિચ્છાએ ય આપણી રસ-વૃત્તિને ડગલે ને પગલે આઘાત પ્હોંચાડે છે. આથી કોઇ એમ ન સ્હમજે કે પ્રકૃતિ કાવ્યો અનાવશ્યક અને અનિષ્ટ છે. એવું કોઇ પણ ક્ષેત્ર નથી જેમાં કાવ્ય વિહરી ન શકે-તો પછી પ્રકૃતિ જેવી પરમાત્માની ભવ્ય વિભૂતિની જીવન્ત સાક્ષીરૂપ સૃષ્ટિ, તો કાવ્યથી ભરેલી જ હોય ને? પણ મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચે વિરોધ નથી, મનુષ્ય પણ પ્રકૃતિનું એક અંગ છે, એ વસ્તુ શ્રી નરસિંહરાવનાં કાવ્યોમાંથી પ્રતીત નથી થતી—બલકે હેમને પ્રકૃતિનાં ચેતન અંગ-મનુષ્યનાં કરતાં જડ અંગમાં વધુ રસ પડતો લાગે છે. અને તેથી કુદરતમાંથી તેઓ આનંદ મેળવવા પ્રયત્ન કરે છે, અને તે આનંદ પણ એવો કે જેમાં જન સાધારણ તો હેમનો સહભાગી ન જ થઇ શકે. સામાન્ય જનમાં પ્રકૃતિમાંથી આહ્લાદ અને ઉલ્લાસ મેળવવાની શક્તિ હોય છે એમ એમની કલ્પના શક્તિને સ્વીકારતાં અડચણ પડતી હોય એમ લાગે છે—કારણ કે પ્રકૃતિમાં રહેલાં સંગીત કે સૌન્દર્યનો કેવળ કવિ જનો જ ઉપભોગ કરી શકે એવી કંઇક તેમની માન્યતા હોય એમ લાગે છે. એક જગ્યાએ તેઓ કહે છે કેઃ—

વિશ્વનાં ઊંડાણમાં,
ગાજતું સંગીત જે,
કવિજનો છાના સુણે
જગ જન સુણે શી રીત્ય એ ?

હા એક વસ્તુ ખરી હશે કે કવિની રસવૃત્તિ વધારે વિકસેલી હોઇ તે કુદરતમાં રહેલાં સૌન્દર્યનો વધુ સારો આસ્વાદ કરી શકે પણ સામાન્ય જનો તેનો આનંદ ન લઇ શકે એ માન્યતામાં માનવ સમાજ પ્રત્યે સહાનુભૂતિનો અભાવ અને કુદરત માનવ આત્મા કરતાં વધુ ઉંચી છે એવો ધ્વનિ જ માલમ પડી આવે છે. ખરી વાત તો એ છે કે દરેક આત્મામાં–પછી તે સંસ્કારી હો કે પ્રાકૃત હો–કુદરતમાં રહેલાં સૌન્દર્યને અને તે સૌન્દર્ય પાછળ રહેલાં ભવ્ય સત્યને થોડે ઘણે અંશેય જોવાની શક્તિ હોય છે. અને જો એમ ન હોત તો પ્રજાજીવનમાં અત્યંત મહત્ત્વનો ભાગ ભજવતાં લોકગીતો કદિ લખાયાં જ ન હોત. આપણાં ગુજરાતી લોકગીતોની દષ્ટાસ્ત્રીઓ શ્રી નરસિંહરાવના અર્થમાં કવિ ન હતી, વૃંદાવનની કુંજ કુંજમાં સંગીતનું શ્રવણ કરનારી ગોપીઓ કવિ ન હતી. અને એમ છતાં તે બધાં પ્રકૃતિ સાથે સમભાવ સાધી શકયાં હતાં ! ટુંકમાં શ્રી નરસિંહરાવની પ્રકૃતિપૂજા પાછળ રહેલાં માનસને તપાસવાથી ચોક્કસ દેખાઇ આવે છે કે ત્હેમનો આત્મા માનવ સમૂહ સાથે સંવાદ ( Harmony ) માં નથી રહી શકતો, અને તેથી તેઓ કુદરત તરફ આકર્ષાય છે. ત્હેમનાં અનેક કાવ્યમાંથી શ્રી નરસિંહરાવનાં આ માનસનું દર્શન થઇ શકે એમ છે. જુઓ ત્હેમનું " ફૂલની સાથે રમત " કાવ્ય ( કુસુમમાળા આવૃત્તિ છઠ્ઠી પૃ. ૩૩ )

તમમાંનું હું પણ રે કુસુમ એક કોમળિયુ,
રહી મનુજ સમુહે રે વદન કરમાઈ ગયું,
ન્હાશી ત્યાં થકી આજે રે આવ્યો તમ પાસ હું તો

આ ઉપરથી સ્હમજી શકાય એમ છે કે ત્હેમની પ્રકૃતિપૂજા અને યુરોપના કવિઓની પ્રકૃતિપૂજા વચ્ચે મહત્ત્વનો ભેદ છે. યુરોપમાં પ્રકૃતિપૂજા એ સામાજિક પરિસ્થિતિનું પરિણામ છે જ્યારે શ્રી નરસિંહરાવની પ્રકૃતિપૂજાના મૂળમાં નિરાશાવાદ (Pessimism) છે. આ અભાવાત્મક (Negative) ભાવમાંથી સાચું કાવ્ય સંભવી શકે ખરૂં ? અને જો એમ હોય તો કાવ્ય કે કળા જીવનના આવિર્ભાવરૂપ છે એ વ્યાપ્તિને બહુ અવકાશ રહેતો નથી. આથી શ્રી નરસિંહરાવે જ્યાં જ્યાં માનવ જીવનને અવગણ્યું છે અને ત્હેને સ્થાને પ્રકૃતિપૂજા સ્વીકારી છે ત્યાં ત્યાં ત્હેમનાં કાવ્યો નિષ્પ્રાણ અને કૃત્રિમ જ લાગે છે. આથી કોઇ એમ ન સ્હમજે કે શ્રી નરસિંહરાવ માનવ સમાજના દુશ્મન છે અથવા તો માનવ જીવનની કિમ્મત નથી સ્હમજતા. ત્હેમની સ્મરણ સંહિતા તેમ આપણા સાહિત્યમાં વિરલ એવું ત્હેમનું " ચિત્રવિલોપન " અને બીજાં અનેક સુન્દર કાવ્યો આવી માન્યતાના પ્રતિકાર માટે પૂરતાં છે. અહીં તો ફક્ત શ્રી નરસિંહરાવનાં પ્રકૃતિ પ્રતિનાં વલણને શાસ્ત્રીય દષ્ટિથી અવલોકવાનો જ હેતુ છે.

શ્રી ન્હાનાલાલની કાવ્ય સૃષ્ટિ આથી તદ્દન જુદા જ પ્રકારની છે. ત્હેમનાં કાવ્યોમાં કુદરતને જેવું ત્હેવું સ્થાન નથી મળ્યું. પણ શ્રી નરસિંહરાવની જેમ ત્હેમનો પ્રકૃતિ પ્રતિનો પ્રેમ ત્હેમને માનવ સમાજ પ્રત્યે વિષાદ અને અસંતોષની લાગણીથી જોવા નથી પ્રેરતો.

કુદરતે બધું સુંદર અને માનવીમાં બધું પાપમય એવું હેમને નથી લાગતું. તેમ શ્રી નરસિંહરાવની જેમ માનવસૃષ્ટિમાં પ્રેરણા નહિ મળતાં તે કુદરત તરફ નથી જતા. હેમનાં કાવ્યોમાં કુદરત સાથે કવિના જીવનની એકતા અને તેથી પ્રાપ્ત થતો આનંદ અને ઉલ્લાસ દૃષ્ટિગોચર થાય છે. હેમની દૃષ્ટિ સમન્વય કરનારી Synthetic છે, જ્યારે શ્રી નરસિંહરાવની પૃથક્કરણ કરનારી ( analytic ) છે, વળી શ્રી નરસિંહરાવની જેમ તેઓ પરદેશી કલ્પનાઓનો આશ્રય નથી લેતા; અને જ્યાં જ્યાં હેમણે પરદેશી ભાવોને આપણાં સાહિત્યમાં ઉતારવા પ્રયત્નો કર્યા છે ત્યાં ત્યાં તે ભાવોને આપણા દેશ કાળને અનુકૂળ કરી દીધા છે. શ્રી નરસિંહરાવ હેમની પ્રેરણા ઘણે ખરે અંશે પશ્ચિમનાં સાહિત્યમાંથી લે છે, જ્યારે શ્રી ન્હાનાલાલની પ્રેરણા આપણાં લોક ગીતોમાંથી, પ્રજાજીવનની જીવન્ત અભિલાષાઓમાંથી, અને સ્વતંત્ર રીતે સીધી જીવનમાંથી આવે છે, અને તેથી હેમનાં કાવ્યોનો રસ વધુ ઊંચો અને મન ઉપર સ્થાયી અસર પાડે એવો છે. વળી ઉચ્ચ પ્રતિનાં કાવ્યનાં અનિવાર્ય અંગ રૂપ વ્યંગ્ય શ્રી ન્હાનાલાલને સહજ છે, જ્યારે શ્રી નરસિંહરાવનાં પ્રકૃતિ કાવ્યોમાં હેનું બહુ ઓછું દર્શન થાય છે, અને જ્યાં જ્યાં આપણે તે જોવા પામીએ છીએ ત્યાં તે પ્રયત્ન પૂર્વક સધાયેલું હોઇ ફીકકું અને કૃત્રિમ લાગે છે આ બન્ને કવિઓનાં પ્રકૃતિ કાવ્યો વચ્ચે ખાસ ભેદ એ છે કે કુદરત સાથેનાં તાદાત્મ્યથી શ્રી ન્હાનાલાલનાં એક એક પ્રકૃતિ કાવ્યમાંથી માનવ લાગણીઓ ( Human Passions ) નો સતત ધોધ સ્વાભાવિક રીતે વહે છે, જ્યારે શ્રી નરસિંહરાવનાં કાવ્યોમાં એ લાગણીઓ કાવ્યના આત્મા સાથે જેવી સુસંગત લાગવી જોઇએ હેવી લાગતી નથી; જાણે કૃત્રિમ રીતે કાવ્યમાં એ ભાવો ગોઠવી દેવામાં આવ્યા હોય એમ લાગે છે. આથી એમ પણ ચોકખું દેખાઇ આવે છે કે શ્રી નરસિંહરાવની પ્રેરણાનું પ્રભવસ્થાન હૃદય કરતાં બુદ્ધિ વધારે છે; અને તેથી કાવ્ય લખતાં પહેલાં નિબંધની જેમ એક યોજના તૈયાર કરી તે પ્રમાણે આખું કાવ્ય તેઓ લખી નાખતા હોય એમ લાગે છે. શ્રી ન્હાનાલાલનાં કાવ્યોમાં જે નૈસર્ગિક પ્રવાહ (Spontaneous flow) માલમ પડે છે તે હેમનાં કાવ્યોમાં દેખાતો નથી.

એ ત્રણ ઉદાહરણોથી આ વસ્તુ વધુ સ્પષ્ટ થશે, શ્રી ન્હાનાલાલનું "ફૂલડાં કટોરી" કાવ્ય લઇએ. એ કાવ્યનો શ્રી નરસિંહરાવે ગૂજરાતી વાંચક વર્ગને કરાવેલો રસાસ્વાદ સુપ્રસિદ્ધ છે. એ ન્હાનકડાં કાવ્યમાં કવિએ કેટલી બધી રસ અને અર્થની સમૃદ્ધિ ભરી છે! આત્માની ઊંડી અને સર્વસંગ-સામાન્ય પવિત્ર અભિલાષાને વ્યક્ત કરવાનો કેટલો બધો સફળ પ્રયત્ન! આથી જરા જુદા ભાવવાળું હેમનું "ગિરનારને ચરણે" કાવ્ય જોતાંથી પ્રકૃતિ અને માનવજીવન વચ્ચેનો કવિ-દૃષ્ટિ સમક્ષ રહેલો ગાઢ સમ્બન્ધ પ્રત્યક્ષ થયા વિના રહેશે નહિ; કવિ પૂછે છેઃ

શું સ્થૂલ સૂક્ષ્મ લહરી નથી એક પૂરે!
શું સ્થૂલ નેત્ર નવ ચેતન મંત્ર વાંચે?
શું સૂક્ષ્મની ન વસી સુન્દરતા સ્થૂલોમાં?
શું સ્થૂલમાં ન ઉભરાય અદસ્ય સૂક્ષ્મ
અને અશોકનો શિલાલેખ જોતાં
તે, એક-શૈલકણનાં ઉર માંહી જોતાં,
ઇતિહાસવાહી લીધ દર્શન ત્યાં પ્રભુનાં.

અને ત્યાર પછી મહાકવિ કાલિદાસની **સંગીતાય પ્રહતમુરજાઃ સ્નિગ્ધ ગંભીર ઘોષમ્‌।** એ સુપ્રસિદ્ધ પંક્તિનું સ્મરણ કરાવતી

આદ્યન્ત આ જગત જીવનને ભરીને,
ઘેર અઘોર નીર સાગર કાળ કેરો;
તે સિંધુના જલતણી દળ પાંદડીમાં
મોંઘો સખિ ! પરમ બ્રહ્મ પરાગ ઉડે.

એ પંક્તિઓ કેટલા બધા અપૂર્વ કવિત્વથી છલકાય છે ! સાચેજ એ કાવ્યની શરૂઆતમાં કવિ જે અભિલાષા રાખે છે કે " યાત્રા હજો શુભ હવે અમ ઉર્દ્ધ્વગામી " એ કવિ અને કાવ્યરસિક બન્ને માટે સાર્થ થાય છે. કવિના એ " અમ " માં કાવ્ય રસિક પણ ભળે છે અને કવિ સાથે તે પણ અલૌકિક સૃષ્ટિમાં વિહરે છે. પ્રકૃતિ કાવ્યની આથી વિશેષ સફળતા બીજી શી હોઇ શકે ? આ ઉપરાંત ત્હેમનાં અનેક કાવ્યો જે જગતના શ્રેષ્ઠ પ્રકૃતિ કાવ્યોની હારમાં અત્યંત ગૌરવથી શોભી શકે એમ છે ત્હેનો ઉલ્લેખ કરી શકાય એમ છે. પણ સ્થળ સંકોચથી અત્રે એકાદ બે કાવ્યો પ્રતિ માત્ર અંગુલિનિર્દેશ જ કરી સંતોષ માનવો પડે છે. કવિને મન પ્રકૃતિ કેટલી બધી જીવન્ત વસ્તુ છે એ જોવું હોય તો ઉપર દર્શાવ્યો છે તે ઉપરાંત " જો જો પ્રકાશ કેરે પોપચે ઉઘાડી મીટ " આદિ ઊર્મિગીતો જોવાથી તરતજ સ્હમજાશે. અન્તે ત્હેમનાં અનેક સુંદર કાવ્યોમાંથી " શરદ પુનમ " નું ટુંકું અવલોકન કરી આ ઉદાહરણો બંધ કરીશું.

" શરદ પુનમ " આપણાં કાવ્ય સાહિત્યમાંનું એક અણમૂલું રત્ન છે, એટલું જ નહિ પણ પ્રકૃતિ કાવ્ય તરીકે ગૂજરાતી સાહિત્યમાં એ અદ્વિતીય છે. શ્રી નરસિંહરાવનો આખો કાવ્યભંડાર તપાસવાથી યે આવું કાવ્ય ન જ મળી શકે. શ્રી નરસિંહરાવનું " ચંદા " નિઃસંશય અત્યંત મનોરમ કાવ્ય છે પણ " શરદપુનમ "ની ભવ્યતાને તે ભાગ્યે જ સ્પર્શી શકે. " ચંદા"માં રમતીઆળ કલ્પનાથી કાવ્ય વધુ દૂર જઇ શકતું નથી, જ્યારે " શરદપુનમ " ઉન્નત કલ્પનાઓ સાથે જીવનના ઊંડામાં ઊંડા ભાવોથી છલકાય છે. કોઇ એવાં જ અપૂર્વ કાવ્ય રત્નની જોડે તુલના કરવાથી એ કાવ્યની ભવ્યતા બહુ સહેલાઇથી આપણી દૃષ્ટિ સમક્ષ ખડી થશે. આ દૃષ્ટિથી વિખ્યાત આંગ્લ કવિ શેલિના સુપ્રસિદ્ધ કાવ્ય " સ્કાઈલાર્ક " (Sky-lark) જોડે બહુ સરસ રીતે " શરદપુનમ " સરખાવી શકાય એમ છે. સ્કાઇલાર્કમાં રહેલી ગગનસ્પર્શી કલ્પના, ભાષા ઉપરનું પ્રભુત્વ આદિ સર્વ " શરદપુનમ "માં આપણે જોઇ શકશું; પણ એ બધાં અંગોની તુલના કરતાં તો " શરદ પુનમ " અને " સ્કાઇલાર્ક " એવો એક સ્વતંત્ર નિબંધ થવા જાય, એટલે અહીં " સ્કાઇલાર્ક "માં નથી એવી કેટલીક વિશેષતાઓ* અવલોકી બાકીની બધી તુલના વાંચક ઉપર છોડી સંતોષ માનવો પડે છે.

* આ " વિશેષતા " શબ્દનો કોઇ એવો અર્થ ન કરે કે " શરદપુનમ " " સ્કાઇ-લાર્ક " કરતાં ઊંચી પંક્તિનું કાવ્ય છે એમ પ્રતિપાદન કરવાનો લેખકનો આશય છે. બે ઊંચી પંક્તિનાં કાવ્ય હોય છતાં બંનેમાં એક બીજામાં ન હોય એવી વિશેષતા હોવાનો સંભવ છે-કાવ્ય-ક્ષેત્ર એટલું બધું વિશાળ છે-એટલો જ આ કથનનો હેતુ છે. બાકી " સ્કાઇલાર્ક " તો લેખકે પ્રકૃતિ કાવ્ય વિષે ઉપર જે વિચારો દર્શાવ્યા છે તે વિચારો અને તે આદર્શોને મૂર્તિમન્ત કરતું અનુપમ ઉદાહરણ છે.

"શરદપુનમ"ની વિશેષતા એ છે કે "સ્કાઇ-લાર્ક" સ્કાઇલાર્કના વિચારથી વધુ દૂર નથી જતું, જ્યારે "શરદપુનમ" શરદની પૂર્ણિમાના વિચાર ઉપરાંત માનવજીવનની ઊંડામાં ઊંડી અભિલાષા અને અત્યંત મધુર ભાવોથી છલકાય છે. "સ્કાઇલાર્ક" કરતાં 'શરદપુનમ' જીવનની વધુ નિકટ છે-જીવન સાથે ઓતપ્રોત છે. ટુંકમાં "શરદપુનમ"ની વિશેષતા એનો વ્યંગ્યાર્થ છે-અને એ વ્યંગ્યાર્થ પ્રતિ દૃષ્ટિ કરતાં પહેલાં બીજા બે ત્રણ ભેદો અવલોકી લેવા આવશ્યક છે.

"સ્કાઇલાર્ક" અને "શરદપુનમ"માં કવિઓ પોતપોતાના વિચારને અત્યંત કવિત્વમય અંગ અને પ્રાણ આપવા આપણી સમક્ષ કલ્પના અને ઉપમાઓનો અખૂટ ભંડાર ઠાલવે છે-પ્રત્યેક ઉપમા એક સ્વતંત્ર કાવ્યરૂપિ બની રહે છે. પણ જ્યારે "સ્કાઇલાર્ક"ની ઉપમાઓને અરસપરસ ઝાઝો સમ્બન્ધ નથી, ત્યારે "શરદપુનમ"માં ઉપમાઓ કાવ્યના વાચ્યાર્થ અને વ્યંગ્યાર્થના ઉત્તરોત્તર વિકાસમાં એક બીજા જોડે જીવન્ત સમ્બન્ધથી સંકળાએલી છે. વળી "સ્કાઇલાર્ક"માં કવિ એક જ ભાવને અનેક રીતે વ્યક્ત કરવા પ્રયત્ન કરે છે જ્યારે "શરદપુનમ"માં આખાં કાવ્યમાંથી એક ભાવ સળંગ રીતે વ્યક્ત થાય છે. આ ભેદ એટલો બધો સૂક્ષ્મ છે, કે ભાષાદ્વારા વ્યક્ત કરતાં ય મુશ્કેલી પડે છે-એમ છતાં એ ભેદ અત્યંત મહત્ત્વનો છે, અને બન્ને કાવ્યો સાથે રાખી વાંચ્યા વિના ભાગ્યે જ સમજી શકાય.[1]

"શરદપુનમ" કાવ્યમાં કવિ શરદની પૂર્ણિમા આભને આરે ઉગતી જુવે છે અને પૂર્ણિમાનાં અલ્હાદજનક દશ્યથી કવિ કાવ્યની ભવ્ય સૃષ્ટિમાં વિહરવા માંડે છે. પછી તો કવિની કલ્પનાને નથી રહેતાં સીમાનાં બંધન કે નથી રહેતાં ભાવનાં વૈવિધ્યની ઊણપ. એક પછી એક અનેક ઉપમાઓદ્વારા કવિ એ પૂર્ણિમાનું વર્ણન કરતાં એક અનુપમ શબ્દ-ચિત્ર ખડું કરે છે, અને એ શબ્દ ચિત્રની પાછળ એક કુશલ કળાકારની જેમ માનવ હૃદયની એક અવર્ણનીય લાગણીને સુન્દર વ્યંગ્યાર્થદ્વારા અપૂર્વ રીતે વ્યક્ત કરે છે. પૂર્ણિમા કેવી રીતે ઉગતી હતી એ વર્ણન કરતાં કવિ કહે છે.

---

કુદરતમાં મુગ્ધ થવા છતાં ય કવિ માનવજીવનમાં રહેલી કરુણતાને નથી ભૂલતો, અને અત્યંત સહૃદય રીતે નિઃશ્વાસ નાખતાં નાખતાં માનવ જીવનનું એક કરુણ પણ ભવ્ય સત્ય ઉચ્ચારે છે કે

We look before and after;
And pine for what is not;
Our sincerest langhter,
With some pain is frought.
Our sweetest songs are those that toll of saddest thought.

ટુંકમાં "શરદપુનમ"ની જે વિશેષતાઓ બતાવવામાં આવી છે તે "શરદપુનમ" "સ્કાઇલાર્ક"થી ચઢતી પંક્તિનું છે એમ બતાવવા માટે નહિ, પણ "શરદપુનમ"માં રહેલી અપૂર્વતા યથાર્થ રીતે સમજાવવા માટે. "શરદપુનમ"માં ન હોય એવી વિશેષતા "સ્કાઇલાર્ક"માં હોવાનો સંભવ છે, પણ અત્રે વિષય લેઈ ત્હેનો સમ્બન્ધ ન હોઈ ત્હેનો ઉલ્લેખ અનાવશ્યક છે.

૧. અતિ વિચિત્ર પણ યથાર્થ રીતે આ ભેદ Haman body અને Protozoa વચ્ચેનો ભેદ સમજવાથી તરત લક્ષમાં આવશે.

લજ્જા નમેલું નિજ મન્દ પોપચું,
કો મુગ્ધ બાલા શરમાતી અંતરે;
ને શોભી રહે નિર્મલ નેનની લીલા,
એવી ઉગી ચન્દ્રકલા ધીરે ધીરે.

આ પંક્તિઓમાં રહેલી અપૂર્વ મધુરતા, એથી દૃષ્ટિ સમક્ષ ખડું થતું અનુપમ ચિત્ર આદિ સમજાવતાં તો લેખિની હાર પામે છે. પણ શ્રી ન્હાનાલાલમાં વ્યંગ્યાર્થ મૂકવાની જે અજબ શક્તિ છે તેની ઝાંખી અવશ્ય કરાવી શકાય એમ છે. કોઇ મુગ્ધ બાલાનાં નિર્મલ નેન જેમ ધીમેશથી ઉઘડે છે તેમ પૂર્ણિમા આકાશમાં ઉગે છે મુગ્ધ અને શરમાળ યુવક યુવતીઓનાં હૃદયમાં પણ પ્રેમનો-પવિત્ર દામ્પત્ય પ્રેમનો સંચાર એવી જ રીતે થાય છે એવો એ પંક્તિઓ પાછળ મધુર ધ્વનિ રહેલો છે, અને આપણે આગળ જોઇશું તેમ ક્રમે ક્રમે જેમ પૂર્ણિમા ઉંચી મ્હડતી જાય છે તેમ આ વ્યંગ્ય પણ વિશેષ સ્પષ્ટ થાય છે. આગળ આવતાં કવિ કહે છે:

અન્તરે ઉઘડ્યાં, સિન્ધુ સળક્યો, જાગી ચેતના,
અને ગુંજી રહી મીઠી ગોષ્ઠિની મન્દ મૂર્છના.

અહીં વાચ્યાર્થ સ્પષ્ટ છે અને તેટલો જ સ્પષ્ટ વ્યંગ્યાર્થ પણ છે. મુગ્ધ હૈયાં ધીમે ધીમે ઉઘડે છે, પ્રેમનો સિન્ધુ સળકે છે, ચેતના જાગે છે, અને પછી મધુર ગોષ્ઠિ ગુંજી રહે છે. દામ્પત્ય પ્રેમના પ્રથમ ઉદય વખતે કુમાર કુમારિઓ કે પતિપત્નીની આજ મુગ્ધાવસ્થા હોય છે ને? અને પછી

ઝીલી પ્રિયા નયનનાં શરને વીંધાઇ,
પોઢ્યો હતાશ પ્રિય મૂર્છિત રૂપદંશે;
તે વ્હાલી સ્પર્શથી સચેતન થાય તેમ,
જાગ્યો નૃલોક નવચેતન ચન્દ્રી સ્પર્શે.

લગ્ન પછીના પ્રથમ સમાગમ વખતે યુવાન હૃદયોની મૂર્છિત દશાનું આથી વધુ સુંદર વર્ણન કયું હોઇ શકે? અને

'મારાં મ્હેરામણે ક્યહાંક વાદળી કોક વર્ષશે,
અને કો છીપમાં આજે મેઘનાં મોતીડાં થશે.'

આ સુન્દર પંક્તિઓનો અર્થ કરવો રહે છે ખરો? દમ્પતિના ઉર મ્હેરામણમાં એ ભાવભીની વાદળી વર્ષ્યા પછી પ્રેમનું મોતી જે નીપજે ને? અને પ્રણુનામાં પગલાં માંડ્યા પછી

વદન પુનમ ચંદ શું વિકાસે,
જલધરનું ધરી ઓઢણું વિલાસે;
પરિમલ પ્રગટાવતી ઉમંગે,
શરદ સુહાય રસિલિ અંગ અંગે.

સૌભાગ્યવન્તીનાં અવર્ણનીય લાવણ્યને આથી વધુ કલામય રીતે ચીતરી શકાય ખરું? અને એ સૌભાગ્યવન્તીનું ગૌરવ-પ્રભાવઃ

હૈયાના મ્હેલમાં જેવી કવિતા ચમકી રહે,
એવી ગેબી પ્રભાવન્તી ચન્દ્રની ચન્દ્રિ વહે

આ પંક્તિઓ મનમાંથી કદિ પણ ખસે એવી છે ખરી ? અને પછી—અત્યાર સુધી કવિએ જે ભાવ ધ્વનિત રાખ્યો હતો તે સ્પષ્ટ કરતાં કવિ કહે છે કે

મદે ભરેલી ઝીણી ટીલડી કરી,
સોહાગી દેહે રસપામરી ધરી;
શોભે ઉભી સુન્દરી જેમ મ્હારીએ,
ચન્દ્રી સ્હડે છે નભની અટારીએ.

અને એ દામ્પત્ય પ્રેમના મધ્યાહ્નનું વર્ણન પણ કવિ કેટલું બધું સુન્દર રીતે કરે છે ! જુવો—

કો સ્નેહી કેરા સ્નેહના કુંજ આરે,
અખંડ જ્યોત્સ્ના સ્નેહરાણી પધારે;
ને એકલી એ સ્નેહ કુંજે ઝઝૂમે,
મધ્યાકાશે ત્યમ સુતનુ તે ચન્દ્રી એકાકી ઘૂમે.

અને આ દામ્પત્ય પ્રેમ અન્તે તો દૈવી પ્રેમમાં જ પરિણમવો જોઇએ ને ? કવિનાં સર્વ કાવ્યો, સર્વ નાટકો વગેરેનો આદર્શ, ફિલસુફી અને ધ્યેય એ સર્વ દૈવી પ્રેમ પ્રતિ જ વહે છે એટલે અહીં પણ તેમ જ થવું જોઇએ ને ? તેમ પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં—અને પ્રભુતા એટલે દૈવી પ્રેમ જ ને ? તો પછી આ દામ્પત્ય પ્રેમ અન્તે દૈવી પ્રેમમાં જ રૂપાન્તર પામે; એટલે કવિ કહે છે કે

તપે છે સૃષ્ટિને માથે પુણ્ય જ્યોત મહા પ્રભુ;
તપી ત્હેવી ધરી તે તો પુણ્યની પૂર્ણિમા વિભુ.

આટલા ઉપરથી શ્રી ન્હાનાલાલ અને નરસિંહરાવ વચ્ચે પ્રકૃતિ કવિ તરીકેનો ભેદ સ્પષ્ટ થશે. એકમાં જ્યારે કુદરતમાં રહેલાં સનાતન સત્યોને જોવાની દૃષ્ટિ તે સત્યોને જીવન સાથે સાંકળી અપૂર્વ કવિત્વ પ્રકટાવવાની શક્તિ તથા ભાવ અને કલ્પનાના ભંડાર છે ત્યારે બીજા કવિમાં એ સત્યોને ત્હેના સંકુચિત અને અર્ધ સત્ય સ્વરૂપમાં જોવાની દૃષ્ટિ અને કલ્પનાની શુષ્ક રમત છે. આજે જેમ દલપતરામ કવિ છે કે કેમ એ એક પ્રશ્ન ઉઠ્યો છે તેમ ભવિષ્યમાં આપણું સાહિત્ય જ્યારે ખૂબ ખેડાશે ત્યારે વખતે પ્રશ્ન ઉઠે કે "શ્રી નરસિંહરાવ કવિ કહેવાય ખરા ?" તો ત્હેમાં કંઇ આશ્ચર્ય પામવાપણું હશે નહિ; કારણ કે મ્હારા એક મિત્ર કહે છે તેમ દલપતરામ શબ્દનાં ચોકઠાં વડે કિન્ડરગાર્ટન રમ્યા છે, ત્યારે નરસિંહરાવ વિચાર અને કલ્પનાના—અને તે પણ ઉછીના આણેલાં; અને આથી ત્હેમનાં કાવ્યોમાં એકના એક ભાવનું, એકની એક કલ્પના, ઉપમા અને શબ્દનું પણ અનેક સ્થળે પુનરાવર્તન થતું આપણે જોઈએ છીએ. અને આથી ત્હેમના કાવ્યોમાં વૈવિધ્યની પણ ભારે ઊણપ રહે છે. ટુંકમાં માનવજીવનથી પર રહેનારી પ્રકૃતિનો કંઇ અર્થ નથી. શ્રી નરસિંહરાવે મ્હોટે ભાગે એવી પ્રકૃતિની પૂજા કરી છે. અને ખોટા દેવની પૂજા જેમ અફળ નીવડે છે તેમ કાળ સાબિત કરી આપશે કે શ્રી નરસિંહરાવે કાવ્યદેવીને ચરણે જે અર્ધ્ય ધર્યો છે ત્હેના કરતાં શ્રી ન્હાનાલાલે ધરેલા અર્ધ્ય વધુ સૌરભભર્યો, ભાવભર્યો, ગૌરવભર્યો, ઓજસ્વી અને શાશ્વત છે—પ્રકૃતિ કવિ તરીકે પણ શ્રી ન્હાનાલાલ ગૂજરાતના કવિશિરોમણિ છે.

અભિજિત.



હિંદી છીંટના નમુના ( બૉરડરો-કિનારીઓ ) ૧૭ મી સદી.

# બ્રિટીશ સામ્રાજ્ય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ.

(ગતાંકથી ચાલુ)

લેખકઃ—પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

## પ્રકરણ ૭ મું.

હિંદી સુતરાઉ કાપડનો વ્યાપાર. (ચાલુ)

( સત્તરમી સદીમાં )

ઉત્તર હિંદની કેલીકોના નામો

ઉત્તર હિંદની કેલીકોનું સામાન્ય નામ "ચૌતર"? (ઘણીવાર આ નામને ચાદર નામ સાથે ભેળવી નાંખવામાં આવે છે) હતું; પેટા નામોમાં "દરીયાબાદ" (બારાબંકી જીલ્હાનાં એ નામના ગામ પરથી) અને "ખૈરાબાદ (સીતાપુર જીલ્હાના એ નામના ગામ પરથી) હતાં; 'ગલાલપુર' (ફૈઝાબાદ પરગણાનાં જલાલપુર ગામ પરથી); "અકબરી" અકબર બાદશાહના નામ પરથી પડેલું નામ છે; અને ઘણું કરી તે જલાલપુર નજીકનાં અકબરપુરમાં બનતું. "મેરકુલી" (mercoolees) મુખ્યત્વે કરીને પશ્ચિમ અયોધ્યામાં આવેલા હરદોઈ અને ઉનાઉની ઉત્તરમાં બનાવવામાં આવતાં.

અયોધ્યા બાજુનો આ ઉપરોક્ત માલ લંબાઈ પહોળાઈમાં જરા ટુંકો હતો પણ બફતાને બદલે ચાલતો હોવાથી તે જાતનો જ ગણાતો. બફતા કરતાં તે સસ્તો પડતો પણ દરીયા કિનારે લઈજવાનું ખર્ચ થતાં બધું સરખું જ થઈ રહેતું અને ગુજરાતમાં કિમતમાં ફરક ઘણોજ નજીવો-જુજ હતો.

ઉત્તર હિંદના માલમાં પટણા પરગણામાં બનતું "અંબરતી" પણ પંકાયલું હતું. આ સારી જાતનું કાપડ હતું; પરંતુ પનો ઘણો ટુંકો હોવાથી યૂરોપની બજારોમાં થોડું ખપતું. આ કાપડમાં ઉંચી કોટીના કાપડના "જફરખાની" અને "જહાંગીરી"-આ નામ જફરખાન તથા બાદશાહ જહાંગીરના નામ પરથી પડયા હતા-નામ હતાં.

બંગાલાના સુતરાઉ કાપડનું પ્રાચીન ચીની પ્રવાસીઓનું વર્ણન.

ઇ. સ. ૧૨૧૧ માં હિંદુસ્તાન સંબંધે ચીની પ્રવાસી ચાઉ- જુ- ખા (Chao Gu--kha) એકત્ર કરેલ માહીતીમાં લખે છે કે- "પીંગ-કાલ (બંગાલ) દેશમાં ઉત્તમ બેધારી તલવારો, સુતરાઉ અને છતર કાપડો ઉત્તમ બને છે." બંગાલા સબંધી બીજો ચીની પ્રવાસી મ્હૌન જે ૧૫ મી સદીની શરૂઆતમાં એટલે ફીરંગીઓએ કેપ ઑફ ગુડ હોપને માર્ગે હિંદુસ્તાનની શોધ કરી તે પુવે આશરે ૮૦) વર્ષ પૂર્વે બંગાળાનું વર્ણન કરે છે તેમાં ઘણો સુંદર વૃતાંત મળે છે. (G. R. A. S, 1895-"Mahuan's account of the kingdom of Bengal,-by George Phillips) આ વર્ણન ચીની પુસ્તક-ખીંગ-યૈ-શેન-લૌ (સમુદ્ર કોણ પરનો વૃતાંત) જે મહોને બનાવ્યું તેનું એક પ્રકરણ છે. એ મહૌન બાદશાહ ચંગ-લોની દરબારના ચેંગ-હોના રસાલામાં દુભાષ્યો હતો. તે બંગાલનું વર્ણન કરતાં લખે છે કેઃ—

"બંગાલા અતિ વિસ્તૃત દેશ છે. એની પેદાશ વિવિધ અને ઘણી મ્હોટી છે. વસ્તી પણ ગીચ અને ઘણી છે. વસ્તીનો મ્હોટો ભાગ મુસલમાન ધર્મ પાળે છે. ત્યાં પરદેશો સાથે વ્યાપાર કરવા માટે મ્હોટા મ્હોટા કિમતી વહાણો બંધાય છે. વસ્તીનો ઘણો ભાગ વ્યાપારમાં પડેલો છે, ઘણો ભાગ ખેતીમાં પડયો છે, અને બીજાઓ કળા, હુન્નર ઉદ્યોગમાં ગુંથાયલા છે. આ દેશમાં વર્ષમાં બે વખત ચોખાનો પાક થાય છે; તેમાં ઉંચી જાતના ચોખા લાંબા થાય છે. આ ઉપરાંત જુદીજુદી જાતનું અનાજ, સણ, સર્વ જાતની દાળો, રાઇ, સુંઠ, કાંદા, સર્વ પ્રકારની શાકભાજી પુરકળ થાય છે. આ શિવાય ઘણા પ્રકારના ફળો પણ નીપજે છે. જુદી જુદી જાતની સાકરો અને સુકાવેલા વિવિધ જાતના મેવાઓ પણ મ્હોટા જથ્થામાં મળે છે. ચાર જાતના દારૂ--નળીયેરમાંથી, ચોખામાંથી, તાડી, અને કડજંગમાંથી બનાવવામાં આવે છે. મેમાનોને ચાને બદલે પાનસોપારી આપવામા આવે છે. શહેરો દુકાનોથી ભરેલાં છે. પાંચ છ જાતનું સારૂં ઉંચું સુતરાઉ કાપડ (મલમલ) બનાવવામાં આવે છે. એમાંના એકનું નામ 'પીસી' (picih)-જે ચીનાઈ પી--પુ

જેવું છે,—છે. આ કાપડ ઘણુંજ સુંવાળા પોતનું છે; ૩ ફીટ પહોળું અને ૫૬) થી ૫૭) ફીટ લંબાઈનું બને છે. આ કાપડ બીટ્રો કે બટ્રોલાને નામે જણાયલી મઝલીન હોવી જોઇએ. ઘણીજ ખીચો ખીચ મજબુત વણેલી, ઝુંડીયા-પીલા રંગનું કાપડ મન-ચે-ટી ( man-che--ti ) ચાર ફુટ અથવા વધારે પહોળું અને ૫૦) ફુટ લાંબુ છે. ત્રીજી જાતના કાપડનું નામ શા-ના-કી ( cha-na-kie ) છે. તે ચીનાઈ લો-પુ ( Lo-pu ) જેવું છે. તે પાંચ ફુટ પહોળું અને ૨૦) ફુટ લાંબુ હોય છે. ચોથી જાતનું કાપડ હીં-પૈ-ટુંગ-ટા-લી ( Hin-Pei-tung-ta-li ) ૩ ફીટ પહોળું અને ૬૦) ફીટ લાંબું બને છે, તે દેખાવમાં અતિ બારીક તથા પારદર્શક હોય છે અને તેનું વણાટ જાણું પદ્ધતિસર બરાબર હોય છે તે પાઘડીઓ માટે ખાસ વપરાય છે. પાંચમી જાતનું કાપડ શા-ત-ઉર ( sha-ta-ura ) (ઘણું કરી ચૌ-તાર હોય ?) એ ઘણું મૃદુ ઉંચું કાપડ છે તે એના ચાર તારોવાળી વણાટ પરથી આ નામ પામ્યું છે. તે શા અઢી ફીટ પહોળું અને ૪૦) ફીટ કે વધુ લાંબું હોય છે અને ચીનાઇ સાં-સો ( San-so ) ને મળતું છે. ૬ ઠ્ઠી જાતનું કાપડ મો-હે-મો-પેહ ( Mo-hei-mo-peh ) ૪ ફીટ પહોળું, ૨૦ ફીટ કે વધારે લાંબું, તેને બેઉ તરફ છેડા હોય છે જે ચાર કે પાંચ દસાંશ પહોળા હોય છે અને તે ચીનાઇ તૌ-લૌ-કૈન ( Tow-lo-kein ) ને મળતું છે. ( આ નામ ઉચાંમાં ઉંચી મઝલીન જેમાંથી કમર બંધો બનાવવામાં આવે છે તેને માટેનું હશે; અને તે મલમલ-શાહી જે અપભ્રંશ નામ મરમર શાહીને નામે ઓળખાતી તે હોવા સંભવ છે. ).

રેશમના કીડા અને સેતુરના ઝાડો ઘણા છે. રેશમી રૂમાલો, ટોપીઓ, સોનેરી રંગીન ભરતકામવાળા કાપડો, રંગીન બનાવટોના માલો, પ્યાલાઓ, ગેં-ડીઓ, ( પીકદાનીઓ ), પોલાદની બંદુકો, તલવારો, ખંજરો, ચાકુઓ, કાતરો એ સર્વ ઉત્તમ પ્રકારના અહીં બને છે. હરણના ચામડા જેવા ચળકતા ચીવટ સફેત સફાઇદાર કાગળો એક જાતના ઝાડની છાલમાંથી બનાવવામાં આવે છે. આ શિવાય મોતીઓ તથા ઇતર જવ્હેરાતો ચીનમાં ભેટ તરીકે મોકલવામાં આવ્યા હતા. "

આ ચીની મુસાફરનાં બંગાલનાં રસાત્મક વર્ણનમાં આપણે વધુ ઉતરી ગયા. બંગાલાના સુતરાઉ કાપડની ખ્યાતિ જગપ્રસિદ્ધ હતી. તેનું વર્ણન ગત પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ તેથી વધુ અહીં આપતો નથી. હવે સત્ત-રમી સદીની ત્યાંના વ્યાપારની સ્થિતિ આપણે જોશું—

**બંગાલનું સુતરાઉ કાપડ**

સત્તરમી સદીમાં અરાજકતા ( ઔરંગઝેબ અને શહાસુજા વચ્ચેની લડાઇ ) તેમજ ચાંચીયાઓ અને ડેન્માર્ક સાથે ચાલતી લડાઇથી બંગાલાનો વ્યાપાર લગભગ પડી ભાંગ્યો હતો. અને તેથી એસિઆની બજારોમાં બંગાલી કાપડનું નામ જવલ્લેજ સંભળાતું. ઇ. સ. ૧૬૬૦ની લગભગ ડચ અને અંગ્રેજોએ થોડો બંગાળી માલ યૂરોપ ચઢાવ્યો અને તેની મુખ્ય જાતોમાં "સોળા ગઝી" ( ૧૬ ગજની ), સાદી 'ઝીંધમ'; હમામ અને

સેની હતાં. આ જાતો પ્રમાણમાં ઉંચી ગણાતી અને તેની સારી કિંમત ઉપજતી. હલકી પંક્તીનો માલ પણ બંગાલમાં બનતો; પરંતુ ડચ લોકો હલકી કેલીકો બીજા પ્રદેશોમાંથી લેતા અને માત્ર બંગાલમાંથી ઉંચી ખાસ જાતનો માલજ લેતા-આનો વેપાર થોડો થતો અને જાવાની પૂર્વ તરફના દેશોને તે મોંઘો પડતો. પરંતુ આગ્રા અને ખુશ્કી માર્ગે છેક ઉત્તર ઇરાન સુધી આ કાપડ ઘણું જતું—પણ તેનો લેખી પુરાવો મોજુદ નથી.

દક્ષિણ હિંદનું સુતરાઉ કાપડ

દક્ષિણના (ખાસ કોરોમાંડલ કોસ્ટ—મછલીપટ્ટમનો પ્રદેશ વગેરે) મ્હોટા ભાગમાં "મઝલીન"—મલમલ બનતું. કારણકે અહીંનું રૂ "બની" જાતનું ઉંચી જાતનું હતું. સુરત અને મછલીપટ્ટમ આ માલ ચઢતો અને બન્ને બંદરોમાં તેનાં નામ જુદાં જુદાં હતાં. ઉપરાંત આ માલ ખુશ્કી માર્ગે લાહોર થઈને ઇરાન જતો; પરંતુ હિંદની પશ્ચિમના દેશો, બસરા, મક્કા વગેરે સ્થળે દરીયા રસ્તે જતો. આના વિષે માહિતી બહુજ થોડી મળે છે. પશ્ચિમ હિંદમાં તેનું સામાન્ય નામ "સીરીબાફ" (serebaff) હતું; જોકે, બધી મઝલીનોની જાતમાં ઘણો ફરક માલમ પડતો.

પુર્વ કિનારા તરફ દક્ષિણ તરફની બધી મઝલીનોનું વ્યાપારી નામ પોર્ટુગીઝ શબ્દ "બેટીલા" (Beatilha) એટલે બુરખા પરથી 'બેટીલી' (Betilles) પડયું હતું. આ માલ દરીયા રસ્તે ગોંબ્રીન સીધો જતો, પરંતુ જાવા અને તેની પેલી તરફ પણ પુષ્કળ જથ્થામાં જતો અને સત્તરમી સદીની આખરમાં યુરોપમાં પણ તેની ખપત ખૂબ વધી હતી. આ મઝલીનના તાકા લંબાઇ પહોળાઈમાં જુદાં જુદાં માપના હતાં અને સરવાળે સસ્તાં કેલીકોની કોટિના હતા. આ મોજશોખની વસ્તુ ન હતી પણ ગરમ દેશમાં પહેરવેશની આવશ્યક વસ્તુ હતી. મલ્લાકાના ટાપુઓમાં તેની ઘણી ખપત હોવાથી તે પરથી તેનું નામ 'ટરનેટ' (ternate) પણ પડયું હશે એમ દેખાય છે; અને તેના પરથી સોનેરી કિનારીને લઇ તેની અસાધારણ કિંમત ઉપજતી. રૂપેરી કિનારીવાળી પણ 'ટરનેટ' બનતી. બેટીલી મઝલીનનું સામાન્ય નામ અંગ્રેજીમાં "ઑરીંગોલ" (oringall) અને ડચ ભાષામાં "ઑરીનેલ" (orinael) હતું; અને નિઝામ હૈદરાબાદના વરંગલ પરગણા પરથી આ નામ પડયું હતું.

બંગાલી મઝલીનના પરદેશી નામો

પરદેશી બઝારોમાં બંગાલી મઝલીનોનાં વ્યાપારી નામો 'ફ્રેંટા, મલમલ' અને 'કસા' હતાં. 'ફ્રેંટા' એટલે પાઘડીની મઝલીનની કિંમત બેટીલા જેટલી જ હતી અને તે સૌથી હલકી જાતની ગણાતી. 'કસા' અને 'મલમલ' વચ્ચે કાંઇ ચોક્કસ ફરક માલમ પડતો નથી; પણ કિમત્ત પરથી તે બેટીલા કરતાં ઉંચી જાતનાં હશે એમ જણાય છે. આમાં ઉંચી હલકી એવી અનેક જાતો હતી. 'ફ્રેંટા'

ને લગતી વિગતવાર માહિતી મળતી નથી; અને જે માહિતી મળે છે તે માત્ર ઢાકા અને માલ્ડાની 'મલમલો' તથા 'કસા'ની માહિતી મળે છે.

કેલીકો તેમજ મઝલીનો બંગાલી માલ બનતાં તથા ઉત્તર હિંદમાં સવ સ્થળે વેચાતી અને લાહોર રસ્તે ઉત્તર ઈરાન નીકાંશ થતી તથા દરિયા માર્ગે મછલીપટ્ટમથી ગોંબ્રીન જતી.

આ પ્રમાણે આપણે સત્તરમી સદીમાં યૂરોપ અને હિંદ વચ્ચેના દરીયાઈ વેપારનું આછું દિગદર્શન કર્યું. હવે આપણે હિંદની અંદર અંગ્રેજોએ વ્યાપારનાં ક્ષેત્રમાં શું ભાગ ભજવ્યો હતો તે જોઈશું.

ઇસ્ટઈન્ડીયા કંપનીનો ૧૭ મી સદીમાં વ્યઃપાર.

સત્તરમીસદીમાં ઈસ્ટઈન્ડીયા કંપનીનો મુખ્ય વ્યાપાર અંગ્રેજી અને યૂરોપની બજારોને કાપડ પુરૂં પાડવાનો હતો. વ્યાપારની આ શાખામાં ખૂબ પ્રગતિ થઈ હતી, અને કોરોમાંડલા-અને બંગાળા અખાત ની બાજુ કાપડની ખરીદી મ્હોટા પ્રમાણમાં કરવામાં આવતી હતી. સુતરાઉ કાપડ માટે અપાયલી વરદીઓ (orders)ના આંકડાઓ વગેરે સંપૂર્ણ વર્ણન આપણને સુરત, ફ્રોર્ટસેન્ટ જ્યોર્જ અને હુગલીના ત્રણ મુખ્ય વ્યાપારી મથકોમાંની પત્રવ્યવહારની બુકો નં. ૨ થી ૯ માં મળે છે; અને તે પરથી હિંદી કેલીકો, છિંટો અને મઝલીનોની ઈંગ્લાંડ અને યૂરોપ માટે થતી મ્હોટી ખરીદી તથા મ્હોટી નિકાશ વિષે આપણી અપૂર્ણ માહિતીને સંગીન પુરાવો મળે છે.

ઉપરોક્ત બુકોના આંકડાઓ પરથી માલમ પડે છે કે ઇ. સ. ૧૬૫૮ થી ૧૬૬૪ સુધીમાં સાત વર્ષોમાં ઉપર કહેલા દરેક સ્થળેથી વિવિધ જાતના કાપડોનો માલ નીચે જણાવ્યા મુજબનો પ્રતિવર્ષે સરેરાસ ખરીદાતો હતો:

| | | |
|---|---|---|
| સુરત. | ૮૪,૫૦૦ | તાકા. |
| ફ્રોર્ટ સેન્ટ જ્યોર્જ. | ૯૮,૦૦૦ | |
| હુગલી. | ૧૫,૦૦૦ | |
| | ૧૯૭,૫૦૦. | |

બીજા શબ્દોમાં કહીએ તો આ સાત વર્ષ દરમ્યાન દરેક વર્ષે આખા હિંદુસ્થાનમાંથી ૧૯૭,૫૦૦) તાકા સરેરાસ ખરીદ કરવામાં આવતા હતા.

અંગ્રેજો અને ડચ વચ્ચેની લડાઇને લીધે થોડો વખત આ કાપડના વ્યાપારમાં મંદી આવી પણ લડાઈ બંધ થવા પછી આ કાપડનો વ્યાપાર ધમધોકાર ચાલવા લાગ્યો. ઈ. સ. ૧૬૬૯ થી ૧૬૭૨ સુધીમાં સુરતમાં પ્રથમ વર્ણવેલા સાત વર્ષ દરમ્યાનના પ્રતિવર્ષે ૮૪,૫૦૦ કાપડના તાકાઓની ખરીદીની સરેરાસને બદલે ઉપલા ચાર વર્ષો દરમ્યાન પ્રતિવર્ષે સરેરાસ ૨૪૭,૦૦૦, વિધવિધ જાતના કાપડના તાકાઓ ખરીદાયા હતા એટલે કે ત્રણ ગણો માલ જવા લાગ્યો.

ઈ. સ. ૧૬૭૨ માં વણકરો, રંગારા ઇત્યાદિ કારીગરો અને જુદી જુદી ભાતોવાળો અંગ્રેજી માલ, હિંદી કારીગરોને અંગ્રેજી અને યૂરોપની બજારો માટેની માંગની સમજ પાડવા માટે, કંપનીએ હિંદ મોકલ્યો. આથી હિંદી કાપડના વેચાણને ઘણુંજ ઉત્તેજન મળ્યું. વરસ્ટેડ (warsted) (પિંજેલી ઉનના સારી પેઠે વળ ચઢાવેલા તારોવાળું) ઉનના ગરમ કાપડો, સે (say) સાટીનો, પરપેટ્યુઆનો—(Perpetuanes) અને બીજી જાતોના કાપડો—જે સ્ત્રીપુરૂષોના પહેરવેશો માટે તથા ઘરના શ્રૃંગારો—પડદા ગાદલાં વિગેરે માટે વપરાતા હતા તેને બદલે હવે બંગાલી કાપડો, રંગેલી, ચિત્રેલી, તથા છાપેલી વિધવિધ કેલીકો છિંટો વગેરે હિંદી કાપડો સંપુર્ણ રીતે વપરાવા લાગ્યા. ઈંગ્લાંડમાં જરમન લીનનો, સીલેસીયા - કેમ્બ્રીકો અને લોનો જે ગરમ અંગ્રેજી કાપડના બદલામાં પુર્વે આયાત થતું હતું; તેને હિંદી કાપડે હાંકી કાઢયા; અને ઇંગ્લાંડના બધા દરજ્જાના લોકો હવે હિંદી કાપડ જ પહેરવા તથા વાપરવા લાગ્યા.

હવે અગાઉ કદી પણ ન થયેલી એવી હિંદી માલની આયાત ઈગ્લાંડમાં થવા લાગી, અને ઇ. સ. ૧૬૭૩ થી ૧૬૭૮ સુધી છ વર્ષ દરમ્યાન હિંદના સર્વ ભાગમાંથી આવતા કાપડોનો આંકડો એકદમ વધીને દર વર્ષે, ૬૫૦,૦૦૦ તાકા ઈંગ્લાંડ જવા લાગ્યા. પરંતુ ઇ. સ. ૧૬૮૦ થી ૧૬૮૩ ના વર્ષોમાં થયેલી ૨૦ લાખ તાકાની હિંદી માલની ઈંગ્લાંડમાં વાર્ષીક આયાત પાસે ઉપરનો આંકડો તદ્દન ન્હાનો લાગશે. આ સમય દરમ્યાન સુરતની ઈંગ્લીશ ફેક્ટરી (ઈસ્ટઇન્ડીયા કંપનીની) ને જે મુખ્યસ્થાનો આ કાપડ પુરૂં પાડતા હતા તે મુખ્ય શહેરોના નામો નીચે પ્રમાણે છે:-નવસારી, ભરૂચ, વડોદરા, નડીઆદ, દભોઈ, ધોળકા, દોરૂગામ, અમદાવાદ, આગ્રા, ડુંગરપુર, બરહાનપુર, સેરંગ અને ખંભાત. (સુરત પત્રવ્યવહારની બુક નં. ૫ પાના ૨૧-૨૫) અને અંગ્રેજી ખરીદીનાં ત્રણ મુખ્ય મથકોમાં સુરત પહેલે નંબરે હતું તે સૌથી વધારે માલ મોકલતું.

મરાઠાઓના મોગલો સાથે ચાલતા વિગ્રહથી મરાઠા સૈન્યોના સુરત ગુજરાત કોંકણ મલબાર વગેરે સ્થળોએ થતા હલ્લાઓથી આ વ્યાપારમાં અંતરાય આવ્યો અને અંગ્રેજો—યુરોપીયન વ્યાપાર બંગાલ તથા કારોમાંડલ કોષ્ટ તરફ વધારે કરવા લાગ્યા. એટલામાં ઈસ્ટઇન્ડીયા કંપનીની મોગલ શહેનશાહત સાથે તકરાર થઈ વિગ્રહ થયો તેથી પણ કાપડના વ્યાપારને અવરોધ થયો પણ તે વિગ્રહ બંધ થતાં પુનઃ કાપડનો વ્યાપાર ધમધોકાર ચાલવા લાગ્યો. પુનઃ યૂરોપીયન મહાયુધ્ધ જાગવાથી કંપનીના વ્યાપારમાં મ્હોટો અવરોધ થયો. આ સર્વ અડચણો છતાં ઇ. સ. ૧૬૯૬-૧૬૯૭ ના બે વર્ષમાં હિંદી માલ ૨૫૭૧,૦૦૦ તાકા ઇંગ્લાંડ અયાત થયા. ઈંગ્લાંડમાં હવે હિંદી કાપડ મુખ્ય પહેરવેશ બની રહ્યો હતો.

(ચાલુ)




લે. રા. બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા. બી. એ.

## ભાગ ૧ બાળકો

## પ્રકરણ ૧૯

## સીમાડે

મધુસુદન અને શાંતિ મધુની ઓરડીમાં બેઠા હતા. એવામાં ટપાલી આવ્યો અને બે પરબિડિયાં ફેંકી અસંખ્ય માણસોના શુભઅશુભ સમાચારનો એક વાહક ચાલ્યો ગયો. મધુસુદને બેદરકારીથી કાગળો લીધા. આપણે માણસો ગમે તેટલો પ્રમાદ કરીએ, કુદરત પર સત્તા ચલાવવાની ગમે તેટલી વાતો કરીએ પણ ઘરી પછી શું થવાનું છે એટલુંયે જાણી શકતા નથી એ જ આપણી શક્તિની સીમાઓ બાંધી લેવા બસ છે. મધુસુદને ટપાલ લીધી ત્યારે એને જરાયે ખબર ન્હોતી કે એ ન્હાના સરખા કાગળોમાં એનું ભાવિ બીડાયલું હતું. બે જગતોના સીમાડે ઉભા રહેનારને સીમાઓનું ભાન નથી હોતું એ જ મનુષ્યશક્તિની સરહદ દેખાડી આપે છે. "કોના છે ?" શાંતિએ પુછ્યું.

"એક તો બાપાજીનો લાગે છે." મધુએ એક પરબિડિયા તરફ નજર ફેરી કહ્યું.

"બીજો કોનો છે તે સમજાતું નથી." અને એણે પ્રથમ એ કવર ખોલ્યું. પત્ર વાંચતાં વેંત મધુથી સહર્ષ બોલાઈ ગયું: "શાંતિભાઈ, બકુલનો કાગળ છે."

"હેં !" શાંતિ ઉભો થયો અને મધુસુદન પાસે આવી ઉભો રહ્યો.

પત્રમાં બકુલે પોતાની કથા સવિસ્તર વર્ણવી હતી. સ્વસ્થચિત્તના મધુસુદનમાં અનેક તરેહના ભાવો જન્મતા હતા એમ એના મ્હોં પરથી જણાતું. માણસની તે કેટલીક સ્વસ્થતા હોઇ શકે ? સુખનું જરા અમથું કિરણ–દુઃખનું એક ન્હાનકડું તીર માણસને ઘડીવારમાં ઉંચોનીચો કરી મૂકે છે.

મધુસુદને પત્ર બે ત્રણવાર વાંચી શાંતિને આપ્યો. થોડીક વારે ત્હેણે કહ્યું: "ચાલો, આખરે ઇશ્વર સાનુકૂળ થયો. નહિ તો—"

"હશે, એવું અમંગળ વિચારવાની પણ હવે શી જરૂર છે ?" પત્ર વાંચતાં વાંચતાં શાંતિ બોલ્યો ને પાછો પત્ર વાંચવામાં પડ્યો. મધુસુદન શાંતિના મ્હોં પર પ્રકટતી આનન્દની છટા જોઇ રહ્યો.

"કેમ, ત્હમે બહુ મલકાવ છો ?" શાંતિએ પત્ર પૂરો કર્યો એટલે

"ત્યારે ના મલકાય? આવું સાહસ......પણ કેમ ત્હમને ગર્વ નથી થતા?" શાંતિએ કહ્યું અને મધુની આંખો સામે તાકીને જોઈ રહ્યો. મધુસુદનથી એ સચોટ પ્રશ્ન અને એથી પણ વધારે સચોટ નજર સંખાયાં નહિ. એણે પોતાની નજર આડી ફેરવી દીધી.

"મધુભાઇ" શાંતિએ ધીમેથી કહ્યું. "ત્હમારા મ્હોં પરથી કોઇ શું ધારે તે કહું?"

"શું?" મધુએ આતુરતાથી પુછ્યું.

"કે ત્હમારા ચિત્તમાં અનંગનો વાયરો વાવા માંડ્યો છે. આજનું નહિ; હું તો કે દહાડાનો જોયા કરૂં છું."

"શું કહો છો?"

"ખરી વાત અને ખરેખર મ્હને તો એમ થાય છે કે વિધાતાએ હજુ એકકે અનુગુણ દંપતી નથી યોજ્યું. તે એનો લ્હાવો લેવો હોય તો...

મધુસુદન હસી પડ્યો. એટલામાં અણઉઘાડ્યા કવર તરફ એની નજર ગઈ. "અરરર, બાપાજીનો કાગળ તો રહી જ ગયો." તે બોલ્યો.

"મેં ના કહ્યું? એ અનંગનું જ કામ." શાંતિએ હસીને જવાબ વાળ્યો. પણ મધુસુદન હસ્યો નહિ. પિતાનો કાગળ વાચી એનું બધું હસવું ઉડી ગયું હતું

"કેમ આમ જુઓ છો? શું છે?" શાંતિએ અધીરાઇથી પુછ્યું.

"બાપુજી તરતાતરત બોલાવે છે." મધુએ નિરુત્સાહી અવાજે જવાબ આપ્યો.

"કેમ?"

"કોણ જાણે, લખ્યું નથી."

"તેમાં આમ ચિન્તા શું કામ કરો છો? અમસ્તું કૈં કામ હશે એટલે બોલાવતા હશે." શાંતિએ ધીરજ આપતાં કહ્યું.

"ઉહું. આ રીતે ઉચ્ચણુચ આમ કોઇ દિવસ લખ્યું નથી. જરુર કોઇ સખત માંદું હશે."

"ના, ના, એમ હોય તો તાર મોકલેને?"

"ના, ચિન્તા થશે કરીને ના મૂકે. શાંતિભાઈ, મારે તો કૈંનું કૈં આવીને ઉભું જ હોય છે." કહી મધુસુદન ઉભો થયો.

"મધુભાઈ, હોય, જિંદગી છે. ત્હમારા જેવા આમ હારી જાવ..."

"ના, ના" મધુસુદને સખ્ત અવાજે કહ્યું "હું કૈં હારી નથી જતો, અનેકવાર દુઃખ સામે ઝંઝુમાયે છિયે તો એકવાર વધારે. હું તો માત્ર એટલું જ કહેતો હતો કે ઘડી બે ઘડી પણ નચિંત નથી મળતી." થોડીકવાર કોઈ બોલ્યું નહિ. પછી શાંતિએ કહ્યું:

"મધુભાઇ, મેં આજે એક શોધ કરી."

"શી?" કુતુહલથી મધુસુદને એની સામે જોઇ પૂછ્યું.

"અત્યાર લગી કોઈ દિવસ ત્હમે દુઃખ સામે ફરિયાદ નથી કરી. લતાબ્હેન કહેતાં હતાં કે એ ત્હમારી ખાસિયત છે." શાંતિ અટક્યો.

"હા-પછી ?' મધુએ પુછ્યુ

"અને હવે ત્હમને સ્વાર્થ થવા માડ્યો છે"

"સ્વાર્થ ?'

"હાસ્તો, બકુલ બ્હેનનો કાગળ આવ્યો ના હોત તો ત્હમે આવી ફરિયાદ કરી ના હોત આટના આરભથી જ જ્યારે ત્હમારા જેવામા પણ આવુ થાય છે ત્યારે લગ્ન પછી સામાન્ય માણસોનુ જગત "હુ ને અંતિ"મા મમાપ્ત થઇ જાય છે એમા શુ ?",

મધુસૂદને કેટલીવાર ઉત્તર આપ્યો નહિ-

"ચાલો" આખરે ત્હેણે કહ્યુ "ગાડીનો વખત ભરાતો જાય છે" અને તે ઉભો થયો એ બીચારાને ખબર ન્હોતી કે તે પળે ત્હેણે પોતાના નિર્દોષ, તન્મય જગતથી અજાણ્યે વિદાય લઇ લીધી કોઇ ભૂતભાવિ જાનારને એક પુરુષ એક સુન્દર સૃષ્ટિપરથી બીજી વિશાળ સૃષ્ટિ પર પગ માડતો દેખાત પણ શાંતિએ આવુ કશુ જોયુ નહિ. મધુને ચિન્તાગ્રસ્ત જોઇ ત્હેણે પુછ્યુ

"હુ સાથે આવુ ?'

"ના, ના, એવુ હશે તો હુ ખબર આપીશ ત્હમારે હવે પરીક્ષાનુ વાચવા માડવુ જોઇએ" કહી ત્હેણે ટ્રંક તૈયાર કરવા માડી

થોડાક વખત પછી મધુસુદન અને શાંતિ સ્ટેશન તરફ ગાડીમા રવાના થયા અને ગાડીની પાછળ ઉડતી ધૂળમા મધુસૂદનની ઓરડી જ્યા એણે અનેક સુન્દર સ્વપ્નો ને ઉજ્જવલ આદર્શો મેળવ્યા હતા તે ઢંકાતી, અદષ્ટ થઇ ગઈ

---

## પ્રકરણ ૨૦

### વતન તરફ

રાત્રી થઈ હતી મુબાઇથી નીકળેલી મેઇલ ટ્રેઇન વિફરેલા ઘોડા પેઠે વેગભર ધપતી હતી એંજિનમાથી ખરતા તણખાના પ્રકાશ શિવાય સર્વત્ર અધકાર પથરાયલો હતો. ત્રીજા વર્ગના એક ડબ્બામા બેઠેલા કેટલાક મુસાફરો ટાઢને લીધે સોડિયુ વાળી સૂતા હતા, એક બે જુવાનો આડા વળી, ઉંઘને પ્રયત્નથી દૂર રાખતા હોય તેમ બીડીઓ ફુકતા, ટડાકા મારતા હતા એક આધેડ વયનો મુસાફર ઉંઘવાનો ઢોંગ કરતો જાગતા મુસાફરોની નજર ચૂકવી સામે બેઠા બેઠા ઝોકા ખાતી એક સ્ત્રી તરફ અવાર નવાર જોઈ લેતો અને આ સૌમા ભાત પાડતો એ બધાથી ઉચ્ચતર ભૂમિકાનો હોય તેવુ જણાઈ આવે એવો એક તરુણ ખુણાની બારીએ બેસી અધારી રાત્રી તરફ અનિમેષ નજરે જોતો હતો એની આખો નિદ્રાનો ઉપહાસ કરતી હોય એમ જણાતુ એના હોઠ કોઇ કોઈ વાર બીડાતા ઘડીમા એના મ્હોપર મરક હાસ્ય ફરકતુ ને વળી પાછુ બીજા વિચારોના વમળમા શમી જતુ ચોગમ ઠંડી હતી છતા ત્હેના શરીરમા અસાધારણ ઉષ્મા હતી સુસવાટો વાયરો એના શરીરને સ્પર્શતો ન્હોતો, અથવા સ્પર્શતો હોય તો એ વિચારમગ્નને એનુ ભાન ન્હોતુ ક્યા સુધી આ તરુણ આમ બેઠો હતો એટલામા પાસે બેઠેલા મુસાફરે ત્હેને ઉદ્દેશી કહ્યુ

"એ મિસ્તર, જરા બારી તો બંધ કરો. હવા ખાવી હોય તો છાપરે ચઢી બેસો. અમને તો ટાઢ વાય છે."

અધિકારી અનાધિકારી સામે જુએ છે તેમ પેલા તરુણે તિરસ્કાર સાથે એ બોલનાર સામું જોયું, બારી બંધ કરી અને ફરી પાછો એ પોતાની વિચારસૃષ્ટિમાં ગરી ગયો.

થોડીકવારે ગજવામાંથી એક પત્ર કાઢી ત્હેણે વાંચવા માંડયો. એ વાંચતાં વાંચતાં વેગભર ધપતી ટ્રેઇન, પાસે બેઠેલા મુસાફરો, બધું પલવાર તે ભૂલી ગયો.

"બકુલ" તે બબડયો "ત્હમારી મનોદશા હું કલ્પું છું. પણ સુખીયાંને જોઈ દુઃખીયું થનારે અદેખું જગત, પુણ્યવાનને પદભ્રષ્ટ કરવા તલસી રહેલું આ પાપી જગત જીવે છે ત્યાં લગી એ ભાવનાઓ કેમ કરી સિદ્ધ થાય?" તે વિચાર કરતાં અટકયો ને ફરી વાર પત્ર વાંચવા માંડયો. "અહિં નહિ તો કાલોદધિના પેલે ઓવારેની સૃષ્ટિમાં તો આ વણસાધી ભાવનાઓ સિદ્ધ થશે."

"કોણ જાણે" ત્હેના ચિત્તે શંકા કરી.

"એ ભૂમિ માત્ર માનવકલ્પનાનું રમકડુંજ હોય તો?"

ત્હેના ચિત્તમાંથી એક પ્રકટ નિશ્વાસ નીકળી પડયો. એના અવાજે પાસે બેઠેલા અશિષ્ટ મુસાફરનું હૃદય પણ પીગળ્યું. ત્હેણે ત્હેની સામે નજર કરી ને સમભાવે પૂછ્યું.

"કેમ ભાઇ, શું છે?"

પણ એનો પ્રશ્ન જે વિચારની ઓરડીમાં એ તરુણે પોતાની જાતને પૂરી હતી ત્યાં પહોંચ્યો નહિ એટલે ત્હેનો ઉત્તર મળ્યો નહિ. એથી પેલા મુસાફરે એક દયાભરી નજરથી પોતાની ફરજ અદા થયલી માની લીધી.

ઘડી પછી તે તરુણ બબડયો "ભાવિ શું એટલું નિષ્ઠુર છે કે ......" એના આગળના શબ્દો અણજન્મ્યા શમી ગયા. એના વિચારોની ગતિ વધી; એની ભમરો તણાઇ; એનું મ્હોં ફરી એક વાર બીડાયું. એના દાંતના કચકચાટનો અવાજ પેલા મુસાફરે પણ સાંભળ્યો. એને આ તરુણ ચક્રમ લાગ્યો અને પોતાનો અભિપ્રાય મક્કમ કરવા હોય તેમ ત્હેણે પોતાની હોલાઈ ગયેલી બીડી ચેતાવી.

મધ્યરાત્રી થઇ ત્યારે આખું જીવજગત શિથીલ થઈ ગયું: ગતિ–પ્રગતિનો ભયંકર ભેરી નાદ બંધ પડયો હતો અને સુન્દરી સીતમગારથી છૂટે તેમ કુદરત નાહક ત્રાસ આપતા મનુષ્યોનાં અત્યાચારોથી છૂટી સ્વસ્થ થઈ હતી. પેલા તરુણનું ચિત્ત પણ સ્વસ્થ થવા માંડયું. એની ગુંગળાપણું ઓછું થઇ; એના હૈયાનો ધબકારા ધીરા પડયા. થોડીક વારે તે બબડયો:

"બકુલ, હું જીવતો હઇશ ત્યાં લગી તો એ ભાવનાઓને સિદ્ધ કરવા મહેનત કરીશ."

અને થોડીવાર પછી એની આંખો મીંચાઇ ગઇ.

તે જાગ્યો ત્યારે મળરકું થયું હતું. દૂર દૂરના હલનચલન ને ગતિના અવાજથી જગત ભરાવા માંડયું હતું: ગાડીના મુસાફરો કોઇ આળસ મરડી ઉભા થતા હતા; કોઇ દાતણ પાણી કરતા હતા. અને કોઈક હજી નિરાંતે ઘોરી રહ્યા હતા.

પેલો તરુણ ઉભો થયો ને બારી બહાર ડોકિયું કર્યું. સહજ દૂર દેખાતા સ્ટેશનને જોઇ ત્વરાથી ત્હેણે મોં લૂછ્યું અને ટોપી પહેરી લીધી. જોત જોતામાં સ્ટેશન આવ્યું ને ગાડી ઉભી રહી એટલે ટૂંક ઉચકી તે બહાર નીકળ્યો. ભીડમાં ભેળે ભેળે માગ કરતો તે જતો હતો એટલામાં પાછળથી કોઇએ ત્હેના ખભા પર જોરથી હાથ મૂકી તેને ખખેરતો હોય તેમ ઢંઢેર્યો અને બોલ્યોઃ

"કેમ મધુ ?"

મધુસુદને પાછું જોયું અને તે બોલી ઉઠયોઃ

"ઓહો, ન્હાના કાકા, કેમ છો ? બધાં સારાં છે ?"

"હા, ભાઇ, બધા ખુશીમાં. તું સારો છે ?"

કહી ત્હેણે મધુના હાથમાંથી ટૂંક સ્વાધીન કરી.

મધુએ જેને "નાના કાકા" કહી ઉદ્દેશ્યો હતો તે સશક્ત લાગતો પુરુષ હતો. એના મોં પરથી જણાતું હતું કે જેને બડંગ કહેવામાં આવે છે ત્હેમાંનો એક તે હશે. એની આંખોમાં બાળકની મસ્તી અને મોટા માણસની તાકાત દેખાતી. એના ટટાર શરીરમાં ગમે તેવું સાહસ ખેડવા તૈયાર થનાર માણસની સજ્જતા હતી. ત્હેણે હાથમાં પકડેલી લાકડી જે રીતે ફરતી હતી તે ઉપરથી સહજ જણાઇ આવતું કે એના માલીકે ત્હેને માત્ર શોભા ખાતર રાખી ન્હોતી પણ વખત આવે ત્હેના બીજા ઉપયોગો તે કરી શકે એમ હતું.

"કેમ ભાઇ, કાગળ વખતસર મળ્યો હતો ?" ત્હેણે મધુસુદનને પુછ્યું.

"હા, બરાબર મળ્યો હતો. તે ન્હાના કાકા, કેમ એવું અચાનક શું છે ? બધાં સારાં તો છે ને ?" મધુસુદને ફરીવાર કુટુમ્બના આરોગ્ય વિશે પ્રશ્ન કર્યો.

"હા, બદ્ધા મઝામાં છે." ન્હાનાકાકાએ ભાર દઈ જવાબ આપ્યો.

"ત્યારે ?" મધુએ ટૂંકો પ્રશ્ન પૂછી ત્હેની સામે જોયું.

"તે તો થશે, થશે, તું ચાલતો ખરો" કહી "ન્હાનાકાકાએ" લાકડી બગલમાં મારી ને મધુસુદનનો હાથ ઝાલી ત્હેને ઘસડવા માંડ્યો.

અને મધુસુદન કોઈ પડછંગ શક્તિ ક્યાંક લઈ જતી હોય તેમ દોરાતો આગળ ચાલ્યો.

---

## પ્રકરણ ૨૧

### ન્હાનાકાકા

જે પુરુષને આગલા પ્રકરણમાં મધુસુદને 'ન્હાનાકાકા' કહી સંબોધ્યો હતો એને આખું ગામ એ જ નામે ઓળખતું એ મધુસુદનના પિતાનો ન્હાનો ભાઈ થતો હતો.

બાલ્યાવસ્થામાં એની માતાનું અવસાન થયું તેથી મધુસુદનની માતાનો એના તરફ સવિશેષ પક્ષપાત હતો. ચાર ચોપડી જેટલું અંગ્રેજી શિખ્યા પછી વધારે જ્ઞાન પ્રાપ્ત કરવાની ન્હાનાકાકાને આવશ્યકતા જણાઇ ન્હોતી. એને ઠેકાણે પાડવા મધુના પિતાએ ત્રણચાર વાર

પ્રયત્ન કરેલા પણ એકકે સ્થાને એનાથી ટકીને રહેવાયું નહિ. એ પછી મધુના પિતા એને ઝાઝું કાંઇ કહેતા નહિ અને કોઇ વાર કે કહેવા જતા તો મધુની માતા એનો પક્ષ લેતી. આ પક્ષપાત થવાનું કારણ એ હતું કે ન્હાનાભાઇની નવવધુ લગ્ન પછી ત્રણ માસમાં મરણ પામી હતી અને તે પછી એણે બીજું લગ્ન કર્યું ન્હોતું.

આ સંજોગોને લીધે ન્હાનાભાઇને ખાવું, પીવું અને અલમસ્ત થવું એ સિવાય બીજું કશું કર્તવ્ય ન્હોતું. તે પછી મધુસુદનનો જન્મ થયો ત્યારથી મધુને રમાડવા અને હુલાવવામાં એનો ઘણો વખત જતો. મધુ જરા મ્હોટો થયો ત્યારથી એ એની સાથે જ રહેતો. બાળક મધુને ખભે બેસાડી, તે હર સ્હવારે ગામમાં ને ગામ બ્હાર ફરી આવતો; અને તે જ્યારે ઘેર પાછો આવતો ત્યારે એના બેઉ હાથમાં બકરીનું બચ્ચું કે સસલું, ને જામફળ, નાળિયેર ઈત્યાદિ વસ્તુઓનો ભારો લઇ આવતો. મધુને ખભેથી ઉતારી એની સામે આ બધી વસ્તુઓ ગોઠવી તે બાળક પેઠે હસી પડતો અને એમાં એ જીવનનો પરમાનંદ માનતો. એ અનુભવ કરતાં વધારે કાંઇની આ બાલબ્રહ્મચારીને તમા કે ઉણપ ન્હોતી.

તે પછી થોડાંક વર્ષો વહ્યાં ને એનો પરમ મિત્ર મધુસુદન અભ્યાસ માટે બહાર ગામ ગયો. મધુસુદનને સ્ટેશને વિદાય કરી તે પાછો આવ્યો ત્યારે પ્રથમવાર એને જીવન નિઃસાર થતું લાગ્યું: એની મસ્તી અને શરીરબળ વણસી જતાં હોય એવો એને અનુભવ થવા માંડ્યો. એના પરિણામે બે દિવસ સુધી અન્નજળ વિના રડતો તે ઓસરી ઉપર પડ્યો રહ્યો.

બાળક મધુસુદને એના કઠણ હૃદયમાં પ્રેમની જ્વાલા પ્રગટાવી હતી. અલમસ્ત એકલો પડ્યો રહેનાર, ગામ સળગતું હોય, વિશ્વમાં પ્રલયકાળ બેસતો હોય તોયે નચિંત જીવે "થવા દો, આપણે શું?" એમ ભાખનાર આ વિચિત્ર જીવની સાધારણ મણની કાયામાં એક બાળકે ફેંકેલી ન્હાની અમથી કાંકરીએ કોલાહલ મચી રહ્યો હતો. તે સ્વસ્થ થયો ત્યારે તેને આનું તીવ્ર ભાન થયું. ખૂણે મસ્તીમાં પડી રહેનાર માણસ ઉભો થયો ને બહાર ઓટલે આવી શેરીમાં પસાર થનાર માણસોને, પ્રથમવાર સન્‍રસ જોઈ રહ્યો. કહેવાય છે કે વાઘ એક વાર મનુષ્યનું લોહી ચાખે છે એટલે એ માણસભૂખ્યો થઇ જાય છે. મનુષ્યહૃદયનો પ્રેમ પણ એવો જ હોય છે. એકવાર એનો આસ્વાદ થાય છે પછી હરહમેશ એની તલબ થયાં કરે છે. એથી જ આપણે બધા માણસના પ્રેમના ભૂખ્યા, સદૈવ અતૃપ્ત, અસંતુષ્ટ ભટકીએ છીયે. જગતની ધનભૂખ કદાચ-કદાચ મટશે પણ એની પ્રેમભૂખ કદી પૂરી નહિ સંતોષાય.

મધુસુદનના ગયા પછી ન્હાનાકાકાને પોતાનું હૃદય વધારે ને વધારે સૂનું લાગતું ગયું. ધીરે ધીરે તે લાકડી પકડી ગામમાં જતો આવતો થયો પણ ત્હેનું ચિત્ત ઠેકાણે રહેતું નહિ, મગજ સૂનકાર મારી ગયું હોય તેમ એક ઠેકાણે એ બેસી રહેતો ને સૂરજ નમતાં ઉઠીને ઘેર આવતો. એક દિવસ આમ એ ઘેર આવતો હતો ત્યારે એક ભીખારી બાલિકા રસ્તામાં ખૂણે બેસી રડતી હતી તે તરફ એની દૃષ્ટિ ગઇ. અચાનક તે ઉભો રહી ગયો. તે બાળકી લગભગ આઠેક વર્ષની હતી. એનું શરીર પૂરૂં ઢાંક્યું ન્હોતું; એનું મ્હોં નિસ્તેજ ને મ્લાન લાગતું; રડી રડી એની આંખો સૂઝી ગઇ હતી.

"કેમ તું રડે છે?" ન્હાનાકાકાએ પૂછ્યું.

"અં અં મ્હને ભૂખ લાગી છે. મ્હારી માયે ભૂખી છે ને ....." બાળકી મુક્ત કંઠે રડી પડી. ત્હેનાથી આગળ બોલાયું નહિ. માત્ર એનું ખાલી ભિક્ષાપાત્ર એણે ન્હાનાકાકાને બતાવ્યું.

"ત્હારી મા કયાં છે?"

"ધરમશાળામાં."

"ચાલ."

ન્હાનાકાકાએ બાળકીને આંગળીએ તેડી લીધી. બજારમાંથી ખાવાનું અપાવીને બાળકીને ધર્મશાળામાં એની માતા પાસે મૂકી આવી તે પાછો આવ્યો. ઘેર આવતાં, રસ્તામાં ઘણે મહિને પ્રથમવાર ત્હેને અગાઉ જેવો આનંદ જણાવા માંડયો. ત્હેની નિર્ગત થઈ ગયલી ચાલમાં વેગ આવતો હોય એમ ત્હેને લાગ્યું. ત્હેના મ્હોંના ખૂણામાં ઉલ્લાસ પ્રકટયો. પોતાને સૃષ્ટિની અકળ રચનાનો ભેદ અચાનક સમજાયો હોય એમ ત્હેને લાગવા માંડયું. ચાલતાં ચાલતાં તે અટકી ગયો ને શેરીએ પસાર થતાં માણસ તરફ ત્હેણે સપ્રેમ નજર કરી. જીવનની જાદૂઇ ચાવી જડી આવી હોય એટલો ત્હેને આનંદ થતો હતો. ધરતી પર ત્હેણે હરખમાં લાકડી અફાળી અને ઉમંગભેર તે ઘેર ગયો.

એ દિવસથી ન્હાનાકાકાના જીવનનો કાર્યક્રમ અચાનક ફેરવાઈ ગયો. એકલતાની અંધીયાર કોટડીમાં પડી રહેનાર જીવ પ્રથમ વાર બહારના સુન્દર જગતની હવા ખાતો હોય એવો ત્હેને અનુભવ થવા માંડયો.

એ પછી વર્ષ–બે વર્ષમાં ગામનું એકેક બાળક એને ઓળખતું; દરેક જણ એની આગળ પોતાની વીતક કહી જતું; પ્રત્યેક દુઃખી માણસને યતકિંચિત મદદ કરવા તે કમર કસતો. જે ઘેર ટંટાઓ થતા તે મટાડતો. જ્યાં બીમારી આવતી ત્યાં સારવાર કરતો. સામાંના કષ્ટથી એની સશક્ત દેહ પીડા પામતી ને પરાયાંને આનંદ મળતો ત્યારે એના સુખનો પાર રહેતો નહિ.

આ વાતને મધુસુદનને સ્ટેશને તે લેવા આવ્યો તે દિવસે ત્રણચાર વર્ષ વીતી ગયાં હતાં. મધુસુદનને જોઇ એનું હૃદય ભરાઈ આવ્યું. ઘેર હોત તો બાળકના જેમ તે આનંદથી રોઇ પડત. પોતાનો આનંદ અનુભવવામાં એ એવો તલ્લીન થઇ ગયો હતો કે મધુએ પોતાને અચાનક બોલાવવા વિશે ત્રણચાર વાર પુછ્યું પણ તે વાત એણે "થશે થશે" કહી ઉડાવી દીધી. મધુને આથી નવાઇ થઇ. "ન્હાનાકાકા પણ બદલાતા જાય છે." મધુસુદન મનમાં બબડયો.

(અપૂર્ણ)



# માસિક મનન

"Load Kindly Light" "હોરો સુકોમલ પ્રજ્ઞા"

## ૧. કોન્ગ્રેસ, છેલ્લું અધિવેશન.

અમૃતસરથી જે પારો ચ્હડેલો તે મલબાર અને ચૌરીચૌરાથી ઉતરવા માંડ્યો હતો, અને છેલ્લી કોન્ગ્રેસે બતાવી આપ્યું છે કે એચાર કદમ વધારે ઉતરી ગયો છે. બેશક, કોંગ્રેસમાં વક્તાઓએ પોતે આવો સ્વીકાર નથી કર્યો; એવી નિખાલસતા આ કલિયુગમાં કેટલી હોય તે સવાલ વિવાદી ગણીને બાજુએ રાખિયે, પણ આટલું તો નિર્વિવાદ સ્વીકારાશે જે એવી અવિતથ દૃષ્ટિ પામર માણસોમાં કોઈ પણ યુગમાં અત્યંત વિરલ જ હોઇ શકે. અમેરિકા અને વિલાયતને મત આપવાના સાધન દ્વારા આખા દેશની મનોદશા વ્યક્ત કરવાની કલા હજી એવી સરખી જ આવડી છે, તો આપણા દેશમાં તો એ બેલટબોક્સ (bollot box) પદ્ધતિ હજી છેક નવી અને છેક જ અખતરા જેવી છે, એટલે છેલ્લી ચુંટણીનાં પરિણામો માત્ર સંખ્યાઓને મુકાબલે જુદા જુદા પક્ષોનાં બલાબલ તપાસતાં છેક સંદિગ્ધ હતાં જ, અને કોંગ્રેસપ્રમુખ તથા કોંગ્રેસમાં બીજા વક્તાઓએ આ હકીકતને પોતાના પ્રિય મંતવ્યોના લાભમાં જેટલી બને તેટલી ખેંચી પણ હતી. કોંગ્રેસપ્રમુખ તો એમ પણ બોલી ગયેલા કે આપણે—સ્વરાજ્ય પક્ષ—ઇ. સ. ૧૯૨૩ કરતાં પણ આવતી ધારાસભાઓમાં વધારે મજબુતીમાં હઇશું, કેમ કે ૧૯૨૩ ની ચુંટણીએ આપણને બે જ પ્રાંતમાં બલવાન જણાવેલ, ત્યારે આ ૧૯૨૬ ની ચુંટણીનાં પરિણામ સ્વરાજ્યવાદીઓને ત્રણ પ્રાંતમાં બલવાન ઠરાવે છે; વગેરે, વગેરે. પરંતુ એમનું આ કથન સૌ થોડા જ અરસામાં જોઇ શકિયે છિયે કે ગમે તેટલું નિખાલસ તો ય ભ્રમિત, બલ્કે જેટલું નિખાલસ તેટલું વધારે ભ્રમિત જ ગણવાનું છે. ગણતરીના સ્થૂલ માને, પણ ધારાસભાઓમાં સ્વરાજ્યપક્ષ ૧૯૨૩ કરતાં નબળો છે; અને એથી વધારે મહત્ત્વની વાત બીજી એ છે, બીજા પક્ષો સ્વરાજ્યવાદીઓને પડખે ઉભવા તૈયાર નથી એટલું જ નહીં પણ પોતપોતામાં સહકાર સાધી એકબીજાને બનતો ટેકો આપવાની નીતિ વધારે શોધવામાં અને વધારે દૃઢતાથી અમલમાં મુકવામાં કેળવાતા જાય છે. અને વળી સ્વરાજ્યવાદીઓ પોતે ધારાસભા પ્રવેશ અને રીસાઇને ધારાસભાત્યાગ એ "પેસ–નીકળ"ની ભવાઇ ઉપરથી શ્રદ્ધા ખોતા જાય છે, લગભગ ખોઇ બેઠા જ છે. તમામ પ્રાંતોમાં સ્વરાજ્યવાદી નહીં એવા ધારાસભાપ્રમુખ મોટી બહુમતિથી ચુંટાઇ ગયા છે કે ચુંટાવામાં છે. તમામ પ્રાંતોમાં મંત્રીઓની નીમણુક થઈ ગઈ છે કે થવામાં છે. અને કોંગ્રેસપ્રમુખે કહ્યું હતું કે દેશમાં બે જ પક્ષ છે, જોહુકમી અથવા

છડ્ડજૂર પક્ષ, અને આપણો સ્વતંત્ર સ્વરાજ્યવાદી પક્ષ, એ વર્ણન ડગલે ડગલે અને દિવસે દિવસે અવાસ્તવિક ઠરતું આવે છે. દેશમાં સર્વત્ર એ નહીં પણ ત્રણ પક્ષ ચોક્ખા જોવામાં આવે છેઃ અધિકારી પક્ષ, સ્વરાજ્યવાદી પક્ષ, અને આ બેમાંથી એકેને છડ્ડજૂર ન કહેનારો સ્વતંત્ર પક્ષ, આ ત્રણમાં સંખ્યામાને પણ સ્વરાજ્યવાદી પક્ષ સૌથી મોટો; એ હકીકત કોઇક જ પ્રાંત માટે સાચી હશે, અગર કોઇ પણ ઠેકાણે સાચી નથી; ઉલટી બાજુએ સ્વતંત્ર પક્ષ કોઇ પણ ઠેકાણે (ખરું છે કે) એકરસ નથી, પરંતુ સ્વરાજ્યવાદીઓથી અલગ રહેવું એ નીતિતત્ત્વમાં તો તે એકરસ જણાય છે. એમનામાં માંહોમાંહ ભેદપ્રભેદ છે તે સરકાર પક્ષને શેમાં અને કેટલો ટેકો આપવો વાજબી, એ મુદ્દા પુરતા જ જોવામાં આવે છે. વળી આ કરતાં જુદી જ દૃષ્ટિએ વસ્તુસ્થિતિને તપાસતાં, ૧૯૨૩ માં મુસ્લિમોમાંથી સ્વરાજ્યવાદીઓ કેટલા હતા અને આજે કેટલા ઓછા થઇ ગયા છે, એ એક જ કસોટી સ્વરાજ્યવાદનાં પાણી કેટલાં ઓસરી ગયાં છે, તે દેખાડી દેવાને પુરતી છે.

આ ગૌહત્તિ કોંગ્રેસ દરમિયાન પંડિત મોતીલાલ નેહરુએ એક જ મુદ્દો પુરી ખબરદારીથી સમાલેલો જણાય છે. કોંગ્રેસમાં ઐક્યનો દેખાડો સચવાય અને કોઇને ઉત્સાહભંગ જેવું લાગી ન જાય તે માટે એમણે એક જ રામબાણ ઉપાય વખતોવખત યોજેલો દેખાઇ આવે છે. જે કોઇ વિષયમાં મતામતિ જોવામાં આવે તે દરેક વિષય એમણે ઓલઇંડિયા કોંગ્રેસ કમિટીને જ ભળાવી દીધો. ' પેસ–નીકળ 'ની ભવાઇનો ત્યાગ દેશની સાચી પ્રગતિને માટે જેટલો આવશ્યક છે, તેટલો જ આવશ્યક પાઠ દેશને બીજો એ ભણવાનો છે કે કોંગ્રેસને નામે કોઇ પણ ન્હાનું બેજવાબદાર મંડળ કુલ મુખત્યારી ભોગવતું થઇ જાય એ પ્રથા જ છેક ખોટી હાનિકારક અને વર્જ્ય છે. ધારાસભા માટે ચુંટાયલા સભ્યો અવ્વલ દરજ્જે જવાબદાર છે પોતપોતાના અંતઃકરણ ( conscience કૉન્શિયન્સ )ને; બીજે દરજ્જે તેઓ જવાબદાર છે તેમને ધારાસભા માટે વરનાર મતદારોને; ત્રીજે દરજ્જે તેઓ જવાબદાર છે પોતે સ્વેચ્છાથી જે જે રાજકીય પક્ષ ( political party પોલિટિકલ પાર્ટી )માં ચ્હોક જોડાય તે તે પક્ષને; ચોથે દરજ્જે તેઓ જવાબદાર છે આખા દેશને અને આખી પરિસ્થિતિને. ઓલઇંડિયા કોંગ્રેસ કમિટીને મોટે નામે અસ્તિ ધરાવતું છેક ન્હાનું અને છેક બેજવાબદાર મંડળ મોતીલાલ નેહરુ જેવા કોઈ એક બે મોટા માણસનું જ અંધ અનુયાયી હોઇ શકે. સિદ્ધાંતો અને મુદ્દા કોંગ્રેસે પોતે પુરો વિચાર કરીને પુરતી સાવધાનીથી દઢરેખ આંકી આપેલા હોય, અને તેની અમલબજાવણીમાં કોઇ પેટા સવાલો ઉપસ્થિત થતાં તેના તત્કાલ ચુકાદા તત્કાલ પુરતા જ ઓલઇંડિયા કોંગ્રેસ કમિટી જેવું મંડળ આપે, અને તે કોંગ્રેસના તમામ સભ્યો તત્કાલ પુરતા માન્ય રાખે, એ સમજી શકાય એવું છે. કોંગ્રેસના પેટામાં એવી કોઇ સંસ્થા ન્હાની ન્હાની બાબતોને માટે કામચલાઉ અને ઔપચારિક સત્તા ધરાવે એવા બંધારણનો વ્યવહારુ ઉપયોગ પણ દેખીતો છે. પરંતુ શ્રી નેહરુએ તો આ વખતની કોંગ્રેસમાં ઓલઇંડિયા કોંગ્રેસ કમિટીને વરિષ્ઠ રોસ્સે ચડાવી છે, સિદ્ધાંતો અને મુદ્દાના અને ખરેખરા મતભેદના પ્રશ્નોની પણ ભાળવણી આ તુચ્છ બેજવાબદાર મંડળને આંખો મીચીને કરી દીધી છે. અને એમના વિરોધીઓ તો ખુલ્લો આરોપ પણ મુકે છે જે સુકાન પોતાના હાથમાં જ રહે તેનો એ મહાશયને આ એક જ રામબાણ ઉપાય સુઝયો છે. એ ગમે તેમ હો, પણ આનું પરિણામ–બહુ જ થોડા

સમયમાં અમને તો એક જ ભાસે છે. ઑલ ઇંડિયા કૉંગરેસ કમિટી જેવા મંડળનું આવું મોઢું ગજું છે નહીં, હતું નહીં, દેશ કદાપિ માન્ય રાખે નહીં. આ મૂઠીભર મંડળનું શાસન ચાલે એ ડિમોક્રસી (પ્રજાશાસન) કોઇ અર્થમાં કહી જ ન શકાય; એતો આપખુદી બ્યુરૉક્રસી (bureaucracy)નો જ એક આડકતરો છૂપો અને હલકો પ્રકાર ગણાય. પરંતુ આવું શાસન ચાલી જ નહીં શકે. ઑલ ઇંડિયા કૉન્ગ્રેસ કમિટી શાસનો છોડશે, તો સ્વરાજવાદીઓમાંથી પણ તેને અવગણનારા નીકળશે. અને આવી બિનજવાબદાર આપખુદીની અવગણના એટલે જ એ શાસનનો અંત. ધારાસભા સભ્યો કૉંગ્રેસને પણ જવાબદાર હોઈ શકે નહીં તો આ ઑલ ઇંડિયા કૉંગ્રેસ કમિટીને જવાબદાર તેઓએ પોતાની જાતને ગણવી એ તો હસવા જેવી વાત છે. ધારાસભા સભ્યો દેશને, પોતાના પક્ષને, અને ખાસ કરીને પોતાને મત આપી ધારાસભામાં મોકલનારાઓને જ જવાબદાર 'ગણાય,' એમણે વફાદાર રહેવાનું છે આ ત્રિપુટીને બીજા કોઇને પણ નહીં, એ સાદો પાઠ આપણા પોલીટિશિયનો (politicians) છ વર્ષે અને આમ આડકતરી રીતે પણ શીખશે; અને એ પાઠ તેઓ જેમ વ્હેલા અને જેટલી સંપૂર્ણતાથી શીખી લેશે તેટલી દેશની પ્રગતિ વ્હેલી થવા માંડશે.

મધ્ય અને બંગાળા પ્રાંતમાં પણ આખરે મંત્રીઓને ધારાસભાઓએ મોટી બહુમતિથી સ્વીકાર્યાં, એ બનાવને જ કેટલાક—ખાસ કરીને સરકારપક્ષ—મોટી પ્રગતિ સધાયાનો અચૂક પુરાવો ગણી લિયે છે, પરંતુ એમાં અમે એ લોકનો ઉપલક આશાવાદ જ જોઇયે છિયે. એ બે પ્રાંતમાંથી એકમાં ધારાસભાનું ગાડું હજી સીધું ચાલવાનું નથી, રગસિયું જ ચાલશે, વળી વચ્ચે વચ્ચે ખાડાખૈયામાં પછડાશે અફળાશે, અને એક કે વધારે મંત્રીઓ ગાડામાંથી ઉછળી પડીને લોં ચાટતા પણ થશે, એ સર્વ અમે તો સંભવિત માનિયે છિયે. પરંતુ આવી કોઈ પણ ભવિષ્યવાણીને સ્પષ્ટ ઉચ્ચારવામાં મોટો વાંધો એ નડે છે કે રોજ ને રોજ સંધાતી ત્રૂટતી બનાવોની સાંકળને વ્યક્તિઓ જાતે (અને જાણ્યે અજાણ્યે) આમ તેમ ખેંચ્યાં જ કરે છે, તથા તેમની એ પ્રવૃત્તિની અસર બનાવોના ઉપર થાય છે જ. બંગાળામાં સ્થિતિ એટલે દરજ્જે કથળી તેમાં અમને લિટન (Lord Lytton)ની અપાત્રતા કારણરૂપે દેખાય છે. આ સૂબામાં ન મળે પ્હોંચ, ન મળે પેચ, ન મળે મીઠાશ પણ બાબત ગમે તેવી નાજુક હોય તેમાં પણ એને તો તડ અને ફડ જ કરવું, છેલ્લે પાટલે બેસી જવું, પોતાના હાથમાંની સત્તા છેલ્લાં ટીપાં સુધી ઢોળા દેવી. આ એની પ્રકૃતિ, નીતિ, જે કહો તે. અને એના જેવો દોષ પ્રાંતના વડામાં, એમ્પરરના પ્રતિનિધિમાં, ક્ષુબ્ધ સંજોગોમાં થઈને વ્હાણુ હંકારવાનું હોય ત્યારે, બીજો એકે નથી. લિટને પોતાની આખી કારકિર્દીમાં આ દોષનું પ્રદર્શન કર્યા કરેલું છે. આથી ઉલટું મધ્ય પ્રાંતમાં ગવર્નરોની સહાનુભૂતિને ધન્ય છે કે ક્ષુબ્ધ સમયમાં પણ નાવને મોટા હોડા નથી નડયા. અને લોકોના લાભનાં અનેક કામો ચાલુ રહ્યાં છે તથા વધતાં ગયાં છે. સૂબાઓ ઉપરાંત પક્ષનાયકો અને મંત્રિઓના વૈયક્તિક ગુણદોષની અસર પણ જાહેર બનાવો ઉપર થાય છે. મધ્યપ્રાંતના સ્વરાજ્યવાદીઓમાં જેટલી ફાટફૂટ અને સત્તા માટેની અદેખાઇ તથા હોડ અને અંગત રાજદ્વેષની જેટલી ઉષ્મા જોવામાં આવી, તે ગમે તેવા બલવાન પક્ષને પણ નબળો પાડી દેવાને માટે પુરતી હતી. છેવટે છેલ્લા ૭ વર્ષમાં એવા મંત્રીઓ પણ એકથી વધારે પ્રાંતે જોઈ લીધા છે, જે ગાદીમાં મોટા દાંડને વળગી રહીને બસ મંત્રી પદને ચોટેલા જ રહેલા. આ મોહિનેથી શરૂ

થતાં ત્રણ વર્ષ દરમિયાન આવી આવી વૈયક્તિક લીલા કેટલી જોવામાં આવશે અને તેની જાહેર પ્રશ્નો અને જાહેર બનાવો ઉપર કેટલી અસર થવાની, એની આગાહી કોઈ ભોરિકેરાચાર્યથી પણ થઈ શકે નહીં. અને પાર્લમેંટરી બંધારણવાળાં રાજ્યતંત્રમાં રોજ ને રોજ આવું કે ને કે અનાગત બનતા બનાવો ઉપર અણધારી અસરો કર્યા જ કરે છે, એટલે એવી એવી વૈયક્તિક અસરો સરવાળે નજીવી નીવડે છે ત્યારે પણ તત્કાલ તો રાજકારણમાં આખા પ્રદેશને આખી પ્રજા કોઈ અદ્દભુત નાટકના તમાશાની જેમ નિહાળી રહે છે."

## ૨ સાંકેતિક સંજ્ઞાઓ અને અલંકરણની કલા.

દિવાને ખાસ એટલે નરેંદ્ર મંડળનું દિવાનખાનું, દિવાને આમ એટલે એસેમ્બ્લીનું દિવાનખાનું, અને દિવાને કાઉન્સિલ ઓફ સ્ટેટ એ ત્રણ તથા બીજી માંહ મળતી જરૂરતો માટેનો સંયુક્ત વિશાલ મહાલય તા. ૧૮મી જાનેવારીએ ખુલ્લો મુકવાનો સમારંભ ઉજવતાં વાઇસરોય સાહેબ જે થોડાં પણ શિષ્ટ વાક્યો બોલ્યા, તે આવા સમારંભને પણ ઉચિત ગણાય એવી ઉચ્ચ શૈલીમા તેઓ બોલ્યા. બારોટની પદવી સંસારમાં હલકી ગણાય છે, પણ મોટા પ્રસંગ નિમિત્તે તે પ્રસંગનું સ્થાયી સ્વરૂપ આલેખવું, તથા આખી પ્રજાનો અવાજ બનીને, કેંક ભાવનામય બોલવું અનિવાર્ય છે. અને એ કાર્ય જે બારોટનું કાર્ય છે તે, હાલના સમયમાં કવિને, રાજાને, મુખ્ય અધિકારીને, અથવા કોઇ નિમંત્રિત સુપ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થને કરવું જ પડે છે; જેનું ઉપબૃંહણ પાછું પત્રકારોને કરવું જ પડે છે.

લૉર્ડ અર્વિન કહે—આજનો સમારંભ ઇ. સ. ૧૯૧૭માં પાર્લમેંટે હિંદમાં સ્વરાજ્ય ખીલવવાની નવી મહાનીતિ સ્વીકારી અને જાહેર કરી. તે પાર્લમેંટના પ્રસિદ્ધ નિર્ણયનું મંક્કમપણું આ મહાલય દ્વારા સાબીત કરે છે. નવા દેહલીનું રાજનગર ઉપજાવવાને માટે મહાલયો વગેરેની જે યોજનાઓ ૧૯૧૨ની સાલથી ઘડાવા માંડેલી તેમાં આવી જાતના મહાલયને સ્થાન જ ન્હોતું. ૧૯૧૯ના નિર્ણય પછી હિંદી પ્રજાને સ્વરાજે ભોગવતી સ્વતંત્ર પ્રજા બનાવવાના હેતુથી પાર્લમેંટે જે બંધારણ ઘડ્યુ અને અમલમાં મુક્યું, તે બંધારણના પેટની ધારાસભાઓ મસલહત સભાઓ અવતરી; અને એ સંસ્થાઓને માટે આવો મહાલય બાંધવાની નવી યોજના જન્મી. "Those constitutional changes from whose loins the deliberative bodies have sprung—તે બંધારણી ફેરફારો જેના પેટની આ સભાએ અવતરી." બંધારણ જેવી અમૂર્ત બાબતને આવા ઉત્કટ સત્ત્વારોપણથી પિતાને સ્થાને વર્ણવવી, એ જાતનું અલંકરણ અત્યંત વિરલ જોવામાં આવે છે. તથાપિ આવા અપૂર્વ સમારંભને પૂરેપૂરું બંધબેસતું પણ લાગી જાય છે. લૉર્ડ અર્વિન ઉમદા કવિતાના ભોગી છે તેથી જ એમને આ સ્થળે આવું રૂપક સુઝ્યું.

વળી નરેંદ્ર મંડળ, એસેમ્બ્લી, અને કાઉન્સિલ ઓફ સ્ટેટ ત્રણેને એક મહાલયમાં સાથે સમાવવા જતાં શિલ્પિને આખો મહાલય ગોળાકારે રચવો પડ્યો છે, તે વર્તુલાકૃતિ, વાઇસરોય સંભારી આપે છે કે, અંકયની તેમ અવિનાશી અમરતાની પુરાણી સંજ્ઞા છે. દેશે દેશ ધર્મે ધર્મ અને કલા માત્રમાં વર્તુલાકૃતિનો આ જ અર્થ સ્વીકારાયેલો છે, અથ ચ વર્તુલોમાં ઉત્તમ પ્રકાશવર્તુલ અનંતતાની અનન્ય સંજ્ઞા છે.

જૂના સંકેતો, નવાં બલો, આરસ, અબનુસ, સાગ, ચંદન, હાથીદાંત, લોઢું, કોન્ક્રીટ, જાતજાતના પત્થર અને ચોરસા, અને વીજળી, અને બગીચા, ફુવારા, અને ઝાડોની ઘટા સાથે ફુલોની પચરંગી છાંટ; લીલું ઘાસ અને ભૂરૂં આકાશ; સભાઓનું વર્તુલાકારી સાહચર્ય અને બ્રિટિશ એમ્પાયરમાંની બ્હેનોનું શહેનશાહ રૂપ મધ્યબિંદુની આસપાસ સંધાયલું જગદ્વ્યાપી રાષ્ટ્રવર્તુલ; પૂર્વ અને પશ્ચિમ ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ અને માનવીનું સર્વવ્યાપી હૃદય; શિલ્પનાં જડ અતિજડ સાધન સામગ્રી અને વૈયક્તિક તેમ સંઘીભૂત માનવતાના દુરારોહી અભિલાષ; રાજનીતિના વિરોધો અને કોલાહલ અને છાયાતડકાના વ્યામોહક તરંગો, ભાવિના ગગ્ભી ગુંજનમાંના તાદ્રુપ્ય અવાજો અને કિરણો, અને માનવ આશા અને બંધુતાના અમર અખૂટ તેજોમય ફુવારાઃ—એક ન્હાનીશી સોનાની કુંચી વડે એક સાધારણ દરવાજો ઉઘાડતાં ઉઘાડતાં લોર્ડ અર્વિને પોતાના આ સમયોચિત વક્તૃત્વ વડે આવાં આવાં પંખીઓના મંજુલ કલરવ પણ સમારંભ નિમિત્તે ભેગા થયલાં ભભકાદાર સાજનોને સંભળાવ્યા.

### ૩—લીગ ઑફ નેશન્સ અને હિંદ.

લીગ ઑફ નેશન્સનો આબ્દિક ખર્ચ મોટો છે, તે ૯૩૭ હિસ્સે વ્હેંચી જુદાં જુદાં રાજ્યોપાસેથી વરાડમાં લેવામાં આવે છે. આ વ્હેંચણમાં હિંદને માથે કેટલો મોટો વરાડ નાખવામાં આવ્યો છે તે નીચેના આંકડા ચોકખું બતાવે છે.

બ્રિટિશ સામ્રાજ્ય ૨૬૨ અંશ ભરે છે. તેમાં ઈંગ્લાંડ ૧૦૭ અંશ, હિંદ ૫૬, કેનેડા ૩૫. ઓસ્ટ્રેલિયા ૨૭, આઇરિશ ફ્રીસ્ટેટ ૧૬, દક્ષિણ આફ્રિકા ૧૫, ન્યૂઝીલાંડ ૧૦ એ પ્રમાણેની વ્હેંચણી હાલ ચાલે છે. બ્રિટિશ સામ્રાજ્ય, ઈંગ્લાંડ, અને હિંદ ઉપરનો આ બોજો મુકાબલે કેટલો બધો વધારે છે તે બીજાં રાજ્યો આમાં શું ભરે છે તે જોતાંની સાથે જણાઈ રહે છે. ફ્રાંસ ફક્ત ૭૯ અંશ, ઈટલી અને જાપાન એ દરેક ૬૦, ચીન ૪૬, પોલાંડ ૩૨, નેધર્લાંડ્સ ૨૩, રુમાનિયા ૨૨, અને સર્વિયા ૨૦ અંશ જ ભરે છે; તથા બીજાં રાજ્યો એથી પણ ઓછા અંશ ભરે છે, કેટલાંક તો નામનો ફાળો જ આપે છે

જર્મની હવે લીગમાં જોડાયું હોવાથી, બ્રાઝિલ આદિ તેમાંથી નીકળી ગયાં હોવાથી, અને ચીન જેવાં રાજ્યનો વરાડ વસૂલ કરવાનો રસ્તો જ ન હોવાથી, આખી યોજના ચાલતા વર્ષમાં જ નવેસર ઘડવી પડશે, તો તે વખતે હિંદનો વરાડ માફકસર જ રાખવામાં આવે તે માટે એસેમ્બ્લીએ બનતી ત્વરાથી હિંદનો અવાજ સૌ લાગતાવળગતાને સંભળાવવો જોઇયે.

વળી લીગ જેવી સંસ્થાએ આટલો મોટો ખર્ચ રાખવો ઉચિત જ નથી. એણે તો મોટાં ન્હાનાં તમામ રાજ્યોને કરકસરનો પાઠ શીખવવાનો હોય.

### ૩—હવાવાટે ટપાલ અને મુસાફરી.

ન્હાના તેમ મોટા એયરોપ્લેઇન કલાકના સો માઇલની રાશ આગીને આખી દુનિયામાં પૂરેપૂરી સલામતીથી આજે પણ હરીફરી શકે, એ ચાલતા દાયકાની નવી નવાઇ

પૂરેપૂરી સાબીત થઈ ચુકી છે. આવાં એયરોપ્લેઇનો હિંદમાં પણ ઝડપથી વ્યાપી જાય એમાં હિંદને, સામ્રાજ્યને તેમ આખી દુનિયાને અનહદ લાભ છે. ઈટલી, જર્મની, ફ્રાંસ, અને અમેરિકામાં વાયુયાન ઝપાટાબંધ પ્રગતિ કર્યે જાય છે, અને ત્યાં અત્યારે હજારો માણસો પોતાની જ મોટરો રાખે છે, તેમ થોડાં જ વર્ષમાં હજારો નહીં તો સેંકડો માણસો પોતાનાં જ એયરોપ્લેઇન રાખતાં થઈ જશે એમાં શક નથી.

સરકારને હિંદમાં વાયુયાન ઝપાટાબંધ ખીલવવું છે. કઇ રીતે ? એયરોપ્લેઇનો પરદેશી જ અહીં આવે એ રીતે ? એ નવા યંત્રના ઈજીનેરો અને હાંકનારા તમામ ઇંગ્રેજો હોઈ પોતાનો એકહથ્થુ અમલ જમાવી દે, એ રીતે ? હિંદમાં યાંત્રિક જ્ઞાન, યાંત્રિક કારખાનાં, યાંત્રિક શોખ, અને સાહસ બહુ ઓછાં છે, આવી બાબતોમાં હિંદ હજી મધ્યકાલીન પરિસ્થિતિમાં જ પડેલો છે, તો એ કારણથી હિંદને થોડાં વર્ષ વેઠવું પડે એ દેખીતું છે. પરંતુ આ કારણોમાં ઇંગ્રેજોની આ નવા ક્ષેત્રમાં પણ એકહથ્થુ સત્તાની જમાવટનું નવું કારણ ઉમેરાય, તો તો હિંદને દાયકા ને દાયકા વેઠવા જ કરવું પડે. આપણી એસેમ્બ્લી જાગૃત રહે તો આમ ન થવા પામે, એટલી સત્તા અને વગ એના હાથમાં છે પણ ખરી.

## ૫—ઇડર પ્રકરણ, અથવા દેશીરાજ્ય પ્રકરણ.

આપણા પ્રાંતમાં જોશીઓની ખોટ નથી; પુષ્કળ પ્રતિષ્ઠાવાળા પણ ચાર છ ડઝન હશે. રા. બ. હરજીવન ભવાન કોટક—રાજકોટવાળા કોટક સાહેબ—જેવા અનુભવી અને રેલ નર પણ ઈડરનરેશ જેવા રાજાના દિવાન્ લેખે કેટલો વખત ટકશે એનો અડસટ્ટો આ જોષીઓમાંથી કોઇ નવરો હોય ને જોઇ કહાડે તથા પ્રકટ કરે તો બહુ મઝાનું. અમે જોશી નથી. પરંતુ રા. રા. કોટક ત્યાં ત્રણ વર્ષ પણ કહાડે, નાદુરસ્ત તબિયત કે એવાં કોઇ નિમિત્તથી થોડા વખતમાં જ પાછા નિવૃત્ત ન થઇ જાય, તો એવા બનાવને અમે તો એક મોટામાં મોટો ચમત્કાર ગણીશું.

પોતાના વતનની સુધારણા મુખ્યત્વે તે વિભાગમાં પાકતા આગેવાનોનું જ કર્તવ્ય છે. આપણે ગુજરાતીઓ આ સમઝના નથી સ્વીકારતા નથી કૃતિમાં ઉતારતા નથી. આપણે ગુજરાતીઓ જરા જોખમ જેવું જોવામાં—અરે સાંભળવામાં પણ—આવતાં, બસ ભાગી છુટિયે છ, ઊભી પુંછડિયે. અને સોમાભાઈ સિધાવ્યા જો, એવો સ્વર કાને અથડતામાં, એ વાત ખરી છે કે માત્ર કિંવદન્તી તે તપાસ્યા વિના પણ, ભોમાભાઇ ને ભીમાભાઇ ને પોપાંબાઈ, સૌ ન્હાશી છૂટે છ. છાપાંઓ છાપે છે કે ઇડરપ્રજાના કેટલાક આગેવાનો સામે દેશપારીના હુકમો હતા તે પાછા ખેંચી લેવામાં આવ્યા છે. એવા હુકમો અધિકારીને લખવાની ફરજ પણ કેટલા બંધુઓએ પાડેલી ? એ હુકમો પાછા ખેંચાયાનો લાભ લઇને એમાંના કેટલા પાછા ઇડરમાં પોતાને વતન ગયા હશે ? જેમની સામે એવા હુકમ જેવું કશું હતું જ નહીં તેમાંના કેટલા પાછા ગયા હશે ? અમે આ વિચારણા માત્ર ઇડરિયાઓને ઉદ્દેશીને નથી કરતા. કચ્છી બંધુઓ જેટલા કચ્છ બહાર છે તેમનામાંથી દશમો ભાગ કચ્છને વળગી રહ્યા હોત, રૈયતના વાજબી હક્ક છાતી કહાડીને ભોગવ્યે રાખવાનો દશમા હિસ્સાના બંધુઓએ આગ્રહ રાખ્યો હોત, તો કચ્છની હાલની દશા થાત

ખરી ? આપણે આખી પ્રજાએ ખૂબ સમજી લેવાનું છે કે એક દિવાન કે બેચાર અમલદારો કે પાંચપંદર ડેપ્યુટેશનોથી રાજ્યનું આખું તંત્ર કે તંત્રનો વહીવટ થોડો જ સુધરી શકે. આપણા હક્ક માટે મક્કમ રહેવું, જુલ્મથી ત્રાસવું નહીં, આગેવાને તો પગ માંડીને ઊભવું અને સામી છાતીએ ઘા ઝીલવા—જે હૃદયપલટો આવશ્યક છે તે આ છે, કેમકે આ પ્રકૃતિફેર થતામાં આખી સ્થિતિ અને પરિસ્થિતિ જોત જોતામાં અનુકૂલ થઈ જ જવાની. પ્રજા તો એવા આગેવાનોની આસપાસ કિલ્લો રચવાને તૈયાર જ છે. દિવાન અને બીજા અમલદારોને પ્રજાના આગેવાનોનો ટેકો અને પીઠબળ નહીં હોય, ત્યાં લગી સારામાં સારા દિવાનથી અને કાગળ ઉપર નમૂનેદાર કાયદા અને હુકમો લખવામાં આવે તેનાથી ઝાઝું ફલ અમને તો નથી લાગતું.

## ૬ પૂના સંસ્કૃત યુનિવર્સીટી.

દક્ષણીઓને પેશવાશાહીના સમયનું કેટલું તો અભિમાન છે તે સૌ જાણે છે. એ પોતાના ગૌરવના સૈકાઓથી તો પોતાની આખી પ્રજાને અનંતકાલ લગી ડોક ઊંચી રાખવાનો પરો મળી ગયો છે એમ જ આખી મહારાષ્ટ્રી પ્રજા માને છે. હિંદના બીજા ભાગોમાં આર્યત્વને માટે જે ભાવ અને આદર જોવામાંઆવે છે તેમાં પણ મહારાષ્ટ્રની આટલી વિશિષ્ટતા છે, કે મહારાષ્ટ્રીયોને પેશવાઈ તે પ્હેલી, આર્યત્વાભિમાન પણ તેના પછી, એવી એમની મનોદશા છે. અને આ પ્રમાણેનાં અનગ અભિમાનને કૃતિમાં કેમ મુકવું એ વ્યવહારુ વિષયમાં પૂણેકર દક્ષણીઓએ અસાધારણ કૌશલ મેળવી લીધું છે. પેશવાઇના વખતનું જાણીતું મકાન કે એનું મકાન આગળ જ્યાં હતું એવો જમીનનો કટકો પણ પુણાના આગેવાનો બનતાં સુધી કોઇ સાર્વજનિક સંસ્થાને માટે મેળવવાને આકાશપાતાળને એક કરવામાં પણ પાછું વાળીને જુવે નહીં. નાનાં ફડનીસનો વાડો હતો ત્યાં ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ જગાની સાંકડ વેઠીને પણ સ્થાપેલી છે. ફ્રીએનો વાડો છે તેનાં જ્ઞાન પ્રકાશ દૈનિક અને તેનું છાપખાનું છે. ગાયકવાડ વાડો હતો તે કેસરી કચેરી બની ગયો છે. આવા ઘણા દાખલા જોવામાં આવે છે. વિશ્રામ બાગ હતો તેમાં પહેલાં સંસ્કૃત કૉલેજ હતી, જે પછી ડેકન કૉલેજ બની, અને ડેકન કૉલેજ પોતાના મકાનમાં જતાં ત્યાં સરકારી હાઇસ્કૂલ હતી. એ મકાન પાછું ખાલી પડશે તો, તેની સંસ્કૃત પાઠશાળાને માટે માગણી પૂણેકર આગેવાનોએ નોંધાવી દીધી જ છે. આ હીલચાલમાંનાં બીજાં બે તત્ત્વ પણ ખાસ જોવા જેવાં છે. ફર્ગ્યુસન કૉલેજ અને ન્યૂ પૂના કૉલેજના ચાલકો બધી બાબતોમાં એકમત છે એમ કૈં નથી; વચ્ચે વચ્ચે અનેક ન્હાની મોટી કચપચ ચાલ્યા કરતી હશે એ જ વધારે સંભવિત છે. પૂના યુનિવર્સિટી કેવી કરવી છે એ મહા પ્રશ્ન વિશે ફર્ગ્યુસન કૉલેજના બધા પ્રોફેસરોમાં કે ન્યૂ પૂના કૉલેજના બધા પ્રોફેસરોમાં જ એકમતિ નથી તો આ બે સંસ્થાઓની ભેગી એકમતિ તો કલ્પી શકાય એવી પણ નથી. વળી રાજકીય નેતાઓમાં બીજે જેમ તેમ પુણામાં નાફેરવાદી, સ્વરાજ્યવાદી, પ્રતિયોગી, ઉદાર, સરકારી એમ પક્ષો છે. અને વળી સરકારી નોકર હોય તેણે જાતેર હીલચાલમાં ભાગ લેવાની બાબતમાં પ્રતિબંધો જે આખા ઈલાકામાં પ્રવર્ત્તે છે તે પુણામાં પણ પ્રવર્ત્તે છે જ. પરંતુ પુણામાં આ નવી સંસ્કૃત પાઠશાળા સ્થાપવી છે અને તેને માટે

આ વિશ્રામબાગની જૂની ઐતિહાસિક હવેલી મેળવવી છે, તો એ વિશેની હીલચાલમાં બધા જ પૂણેકરો એકતંતે એક અવાજે સરકારને અને પ્રજાને એક જ વજનદાર મંડળીની તથા વ્યવહારુ દૃષ્ટિએ યથાયોગ્ય જણાય એવી જ કલમબંધીવાળી માગણી રજુ કરવાના. વલ્લભભાઇ પટેલ પ્રમુખ થાય, આનંદશંકર ધ્રુવ અને પ્રો. દીવટિયા મંત્રીઓ લેખે મ્હાર પડે, નર્મદાશંકર મ્હેતા અને સર રમણભાઇ એક ઠરાવ રજુ કરે, પ્રો. સ્વામીનારાયણ અને ન્હાનાલાલ કવિ બીજો ઠરાવ રજુ કરે, તથા સર મંગળદાસ અને ન. પુ. સંઘવી ત્રીજો ઠરાવ માંડે, તો અમદાવાદનો આખો પ્રજામત એવી સભાને પૂરેપૂરો ટેકો આપે, અને તો જ ગુજરાતને સાર્વજનિક હીલચાલ એક જ પ્રયાસે વિજયી કરવાની પૂણાની કલા આવડવા લાગી છે, એમ સૌ જોઈ શકે. અને પૂણામાં સ્થાપવાની સંસ્કૃત પાઠશાળાને લગતી નવી આદરેલી હીલચાલમાંનું ત્રીજુ તત્ત્વ ખાસ એ છે કે આ પાઠશાળા અગર "મહાવિદ્યાલય" તે એની યોજના એને જુદી જુદી સંસ્થાઓ તર્ફથી મળેલી સહાનુભૂતિ જોતાં તે એક "કોલેજ" નહીં પણ "યુનિવર્સિટી"જ રચાય છે; એટલે કે તા. ૨૭ જાનેવારીએ થયેલી આ મોટી જાહેરસભાને દિવસે જે આરંભાય છે તે પૂણા સંસ્કૃત યુનિવર્સિટી છે, જેમાં શિક્ષણના વાહન તરીકે મોટે ભાગે મરાઠી ભાષા, કેટલાક ઉચ્ચ અભ્યાસને માટે સંસ્કૃત ભાષા અને કોઇ કોઇ અભ્યાસને માટે જ અંગ્રેજી ભાષા વપરાશે.

## ૭ બર્નાર્ડ શૉ

નોબેલ ઇનામને માટે પોતાની પસંદગી થતાં બર્નાર્ડ શૉ (Bernard Shaw)એ એ ખાતાંને કાગળ લખેલો તેમાંથી એક વાક્ય મનનીય છે. "મારી ખ્યાતિ તો (એ ઇનામથી વધે તેથી મ્હને લાભ ક્યાંથી કેમ કે તે પ્હેલાંની પણ) મ્હારી મનો-દુરસ્તીને નુકશાન કરે એટલી વધુ પડતી હતી જ." વિનમ્રતા, વિનય, અને સમતોલપણું વધુ પડતી (અને આંધળી) લોકપ્રિયતાથી ઘટે છે, એ સત્યનો આપણા અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં પ્હેલો-દાખલો-તે કવિ નર્મદ. આપણા સાહિત્યના હાલ હયાત છે તે સર્જકોમાં પણ એવા દાખલા નથી એમ નથી.

## ૮ એમ. સી. સી.

કરાંચી લાહોર મુંબાઈ કલકત્તા આદિ સ્થળે એમ. સી. સી. ની ચમૂ સાંમે ચાલેલી ક્રિકેટની રમતો વિશે અમે પરચુરણ જેવી ટીકા જ કરીશું. ઈંગ્લાંડના ક્રિકેટમાં જેમ જેમ પગારદાર ક્રિકેટરો, ક્રિકેટ વડે જ આજીવિકા મેળવનારા ખેલાડીઓ, અને આ પ્રમાણે આર્થિક બદલા અને લાભ મેળવવાના ચેપ વધતા ગયા છે, અને 'એમાં શું? એમ જ હોય, શું ખોટું છે જે?' એ પ્રમાણે ચેપી વલણો અને ધોરણો સ્વીકારાતાં ગયાં છે, તેમ તેમ ઇંગ્લાંડનો આ એક વખતે અમીરી હતો તે ખેલ સામાન્ય ધંધાઓના અને જાહેરખબરી વેચાણના પ્રદેશમાં આવતો ગયો છે; તેમ તેમ એમાંથી ખેલાડીપણાના ઉંચા આદર્શો ઓસર્યા છે. આપણા દેશના ખેલાડીઓમાં પણ જેમ પગારદાર જેવું તત્ત્વ વધારે, અને ઉંચે સ્થાને, તેમ આપણી રમત પણ શુદ્ધ ખેલાડીપણાની ભાવનાને પોષવામાં નબળી પડવાની.

મુંબાઈ, પૂણા, વગેરે સ્થળે અમુક ખેલાડીઓને થેલીઓ, સોનાની ઘડિયાળો, મોટર સાઇકલો, આદિ ભેટ સોગાત આપવામાં આવે છે અને તેમને સરઘસ ચ્હડાવીને શહેરમાં

ફેરવવામાં આવે છે, તેટલે દરજ્જે ખેલાડીપણાની ભાવના ઝાંખી જ પડે છે અને પગારદારીની લાલચો વધતી જ જાય છે, એમ અમને લાગે છે.

પતિયાળાના મહારાજા સાહેબને આ ખેલોમાં રમવું હતું, તો તે માટે એમને હિંદની કોઈ ચમૂમાં સ્થાન સ્વીકારવું કેમ ન જ રુચ્યું વારુ? આપણા રાજાઓ હિંદ અને હિંદથી ઇતર ગણાવામાં હજી ક્યાં લગી ગેરઆબરૂને ઠેકાણે આબરૂ માન્ય કરશે? આ એમની ભ્રષ્ટતા એઓ લાજના માર્યા પણ છોડતાં અથવા ઢાંકતાં નહીં શીખી શકે?

રા. રા. વિઠ્ઠલ પ્રતિ કલકત્તાના ચમૂ ગોઠવનારાઓએ ચલાવેલી વર્તણૂકનો, જે વિગતો જાહેરમાં આવી છે તે ઉપરથી જ મત બાંધતાં, બચાવ જ નથી. એ ચમૂમાંથી બીજા હિંદુઓએ છેલ્લી ઘડીએ પણ આવી વર્તણૂકની સામે તિરસ્કાર દેખાડવાની ખાતર જ નીકળી જવું જોઇતું હતું, એમ અમને લાગે છે.

### ૯ અવતરણ : ધર્મે ખ્રિસ્તી, સામાજિક દૃષ્ટિએ હિન્દુ.

( રા. રા. દેવદત્ત નારાયણ ટિળકના તા. ૬-૧-૨૭ ના ' જ્ઞાનોદય' સાતવારિયામાં અગ્રલેખમાંથી. )

અમને આ તંત્રીપદે વર્ષ ઉપર થયું. દરમિયાન અગ્રલેખો અને સ્ફુટ ચર્ચાઓમાં અમે સીધી કે આડકતરી રીતે એક મુદ્દો ફરી ફરીને રજુ કરેલો છે. અમે ધર્મે ખ્રિસ્તી છીયે, અ-ને અમે સમાજમાંની વ્યક્તિ લેખે, પિતા તરીકે, પતિ તરીકે, પુત્ર તરીકે, ભાઈ તરીકે, ગૃહસ્થ તરીકે, સમાજના અંગ તરીકે હિંદુ આદર્શોને માન આપનારા અને વળગનારા છિયે. અમેરિકા આદિ હિંદની બ્હારના દેશોમાં હિંદના મુસ્લીમને પણ " હિંદી " ગણવામાં આવે છે. હિંદમાંના ખ્રિસ્તીઓમાં ઘણા સામાજિક નીતિરીતિમાં પણ વટલી ગયેલા હોવાથી તેમને અમારુ આ ચલણ નથી રુચતું, નથી પચતું, નથી વેઠાતું. હોય. અમારું વલણ આવું છે. અમે ખ્રિસ્તી, મુસ્લિમ, આદિ જે કોઇ ધર્મે હિંદુ નથી પણ વતને હિંદી છે તેમને આ જ કહી શકિયે છિયે : ધર્મ ભલે તહમારો ગમે તે હો, સામાજિક નીતિરીતિમાં તહમે હિંદુ રહો, અથવા હિંદુ બનો.

પૂણા, તા. ૨૧-૧-૧૯૨૭. } બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.



મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ-અમદાવાદ.
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક.




તંત્રીઃ—પુરૂષોત્તમ વિશ્રામ માવજી

# ચિત્ર સૂચિ.

## ત્રિરંગી.


| | | |
|---|---|---|
| ૧ | પ્રકૃતિ-પુજારણ ... ... ... ... ... | કવર. |
| ૨ | વિષયા અને ચંદ્રહાસ ચિત્રકાર તારા અને તુલશી ... | મુખપૃષ્ઠ |


## એકરંગી.


| | | |
|---|---|---|
| ૧ | ઉપવનમાં પ્રેમીઓ રજપુત કલમ (૧૮ મી સદી) ... ... | ૧૦ |
| ૨ | જનાનામાં .... ... .... ... ... | ૧૧ |
| ૩ | હિંદી કેલીકો-છિંટનો નમૂનો (૧૭ મી સદી) ... ... | ૫૬ |
| ૪ | પંચદેવની મૂર્તી-રત્નજડીત ફ્રેમમાં (૧૦ મી સદી) ... | ૫૭ |
| ૫ | હરદ્વાર (૧૮ મી સદી) ... ... ... ... | ૮૮ |
| ૬ | કુંભમેળો-હરદ્વાર (૧૮ મી સદી) ... ... .... | ૮૯ |





અમારા એજન્ટો

મેસર્સ—આર. વનમાલીદાસ એન્ડ કું૦, સોલ એજન્ટ.
જુની ભાટીયા મહાજન વાડી સામે, મુંબઈ.

મેસર્સ—બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ.
વિશ્વજ્યોતિ કાર્યાલય, સુરત બ્રાંચ.
ભાગાતળાવ રોડ, સુરત.







Printed & Published by WAMAN RAMSHANKER MASTER
Lakshmi Art, Printing Works, 97 B, Sankli St, Byculla, Bombay, 8
All Blocks are made at our Studio.

# સુવર્ણમાલા

માઘ ૧૯૮૩


## પ્રકૃતિ—પુજારણ.

"મગન ગગન હૈં તુમ્હારી ભજનાવલી મેં,
કોકિલ-કપોત-કીર કે સમાન; કૂજા કો;
'માધવ' બજે હૈં ઘને ઘંટ ઘનરાજ કે યે,
સુનિયત સાની ન તિલોકમેં ચહૂં જાકો.
ઠાઢી નિસિ-બાસરસે આજ ધૂપ-દીપ લૈકે,
ચાઁદની કી આરતી લૈ ભોગ કંદ-ફૂજા કો;
લાઇએ ન બાર નેક ખોલિએ દયાકે દ્વાર,
પ્રકૃતિ-પુજારિન ખડી હૈ નાથ પૂજા કો.

"માધવચરણ દ્વિવેદી - "માધવ""


વર્ષ ૨ જું

અંક ૪ થો

# ઉર્મિ

સ્ફુરેછ દિલ સાગરે કંઇ અસંખ્ય કાવ્યોર્મિઓ
ઉંડા ઉદધિગર્ભના અમિત રત્નભંડારથી
સમુદ્ર ઉર ખાઢવે કિરણરેખ રત્નો બધા
અનેક વિચિમસ્તકે કળશશી વિરાજે સહુ
રૂપેરી ધરી મ્હોડ એ વિચિ જગે ધુમી મ્હાલતાં
અનંત, વળી વિછિન્ન, ત્યહીં સ્વરૂપ ધારે નવું
કુદે વળી ઝુમે, શમે, પવનસંગ ડોલે મુહુઃ
અકેક શુચિ ઉર્મિઓ ઉદધિ રત્નસંદેશ એ.
અનેક સ્મૃતિરત્ન કૈં હ્રદયસાગરે વિસ્તર્યાં
કંઇ વિવિધ શોક મોદ તણી રેખ અંકાયલી
હજી હ્રદયપટે કદી ધગધગે ઝળેલા ઉઠે
વળી હિમસમી કંઇ અગન શાંત કેવી કરે!
અનંત ઉરસાગરે સકળ ઉર્મિ સંદેશથી
ચહો જીવન નિર્મળા વિરલ સત્ય કો ભાવના.

રા. ચન્દ્રવદન મહેતા.




(હરિફાઈ વિભાગ નં૦ ૫.)

'મનુષ્યજીવનમાં એક સમય એવો હોય છે કે જ્યારે પ્રેમના દરેક શબ્દનો પડઘો તે આપી શકે છે. મ્હારી એ અવસ્થા હતી. ચારે તરફથી મ્હારા પર, કલાના જીવનમાં મળી શકે તેવી ખાસ્સી કીર્તિનો ચળકાટ ફેંકાતો હતો. એ વખતે હું દિલ્હીમાં જૂમા મસ્જીદની પાસે જ એક ભાડાના મકાનમાં રહેતો હતો. મોગલોના ભૂતકાળના વૈભવ પર ધ્યાન ધરતા હજારો મુસલમાન જૂમામસ્જીદના પગથીઆ પર પડયા પાથર્યા રહેતા.

એમની વચ્ચે જઇને બેસવ ની મ્હને ટેવ હતી. એમનાં સુખ, દુઃખ, આશા, અભિમાન અને આનંદ—લાગણીઓના બધા વ્યવહારને મ્હેં રંગમાં ઉતાર્યા હતા. દિલ્હીના ખૂણે ખૂણા—મ્હારા ચિત્રોમાં મ્હેં રજૂ કર્યા છે. કોઈકે જ દિલ્હીના ખુણા ખાંચરા પર એવા પ્યારની દ્રષ્ટિ ફેંકી હશે. ચાંદની ચોકથી માંડીને હુમાયુનના મકબરા સુધીનું દિલ્હીનું બધું જીવન મ્હારી પીંછીમાં સજીવન હતું. રસમાંથી ઘડી કાઢેલી મૂર્તિ હોય તેવી મ્હારી સ્રી—હું સાંજે દિલ્હીના જીવનને કાગળ પર ઉતારીને પાછો ફરૂં ત્યારે—રાહ જોતી ઉભી હોય. મ્હારો સાત–આઠ વર્ષનો પુત્ર પણ બજારના અનેક મનુષ્યોમાં એક જ પરિચિત મોંની શોધ કરતો હોય! મ્હારી પીંછીને લડાવવા માટે, મેં અનેક સુંદર સાંજ ઘરની બહાર ગાળી છે. સાથે બેસીને એવો શાંત સમય વાતોમાં ગાળવાની ઘરનાંની ઇચ્છાને ભાગ્યે જ પૂરી પાડી છે. આજ હવે એ સાંભરે છે ત્યારે ન જીવાએલા જીવનના પડછાયા મ્હારી પાસેથી પસાર થતા જણાય છે. તો પણ અમારૂં ગરીબ

ઘર સ્નેહની હુંફવાળું અને સુખી હતું. રાત્રે અમે બન્ને સાથે જમવા બેસીએ, ત્યારે વ્હાલસોઇ માતા તોફાની છોકરાને જેવા પ્યારથી જમાડે તેવા પ્યારથી સુભદ્રા મ્હને જમાડતી. એને મન અમે બન્ને છોકરા હતા. જમ્યા પછી અમે ઘડીભર અગાશીમાં સારંગી લઇને બેસતાં. સુભદ્રાએ એ કળા હાથ કરી હતી; ને જો કે હલક અને આલાપના શાસ્ત્રીય વમળમાં એ પડી ન હતી, તો પણ સારૂં ગાઇ શકતી.

દિલ્હીના ગણ્યા ગાંઠયા કલાના ઉપાસકોમાં સૌની જીભે મ્હારૂં નામ પહેલું આવતું. હમણા–હમણામાં લખનૌ ખાતે ચિત્રકલાનું પ્રદર્શન થવાનું હતું. અને તેમાં ચિત્ર મોકલવા માટે હું તૈયારી કરી રહ્યો હતો. એક વખત હું દિલ્હીદરવાજાથી બ્હાર ફરવા નીકળી પડયો હતો. ઘણે દૂર ચાલ્યો ગયો; શાહજહાનાબાદ વટાવ્યું; તઘલખાબાદ ગયું. અને રાયપિથોરાનો રાતા પથ્થરનો જૂનો ખોખડધજ કિલ્લો દેખાયો. લખનઉના પ્રદર્શનમાં શું મોકલવું એ ચિંતા જ મ્હારા મનમાં ઘોળાઇ રહી હતી. અચાનક એક વિચાર વિજળીના વેગે પસાર થઇ ગયો. મધ્યયુગના દિલ્હીને સજીવન મૂકયું હોય તો ?

મ્હારા જીવનનું કેન્દ્રસ્થાન હવે પછી એ વિચારને મૂર્ત્તસ્વરૂપ આપવામાં હતું; સજીવનદિલ્હી કેવું હોઇ શકે ?.... નીલમઃ માણેકઃ પન્ના ને પોખરાજ જેવી પારદર્શક છીપથી ખીચોખીચ ભરેલા દિવાનેખાસના સંગેમરમર પર મૂર્તિમંત દિલ્હી રજુ કરવી.—લાગણી માર્ફત રંગની ભાષામાં એને ઉતારવી— એ કામ કોઇ પણ કલાકારને એક જીવનભર ચાલે એટલું મહાન હતું. અને મ્હારી સમક્ષ તો હતા માત્ર ત્રણ માસ–નેવુંદિવસ !...સંયુકતાના વિલાસ, રૂપ અને પવિત્રતા, જહાન્નારાનું તપ, નૂરજહાનનું સૌંદર્ય, અર્જુમંદબાનુનું હૃદય, ગુલાબના અત્તરથી ભરેલા હોજ, મદભર યૌવન, અનંત સમૃદ્ધિ અને અદભુત સંયમ. દિલ્હીના જીવનમાં વિતેલાં આવાં આવાં અનેક વિરોધી સત્વોને એક જ સીના ચ્હેરામાં પાથરવાં–અરે રે ! ગમે તેટલું કલાવિધાન હોય પણ આ શકય નથી. મ્હારે માટે પ્રદર્શનમાં સ્થાન નથી. મ્હેં નિરાશાની હાય મારીને પિંછી ફેંકી દીધી: રંગો ઢોળી નાખ્યા: અને વિચારો વેડફી નાંખ્યા. મ્હારા જીવનમાંથી જીવનસર્વસ્વ જેવો કલાનો પોષક અંશ ચાલ્યો ગયો. પ્રાણ વિનાનું ખોખું ફરે તેમ જમનાના કાળાં ભમ્મર પાણીને જોતો હું તેના કાંઠા પર ફર્યા કરતો. એક વખત મ્હેં સુભદ્રાને દિલ્હીરૂપે ઉતારવાનો વિચાર કર્યો. પણ રસભરેલા એના મોં ઉપર માત્ર નિર્મળ આંખો હતી: યૌવનના તનમનાટને બદલે, સંતોષી ગૃહિણીના ભાવો હતાઃ સુભદ્રામાં વિલાસની છાયા મળે નહિ, અને દિલ્હીના રંગમહાલમાં તો હીનાના રંગ ભરેલી પાની મેઘધનુષરંગી આરસ પર ચાલી હશે !....એ વિચાર જ અશકય હતો. દિલ્હીનો પહેલો ચિત્રકાર પોતાનો મુગટ ડગતો જોઇ રડયો. પણ રૂદનમાંથી જન્મેલી નિરાશા જ એના ભાગ્યમાં હતી.

(૩)

એક વખત તે નિરાશ બનીને પાછો ફરી રહ્યો હતો. તેના ગરીબ જીવનમાં લક્ષ્મી કોઈ દિવસ પ્રસન્ન થઈ ન હતીઃ અને કિર્તિ હાથતાળી દઈને નાસી જવાની તૈયારીમાં હતી. લથડતે પગે તે પાછો ફરી રહ્યો હતો. સામેથી એક સાઈકલ વાળાએ ટોકરી વગાડી તેને જાગૃત કર્યો: તે પાછો હઠવા ગયો, પણ પાછળ ટપાવાળાએ મહેનતથી રોકેલો ઘોડો હઠે ચડયો હતો. એક તરફ ફરવા જતાં જ......મોટરનું ભૂંગળું વાગ્યું. ને કાંઈ નિશ્ચય કરે તે પહેલાં, મોટરના ધક્કાથી તે જમીન પર પડયો. હારેલું હૃદય વગરઈજાએ જ માંદુ હતું, તે વધારે જોરથી ધબકવા માંડયું: ને તેના માથામાં ઠીકઠીક લાગ્યું. તે છેક સાંજે ભાનમાં આવ્યો ત્યારે એક વિશાળ મકાનમાં ખાટલા પર પડયો હતો: બે જણ—એક સ્ત્રી અને પુરૂષ તેની પાસે ઉભાં ધીમેથી વાતો કરતાં હતાં. તેણે કાંઈક જેવું તેવું સાંભળ્યું: વધારે સાંભળવાની શક્તિ હતી નહિઃ પણ તેની જરા ઉઘડેલી આંખ ફરી મીંચાણી ત્યારે તેણે જરાતરા સાંભળેલા શબ્દોની યાદીથી તેનું મોં ઉંઘમાં પણ મલકતું હતું:

તમને ખબર નથી ?.......તેની પાસે હાજર રહેલ બે જણમાંથી, સ્ત્રીનો કોમળ સ્વર આવ્યો: 'તમને ખબર નથી ? દિલ્હીનો—વધુ કહો તો હિંદુસ્તાનનો—પ્રખ્યાત ચિત્રકાર ચંદ્રમોહન !

'એમ કે ! પુરૂષે જવાબ વાળ્યો. તેના જવાબમાં ચોખ્ખું અજ્ઞાન અને બેદરકારી ભર્યાં હતાં.

તે જ વખતે બારણા પર એક ધીમો ટકોરો થયો. બહુ ધીરજથી પેલી સ્ત્રીએ બારણું ખોલી, આવનારને અંદર લીધા. આવનાર સ્ત્રી હતી અને તેની સાથે રૂપાળો છોકરો હતો.

તેણે આવતાં વેત જ પુછયુઃ "સુતા છે ? ઉંઘે છે ? ....જવાબ મળે તે પહેલાં આવનાર સ્ત્રી દર્દીના ખાટલા તરફ આગળ વધી.

"બેન ! બહુ ધીરજથી હો !...પેલી સ્ત્રીએ કહ્યું.

પુરૂષે માત્ર નાકપર આંગળી ધરી છાના રહેવા સુચના કરી. છોકરો, તેની માના કાનમાં બોલ્યો: "બા ! મ્હારા બાપુ તો ઉંઘમાં હસે છે જો" !

એટલા દુઃખમાં સુભદ્રાને આ શબ્દો અમૃત જેવા લાગ્યા. તેણે ખાટલા તરફ જોયું તો—પોતાનો મુગટ સરે છે એ વાત ભૂલી ગયો હોય તેમ—ચિત્રકાર ભવિષ્યના સ્વપ્નાં ખડાં કરી સ્મિત કરતો લાગ્યો !

પેલી સ્ત્રીએ સુભદ્રાને પાસેના ખંડમાં લીધાં. બન્ને બેઠાં કે તરત જ તેણે વાત ઉપાડી: "બીવા જેવું નથી. સાધારણ ઈજા છે."

"તમે—તમને કેમ લાગે છે ?....સાજા થઈ જશે ઝટ"?

'હા'

'તમે—આંહી....'

'આ ધર્માદા દવાખાનામાં હું નર્સ છું. ચંદ્રમોહનને મેં જ રસ્તામાં ઓળખીને એકદમ સારવાર માટે આંહી સગવડ કરી—અને તમને સમાચાર કહેવરાવ્યા. હું તમારી પડોશમાં રહું છું એ તમને ખબર નહિ હોય!

"અમારી જ પડોશમાં? ના! ત્હમારૂં નામ?

નર્સ જરા મીઠું હસી: "મ્હારૂં નામ બસુમતી!

સુભદ્રાના મનમાં તો ચંદ્રમોહનની તબીયતના જ બધા વિચારો ઘોળાયા કરતા હતા. છતાં નર્સની બોલવાની મીઠાશ અને મોહક સ્મિત એને આકર્ષક લાગ્યાં.

"બેન! તમે—તમારા જેવું ભાગ્ય કોઇકનું જ હશે. સારૂં દિલ્હી ચંદ્રમોહનની રંગની મીલાવટ પર આફ્રીન છે. એનાં ઘણાં ચિત્રોને તો જાણે જોયાં જ કરીએ, જાણે જોયા જ કરીએ એમ થાય છે. તમને કયું ચિત્ર સૌથી વધારે પસંદ પડયું"!

સુભદ્રા જરાક ગુંચવાણી: "મ્હને? મ્હને તો એના સજીવન દેહ જેવું બીજું એકે ચિત્ર લાગ્યું નથી"!

નર્સ હસી: "હાં! હાં! એ તો છે જ પણ મ્હને તો એનું "નિરાશાનાં આંસુ" એ સૌથી સારૂં લાગ્યું. પેલી સ્ત્રીના મોં પર—કેટલા અકળિત ભાવો પાથર્યા છે. અને...

પાસેના ખંડમાંથી લોઢાના પલંગનો જરા જેવો અવાજ સુભદ્રાએ પકડી લીધો.

"પડખું ફર્યા કે નહિ?" તે તરત બોલી ઉઠી.

નર્સ હસતી હસતી ઉભી થઈ ને બારણાંની પાસે જઇ, જરાક ઉઘાડી, તડમાંથી અંદરના ખંડમાં જોવા લાગી. ચિત્રકાર તો હજી ઘસઘસાટ ઉંઘતો હતો. તેની પાસેનો કોઇ દર્દી જાગીને પડખું ફરી સૂઈ ગયો લાગ્યો.

નર્સે ધીમેથી બારણું અટકાવ્યું. પણ એક ન્હાનો રૂપાળો હાથ વચ્ચે આવ્યો હતો. તેણે નીચા નમીને ધીમેથી હાથ ઉપાડયો. છોકરો જોવામાં તલ્લીન હતો. તેણે નર્સને ધીમેથી પૂછયું: "જાગ્યા નથી કાં?

" ના "

છોકરો સુભદ્રા પાસે દોડી ગયો. ને પોતે પણ આજે, ધીમે ધીમે બો-લવવામાં જ, કાંઈ બહુ ઉપયોગી કામ કરી રહ્યો હોય, તેમ એક હાથે સુભદ્રાનું ગળું પકડીને કાનમાં બોલ્યો: " હજી જાગ્યા નથી "

એટલામાં નર્સ પણ આવી. તેણે પોતાની જગ્યાએ બેસતાં છોકરાને પૂછ્યું: " ત્હારૂં નામ શું ?

છોકરો હસીને માના ખોળામાં મોં છુપાવી ગયો. સુભદ્રાએ તેના વાંસા પર હાથ મૂકયો: " નામ કહે બોલ ' ની ?...ત્હારૂં નામ શું " ?

છોકરે ઉંચુ જોયા વિના જ જવાબ વાળ્યો: 'અનંગ' !

' એમ ! ત્યારે તો તું લુચ્ચા, ભારે તોફાન મચાવશે !.... એટલું બોલીને નર્સ ગંભીર બની ગઈ.

" બેન ! ઉંઘે એ તો સારૂં કાં ? દુઃખ કળાય નહિ ને ઓછું થઇ જાય !"

" હા " નર્સે જવાબ વાળ્યો.

સુભદ્રા આવા પ્રખ્યાત ચિત્રકારની સ્ત્રી થઇ, તેનાં ચિત્રો વિષે કાંઈ ન જાણે એ નર્સને અયોગ્ય લાગ્યું હતું. સુભદ્રાની સાદાઈ ઉપર એ મનમાં હસી રહીહતી: છોકરાનું નામ તો તેણે સહજ જ પૂછયું હતું પણ નામ સાંભળ્યા પછી, એ નામની અસર કાંઇક વિજળીના આંચકાની માફક સારૂં શરીર વિંધી ગઈ. નર્સ મનમાં એક જ વિચાર કરી રહી હતી:" આ અયોગ્ય સંબંધ ન કહેવાય ?....

' ચિત્રકારની સૃષ્ટિ પોતે વખાણે છે માટે પોતે જ ખરી રીતે તો યોગ્ય ' .... ... ... ... ... વગેરે વગેરે તરંગો ઉપર તેનું મન ચડયું હતું.

" હમણાં કોઈ નવું ચિત્ર કરે છે ?.... " નર્સે પાછી વાત ઉપાડી.

" હા કાંઇક કરે છે ખરા.

" એક દિવસ—એમનો—'સ્ટુડીઓ' જોવા આવવું છે !

" હં. હવે તો પડોશમાં છો તે આવજો ને, બે દિવસ પહેલાં જ 'એ' બોલ્યા હતા કે મને શેવ ખાવાનું મન થયું છે. આજે જ વણવી હતી. તમને વણતાં આવડે છે " ?

નર્સ કટાક્ષ ભર્યું હસી: " ના !

' ત્યારે તો તમે ચાળજો.'

'હા ભલે. અને પછી એનો 'સ્ટુડીઓ' જોઇશ !...

'એનો 'સ્ટુડીઓ' તો બહુ હુંફવાળો છે: 'એના' શરીરને સંભાળતાં જેટલો આનંદ આવે છે, તેટલો આનંદ, 'એ' કામ કરતા હોય ને પાસે બેસીએ ત્યારે પણ આવે છે !

જાણે આપણે પાસે બેઠા જ રહીએ: જોયા જ કરીએ... 'એને' વખાણ્યા જ કરીએ. કયારેક તો માત્ર પ્રાણ મૂકવો બાકી રહે એવાં ચિત્ર કરે છે, ત્યારે તો... ઈશ્વરમાં ને 'એનામાં' શું ફેર છે એ જ કળાતું નથી'!

'જુઓ ! હવે સાચું બોલ્યાં કે ? તમને કયું ચિત્ર સારૂં લાગ્યું છે ?

'મ્હને ? મેં કીધું ને. બાકી તો એનું એક ચિત્ર બીજાથી જુદું પાડવાની મ્હારી શક્તિ નથી. મને તો એ બધાં સારાં લાગે છે. એનો કામનો થાક ભૂલાવી દેવો ને શ્રદ્ધાથી પૂજવા—આ બે જ કામ મેં મ્હારાં કરી રાખ્યાં છે !...

નર્સ મનમાં જ હસી: 'પૂજવા ! ... ચિત્રકાર આની સાથે પોતાનાં ચિત્રોની શી વાત કરે ? ... અને તેના મોં પરથી વિજયનું કે અભિમાનનું સ્મિત ફરકીને ચાલ્યું ગયું.

(૪)

એકાદ અઠવાડીઆમાં ચંદ્રમોહન તો તદ્દન સાજો થઇ ગયો. આવતી કાલે તે પોતાને ઘેર જવાનો હતો. આજે નર્સ તેને ઔષધ આપી રહી હતી: અને તેની સાથે હરતાં ફરતાં વાતો કરતી હતી. આઠ દિવસમાં એવા ઘણા પ્રસંગો બન્યા હતા, કે જ્યારે બન્નેની આંખ મળીને થોડીવાર થોભી ગઇ હોય ! ચિત્રકારને બસુમતી સજીવન દિલ્હીના ચિત્રવિધાનમાં મૂકવાની પ્રેરણા થઈ હતી: બસુમતીને આવા પ્રખ્યાત ચિત્રકાર સાથે ભાવનાસૃષ્ટિમાં રમવાનો અભિલાષ જાગ્યો હતો. નર્સની વાતો પરથી એને ચિત્રકલાનો શોખ છે, એ ચંદ્રમોહનને ખબર પડી હતી. આજે તેણે સહજ જ પૂછયું:

"મ્હારૂં કયું ચિત્ર તમને સૌથી વધારે પસંદ પડયું છે"?

"મ્હેને ? ... બસુમતીએ મોં મલકાવ્યું. હું કાંઇ કલાની ખરી કદર કરી શકું એટલી વિદ્વાન નથી, પણ-નિરાશાનાં આંસુ-એ સુંદર છે.'

'ઘણા એને સરસ માને છે. જો કે મ્હારો પક્ષપાત-આશાના કિરણ—ઉપર છે.

ત્યાર પછી બીજે દિવસે ચન્દ્રમોહન ઘેર આવ્યો. હવે બસુમતીને એના ઘરમાં આવવા જવાનો, બેસવાનો, વાતોચીતો કરવાનો હકક પ્રાપ્ત થયો હતો. બસુમતી પણ એ હકક બરાબર ભોગવતી. ધીમે ધીમે પરિચય વધતો ગયો.

( ૫ )

રાત્રિના નવ થયા હશે. અત્યારસુધી હું, બસુમતી, સુભદ્રા અને અનંગ સૌ બેઠાં હતાં. હોસ્પીટલમાંથી આવ્યાં પછી, બસુમતી હમેશાં સાંજે અમારે ત્યાં આવતીઃ હું અને એ બન્ને ચિત્રકળાની સૃષ્ટિ વિષે વાતોએ ચડતાં. ને તેમાં વચ્ચે વચ્ચે સુભદ્રા ટીકા પૂરતી. આજે સુભદ્રા જરા અસ્વસ્થ હતી એટલે પાસેના ખંડમાં બેઠી હતીઃ અને અનંગ સૂઇ ગયો હતો. અમે બન્ને અગાશીમાં બેઠાં હતાં. બસુમતી ચિત્રપરીક્ષામાં જે અગાધ શકિત દર્શાવતી હતી, તેનાથી હું મ્હાત થયો હતોઃ સુંદર બોલનારી તરીકે, મધુર અભિનય કરનાર તરીકે અને કલાતત્વનો પરિચય રાખનાર તરીકે, તેની તેજસ્વી બુદ્ધિ જોઇ, મ્હને ઘડીભર સુભદ્રા નિસ્તેજ લાગી હતી. આજે બસુમતી ખાસ ખીલી હતી. તેણે સમુદ્રના તરંગ જેવો આછો આસમાની સાળુ પહેર્યો હતોઃ મોટા ઘેરાવદાર રેશમી બુટાવાળા ગુલગુલાબી ઘાઘરા ઉપર તે પથરાઇ રહયો હતોઃ આજે તેણે પીળાપીળા રંગની અતલસનું કાપડું, પહેર્યું હતુંઃ અને માથા ઉપર સેંથીની બન્ને બાજુએ, મુગલાણીની જેમ મોતીની સેર લટકતી રાખી હતી. શોખથી નાકમાં પાણીદાર મોતીનું બુલાખ પણ પહેર્યું હતું. એમ અરધી હિંદવાણી ને અરધી મુગલાણી બનીને તે બેઠી હતી. આકાશમાં શુદ આઠમનો ચાંદો ખીલ્યો હતોઃ ને નીચે લટાર મારવા નીકળેલ કોઇ મીયાંભાઇ,

'મેરી જાં ચાંદ બનબન કયું
ચમકતે હૈ સિતારો મેં !....

એમ ધૂનમાં ને ધૂનમાં ગાતા ચાલ્યા જતા હતા.

હું બસુમતી સામે જોઈ રહયો. તે મારી સામું જોઈ રહી.

શું જુઓ છો ? તેણે એક તીરછી દ્રષ્ટિ સુભદ્રાના ખંડ ભણી નાખતા કહ્યું.

બીજું કાંઇ નહિ. બસુમતી! તું જેમ બેઠી છો એમ જ બેસી રહીશ ?...

અગાશીમાં ચારે તરફ ફરતી પત્થરની બેઠક હતી અને બસુમતી તેના ઉપર સૂઇને હાથપર માથુ ટકાવી જરા આડી થઈ હતી. લાંબો કરેલો એક પગ બેઠકની ઉપર હતો ને બીજો પગ બેઠકની નીચે લટકતો હતોઃ તેની પાની પર અળતાના જેવો મોહક રંગનો ચળકાટ હતો.

મેં કીધું તે સાંભળીને બસુમતી ફીક્કી પડી ગઇ. મેં તે ફેરફાર જોયો.

'કેમ ગભરાયાં કે શું?

ના, પણ મ્હારી કિમ્મત તમારે મન એક 'મોડેલ' જેટલીજ છે ના?

'મોડેલ' જ? જે આદર્શને મૂર્ત સ્વરૂપ આપવા આજે દિવસો થયા હું યત્ન કરૂં છું તે આદર્શ તમારા સ્વરૂપમાં સચવાઇ રહ્યો છે. નકલ કરવા દો તો હું "મધ્યયુગનું દિલ્હી" ને મૂર્ત કરૂં!

"મધ્યયુગનું દિલ્હી –! બસુમતી હસી, પણ એ હાસ્ય સંતોષની ચોખ્ખી નિશાની જેવું હતું–મ્હારામાં એવું શું છે? મધ્યયુગ દિલ્હીનું અદ્ભુત રસજીવન કયાં અને હું કયાં?

ચિત્રકારે ચિત્રપટ હાથમાં લઇ, રેખામૂર્તિ દોરવાની શરૂઆત પણ કરી દીધી. તે દિવસ ચિત્રકાર મોડેથી ઉઠયો ત્યારે પોતાના ચિત્રપટ પર બસુમતીની દેહલતાને રેખાચિત્રમાં ઉતારી રહ્યો હતો. દરેકે દરેક રેખામાં પ્રાણ મૂકવા પોતાનાથી બનતું કરી ચૂકયો હતો.

બસુમતી ઉઠી ત્યારે થાકી ગઇ હતી. તેની આંખ ઘેરાતી હતી. તે લથડતે પગે ઘર તરફ ચાલી. ચિત્રકાર તેને દાદર સુધી વળાવી આવ્યો.

'કાલે પણ– હવે આજ વખતે આવશો કે?. તેણે ચિત્રકાર તરફ જોયું: એક તીરછી દૃષ્ટિથી તેને વીંધ્યો:

"તમને ચિત્રસૃષ્ટિ સિવાયની દુનિયા જડ લાગે છે શું? ચિત્રકાર મીઠું હસ્યો: "મ્હારૂં એજ ધ્યેય છે નાં? તે નીચે ઉતરી ગઇ. પાછળથી ચિત્રકારે બૂમ પાડી- 'કેમ? તે પાછી વળી.

"એક કહેવાનું રહી ગયું. કપડાં પણ આ જ રાખવાના હો"!

તે જરાક હસી: 'ભલે. અને ઝીક સતારાની ઓઢણી ઓઢું તો?

"આહ! તો તો કમાલ થાય. જાણે ઘેરા આસ્માનમાં તારા ઉગી નીકળ્યા હોય! તે હસતી ચાલી ગઇ.

(૬)

બીજે દિવસે પણ બસુમતી એ જ કપડાં પહેરીને હાજર થઇ હતી: ચિત્રકાર એને રેખામાં ઉતારતો હતો: અને હર પળે તેની દેહલતામાં વધારે ને વધારે તલ્લીન થતો હતો: તેનાથી વધારે ને વધારે ખેંચાતો હતો. દરેક રેખા દોરતાં બ-



રજપુત કલમ] ઉપવનમાં પ્રેમીયો [૧૮ મી સદી.

આંસુ' સૌથી સુંદર લાગ્યું છે! ઘણાના મોં પર સંતોષ છવાતો ચિત્રકારે જોયો. તેણે અંતઃકરણથી બસુમતીનો આભાર માન્યો.

(૮)

પણ આ બનાવ પછી 'સુભદ્રા' વધારે ને વધારે એકલી થતી ચાલી: હવે તે અગાશી પર પહેલાંના જેવી સારંગીની મીઠાશ રેડાતી નથી. હવે ચિત્રકાર જ્યારે તેના કામમાં ચોંટે છે ત્યારે બસુમતી તેને અનેક રીતે મદદ કરતી કરતી ટીકા કરતી જાય છે! ધીમે ધીમે સુભદ્રાની જગ્યા બસુમતી લેતી જાય છે. સુભદ્રાના હૃદય પર ભારે આઘાત થયો. કેટલીક માતાઓ જેમ ન્હાનાં છોકરાં પર એટલો પ્યાર રાખે છે, કે, તેમની રજેરજ—સેવા કરવામાં જ તેમને આનંદ આવે છે, તેમ સુભદ્રા પણ ચિત્રકારનું રજેરજ કામ પોતાને હાથે કરવામાં આનંદ લેતી! એના જીવનનો આ એક જ આનંદ ઉડી ગયો!—હવે બસુમતી ચિત્રકારની માનસિકસૃષ્ટિમાં સાથે-સાથે જ ઉભી રહે છે, એમની વાતોમાં ન સમજે, ત્યારે સુભદ્રા, એક ખુણામાં જઈ રડી કાઢે છે! છતાં સુભદ્રા પોતાના મનમાં બધી ગડમથલ કર્યા પછી પોતાનો દોષ કાઢે છે: 'હું મૂઈ! અભણ, મને કાંઈ ન આવડે ત્યારે 'એ' બાપડા કયાં મન મોકળું કરે?'

ચિત્રકાર બસુમતીની સાથે જ્યારે ચિત્રકળાના ગુણદોષ વર્ણવી આનંદ કરતો હોય છે, ત્યારે તેના ઘરના, એક ખંડમાં દૂરના ખુણામાં, ઝાંખો દિવો હમેશાં પ્રગટે છે: એ દિવા પાસે સાદી સુભદ્રા બેસે છે: તે તેના અનંગ સાથે રમતી નથી: બીજી કોઇ વાતમાં તેનું ચિત્ત નથી. તેનું ધ્યાન, પોતે જ્યાંથી અભ્યાસ અપૂર્ણ મૂકયો છે—ગુજરાતી પાંચમી ચોપડીથી—ત્યાંથી ક્રમશઃ આગળ વધવામાં છે. હમેશાં વાંચે છે, વિચારે છે, રડે છે, ને બીજે દિવસે, પોતે કરેલા એક પાઠના જ્ઞાનથી, ચિત્રકાર અને બસુમતીની વાતમાં પોતાને હવે કાંઇ વધારે સમજાય છે કે નહિ તેની પરીક્ષા કરે છે! દિવસો પસાર થાય છે; આખી છઠ્ઠી ચોપડી વાંચ્યા પછી પણ પોતે તેમની વાતમાં કાંઇ સમજતી નથી. હજી બસુમતીની પેઠે પોતે ચિત્રો પર ભારે ભારે વાતો કરી શકતી નથી: 'આ બાઇ બહુ નમણી છે!' એ સિવાય, બીજી કોઇ ભાષા એના મોંમાં આવતી નથી.

એના એ દિવા પાસે સુભદ્રા સાતમી શરૂ કરે છે!

પણ એક વાતની એના મનમાં ખાત્રી થઈ ગઈ છે: પોતે કોઇ દિવસ બસુમતીની પેઠે બોલી શકશે નહિ: પોતે કોઇ દિવસ ચિત્રકારની માનસસૃષ્ટિનું, પૃથકકરણ કરી શકશે નહિ: પોતે કોઈ દિવસ ગુમાવેલી જગ્યા પાછી મેળવશે નહિ!

છતાં સુભદ્રા ધીરજથી, શ્રદ્ધાથી, હમેશાં પાઠ કરતી જ જાય છે! એના માત્ર બે જ સાચા સાક્ષી છે: એક દીવો: અને બીજો અનંગ! ચિત્રકાર જ્યારે

સૂઈ જાય છે ત્યારે પણ ઘણીવખત, એના ઘરમાં ઝાંખો દીવો બળ્યા કરે છે અને તેની પાસે બેસીને સુભદ્રા ગોખતી હોય છેઃ ' " ચિત્રમાં રંગની મિલાવટ હોય છે ત્યારે ચિત્ર ' અદ્દભુત ' નથી કહેવાતું: લાગણીની મિલાવટ હોય છે ત્યારે તે અદ્દભુત કહેવાય છે. દરેક રંગમાં જે ચિત્રકાર લાગણીનું ગુપ્ત બીજ જોઇ શકે છે તે ખરો ચિત્રકાર છેઃ એને મન દુનિયામાં માત્ર બે તત્વ છે, રંગ અને લાગણી ":

અને પછી ચોરની માફક એક પડછાયો ચિત્રકારના ' સ્ટુડીઓ ' માં ઉભેલો દેખાય છે , મધ્યયુગના દિલ્હી ' ના ચિત્રપાસે ઉભા રહીને, આ પડછાયો ચિત્ર જુએ છે ને પેલી ' નોટ્સ '–જે ચિત્રકારે ઉતારેલી છે–તે ગોખે છે. મોડેથી એ સૂવા જાય છે, ત્યારે કોઇ પુછે કે " સુભદ્રા ! તું ચિત્રમાં શું સમજી " ? તો તે તરત સાદો ઉત્તર આપેઃ " પેલી બાઈ બહુ નમણી છે ! માત્ર પ્રાણ મૂકવો બાકી છે !"

સુભદ્રાનું શરીર લેવાતું જાય છેઃ શ્રદ્ધાજીવી મનુષ્યો શ્રદ્ધા ગયા પછી ખાલી ખોખાં જેવાં જ રહે છેઃ

સુભદ્રા છેક હારી ગઇ. જીર્ણજવર-ચિંતાના બીજ જેવો—ધીમે ધીમે લાગુ પડયો. તે ઘસાતી ગઇ. જ્યારે તે છેક મૃત્યુશય્યા પર પડી ત્યારે ચિત્રકારને ઘરમાં ઘોર અંધારૂં છવાતું લાગ્યું. જીર્ણજવરથી લેવાયા છતાં સુભદ્રાએ એ ઘરના હુંફ ને વ્યવસ્થા જાળવી રાખ્યાં હતાં. પરંતુ હવે એ બાજી હાથથી સરી ગઈ હતી. સુભદ્રાએ મરતાં પહેલાં ચિત્રકારને બોલાવ્યોઃ અને તેને ખભે હાથ મૂકીને તેના ' સ્ટુડીયો ' માં ગઇ. ત્યાં ' નિરાશાના આંસુ ' ' આશાનું કિરણ ' ' મધ્યયુગનું-દિલ્હી ' વગેરે ચિત્રો લટકતાં હતાં. સુભદ્રા બધાને વારાફરતી જોઇ ગઇ. તેણે પોતાનું માથું ચિત્રકારના ખભાપર નાખી દીધું. ' મારા વ્હાલા ચિત્રકાર ! તું વાતો કરે છે એવું આમાં કયાં છે ? આમાં તો જો, " પેલી બાઇ કેટલી નમણી છે " તું શું વાત કરે છે એ એક વખત તો સમજાવી દે !...ચિત્રકાર માત્ર રડી શકયો. તેના હાથમાં ઝીલાઇને સુભદ્રા તરત પાછી પથારીમાં ફરી. ત્યાં અંગંગ પર હાથ ફેરવતાં ફેરવતાં, તેણે એક વખત ચિત્રકાર સામે જોયું ને પછી તે બેશુદ્ધ થઈ મરણશય્યામાં ઢળી પડી.

(૯)

હું પણ મનુષ્ય છું. સુભદ્રાનો શોક મને ઘા કરી ગયો છે. પણ જેના જીવનમાં સાચો પ્રેમ નથી, તેના જીવનમાં સાચો શોક નથી. સુભદ્રાના મૃત્યુ પછી માત્ર ત્રણ માસે જ, જે જગ્યાએ સુભદ્રાએ મારાં ચિત્રો છેલ્લી વખત નિહાળ્યાં હતાં ત્યાં જ, હું અને બસુમતી, વધારે છુટથી મળ્યાં છીએ. વધારે રસથી વાતો કરી છે. તેને વધારે યોગ્ય માની હું આનંદ પણ પામ્યો છું. બસુમતી જેવી–સ્ત્રી

તો નહિ; પણ, વિસમીસદીના નિયમ પ્રમાણે—' મિત્ર ' મળવાથી, મ્હારી ચિત્રકળા વધારે ખીલી એમ મેં માન્યું. હું માનતો હતો કે તેણે મ્હારાં ચિત્રોને વિવેચનાની દુનિયામાં અજબ રીતે ઓપ ચઢાવીને પ્રદર્શિત કર્યાં છે. પણ મ્હારી આ માન્યતા એકદમ ફરી ગઇ. ને મેં તેને છોડી દીધી.

* * * * *

એક સંધ્યાકાળે આમ બન્યું. તે દિવસ હું બહારથી ફરીને આવ્યો. અનંગ હવે તો એકલો રહેવાને ટેવાઈ ગયો હતો. એ છોકરો મ્હારાથી કાંઈક અતડો રહે છે એ મેં જોયું હતું. ઘણીવખત હું અચાનક આવી ચડતો ત્યારે તે મ્હારાથી કાંઇક છુપાવી દેતો. મ્હારા કરતાં તે સુભદ્રાની સમીપ વધારે રહેતો હોય, એવું વારંવાર લાગતું. સંધ્યા આથમતી હોય ત્યારે એના કિરણો પર જોઈ રહેવાનો એને અભ્યાસ હતો: અને હું ન સમજી શકું તેવું ખાલી પણ મધુર અને દુઃખભર્યું સ્મિત આકાશ સામે કરીને હમેશાં તે ઉઠી જતો. આજે હું આવ્યો ત્યારે, તે પોતાની વસ્તુઓમાં એકતાન હતો. હું તેની પાછળ આવીને ઉભો હતો તો પણ તેનું ધ્યાન ખેંચાયું નહિ. તે એક ન્હાના ટ્રંકમાં—છઠ્ઠી અને સાતમી ચોપડી, કાગળ પેન્સીલ ને ચિત્રના કટકા, બે બંગડી, કાપડું, થોડાક માથાના વાળ, કાંચકી, ને તેલની શીશી-આવું આવું લઈ આમથી તેમ વ્હાલથી ફેરવતો હતો, ગોઠવતો હતો, ને કાંઇક બોલીને બધું પાછું ફેંદી નાખતો હતો. તે કોઇની સામે જોઇને વખતે વખતે બોલતો હતો. જરા ધ્યાનથી મેં જોયું તો મેં વિસારી દીધેલી, સુભદ્રાની એક જૂની છબી તે ટ્રંકમાં સામે જ પડી હતી. તેના પર ફુલ પણ ચડાવેલાં હતાં. આ છોકરો તેની સામે જોઇને જ, તે જીવતી હોય તેમ રમતો હતો!

મારા જીવનમાં તે વખતે ખરો ઘા પડયો. આહાહાહા! આ છોકરો સાચો ચિત્રકાર છે: હું તો દુનિયાને ઠગવા માટે રાતાપીળા લીટા કરૂં છું!.......

અનંગ રમતો રમતો બોલતો હતો: "મા! પાછી તું કાલે આ વખતે આવજે હો! આવીશ નાં? કેમ ના પાડે છે? બસુમતી બેનની બીક લાગે છે? મ્હારા બાપુથી ડરે છે?....પણ તોય તું મને તો મળજે. જરૂર. હો—જરૂર મા!.... અને છેલ્લા શબ્દો તે એટલા તાણીને બોલ્યો કે તેના અવાજથી પોતે જાગી ગયો હોય તેમ લાગ્યું. તેનું કુમળું મોં કાલ્પનિક દેશમાંથી પૃથ્વી પર આવતાં જ ફિક્કું પડી ગયું.

મેં નીચા વળીને તરત એને લઈ લીધો. હજી અર્ધો જાગેલો—ને અર્ધો કલ્પનામાં સૂતેલો તે—વસ્તુસ્થિતિ સમજી શકે તે પહેલાં, એક વખત બોલી ગયો: 'અરે! મા! તું એમ કાં તેડી લે!.... વસ્તુસ્થિતિ સમજતાં જ માના કુમળા સ્પર્શને બદલે, મ્હારા કઠોર હાથનો ઘસારો લાગ્યો હશે!...

મેં આ સાચા ચિત્રકારને ખડીઓથી નવરાવી દીધો. તે દિવસથી અમે એ સાચા એકધર્મી બન્યા છીએ.

હું ત્યાર પછી સુભદ્રાનું ચિત્ર કરી રહ્યો હતો. મેં એમાં સતત પરિશ્રમ કરીને, જેમ બને તેમ તેને આબેહૂબ કરવા યત્ન કર્યો હતો. પણ 'કાંઇક'—શું એ તો હું પોતે પણ સમજી શકયો નહિ—બાકી રહેતું હોય, ને તેથી ચિત્ર અપૂર્ણ અપૂર્ણ લાગતું હોય તેમ થયા કરતું હતું.

રાત્રે લગભગ બે ત્રણ વાગ્યે હું મ્હારા Studio માં કામ કરતો હતો. સુભદ્રાના જ ચિત્રપર છેલ્લો હાથ લગાવી રહયો હતો. મ્હારા બીજાં સુંદર ચિત્રો 'નિરાશાનાં આંસુ' 'આશાનું કિરણ' 'મધ્યયુગનું દિલ્હી' એ સર્વ ઉપર પણ નજર ફેરવી ગયો. પણ કોણ જાણે કેમ સુભદ્રાનું ચિત્ર અપૂર્ણ જ લાગ્યા કરતું હતું. હું એક તરફ બેસીને એકી નજરે તે ચિત્ર નિહાળી રહયો હતો. સુભદ્રા મને આજના કરતાં સુંદર તો ઘણી વખત લાગી હશે. પણ આજે જાણે એ પવિત્ર પવિત્ર લાગતી હતી: જાણે એ ચિત્રના સાન્નિધ્યમાં પવિત્રતા જ અનુભવવી ને બીજું ચિંતન પણ ન કરવું એમ લાગ્યા કરતું હતું.

અચાનક લુગડાના આછા આછા ખડખડાટથી મ્હેં પાછળ જોયું: અને આ શું?

'ફાટી આંખે જાણે જોતો હોય પણ જાણતો ન હોય તેમ અનંગ આવતો હતો!

હું એકદમ સફાળો બેઠો થયો. તેનો હાથ પકડવાને પાછો સુવારી દેવા. પણ તરતજ મને સાંભર્યું કે તે ઉંઘમાં જ ચાલી રહ્યા છે!

કાંઇપણ અવાજ કર્યા વિના હું ચુપચુપ બેસી ગયો, ને તેના માર્ગમાં રંગની પેટી હતી, તે લાંબો પગ કરીને ખેસવી લીધી. અનંગે તે જોયું હોય કે ગમે તેમ, પણ તેણે એમાંથી મારી સુંદરમાં સુંદર પીંછી ઉપાડી. રંગમાં બોળી, ને સુભદ્રાના ચિત્ર તરફ આગળ વધ્યો.

'અરેરે! હું માથે હાથ મૂકી અત્યંત દુખથી નીચે જોઇ ગયો. મારાં મહિનાઓનાં સુંદર ફળ પર એના હાથથી ગમે તેવા રંગો ફરી જશે! એક ચિત્રનો વિનાશ થશે, એ વિચારે હું લગભગ શૂન્ય બની ગયો.

પણ અત્યંત સંભાળથી, જાણે એકજ બિંદુ મુકવામાં જીવનમૃત્યુ છે એવી સાવચણીથી, અને નિરતિશય પ્રેમથી, અનંગે, સુભદ્રાના ડાબા કાનના બૂટ નીચે એક જ ટપકું મૂકયું: માત્ર એક જ ટપકું મૂકયું: અને જેમ આવ્યો હતો તેમ, જાણે બધું જોતો હોય પણ કાંઇ જાણતો ન હોય એવીરીતે, તે પાછો ફર્યો!

મેં ચિત્ર તરફ જોયું: 'અહાહા! આબાદ. મારી સુભદ્રા! એટલી જ સાદી. એટલી જ સુંદર, એવી જ પવિત્ર,..............

એકજ ટપકાથી, સુભદ્રાના મોંને પલટો મળી ગયો હતો. સુભદ્રાના ડાબા કાન નીચે નાનો સરખો મસ હતો, અને એ મસ એના ચ્હેરાની આબેહૂબ રેખા દોરવામાં અગ્રસ્થાન ભોગવતો હતો! આ અપૂર્ણતા અનંગે આજે પુરી, ને પેલી છબી આબેહૂબ સુભદ્રાની બની ગઈ!......

એ એક પળે એક બનાવે મ્હારૂં જીવન ફેરવી નાંખ્યું!

* * * *

એક મોટો ચળકતો છરો લઈને હું મ્હારાં પ્રિયમાં પ્રિય ચિત્રોના સામે ઉભો રહ્યો: ઘણાએ મને ચાંદ અપાવ્યા હતા: કેટલાકે પૈસા અપાવ્યા હતા: ઇનામની પરંપરા પણ ઘણાએ અપાવી હતી: પણ નિર્દયતા પૂર્વક—જાણે આવેશથી કોઈ ભયંકર શત્રુનું ખુન કરવાનું હોય તેમ, મેં એક પછી એક દરેક ચિત્રને ઉભું ને આડું ને અવળું ચીરી નાખ્યું!—એની રેખા પણ ન દેખાય, એનો રંગ પણ નજરે ન ચડે, એવું છિન્નભિન્ન કરી નાંખ્યું.......અને છેવટે પેલું કીર્તિના કળશ જેવું, જેણે મને કળાનો તાજ પહેરાવ્યો તે, 'મધ્યયુગના દિલ્હી'નું રમ્યચિત્ર આવ્યું.

હું જરાક ડગ્યો: થોડુંક થોભ્યો: આને પણ ચીરૂં? અનંગ પથારીમાં પડખું ફરતો હોય તેવું લાગ્યું.

એકદમ નિશ્ચય કરવામાં જાણે આ પ્રેરણા હોય તેમ સપાટાબંધ એના પર છરો ચલાવ્યો! ખૂન! ખૂન!—અસુમતીનું પણ ખૂન!.... અને સાથે સાથે, અસુમતી સાથે જરાક પણ સંબંધ રાખવાનો મોહ હતો, એ જાણે છુટી ગયો!—હું તો એનો ખુની. ભયંકર શત્રુ. એને મળતાં જ હવે ફરી આવેશ આવી જશે એમ લાગ્યું.

બધાં ચિત્રોને વડેફીને, કિર્તિનો, કળશ ફેંકી દઈને, અત્યંત શાંતિથી, સંપૂર્ણ સંતોષથી, સુભદ્રાના ચિત્રની પાસે બેસી, મેં એક નવું ચિત્ર શરૂ કર્યું....

ખુલતા ગુલાબના ફુલ જેવી રંગ અને સુગંધની અગમ્ય સૃષ્ટિ ઉઘડતી હોય તેમ હું માત્ર જોઇ જ રહ્યો.... જોઈ જ રહ્યો! આકાશ, ને સમય, છેક પાસે આવતાં લાગ્યાં!......

'આ કઈ સૃષ્ટિ'....આ....શું?........

* * * * *

પૂર્વદિશામાં પ્રભાતના અતિ મનોહર રંગ પુરાતા હોય એમ કાચની બારીમાંથી દેખાયું.....

---

પ્રતિજ્ઞા-બંધન

(એક પંચાંકી નાટક.)

## આગલા પ્રકરણનો સાર.



ઓસ્કર વાઇલ્ડનાં 'Duchess of Padua' ના નાટક ઉપરથી આ એક પંચાંકી નાટક યોજ્યું છે. રાજનગર શહેરનાં સુંદર-બાગ આગળ, કુમાર, અમરસિંહ અને વિજયસિંહ એ ત્રણ મિત્રો લાંબી મજલ કાપી આવી પહોંચે છે. કુમારને પોતાના આ મિત્રો સાથે અહીં આવવાનું કારણ એ હતું કે તેના કાકા સબળસિંહે એક પત્ર લખી મોકલાવી તેને રૂબરૂમાં કેટલીક અંગત ભેદ ખુલ્લો કરાવી આપવા અહીં મળવા બોલાવ્યો હતો. પત્રમાં દર્શાવેલા સમયે બધા હેતથી મળે છે કુમાર પોતાના પિતાને લગતો સર્વ કૌટુંબિક ભેદ જાણવા સારૂ સબળસિંહને આગ્રહ કરે છે. સબળસિંહ આ સવ ભેદ એકાંતમાં ખુલ્લો કરવા ઇચ્છા દર્શાવે છે. તેથી કુમારના મિત્રો પાસેની એક ધર્મશાળામાં ચાલ્યા જાય છે. આમ એકાંત પ્રાપ્ત થયાથી સબળસિંહ કુમાર પાસે, તારા પિતા બાહોશ નૃપતિ હતા, પરંતુ અફસોસ કે ભુપસિંહ નામના તારા પિતાના એક મિત્રના વિશ્વાસઘાતથી જ તારા પિતાનું જાહેર ફાંસીથી મરણ નિપજ્યું હતું; તારા પિતાના આ વિશ્વાસઘાતી મિત્ર ભુપસિંહને તેના આ હીચકારા કાર્ય બદલ તારા પિતાનું રાજ્ય મળ્યું હતું; વિગેરે હકીકત કહીને સવ ભેદ ખુલ્લો કરે છે. કુમાર આ ઘેર સમાચાર સાંભળીને એકદમ ઉશ્કેરાઇ જાય છે અને વેરની વસુલાત લેવા તૈયારી કરવા જાય છે પરંતુ સબળસિંહ તેને શાંત કરીને વેર લેવા માટે કેટલીક ભેદભરેલી યુક્તિઓ શોધકી બતાવે છે અને તે યુક્તિઓ પ્રમાણે કાર્ય સાધવા કુમાર સંમત થઇ પ્રતિજ્ઞા લ્યે છે. આ વખતે ભુપસિંહ આવી પહોંચે છે, કુમાર સાથે ઓળખાણ થાય છે અને તેને પોતાની સાથે રાખવા નક્કી કરે છે. આ પછી કુમારના મિત્રો તથા સબળસિંહ કુમારની વિદાય લ્યે છે. રાજા જરા દુર શીકારે નીકળી જાય છે અને કુમારને આમ એકાંત મળ્યાથી તે વેરની વસુલાત લેવાના વિચાર વમળમાં વિંટળાઇ જાય છે. એવામાં ભુપસિંહની રાણી આવી પહોંચે છે. કુમાર તથા રાણી એ બનેની નજરો મળે છે. કુમાર નસ્તબ્ધ બની જઇ 'એ કોણ' એવો ઉદ્ગાર કાઢે છે. અહીં પ્રથમ અંક ખતમ થઇ બીજો અંક શરૂ થાય છે.

સુંદર બાગની પાસેજ આવેલા એક રમણીય મહેલમાં ભુપસિંહ તથા તેના એક રાજગુરૂ જ્યારે વાર્તાલાપમાં રોકાયેલાં હતાં ત્યારે એક નોકર આવી, મહેલના

ચોગાનમાં લગભગ દસ હજાર માણસો ઉશ્કેરાટ વચ્ચે એકઠા થયા છે, એવા ખબર આપી ચાલતો થાય છે. રાણી વચ્ચે પડી લોકોને રાહત આપવા પ્રસંશનીય પ્રયત્ન કરે છે. કુમાર આ વાત રાજાને કહેતાં તે ગુસ્સે થાય છે અને પછી શિકારની તૈયારી કરવા ચાલ્યો જાય છે. આ પછી કુમાર તથા રાણીને એકાંત પ્રાપ્ત થયાથી એક બીજા પ્રેમની મસ્તીમાં મસ્ત થયા હોય એવો બેઉ વચ્ચે વાર્તાલાપ થાય છે. એટલામાં સબળસિંહ આવી પહોંચે છે અને આ દૃશ્ય જોઇને તુર્તજ ચાલ્યો જાય છે. તેજ ઘડીએ એક રક્ષક 'આપને માટે આ વસ્તુ છે' એમ કહી તે વસ્તુ કુમારને સોંપી ચાલ્યો જાય છે. કુમાર તે વસ્તુ જુવે તે પહેલાં રાણી તે ઝુંટવીને આ જમૈયો કયાંથી કોણે અને શા માટે મોકલ્યો એવો સવાલ કુમારને કરે છે કે તુર્તજ કુમાર તે તેણીના હાથમાંથી ઝુંટવી લ્યે છે. જ્યારે રાણી આને માટે તપાસ કરવા બહાર ચાલી જાય છે ત્યારે કુમાર એ વસ્તુ જોઇને પસ્તાવો કરે છે અને 'અંતરાય, અંતરાય;' એવી બુમ પાડે છે. રાણી પાછી કુમાર પાસે આવતાં આ શબ્દો સાંભળીને પુછે છે કે શાનો અંતરાય? કુમાર હતાશ થઇને જવાબ આપે છે કે સૌંદર્ય અને પ્રેમ એ મ્હારી કારમી પ્રતિજ્ઞાને વિસરાવી દયે છે. આ જવાબથી બેઉ વચ્ચે હૃદયવેધક રકઝક ચાલે છે અને રાણી, પ્રકાશ પહેલાં પ્રેમનો આ પ્રમાણે વિલય થતો હોવાથી કુમારને પ્રેમની યાદદાસ્ત આપી પીગળાવવા વ્યર્થ પ્રયત્ન કરે છે. છેવટે કુમાર ત્યાંથી ખસી જાય છે અને તેજ ઘડીએ ભુપસિંહ પણ શિકારના સરંજામ સાથે આવી પહોંચે છે અને રાણીને શિકાર માટે સાથે આવવા બહુજ દબાણ કરે છે રાણી પ્રથમ નાખુશી દર્શાવીને પછી આવવા હા પાડે છે પરંતુ ભુપસિંહ રાણીને હવે સાથે આવવાનું નથી પરંતુ અહીંજ રહેવાનું છે એમ કહી પોતાના રસાલા સાથે એકલો ચાલ્યો જાય છે. રાણી એકાંતમાં પડી જવાથી ઘણાજ ખેદ સાથે પોતાના કિસ્મત ઉપર રોષ કરે છે અને આપઘાત કરવા સારૂ પોતાની કમ્મર પરથી કટારી કાઢે છે. પડદો પડે છે.

ભુપસિંહના રાજમહેલના શયનગૃહના એક ઝરૂખાવાળા ખંડમાં એક મધરાત્રિએ કુમાર પ્રવેશ કરે છે અને પોતાના કાકા પાસે લીધેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કરે છે ત્યાં એકાએક સબળસિંહ આવીને વેરની વસુલાત લેવાતી પોતે કરેલ તૈયારીઓ સંબંધી કુમારને ભાન કરાવે છે. કુમાર આ સંબંધી એવો જવાબ આપે છે કે ભુપસિંહના ખુનનો વિચાર મેં માંડી વાળ્યો છે. કુમારના આ જવાબથી સબળસિંહ કુમાર ઉપર અત્યંત ગુસ્સે થાય છે અને કરેલી પ્રતિજ્ઞાનું તેને ભાન કરાવે છે. પરંતુ કુમાર વેર લેવાનું છોડી દેવા મક્કમતા દર્શાવે છે અને તે જમૈયો ત્યાંજ મુકી દઇ, આ નગર ત્યજી દઇ દેશને સ્વતંત્ર બનાવવા યુદ્ધમાં ઝંપલાવીશ એમ પ્રત્યુત્તર આપે છે. આ વાર્તાલાપની દરમ્યાનમાં બે વખત શયનગૃહમાંથી કારમી ચીસ સંભળાણી હતી. આ પછી સબળસિંહ ક્રોધના આવેશમાં ત્યાંથી ચાલ્યો જાય છે. પછી કુમારને શયનગૃહમાં રાજાની સુવાની જગ્યા આગળની બારી પાસે આવતાં એકાએક રાણીનો ભેટો થાય થાય છે. કુમાર ભુપસિંહ પાસે જઇ આવવાનું રાણીને કહે છે પરંતુ રાણી જવાબ આપે છે કે મેં રાજાને તારા પ્રેમની ખાતર ઠાર કર્યો છે. આ સાંભળી કુમાર રાણી ઉપર ભારે ગુસ્સો કરે છે.

રાણી કુમારને કહે છે કે ચાલો આપણે બેઉ હવે અહીંથી ન્હાસી છુટીએ. કુમાર ક્રોધના આવેશમાં, આવા ત્હારા ઘોર કૃત્યથી આપણા પ્રેમ વચ્ચે ચિરકાલનો અંતર જન્મ્યો છે, એવો રાણીને જવાબ આપે છે, આથી રાણી ઘુંટણે પડી પોતાની પાસે રાખેલી કટાર દેખાડી કુમારને કાંતો પ્રેમનો સ્વીકાર કર અને કાંતો મારૂં ખુન કર એમ કુમારને ઘણી આજીજી પુર્વક કહે છે. જ્યારે રાણી હાથમાંથી કટાર ઝુંટવી કુમાર ન્હાસી છુટવા જાય છે ત્યારે રાણી કુમારને આમ પોતાને તરછોડી ન્હાસી ન જવા માટે ઘણુંજ દયાજનક કાલાવાલા કરે છે. પરંતુ કુમાર એ માટે 'જયાં ગુન્હો છે ત્યાં પ્રેમને સ્થાન નથી' એવો ક્રૂર પ્રત્યુત્તર વાળે છે. પરંતુ રાણી પ્રેમના આવેશમાં કુમારને ભેટવા ધસી જાય છે પરંતુ કુમાર તેણીને ધકકો મારે છે. રાણી આથી પડી જાય છે અને કુમાર દોડી જાય છે. રાણી છેવટે 'ખબરદાર! એક ડગલું આગળ ભર્યું તો; પકડો પકડો એ ખુનીનો જુવો જાય, પકડો તે ખુનીને', એમ કહીને પોતાના રક્ષકોને કુમારની પાછળ પડવાનો હુકમ કરે છે. રક્ષકો રાણીનો હુકમ અમલમાં મુકે છે અને રાણી, કુમારની પાછળ પડેલા રક્ષકોની દિશા તરફ નિરખી રહે છે. પડદો પડે છે.

(હવે આગળ વાંચો.)

---

## અંક ૪ થો

### ન્યાયમંદિર

[લાલ પથ્થરનું ઉંચું વિશાળ ન્યાયમંદિરઃ તેના ત્રણ ઘુમ્મટ પર કાળી ધ્વજા ફરકે છેઃ સીડી પર કાળી બનાત જડવામાં આવી છેઃ બહાર પડતી અગાસીના લોઢ પર કાળું કપડું પવનમાં આછું ઉડે છે. મકાનના મેદાનમાં લોકોની ઠઠ જામી છેઃ મકાનમાં પહેલે માળે ન્યાયનો મુખ્ય મંડપઃ લોકોનો ત્યાં પણ એટલો બધો જમાવ થયો છે કે ભાગ્યેજ આવવાની જગ્યો મળેઃ અંદર પેસતાં સ્હામે દ્વાર પાસે ઉંચી જગ્યો પર ગોઠવેલ ન્યાયાસનઃ બાજુમાં; ઝરૂખોઃ ચક જડેલઃ બહાર સૈનિકો રસ્તો રાખવા ધક્કા મુક્કી કરી રહ્યા છેઃ]

૧ શહેરીઃ—રાજનગર માટે આજનો દિવસ અતિ કરૂણ છે.

૨ શહેરીઃ—રાજાનું ખૂન થયું તેથી કે કુમાર ગુન્હેગાર ઠર્યો તેથી.

૧ શહેરીઃ—હજુ ન્યાય પણ મળ્યા પહેલાં ગુન્હેગાર કેમ કહી શકાય?

૨ શહેરીઃ—રાજ્યમાં એમજ હોય છે. માણસ અપરાધી પહેલો ઠરે છે કે શિક્ષામાંથી બચી ના જાય. અને તપાસ પછી થાય છે કે અન્યાય થયો ના કહેવાય.

[ સબળસિંહ ઉતાવળો પ્રવેશ કરે છે અને જગ્યા લઇ બેસી જાય છે. ]

૧ કારકુનઃ—ચુપ રહો ! શાન્તિ રાખો !

૨ શહેરીઃ—એ પોકારતાં તુંજ શાન્તિનો જબરો ભંગ નથી કરતો?

કારકુનઃ—ચૂપ રહો !

[ ન્યાયાસન પાસેના દ્વારમાંથી પ્રથમ છડીદાર અને પાછળ ન્યાયાધીશ પ્રવેશ કરે છે. ઝરૂખામાં રાણી આવી બેસે છે. કેદી હાજર થાય છે, પાંજરામાં તેને ઉભો કરવામાં આવે છે. પાછળ ભાલાવાળા ચાર સૈનિકો ખડા રહે છે. ]

૧ પ્રેક્ષકઃ—દેખાવમાં તો બિચારો નિર્દોષ લાગે છે.

૨ પ્રેક્ષકઃ—એ તો આ જમાનામાં બને છે જ એમ.

બહારથી સારા લાગતા લોકો પેટમાં મોટી છરી રાખીને જ ફરતા હોય છે.

૧ પ્રેક્ષકઃ—પેટમાં છરી કેમ રહી શકે.'

કારકુનઃ—ચૂપ રહો ! ચૂપ રહો !

ન્યાયાધીશઃ—( રાણીસાહેબને ) નામદાર ! કામ શરૂ કરીશું ?

[ ઉત્તરમાં રાણીસાહેબ નમન કરે છે.

ન્યાયાધીશઃ—ત્હમારૂં નામ ?

કુમારઃ—કુમાર

ન્યાયાધીશઃ—ઇશ્વરની પ્રતિજ્ઞા આપી ત્હમને કહેવામાં આવે છે કે જે જે હકીકત ત્હમને પૂછવામાં આવશે તેના સત્ય જ જવાબ ત્હમે આપશો.

કુમારઃ—હકીકત પૂછાશે તેના જવાબ આપવામાં આવશે. સત્ય એ બહુ નિરાળી વસ્તુ છે.

ન્યાયાધીશઃ—હકીકતને જ્યારે પુરાવા મળે છે ત્યારે તે સત્ય જ બને છે.

કુમારઃ—એ દલીલનો વિષય છે.

ન્યાયાધીશઃ—ત્હમને એક ભયંકર ગુન્હા માટે અહીં ઉભા કરવામાં આવ્યા છે. તેના જવાબમાં ત્હમારે શું કહેવાનું છે ?

કુમારઃ—મ્હારે શું કહેવાનું હોય ?

ન્યાયાધી—(, ખળભળાટ અને ઉશ્કેરાટ થાય છે. ન્યાયાધીશ રાણીની
સજ્જનસિંહ—( સાથે મસલત કરવા બાજુના ગૃહમાં જાયછે. ધર્મગુરૂ રાણી

ન્યાયાધીશ:—

ાં આટલી દયા ભરી છે તો આ સુવાન પ્રત્યે

પાસે ... ને બતાવ્યાં છે કે મ્હારી પાસેથી તેની

...ત્વા ક્રૂર નિષ્ઠુર રાજા પ્રત્યે

... ઘટના છે; આ

ન્યાયાધી:
થઇ શકતી હોય. તો.

[સજ્જનસિંહ કુમાર પાસે જાય છે. ખાનગીમાં વાત કરે છે] ખરી.

સજ્જ:—તેનાંજ આ કૃત્ય છે. તેની આંખમાં જ મ્હેં કાલે અનુન ... યેલ. કુમાર તું એમ માને છે કે ત્હને હું આમ મુંગે રહેંસાતો જોઇ રહીશ? ત્હારા પિતાને તેના ખાવિંદે વેચ્યો. ત્હને તે ફાંસીએ લટકાવે તે સર્વ હું જોઇ રહીશ!

કુમાર:—જવા દ્યો શક્તસિંહ. મ્હારા બાપુનું વેર લેવાઇ ચૂક્યું છે.

ન્યાયાધીશ:—કેમ તે કબુલ કરે છે?

કુમાર:—નામદાર હું કબુલ કરૂં છું કે ખૂન થયું ઘાતકી અને અયોગ્ય થયું છે.

ન્યાયાધીશ:—એથી વિશેષ ત્હમારે કાંઇ કહેવાનું નથી!

કુમાર:—નામદાર, હું એમ પણ કહું છું કે લોહી રેડવું એ ઘોરતમ પાપ છે.

૧ પ્રેક્ષક:—જલ્લાદને આ સ ... ી વાત છે.

કુમાર:—હકીકત એમ છે, ... ી પાછળ જે ભેદ રહેલો છે તે સમજાવવાની મ્હને આજ્ઞા ...

[ઝડપથી તે પ્યાલું ઉપાડે છે. મુખ પાસે લઈ જઈ ઠાલવે છે, ખાલી છે એમ સમજતાં તે સ્તબ્ધ થાય છે.]

હરામખોર! આવી નીચતા.

રાણીઃ—કોઈને ખાલી હોય ના દે.

કુમારઃ—(ભયાનક કંઈક સમજાતું હોય તેમ) એટલે!? એટલે!?

રાણીઃ—એક પુરતું જ તે હતું.

[એટલું બોલતાં રાણી પડી જાય છે. ઝેરની વ્યાપેલી અસરથી તેનું શરીર ખેંચાવા લાગે છે. તેનું મુખ વિકૃત બની જાય છે.]

રાણીઃ—આવજે કુમાર, જગતને પેલે પાર આપણે મળીશું........

જા. પેલો બુરખો અને મુદ્રા લઇ ન્હાસી જા કુમાર.......

તું રડે છે? કુમાર જીવનમાં રડવાનું જ છે. ઇચ્છાની પરિતૃપ્તિ કે સુખનો પૂર્ણ આસ્વાદ કે સંતોષ—જગત માટેની તે વસ્તુઓ છેજ નહિ. જીવનના સર્વત્ર ત્રુટિત મુકુરમાં પ્રેમનું અર્ધસ્પષ્ટ, આછું, વિકૃત સ્વરૂપ પ્રતિબિંબ પામે છે.

(રાણી ડુસકાં ભરતાં રડે છે.)

અધુરૂં, અધુરૂં જગત અધુરૂં જ ઘડાયું.

જાઉં છું....કુમાર....મ્હેં....પાપ....કર્યું....તેની...હાય...લઇ.......

કુમારઃ—(જરા મોટેથી) જેણે સર્વ પ્રેમ ખાતરજ કર્યું હોય તેઓ પાપ કરતાંજ નથી.

રાણીઃ—(ઓછા થતા સાદે) પાપ તો ખરૂં જ. પ્રેમ કદાચ તેની માફી અપાવે.

[અહીં પહેલીજ વખત તેઓ ભેટે છે. રાણી અવાક્ જીવનહીન બને છે. કુમાર ફાટી આંખે તે જોઈ રહે છે. કમ્મર પરથી ધીમે ધીમે દૃઢતાથી તે જમૈયો ખેંચે છે અને છાતી વીંધી નાંખે છે. રાણીના પગ પાસે તે પડે છે. પડતાં પડતાં રાણીના દેહપર બુરખો ઢાંકી દેછે.

થોડી ક્ષણે બહાર પગરવ સંભળાય છે. અનુપસિંહ અને બીજાઓ અવાજ વિના દાખલ થાય છે. કુમારને પડેલો જુવે છે. પાસે જઈ બુરખો ઉપાડે છે તો રાજનગરની રાણી પણ પડી છે.

તેના મુખપર અવર્ણ્ય શાન્તિ પથરાયલી છે—પ્રભુના ગૃહથી તેને ક્ષમા મળી હોય એવી.]

(પડદો પડે છે.)



ન્યાયાધીશઃ—(ન્હીઠાઇ) કુમાર?

સબળસિંહઃ—(ઉભા થઇ જઇ) સબુર કરો.

ન્યાયાધીશઃ—ન્યાયને સબુર કરવાનું કોણ કહે છે?

સબળઃ—જે અન્યાય માને છે તે. નામદાર, એ આરોપ માટે આપની પાસે પુરાવા શું છે?

ન્યાયાધીશઃ—(બાજુની બેઠક ઉપરથી કટારી ઉચકી) લોહીથી ખરડાયેલી કટારી સહિત રક્ષકોએ તેને પકડયો એ મોજુદ પુરાવાથી વિશેષની જરૂર છે?

સબળઃ—નામદાર, રાણી સાહેબની કમ્મર પર કાલે ઝુલતી આ કટારી નથી?

[રાણી ચમકે છે]

નામદાર, કુમાર સાથે વાત કરવા મ્હને વખત મળવો જોઇએ.

ન્યાયાધીશઃ—ખુશીથી. તેના ગુન્હાની ખુલ્લી કબુલાત તેથી સહેલાઇથી થઇ શકતી હોય તો.

[સબળસિંહ કુમાર પાસે જાય છે. ખાનગીમાં વાત કરે છે]

સબળઃ—તેનાંજ આ કૃત્ય છે. તેની આંખમાં જ મ્હેં કાલે ઝનુન જોયેલ. કુમાર તું એમ માને છે કે ત્હને હું આમ મુંગે રહેંસાતો જોઇ રહીશ? ત્હારા પિતાને તેના ખાવિંદે વેર્યો. ત્હને તે ફાંસીએ લટકાવે તે સર્વ હું જોઇ રહીશ?

કુમારઃ—જવા દ્યો શકતસિંહ. મ્હારા બાપુનું વેર લેવાઇ ચૂકયું છે.

ન્યાયાધીશઃ—કેમ તે કબુલ કરે છે?

કુમારઃ—નામદાર હું કબુલ કરૂં છું કે ખૂન ઘણું ઘાતકી અને અયોગ્ય થયું છે.

ન્યાયાધીશઃ—એથી વિશેષ ત્હમારે કાંઇ કહેવાનું નથી?

કુમારઃ—નામદાર, હું એમ પણ કહું છું કે લોહી રેડવું એ ઘોરતમ પાપ છે.

૧ પ્રેક્ષકઃ—જલ્લાદને આ સમજાવવા જેવી વાત છે.

કુમારઃ—હકીકત એમ છે કે આ ખૂનની પાછળ જે ભેદ રહેલો છે તે સમજાવવાની મ્હને આજ્ઞા મળવી જોઇએ.

ન્યાયાધીશઃ—ત્હમે સર્વ હકીકત રજુ કરી શકો છો.

રાણીઃ—(ઉશ્કેરાટમાં) તે વધુ બોલી શકશે નહીં. જે પુરાવા આપણી સમક્ષ રજુ છે એથી જ એનો ગુન્હો પૂરવાર નથી થતો?

ન્યાયાધીશઃ—(કાયદાનું પુસ્તક બતાવી) આપ આ કલમ જુઓ.

રાણીઃ—આપને એમ નથી લાગતું કે પોતાના બચાવ માટે લોકો સમક્ષ તે ગમે તે અને ગમે તેમ બોલી, મરનારનું કે મ્હારૂં કે રાજ્યનું અપમાન કરે.

ન્યાયાધીશઃ—પરંતુ કાયદો—

રાણીઃ—(ચ્હીડાઇ) ફાંસીના લાકડે જતાં સુધી તે કશુંજ નહીં બોલી શકે.

ન્યાયાધીશઃ—પરંતુ કાયદો?

રાણીઃ—આપણને કાયદો બાંધી શકતો નથી કારણ તેથી આપણે બીજાને બાંધીયે છીયે.

સબળઃ—નામદાર આનો ન્યાય થવોજ જોઇએ.

ન્યાયાધીશઃ—ચૂપ રહો. ત્હમને પૂછવામાં આવતું નથી.

(રાણીને), નામદાર કાયદાનું ઉલ્લંઘન થાય તે દાખલો બહુ ખરાબ બેસે છે એમ આપને નથી લાગતું?

રાણીઃ—લોકોના ઘરમાં ચોર ચોરી કરતાં પકડાય છે તો તેનો ન્યાય પ્રથમ તો ત્યાંજ થાય છે પછી તેને અહીં રજુ કરવામાં આવે છે. મ્હારા ખાવિંદનું ખૂન કરતાં પકડાયો તેનો શિરચ્છેદ ત્યાંજ થવો જોઈએ તેને બદલે આહીં દાખલા અને દલીલ શોધવામાં આવે છે! અફસોસ! આથી મ્હને બહુ તાજ્જુબી અને ખેદ થાય છે.

ન્યાયાધીશઃ—કાયદા પ્રમાણે એક સામાન્ય મનુષ્યને પણ પોતાના બચાવમાં કહેવાની તક આપવામાં આવે છે.

રાણીઃ—પરંતુ આ સામાન્ય બનાવ નથી ને? એક રાજાને મારી ભાગતાં તેના મહેલમાંથી જ અપરાધી પકડાય છે અને તેનો ન્યાયમંદિર ચુકાદો આપતાં વાર લગાડે છે? લોકો કહે છે "લાખો મરજો પણ લાખોનો પાલનહાર ન મરજો" અને છતાં પ્રજા આજ શાન્ત બેસી રહી સાંભળે છે?

[ન્યાયમંદિરમાં ખળભળાટ અને ઉશ્કેરાટ થાય છે. ન્યાયાધીશ રાણીની સંમતિ મેળવી ન્યાય કારો સાથે મસલત કરવા બાજુના ગૃહમાં જાયછે. ધર્મગુરૂ રાણી પાસે આવે છે.]

ધર્મગુરૂ:—ત્હમારા હૃદયમાં આટલી દયા ભરી છે તો આ યુવાન પ્રત્યે ત્હમારે રહેમ બતાવવી જોઇએ.

રાણી:—રહેમ? દયા? મ્હને કોણે બતાવ્યાં છે કે મ્હારી પાસેથી તેની અપેક્ષા રાખી શકાય?

[તે રડી પડે છે.]

૧ શહેરી:—એ અજાયબ જેવું નથી કે આવા ક્રૂર નિષ્ઠુર રાજા પ્રત્યે રાણીને આટલો ભાવ છે?

૨ શહેરી:—સ્ત્રી પતિને ચાહતી હોય તે એક વિચિત્ર ઘટના છે; સ્ત્રી પતિને ના ચાહતી હોય તે પણ એક વિચિત્ર ઘટના છે.

૧ શહેરી:—વાહ, ફીલ્સુફ!

૨ શહેરી:—બીજાની બુરાઇ હું સહન કરી શકું છું એટલી ફીલ્સુફી ખરી.

૧ શહેરી:—આ લોકોએ બહુ વાર કરી! આવો કાયદોજ ના હોત તો!

૨ શહેરી:—તો કાયદાને તોડનાર પણ કોઈ ના હોત. અને લોકો આપોઆપ સદ્‌ગુણી હોત રહેત કે બનત.

[ન્યાયાધીશ અને ન્યાયકારો પ્રવેશ કરે છે અને લોકોને શાન્ત રાખવા ફરી રાડ સંભળાય છે.]

ન્યાયાધીશ:—(રાણીને) આ પ્રશ્ન ઉપર ચર્ચા કરી અમે નિર્ણય ઉપર આવ્યા છીએ.

રાણી:—અને તે?

[ન્યાયાધીશ જવાબમાં કાયદાની એજ કલમ બતાવે છે. રાણી તે પુસ્તક લઇ પાનું ફાડી નાંખે છે.]

રાણી:—(છંછેડાઈ) આમાં અમારૂં અને ગાદીનું અપમાન થાય છે.

ન્યાયાધીશ:— ન્યાય પાસે તે સર્વ સમાન છે.

રાણી:—તો એ ફરમાન મ્હને માન્ય નથી.

અમર! મ્યાનો તૈયાર કરાવ. હું જાઉં છું.

ન્યાયાધીશઃ—જ્યાં સુધી ચુકાદો ના થાય ત્યાં સુધી આપ જઇ નહીં શકો.

રાણીઃ—મ્હને રોકી શકનાર કોણ છે?

ન્યાયાધીશઃ—આપ જાણો છો. મ્હારે કાયદાનો જ આશ્રય લેવો પડશે.

હં. કુમાર, ત્હમારે જે કહેવાનું છે તે રજુ કરો.

કુમારઃ—મ્હારે કહેવાનું બહુ જ ટુંકું છે.

કયાંથી શરૂ કરવું તેની મ્હને સમજ નથી પડતી છતાં પહેલેથીજ શરૂ કરૂં ભૂપસિંહના હાથે વેચાયેલ મહારાજા અજયસિંહનો હું પુત્ર.

[ અચાનક વિદ્યુત ચમકે અને ચકિત થાય તેમ લોકો જોઈ રહે છે. ]

ન્યાયાધીશઃ—વિચાર કરી બોલજો કુમાર, તે સર્વ ત્હમારે પુરવાર કરવું પડશે.

કુમારઃ—તે માટે હું તૈયાર જ છું. મ્હારૂં મુળ નામ રણધીર. સ્હામે સબળસિંહ છે તે મ્હારા કાકા શકતસિંહ.

[ એક પછી એક ચમત્કાર થતા જાય તેમ લોકો આતુરતાથી સાંભળી રહે છે. ]

એ સર્વ ભેદ હું અહીં આવ્યો ત્યારે શકતસિંહ કાકા એ ખુલ્લો કર્યો......

ગઇ રાત્રે હું છૂપી બારીથી મહેલ પર ગયો. શયનગૃહમાં દાખલ થયો અને એ કટારી ત્યાં પડેલી જોતાં તેનાથી જ ભૂપસિંહને મ્હેં પૂરો કર્યો.

રાણીઃ—કુમાર ! કુમાર !

[ ચીસપાડી તે મૂર્છિત થાય છે અને તેને ઉપાડી લઇ જવામાં આવે છે. ન્યાયાધીશ વગેરે મસલત કરે છે. ]

ન્યાયાધીશઃ—કુમાર ત્હમે પોતેજ ગુન્હો કબુલ કર્યો છે એટલે કાયદાની રૂઇએ શિક્ષા ફરમાવવમાં આવે છે કે આવતી કાલે સુર્યોદય થાય તે પહેલાં પ્રાણ જતાં સુધી ત્હમને ફાંસીને લાકડે લટકાવવામાં આવશે.

[કુમારને સૈનિકો પકડી લઇ જાય છે. સર્વ વિખરાઈ જાય છે. ખાલી મંડપ પર બે ક્ષણ પછી પરદો પડે છે. ]

# અંક ૫ મો.

## કારાગ્રહ.

[ચાર બાજુ ઉંચી મજબુત દિવાલોથી રક્ષિત કારાગ્રહ: એકમાં બીજા એમ અંદર ત્રણ નાના કોટ: છેલ્લા કોટમાં ફાંસીની શિક્ષા થયેલ કેદીઓ માટેની ખાસ કોટડીઓ: મધ્યની કોટડીમાં કુમારને પરહેજ કરવામાં આવ્યોછે: કોટના ચબુતરા પર અને દિવાલો પાસે ખુલ્લાં સંગીને સંત્રીઓ પહેરો ભરે છે: સર્વત્ર નીરવ શાન્તિ છે: માત્ર 'સબ સલામત'ની વચ્ચે વચ્ચે બુમ પડે છે અને ઝીલાય છે એટલો વખત મૌનનો ભંગ થાય છે:

કુમારની કોટડી ઉપર બે કદાવર સંત્રીઓ હેરી લે છે.]

ભગવાનસિંહ:—કેમ વજીરખાં. બહુ વિચારમાં પડયો છે! શું બીબી સાહેબ યાદ આવે છે?

વજીરખાં:—કમબખ્ત! ઇશ્વરકા સબ કારભાર જ ગંદુ હે.

ભગવાન:—ખરી વાત. ગંદુને ગંદુપણું કેમ ન દેખાય?

વજીરખાં:—ચૂપ કરો. (ત્રાડ નાખે છે)

ભગવાન:—તું બી ચૂપ કર. નહીં તો પેલો બિચારો જાગી જશે.

વજીરખાં:—જાગેગા તો કયા હો જાયગા? પીછે ઉસકો સોનેકા તો હય હી.

ભગવાન:—પણ કબરમાંથી જ જો તેને જગાડાય તો તે વધુ ખુશી થશે.

વજીરખાં:—તોબાહ! તબ તો કયામત કા દિન હો જાયગા.

ભગવાન:—તેની ઉમ્મર શું હશે?

વજીરખાં:—એસા નાપાક કામ કે લીયે છોટી નાંહી ઔર અકકલમીંદ હોને કે લીયે ઇતની બડી નાંહી.

ભગવાન:—એટલે કે કોઇબી ઉમ્મર. કાયદા પ્રમાણે 'અમીર લોક ઇચ્છે તો ફાંસીએ ના જતાં ઝેર લઈ શકે છે. હું નથી માનતો કુમાર જલ્લાર પાસે જાય.

વજીરખાં:—દેખ! વોહ કોન આતા?

[બન્ને સંગીન સમાલે છે. અનુપસિંહ—મુખ્ય રક્ષક—એક કાળા બુરખાવાળી બાનુ સાથે આવે છે.]

અનુપસિંહ:—ભગવાનસિંહ આ પરવાનો.

[ભાનુને તે કોટડીનાં દ્વાર ખોલી આપે છે.]

ભાનુ:—રક્ષક કેદીને હું એકલી જ મળવા ચાહુ છું.

અનુપ:—તે કેમ બની શકે?

[ભાનુ રાણીજીની મુદ્રા બતાવે છે.]

હું હમણાં જ પાછી ફરૂં છું પરંતુ કોઈ મને પ્રશ્ન ન કરે કે ખાત્રી માટે બુરખો ના ઉંચકે તેમ હુકમ કરવાનો છે. રાણી સાહેબની એવી ખાસ ઇચ્છા છે.

અનુપ:—નામદાર રાણી સાહેબની મુદ્રા છે એટલે તે પ્રમાણે શબ્દે શબ્દનો અમલ થશે.

ભાનુ:—ત્હમે જઇ શકો છો.

[દ્વારમાંથી તે અદ્રશ્ય થાય છે. અનુપસિંહ બહારથી તાળું દઈ બંને સંત્રી સાથે વિદાય થાય છે. દૂર વાતો કરતા તે સંભળાય છે.]

[કોટડીમાં પહોંચતાં ભાનુ બુરખો ખેસવી લે છે, શ્યામ વાદળમાંથી વીજ ઝબુકે તેમ ચન્દ્રિકા ઉજ્જ્વલું રાણીનું મુખ અંધકારને ઓર દીપ્તિ આપે છે.]

રાણી:—હા. આખરે! આહીં પહોંચી તો સલામત. બસ આ બુરખામાં તે હવે સહેલાઇથી ન્હાસી જઈ શકશે.

કેવો ઘસઘસાટ તે ઉંઘે છે.

[એક બાજુ બાજઠ પર ઝેરનો જામ તૈયાર પડયો છે, તેની નજીક જઇ તે ઉપાડે છે. ઘડીભર તે નીરખી રહે છે.]

ત્યારે આ જ ઝેર. જગતની તમામ ફીલસુફીની આ ચાવી છે એ ખરેખર અજાયબ જેવું નથી? પશ્ચાતાપ, જર્જરિત અવસ્થા, રોગ કે દુઃખથી રીબાઇ રીબાઇ મરવું તેના કરતાં આ એક ઘુંટડે જીવનનો અંત આણવો એ લલચાવનારૂં નથી? પરંતુ એમ મરવું શા માટે? યૌવનની વસંત તો હજુ ખીલે છે અને મરવું શુ કામ? કુમાર ન્હાસી જશે એટલે તેના લોહીની જવાબદાર તો હવે હું નહીં બનું. પછી? નહીં. મ્હેં પાપ તો કર્યું છે અને એટલે મ્હારે મરવું જ જોઈયે. કુમાર ન્યાય પાસે મને વેચશે એવી મ્હને કેવી ભીતિ હતી?

[બહાર ઝાલર સંભળાય છે.]

કઠોર અવાઝ. કોઇ ગીધની માફક આ સુતેલ કાયાને ફોલી ખાવા તું તલસે છે! સબુર તારી એ આશાને હું છુંદી નાંખું છું.

[કુમાર સળવળે છે.]

તે જાગશે. વખત ના વીતાવ એજ નિશ્ચય.

[તે જામ તરફ ધસે છે. ક્ષણમાં પ્યાલું ખલાસ કરે છે. કુમાર જાગે છે પરંતુ તે આ જોઇ શકતો નથી. થોડી ક્ષણે તેની રાણી પર નઝર પડે છે અને ક્ષણભર બન્ને અવાક્ નીરખી રહે છે.]

કુમાર, હું ત્હારી માફી માગવા નથી આવી. કારણ માફીનો હવે સવાલ નથી.

ભાન આવતાં ન્યાયની સભા બોલાવી મ્હેં મ્હારો સર્વ ગુન્હો કબુલ કર્યો. પરંતુ તેઓએ પ્રથમ મ્હને હસી કહાડી અને જ્યારે ત્હારે માટે માફી પત્ર તૈયાર કરી મુદ્રા ચાંપી ત્યારે હું ગાંડી બની ગઈ છું એમ માની તે પત્ર જાહેર રીતે ફાડી નાંખ્યું. કુમાર પણ તે સર્વ ગઈ વીતી છે. વધનો સમય હમણાં જ થશે તે પહેલાં લે આ બુરખો અને મુદ્રા. ચુપચાપ નગર બહાર નીકળી જા.—દરવાજે ત્હારે માંટે ઘોડાં રાહ જુવે છે. માટે જલદી કર [ કુમાર સ્વસ્થ બેસી રહે છે ]

નહીં જાય કુમાર? એકનું પાપ તો મ્હારે માથે છે જ. બીજાના ભારે તો હું છેકજ અચેતન બ ની જઈશ. ઓહ દૈવ! પાપ ખુદને જં તું વાંઝીયું બનાવ કે લોહીથી હાથ ખરડાય જ નહીં.

કુમારઃ—ત્હારે માટે મ્હને મરવાની છૂટ નથી?

રાણીઃ—હું તો અધમ પાપી છું.

કુમારઃ—પાપી? લોકોને જાણવા ઘો કે પ્રલોભન શી ચીઝ છે; લોકોને જોવા ઘો કે પ્રેમની હુતાશ-ઝાળ કેવી છે, અને તેનાથી દાઝતાં કોણ બચે છે; એવાથી અલિપ્ત એમનેજ પાપ નામનો ઉચ્ચાર કરવા દે.

રાણીઃ—કુમાર!?

[ કુમાર પગ પર પડે છે. ]

કુમારઃ—મ્હારા પ્રેમ! મ્હારા ગગનના ચન્દ્ર! જીવનની વિશુદ્ધ મૂર્તિ! ત્હારી અર્ચના કરતાં મ્હારો આત્મા ત્હારી પાંખોનો સ્પર્શ કરે છે. ત્હારી વંદના કરતાં હું દેવ-સમ બનું છું. નહીં બોલો રાણી?

રાણીઃ—અફસોસ! બોલવાનો મ્હને હક્ક નથી. આપણી વચ્ચે લોહીની નીક પડી છે.

કુમારઃ—કોઇ શયતાનનું એ તો કૃત્ય. ત્હારૂં ના હોય એ.

રાણીઃ—કુમાર આપણે દરેક પોતાના શયતાન છીયે અને પૃથ્વી પર આપણે જ નરક સૃજીએ છીએ.

કુમારઃ—પાપ થયું હોય તો તેનો હું જવાબદાર છું. મ્હારો આત્મા નિરંત્તર ખૂન ઝંખતો તો પણ મ્હારો હાથ ના ઉપડતોઃ ત્હારો હાથ કલંકિત થયો પરંતુ ત્હારો આત્મા વિશુદ્ધ છે.

રાણીઃ—ખાલી એ તો આશ્વાસન, પોલાં અને પુલેલાં.

[ ફરી ઝાલર સંભળાય છે. કુમાર ચમકે છે અને જામ ભણી ધસે છે ]

કુમારઃ—આવજે મહારાણી, જગતને પેલે પાર મળીશું.

[ ઝડપથી તે પ્યાલું ઉપાડે છે. મુખ પાસે લઈ જઈ ઢાલવે છે, ખાલી છે એમ સમજતાં તે સ્તબ્ધ થાય છે. ]

હરામખોર! આવી નીચતા.

રાણીઃ—કોઇને ખાલી દોષ ના દે.

કુમારઃ—(ભયાનક કંઇક સમજાતું હોય તેમ) એટલે!? એટલે!!

રાણીઃ—એક પુરતું જ તે હતું.

[ એટલું બોલતાં રાણી પડી જાય છે. ઝેરની વ્યાપેલી અસરથી તેનું શરીર ખેંચાવા લાગે છે. તેનું મુખ વિકૃત બની જાય છે. ]

રાણીઃ—આવજે કુમાર, જગતને પેલે પાર આપણે મળીશું........

જા. પેલો બુરખો અમે મુદ્રા લઇ ન્હાસી જા કુમાર.......

તું રડે છે? કુમાર જીવનમાં રડવાનું જ છે. ઇચ્છાની પરિતૃપ્તિ કે સુખનો પૂર્ણ આસ્વાદ કે સંતોષ—જગત માટેની તે વસ્તુઓ છેજ નહિ. જીવનના સર્વત્ર ત્રુટિત મુકુરમાં પ્રેમનું અર્ધસ્પષ્ટ, આછું, વિકૃત સ્વરૂપ પ્રતિબિંબ પામે છે.

( રાણી ડુસકાં ભરતાં રડે છે. )

અધુરૂં, અધુરૂં જગત અધુરૂં જ ઘડાયું.

જાઉં છું....કુમાર....મ્હેં....પાપ....કર્યું....તેની...હાય...લઇ.......

કુમારઃ—(જરા મોટેથી) જેણે સર્વ પ્રેમ ખાતરજ કર્યું હોય તેઓ પાપ કરતાંજ નથી.

રાણીઃ—( ઓછા થતા સાદે ) પાપ તો ખરૂં જ. પ્રેમ કદાચ તેની માફી અપાવે.

[ અહીં પહેલીજ વખત તેઓ ભેટે છે. રાણી અવાક્ જીવનહીન બને છે. કુમાર ફાટી આંખે તે જોઈ રહે છે. કમ્મર પરથી ધીમે ધીમે દ્રઢતાથી તે જમૈયો ખેંચે છે અને છાતી વીંધી નાંખે છે. રાણીના પગ પાસે તે પડે છે. પડતાં પડતાં રાણીના દેહપર બુરખો ઢાંકી દેછે.

થોડી ક્ષણે બહાર પગરવ સંભળાય છે. અનુપસિંહ અને બીજાઓ અવાજ વિના દાખલ થાય છે. કુમારને પડેલો જુવે છે. પાસે જઈ બુરખો ઉપાડે છે તો રાજનગરની રાણી પણ પડી છે.

તેના મુખપર અવર્ણ્ય શાન્તિ પથરાયલી છે–પ્રભુના ગૃહથી તેને ક્ષમાં મળી હોય એવી. ] (પડદો પડે છે.)





# નાલન્દા.

લેખકઃ—શા. ઇન્દુપ્રસાદ દેવશંકર ભટ્ટ.

"અરે પથિક, નાલન્દા જવાનો માર્ગ બતાવશો ?"

રાજગૃહના રસ્તામાં વારંવાર યાત્રીઓ આવી એ પ્રશ્ન પૂછ્યા કરે છે.

એ તો પુર્વકાળની વાતો, તે સમયે ભારતભૂમિ જ્ઞાનમાં, વિદ્યાબુદ્ધિમાં જગમંડળ મધ્યે ગૌરવ સહ માથું ઉંચું રાખી ઉભું રહ્યું હતું, તે સમયે ભારતનો રાષ્ટ્રપૂજાધર્મ જગત આગળ આદર્શ રૂપ હતો, વિશેષ તે સમયે ભારતના પગમાં પરાધીનતાની બેડીઓ લદાએલી ન હતી. એક હજાર વર્ષ પૂર્વે જ્યારે ભારતે જ્ઞાનદીપક લઇ વિશ્વમાં વિજય યાત્રા કરી, અને તેના આહવાનનો શંખ ચારે બાજુ ગાજી ઉઠયો, ત્યારે ચારે બાજુએથી આ આહવાનના શંખધ્વનિમાં મુગ્ધ બની યાત્રીઓનાં ટોળે ટોળાં ભારતમાં ઉતરી આવ્યાં.

એક એવા જુથે આવી ઉપરનો પ્રશ્ન કર્યો.

ખુલ્લાં ખેતરમાં હળ લઇ કૃષિક કૃષિકર્મ કરી રહ્યા હતો, તે યાત્રીઓનો આ પ્રશ્ન સાંભળી આશ્ચર્ય પામ્યો. કંઇ વિચાર કરી પૂછયું, "તમો કયાં જવા માગો છો ?"

નાલન્દા એમ ઉત્તર મળતાં તેણે કહ્યું, પધારો, વિદેશીબંધુઓ, હું તમારો

રસ્તો દેખાડી દઉં, હું ત્યાંનો જ વિદ્યાર્થી છું."

*　　*　　*　　*

ત્યાર પછી હજાર વર્ષ વહી ગયાં, તેમાં કેટલાંયે પરિવર્તન થયાં; છતાં આજે જ્ઞાનાર્થી યાત્રીઓ નાલન્દાના માર્ગમાં (પટના*) ઉભા રહી પૂછે છે, "અરે પથિક, નાલન્દા જવાનો માર્ગ બતાવશો?" તે સમયે વિશ્વના વિદ્યાર્થીઓ નાલન્દાના આંગણે જ્ઞાન-ભિક્ષા લેવા પધારતા, આજે તે સુપ્રાચીન વીદ્યાપીઠનાં શેષ ચિહ્નો જોવા આવે છે. તેઓની જીજ્ઞાસા છે, કે કયા પ્રકારના જાદુબળથી આવી વિરાટ વિદ્યાપીઠની પ્રતિષ્ઠા આ દેશમાં શકય થઇ; અને વિશેષ એ પ્રશ્ન છે કે કેવી રીતે આ અપૂર્વ સંસ્થાનો નાશ થયો—કોણ આ ધ્વંસને માટે વિશ્વની અદાલતના આરોપીઓ છે!

*　　*　　*　　*

(૨)

તે યાત્રીઓમાં બે મનુષ્યો બંગાળના એક સુદૂર પ્રાન્તમાંથી આવ્યા છે. ઉભય સમાન વયના છે, એકનું નામ ઇન્દ્રરાજ, તે બ્રાહ્મણ છે. અને બીજાનું નામ કૃષ્ણરાજ તે કાયસ્થ છે. કૃષ્ણરાજ સમતટમાં રહેતા જ્યાંથી વરેન્દ્ર આવ્યા છે. વરેન્દ્રમાં બન્નેનો પરિચય થયો. તેઓ બન્ને એક ગુરૂ પાસે વેદ શિખતા. તેઓને શાસ્ત્રાભ્યાસ સાથે શસ્ત્રાભ્યાસ ચાલતો. બ્રાહ્મણ હોવાથી તેઓને કંઇ અટકાવ ન હતો. કારણ કે રાષ્ટ્રીય સેનામાં સર્વને આવકાશ આવશ્યક છે. ત્યાંનો અભ્યાસ પૂરો કરી તે ઉભય મિત્રો વિચારવા લાગ્યા.

"ચાલો હવે તક્ષીશિલા વિદ્યાપીઠમાં જઇએ."

"કેમ બંગાળમાં કોઇ વિદ્યાપીઠ નથી?"

"હોય પણ તેથી આપણે શું? નાલન્દા, વિક્રમશિલા, અને ઓદન્તપુર છેસ્તો."

"ઠીક ત્યારે, નાલન્દા મૂકી તક્ષીશિલા સુધી જવાય?"

"પણ નાલન્દા શું બંગાળી વિદ્યાપીઠ છે?"

"નાલન્દા બંગાળમાં નથી, છતાં બંગાળનો પ્રભાવ તેના ઉપર પુષ્કળ છે, વળી ત્યાં ઘણુ બંગાળી પંડિતો છે, તેથી બંગાળી વિદ્યાપીઠ કહી શકાય."

પછી જ્ઞાન મેળવવા તે ઉભય મિત્રોએ યાત્રા શરૂ કરી. તેઓના માબાપે પ્રથમ વાંધો લીધો પણ અંતે હસ્તે ચહેરે તેઓને વદાય આપી. એ આશામાંજ કે "છોકરો વિજય ગૌરવમાં મત્ત થઇ આવશે."

*આધુનિક પટણા જીલ્લાનું બડગામ.
Cunninghham's ancient Geography of India P. 468.

માર્ગ ઘણો વિકટ હતો. વચ્ચે વચ્ચે દસ્યુઓનું દૌરાત્મ્ય નડતુ. ઠીક થયું કે નૌકામાં બેસી જવાનું થશે. તે સમયે યાત્રીઓને નૌકા મેળવી ગંગાનો પ્રવાહ ઓળંગવો પડતો.

પગપાળા થોડુંક ચાલ્યા, ત્યાં તો એક દસ્યુઓનું ઝુંડ મળ્યું. તરત તો તેઓ બીધા, પણ સાહસ કરી આગળ ધપાવ્યું. નાલન્દાના વિદ્યાર્થીઓ છે એ ખાત્રી થવાથી દસ્યુઓએ તેમને સલામત રીતે જવા દીધા.

ઉભયે મરણભયમાંથી શ્વાસ લીધો.

રસ્તામાં એક વણિકોની પોઠ મળી. તેઓ બંગાળનો માલ પરદેશ લઈ જતા. અત્યારે તેઓ પોઠ લઈ વારાણસી જળમાર્ગે જાય છે. તેઓની સાથે એક શાન્તિરક્ષક દળ છે, જેથી દસ્યુઓ દ્વારા માલધન લુંટાય નહિ.

વણિકો સાથે તેઓએ જળમાર્ગે યાત્રા કરી. રાજગૃહમાં તેઓ તેઓને સાથે લઇ ગયા. ત્યાં તે મિત્રોને બીજા નાલન્દા જતા વિદ્યાર્થીઓનો ભેટો થયો.

( ૩ )

"એ સામે રહ્યો નાલન્દાનો પ્રખ્યાત મઠ!"

એમ કહી પેલા કૃષકે નાલન્દાનો મઠ બતાવ્યો. કિલ્લાથી ઘેરાયલો મઠ અને તેની ચારે બાજુએ મઠોની હાર! એક પછી એક એમ કેટલાયે સેંકડો મઠોની હારો પહેરીગિરો માફક ઉભી છે. એ સર્વની વચ્ચેનો મઠ દૂરથી જોતાં એક અપૂર્વ સૌંદર્ય જડેલું હોય એમ લાગે છે. એ એક સ્વર્ગીય દશ્ય હતું.

થોડીક વાર તો વિદેશીઓ મઠનું સૌન્દર્ય જ જોવા લાગ્યા. તેમાંથી ઇન્દ્ર-રાજે પૂછ્યું,—

'ઠીકભાઈ, આ મઠનું નામ નાલન્દા કેમ પડયું, તે કહેશો ?"

કૃષકે કહ્યું "ખરા ઇતિહાસની તો ખબર નથી, પણ હું જે જાણું છું, તે સાંભળીને જ. મઠની દક્ષિણે એક આંબાવાડીયું હતું. તે આંબાવાડીઆમાં એક વિશાળ તળાવ હતું. અને તેમાં એક 'નાગ' રહેતા. અને તે 'નાગ' ના નામ ઉપરથી "નાલન્દા" પડયું એમ કહેવાય છે.* કૃષ્ણે વચ્ચે પૂછ્યું, "આ સંબંધી કંઇ દંતકથા તો ચાલતી હશે ?"

"હા, કોઇવળી કહે છે કે અહીંયાં બુદ્ધદેવ તેઓના એક પૂર્વજન્મમાં તપશ્ચર્યા કરતા હતાં. જીવજન્તુનાં દુ:ખો જોઇ તેઓના હૃદયમાં વ્યથા થતી, તેથી તેઓ ખુલ્લે હાથે સર્વ સંપત્તિ દીનદુ:ખીને આપી દેતા. તે માટે તે જગ્યાનું નામ "ना+अलम्+दा અર્થાત નાલન્દા, જેને સર્વસ્વ આપી દેતાં તૃપ્તિ ના થાય તે."

* Water's yuan chwang Vol II P. 164.

"મઠ કોણે બંધાવ્યો ?"

શુક્રાદિત્ય નામે એક રાજા થઈ ગયો. બુદ્ધદેવ ઉપર તેઓની શ્રદ્ધા અને ભક્તિ અપાર હતી. જ્યારે બુદ્ધદેવ નિર્વાણ પામ્યા, ત્યારે રાજાએ ધાર્યું કે એવું એક સ્મારક કરવું જોઈએ જેથી, ભગવાન તથાગતનું નામ જગતમાં અમર રહી જાય. તે ઉદ્દેશથી તેઓ ત્યાં આગળ એક વિરાટ મઠ બાંધવા લાગ્યા. આ આશ્રમ કુંજોએ તેઓનું મન હરી લીધું. વળી અહીંયાંજ ભગવાન બુદ્ધદેવે ધર્મ સંસ્થાપના કરી હતી. આથી કેટલાક શ્રદ્ધાળુ માણસોએ દશ કોટી મહોર આપી આ કુંજ ખરીદી ભગવાન બુદ્ધના ચરણમાં ભક્તિની ફૂલપાંખડી રૂપે ઉપહાર અર્પણ કર્યો. ત્યાર પછી ત્યાં લોકોએ લશ્કર વગેરે રોકી લીધું. મહા ઉત્સાહથી તેઓ ભિત્તી-સ્થાપન કરવા મંડી પડયા. અચાનક ખોદતી વેળાએ પેલા 'નાગ'ના ગળામાં ઘા થઈ ગયો, તેના પરિણામે ભિષણ રક્તપાત થયો. તે જોઇ એક ભિક્ષુએ કહ્યું "અહીં જે મઠની સ્થાપના થશે તેની ખ્યાતિ ભારતમાં ખૂણે ખૂણે છવાશે."

જરા થોભી કૃષકે આગળ ચલાવ્યું. "આજે એ ભિક્ષુની ભવિષ્યવાણી સફળ થઈ છે. ભારતના દરેક પ્રાન્તમાંથી કેટલી યે જૂદી જૂદી જાતીના વિદ્યાર્થીઓ આ મઠના આંગણે ઉભા છે—જ્ઞાન ભિક્ષા લેવા માટે માત્ર ભારતના નહિ, પણ ભારત બહારના જ્યાં ભારતના જ્ઞાન અને સાધનાનો સંદેશો પહોંચ્યો છે, તેવા ચીન, જાપાન, તિબેટ, ગાંધાર વગેરે દૂર દેશથી વિદ્યાર્થીઓનાં જૂથે જૂથ જ્ઞાનસંગ્રહ માટે આવે છે."

જ્યારે વિદ્યાર્થીઓ મઠના આંગણામાં આવી પહોંચ્યા, ત્યારે રાત બહુ વીતી ગઇ હતી. તે જ્ઞાનના પૂણ્ય મંદિરમાં પ્રવેશ પામી ધન્ય થવાને તેઓ ઘણા આતુર હતા, પણ સિંહદ્વાર બંધ હતું. તેઓ હતાશ થઇ વિચારવા લાગ્યા. હવે ઉપાય શું? આખરે દ્વારપાળને પૂછતાં ઉત્તર મળ્યો કે:

"રાત્રે પ્રવેશ બંધ હોય છે. અત્યારે અતિથિશાળામાં જઇ વિશ્રામ લો. ત્યાં જે ભિક્ષુ છે તેઓ તમારા આહાર અને વિશ્રામની વ્યવસ્થા કરી આપશે. કાલ સવારે પ્રવેશ મળી શકશે."

* ● * *

પ્રભાત થયું, પૂર્વદિશામાં હજુ સૂર્યદેવે સીન્દુરી રંગ પુર્યો નથી. એ સમયે મઠ ઘંટનાદથી ગાજી ઉઠયો. વિદ્યાર્થીઓએ સાંભળ્યું કે ભિક્ષુઓ શ્રેણીબદ્ધ ઉભા રહી ભગવાન તથાગતનું સ્તુતિગાન કરે છે:—

"बुद्धं शरणं यामि
धम्मं शरणं यामि
संघं शरणं यामि।"

થોડીવાર પછી ભિક્ષુઓ ટોળાબંધ સ્નાન કરવા તળાવ તરફ જતા દેખાયા. દરેક ટોળામાં સો સો ભિક્ષુઓ હશે. અને તે સર્વના હાથમાં એક એક ઉપવસ્ત્ર હતું. *

ભિક્ષુઓનાં જુથે જુથ તળાવમાં ઉતરી પડયાં. પહેલાં તેઓએ કાષાય વસ્ત્રો તળાવના ઓવારે રાખી દીધાં. તેઓના વસ્ત્રને 'ચીવર' કહેવામાં આવે છે, તે વસ્ત્રો ગૃહસ્થો તેઓને ભેટ આપતા. 'ચીમર' ભાત ભાતના નથી હોતાં, કારણ કે ભિક્ષુને માટે વિલાસ સામગ્રીને નિષેધ ગણ્યો છે. લોકો શ્રદ્ધાથી જે આપે તે પહેરી તેઓ લાજ ઢાંકતા.

સ્નાનના સમયે તેલ વાપરતા નહીં. છતાં ઘણા, એક પ્રકારનું 'શોધણી' (સાબુ) ને ઉપયોગ કરે છે, કારણ તેઓના શાસ્ત્રે તે વાપરવાની સલાહ આપી છે, અને તે કેવી રીતે તૈયાર કરવું તે પણ તેમાં જણાવ્યું છે.

કોઈ તરતા નહોતા, કારણ કે "વિનયપિટક' માં તેને નિષેધ લખ્યો છે, કે ભિક્ષુઓએ જળક્રીડા કરવી નહિ. જોકે ઘણા તરવું જાણતા, પણ ભિક્ષુપદ સ્વીકાર્યા પછી તેઓ તરતા નહિ.

જળમાંથી બહાર અવી તેઓએ ઉપવસ્ત્રથી શરીર લોઈ નાંખ્યું. પછી બીજું કાષાય વસ્ત્ર ધારણ કર્યું.

(૫)

વિદ્યાર્થીઓ હજુ પણ મઠમાં દાખલ થઈ શકયા નથી. અતિથિશાળાની બહાર ઉભારહી તેઓ મઠનું સૌન્દર્ય મુગ્ધ બની જુએ છે. ગઈ રાત્રીએ મઠનું વિરાટ સૌન્દર્ય પૂર્ણ ભાવે તેઓ જોઇ શકયા નહતા, તેથી આજ પ્રભાતના રંગીત પ્રકાશમાં મઠનું પ્રકૃત સૌન્દર્ય જોતા વિસ્મય સહ અવાક્ થઇ ગયા.

મઠના ખંડગૃહો શામાટે નિયત થયા હશે તે માટે વિદ્યાર્થીઓમાં વાદ થયો. સર્વ પોતાના મતને અભ્રાન્ત ગણી પુરવાર કરવા આતુર હતા. તે સમયે કોઇએ તેમને કહ્યું;

"હું માની લઉં છું કે રાત્રે તમોને કંઇ અગવડ પડી નહિ હોય ?" તેઓએ પાછળ ફરી જોયું તો આગલી રાત્રી વાળા અતિથિશાળાના અધ્યક્ષ ભિક્ષુ નજરે પડયા, તેઓએજ કાલે આહાર તેમજ શયનની વ્યવસ્થા કરી આપી હતી. તેઓએ સવિનય ઉત્તર આપ્યો, "ના, અમોને રાત્રે કંઇ અગવડ પડી નથી. આપના ઉદાર ભાવ માટે ધન્યવાદ."

---

* Itsing-lakakusu P. 108.

"ધન્યવાદ, પણ તમે તૈયાર થાઓ, તમારે દ્વારાધ્યક્ષ પાસે જવું જોઈશે," એમ કહી પ્રાતઃકૃત્યથી પરવારવા તેણે સૂચન કર્યું.

* * * *

હવે વિદ્યાર્થીઓની પરીક્ષા થશે. આ પરીક્ષા કાગળ કલમથી નથી થવાની. પુસ્તકીયા વિદ્યા જાણવા પણ નહિ.

થોડીવારમાં સર્વ આપણા વિદ્યાર્થી–યાત્રીઓ દ્વારાધ્યક્ષ સમક્ષ હાજર થયા. દ્વારાધ્યક્ષે તેઓને સાદર માન આપ્યું.

આ આશ્રમમાં પ્રવેશ અધિકાર જેને તેને આપવામાં આવતો નથી. દ્વારાધ્યક્ષ જેઓ એક મહાજ્ઞાની ભિક્ષુ હોય છે તેઓ પરીક્ષા લઈ વિદ્યાર્થીની પસંદગી કરતા. પ્રથમ કૃષ્ણરાજનું નામ પોકારાયું.

અધ્યક્ષે તેઓને પૂછ્યું. "તમો ક્યાંથી આવો છો?"

"હું સમતટથી આવું છું."

"ઓ હો, તમે વડીલ શીલભદ્રના દેશવાસી. ઠીક બોલો જોઇએ, મહાભિક્ષુ શીલભદ્રના સંબંધી તમો શું જાણો છો?"

કૃષ્ણરાજે ઉત્તર આપ્યો, "મહાભિક્ષુ શીલભદ્ર અમારા સમતટના રાજાના રાજકુંવર! લખવા વાંચવામાં તેઓ નાનપણથી ઘણા ચકોર હતા. જ્યારે તેઓની વય ત્રીશ વર્ષની થઇ ત્યારે તેઓ અમારી માફક આ નાલન્દા વિદ્યાપીઠમાં અધ્યયન સારૂં દાખલ થયા. તે સમયે બોધિ સ્વત્વ ધર્મપાળ આ આશ્રમમાં કર્તા કારવતા હતા.

એક દિવસે એક દિગ્વિજયી પંડિત, ધર્મપાળ સાથે વાદ કરવા રાજસભામાં પધાર્યા. શીલભદ્ર ગુરૂને વાદ કરવા ન જવા દેતાં પોતે ગયા. તેઓને જોઇ પંડિતે જોકે કહ્યું "આ બાળક સાથે શું વાદ કરીશ." છતાં અંતે તેઓની આગળ હાર ખાઇ જવાની ફરજ પડી. આથી શીલભદ્રની વિદ્વતાનો પરિચય અને ખ્યાતિ ચારે બાજુ ફેલાઇ. *

આટલેથી કૃષ્ણરાજ અટકયા. દ્વારાધ્યક્ષ જરા વિચારમાં પડી બોલ્યા, "ઠીક, તમોને દાખલ કરવામાં આવશે.

હવે બીજાને પૂછ્યું, "તમો ક્યાંથી આવો છો?"

"હું આંધ્રદેશથી આવું છું."

---

* હરપ્રસાદ શાસ્ત્રીનું અભિભાષણ.

ત્રીજાને પૂછયું, "તમે ?"

"હું તક્ષશિલાથી." "ચોથાને પૂછયું, "તમે ?" 'હું ઉજ્જયિનીથી.' રસ્તામાં કપિલવસ્તુ, કુશીનગર, વૈશાલી તથા પાટલીપુત્ર આવેલા જણાયા તે પરથી પુછાયું.

"કહો જોઇએ બુદ્ધદેવની જન્મભૂમી કયાં આવી ?"

"કપિલવસ્તુમાં." "તે રાજમાં શાસનપ્રણાલી કેવા પ્રકારની હતી !"

"તે તો ગણરાજ્ય હતું. જેઓ દેશના શુભાશુભ માટે નિમાયેલા હતા તેઓની સભાનું નામ હતું "સન્તાગાર." શાકયોએ ત્યાં આવી ઠરાવ્યું કે કેવીરીતે શાસન કરવું. યુદ્ધ, વિગ્રહ, શાન્તીની વાત ત્યાં સર્વ જાણતા. શાકયવંશના જેઓ વયોશ્રેષ્ટ હોય તેઓ જ યથાક્રમે 'રાજન્'ની ઉપાધી લેતા.

* * * *

જ્યારે પરીક્ષા પુરી થઇ, ત્યારે વિદ્યાર્થીઓ આનંદસહ આશ્રમમાં દાખલ થયા. ઇન્દ્રરાજ અને કૃષ્ણરાજનો આનંદ માયો નહિ. તેઓ ખંતથી તે વિશાળ મઠ નિરખવા લાગ્યા. તે સામાન્ય મઠ ન હતો. ભિક્ષુઓના રહેઠાણ માટે સેંકડે વાસગૃહો, અધ્યાપન માટે પ્રચંડ 'હલગૃહ' અને તે સર્વ કેવાં અપૂર્વ સૌન્દર્યવાળાં હતાં ! રાજાના મહેલોમાં પણ તેવી શિલ્પ કળા દુર્લભ !

"મઠ આટલો બધો સૌન્દર્યયુક્ત છે તેતો અમારી કલ્પનામાં નહિ આવેલું !"

વિદ્યાર્થીઓ અતિ ઉત્સાહથી મઠની સર્વ જગાઓનો પરિચય લેવામાં મથ્યા હતા. તેઓના મુખ ઉપર ઉત્સાહ અને ઔત્સૂકયનું કેવું સુન્દર તેજ ! નવા નવા જ્ઞાનની પ્રાપ્તિની આશામાં તેઓને જરા પણ શ્રાન્તિ કે કલાન્તિ થતી નથી. ક્ષુધા-તૃષ્ણા તેઓથી દૂર ભાગી હતી. આજ તેઓ પરીક્ષાના વિજય ઉત્સવમાં મગ્ન હતા. વિશ્વનાં જ્ઞાન-દ્વાર આજ તેઓની સમક્ષ ખુલ્લાં હતાં.

હવે તેઓ ઉદ્યાન-વીથિકામાંથી પસાર થતા હતા. વચ્ચે વચ્ચે એક એક સુન્દર કુંજવન, તેની થોડે દૂર એક એક તળાવ—જેમાં સેંકડો નીલ કમલ ખીલ્યાં છે. તેની પાસે અસંખ્ય ફુલવાડીઓ હતી. જુઇ, બેલા, ચંપો, રજનીગંધા વગેરે કુસુમોની સુવાસથી મઠ સુવાસિત બન્યો હતો. મંદ મંદ પવનની લહેરો આવી કુસુમવૃન્દ સાથે અફળાય છે અને તેની સુવાસ લુંટી આશ્રમવાસીઓની સેવામાં હાજર કરે છે. વળી પાસે એક આંબાવાડીયું છે, જાણે તે અસીમ અનંતનું રાજ્ય !

એક ભિક્ષુએ ભોજન સમયની યાદ આપી ત્યારે વિદ્યાર્થીઓ જરા શરમાયા. તેઓ ભિક્ષુની પાછળ ચાલ્યા, સર્વેએ અહીંજ જાણ્યું કે દરેક માટે ભોજનની જૂદી જૂદી વ્યવસ્થા રાખવામાં આવી છે. દરેકને માટે ૧૨૦ લીંબુ, ૨૦ જાયફળ, ૨૦ ખારેક, અઢી તોલા કપુર, એક પાસેર મહાશાલી ધાન્યના ચોખા, અને થોડું તેલ તથા માખણની સગવડ હતી.

* * * *

ત્યાર પછી એક ભિક્ષુ આવી વિદ્યાર્થીઓ સાથે વાર્તાચિત કરવા લાગ્યા. વિદ્યાર્થીઓએ આશ્રમ સંબંધી નાના પ્રકારનાં તથ્યો તેમને પૂછયાં. ભિક્ષુ બોલવા લાગ્યા: " કોઇને ખબર નથી કે કયારે આ આશ્રમની સ્થાપના થઇ. છતાં જૂદીજૂદી દંતકથાઓ લોકવાણીમાં પ્રચિલિત છે–પણ વિદ્યાર્થીઓએ દંતકથાઓ ખરી માનવી ઉચિત નથી, જોકે કોઈ કોઇ વેળા દંતકથાઓમાં રહેલાં સત્યનાં બીજ દેખી શકાય છે, પણ વિદ્યાર્થીઓનું કર્તવ્ય સત્યશોધનનું છે. અને તે શોધન સાવધાન પૂર્વક કરવું જોઇએ. મારૂં એવું માનવું છેકે પાલી સાહિત્યમાં ' દેવાનાં પિય પિયદર્શી ' ની ઉપાધીથી ઓળખાતા અશોકરાજાના સમયમાં કેટલાક મહાભિક્ષુઓએ આ આશ્રમમાં આવી તેની સાધનામાં જોડાયા. તે મહાભિક્ષુઓ ધિરજથી જે બિજ વાવી ગયા તેનાં ફળ આપણે ચાખીએ છીએ. હાલમાં આ આશ્રમમાં કર્મયુગ પ્રવર્ત્યો છે. તેના આંગણામાં દેશવિદેશથી પંડીતો ઉતરી પડયા છે.

ઇન્દ્રે પૂછયું " અહીં કેટલા વિદ્યાર્થીઓ છે ? " " ચોક્કસ કેટલા છે તે કહેવું જરા અઘરૂં છે, છતાં આશરે ભિક્ષુ અને વિદ્યાર્થીઓ મળી દશ હજાર થતા હશે. "

" આટલા બધા લોકો કેવીરીતે કયાં રહે છે ? " કૃષ્ણરાજે પ્રશ્ન કર્યો.

" કેમ, આ આશ્રમ એવો વિશાળ છે કે કયારે પણ રહેવાની અગવડ પડતી નથી. દરેકને રહેવાને જૂદું જૂદું વાસગૃહ છે. જેથી ભિક્ષુઓ અને વિદ્યાર્થીઓને અધ્યયનમાં અગવડ આવે નહિ, તેવી વ્યવસ્થા થઈ છે. વાસગૃહો જોશો તો જણાશે કે તે કંઇ બહુ મોટાં નથી. માત્ર ૧૨ હાથ લાંબા અને ૮ હાથ પહોળાં. વાસગૃહની એક ભિન્નતા છે. જે ગૃહો વધારે સગવડ ભર્યાં છે તેમાં વૃદ્ધ મહાભિક્ષુઓ વાસ કરે છે. અને બીજાઓ માટે જે જેવું જાણે તેવા ગૃહો તેઓને મળે છે. જેઓ અતિ ગરીબ હોય છે, પણ જેઓના જ્ઞાનની તૃષ્ણા અતિ પ્રબળ હોય છે, તેઓની પાસેથી કંઇ લવાજમ લેવામાં આવતું નથી. "

" આશ્રમનું ખર્ચ કેવીરીતે ચાલે છે ? "

"દાનોથી આશ્રમ પોષાય છે. ભારતના જૂદા જૂદા દેશના રાજાઓ સ્વેચ્છાથી જે કંઇ દાન કરે છે તે આશ્રમ કૃતાજ્ઞતાની સાથે હાથ લાંબો કરી લે છે. આશ્રમની ઉપર ઘણાઓની કૃપાદ્રષ્ટિ છે. તેથી આટલું બધું બાદશાહી ખર્ચ અટકયા વિના સ્વચ્છંદે ચાલે જાય છે. આ જૂઓ, આપણા આશ્રમના તાબામાં ૨૦૦ આખાદ ગામ છે, જુદા જુદા રાજાઓએ આ ગામોનું નિષ્કરદાન કર્યું છે. આની આવકમાંથી આશ્રમનું સર્વ ખર્ચ નભે છે. વળી જાણતા નથી કે આ આશ્રમમાં છ તો મહા-વિદ્યાલય છે. તેમાં ૧ લું શક્રાદિત્યે, ૨જું રાજા બુદ્ધગુપ્તે, ૩ જું તથાગત રાજાએ, ૪ થું બલાદિત્યે, ૫ મું વજ્રરાજાએ અને ૬ ઠું મધ્યદેશના રાજાએ બંધાવી આપ્યું છે."

સાયંકાળ થયો, મંદમંદ પવન ફુલવાડીઓની સૌરભ આશ્રમમાં ફેલાવી મત્તતા આણે છે. આશ્રમે અતી સ્તંભભાવ ધારણ કર્યો છે. ગૃહેગૃહે દીપક સળગી ઉઠયા, દૂરથી જાણે આકાશમાં અસંખ્ય તારાઓ સળગી ઉઠયા.

શ્રમણો 'હલગૃહ' માં ઉભાઉભા સાંધ્યગીત ગાવા લાગ્યા, તેઓના મધુર સ્વરના પ્રતિધ્વનિમાંથી આશ્રમ ભરાઇ ગયો, સર્વ તેઓની વન્દના એકચિત્તે સાંભળવા લાગ્યા. ક્રમે ગીત બંધ થયું, પણ ઘણીવાર સુધી થયા કરતું કે તે મધુર સંગીતનો પ્રતિધ્વનિ આકાશમાંથી જણાઈ આવે છે કે

"नमो नमस भगवतो अरहतो सम्मासम्बुद्धसो" *

(૭)

ટન્, ટન્, ટન્,

પ્રભાત થયું. મંદમંદ પવન વાય છે. ફરી ટન્ ટન્ અવાજથી ક્ષણું ઉપરનો શાન્ત આશ્રમ જીવન્ત કોલાહલથી ભરાઇ ગયો.

આજે નાલન્દા વિદ્યાપીઠનો સમારંભ ઉત્સવ છે.

આજ વૃદ્ધ શીલભદ્ર આ ઉત્સવ પ્રસંગે પ્રવચન કરશે.

શ્રમણો પહેલા પહોરમાં સભામાં બીરાજ્યા.

ઇન્દ્રરાજ અને કૃષ્ણરાજ બીજા વિદ્યાર્થીઓ સાથે સભામાં હાજર થયા, ત્યાં સુધી સભાનો આરંભ થયો હતો નહિ. થોડીવારે મહભિક્ષુ સભામાં પધાર્યા.

---

* ભગવાન અરહત સંસારના સાર રૂપ છે, એના સમ્યક સંબુદ્ધને વારંવાર પ્રણામ કરીએ છીએ.

આ મઠના વયોજ્યેષ્ઠ કુલપતિથી તેઓનું સ્થાન ઉતરતું હતું, પણ તેમનું સારૂં સન્માન થતું.

થોડીવારમાં સભામાં ખળભળાટ દેખાયો. એક પ્રશાન્ત મૂર્તિ આચાર્ય, અને તેઓની પાછળ કેટલાક ભિક્ષુઓ પધાર્યા. સર્વ સંભ્રમસહ ઉભા થયા.

"આજ બંગાળનું સૌભાગ્ય, આજ બંગાલી સમતટના રાજકુમાર અને નાલન્દા મઠના અધ્યક્ષ."

ભિક્ષુઓ શ્રેણીબદ્ધ થઇ ગાવા લાગ્યા.

बुद्धं मे शरणम्।
धर्मं मे शरणम्।
संघं मे शरणम्।

વન્દના પુરી થઇ,કુલપતિ શીલભદ્ર આસન ઉપરથી ઉભા થયા, તેઓ બોલવા લાગ્યા: "હે સંઘ, ભગવાન તથાગતને પ્રણામ કરી આજે હું તમારી આગળ વિદ્યાર્થીજીવનનાં કર્તવ્ય વિષે કંઇ બોલીશ.

"બુદ્ધદેવે જ્યારે ભિક્ષુવ્રતની યોજના કરી, ત્યારે તેઓએ કંઇ નવા નિયમો ઘડયા નથી. વેદાંતીઓના બ્રહ્મચર્ય અને વાનપ્રસ્થ એ બે આશ્રમને જ આદર્શ તરીકે બતાવ્યા છે. અવશ્ય એ વાત નક્કી છે કે તેઓએ અનેક પ્રાચીન નિયમો બદલી સમયને યોગ્ય નવા નિયમો ઘડયા છે. ભિક્ષુજીવનના જે વ્રતનિયમો છે તે સર્વ કઠોર છે ખરા, છતાં પણ સંયમને માટે જે કઠોરતાની જરૂર છે તેનો તો કોઇ અસ્વીકાર નજ કરે. આહારમાં ખાસ સંયમ રાખવો. બ્રહ્મચર્યનું રક્ષણ કરવા સર્વ કઠોર વ્રતનિયમો છે તેનું તમારે પાલન કર્યેજ છુટકો. જેઓ ચારિત્ર રક્ષા કરી શકતા નથી તેઓને પ્રાયશ્ચિત્ત શિક્ષા થશેજ. છતાં કોઇ ભિક્ષુ યા વિદ્યાર્થી ચારિત્રનષ્ટ હોય તો તેનું સ્થાન આ આશ્રમમાં નથી, આશ્રમની સાથેના સઘળા સબંધનો તેણે ત્યાગ કરવો જોઈએ. તમારામાં જેઓ નવા આવેલા છે, તેઓને મારી ભલામણ છે કે તેઓ આશ્રમના વ્રતનિયમો પ્રમાણે વર્તે, અને તેઓનાં જ્ઞાનનાં, ચારિત્રના, અને સાધનાના ગૌરવથી અમારા આ આશ્રમનું ગૌરવ દિવસે દિવસે વધશે.

"હે જીજ્ઞાસુ સંઘ, તમોએ આ ઉપદેશ તો સાંભળ્યો, તે માટે પૂછું છું.—

"તમો પરિશુદ્ધ છો ? કોઈ વાંધો નથી. ને ?

"બીજીવાર પૂછું છું—તમો પરિશુદ્ધ છોને ?

ત્રીજીવાર પૂછું છું—તમો પરિશુદ્ધ છોને ?

"તમો જ્યારે મૌન રાખો છો, તો માની લઉં છું કે તમારે કંઇ વાંધો નથી." આમ કહી કુલપતિ આસન પર બીરાજ્યા, પછી સભા વિસર્જન થઈ.

(૮)

અભ્યાસગૃહમાંથી મધુર કંઠે શાસ્ત્રવાણી સંભળાવા લાગી. વિવિધ કંઠસ્વરનાં એક સુરનઃ અપૂર્વ સંગીતથી ગૃહ ગાજી ઉઠયું. જુદા જુદા દેશથી જે સર્વ વિદ્યાર્થીઓ આવેલા હતા, તેઓ ખંતથી ગુરૂની ઉપદેશ વાણી સાંભળતા હતા. એક એક મંડપમાં એક એક વર્ગ બેઠો છે, અને તેઓના અભ્યાસનો ભાર એક એક ભિક્ષુ ઉપર છે. એવા એકશત ભિક્ષુઓ તે અભ્યાસગૃહમાં નાના શાસ્ત્ર વિષે વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામાં રોકાયલા છે. * એટલા બધા લોક ભેગા રહેલા, છતાં કયાંઇ પણ ઉછૃંખલતા નથી. સર્વ શાન્ત ધીરભાવે સ્વકાર્યમાં મચેલા છે.

જુદા જુદા દેશથી પંડીતો આવે છે, નાલન્દાના ભિક્ષુઓની સાથે વાદવિવાદ કરવા, * કારણ ભારતની સર્વ વિદ્યાપીઠો એ વાત સ્વીકારતી કે નાલન્દાના જેવી વિદ્યાપીઠ તે સમયે ભારતમાં છે નહિ. તેઓ ઘણી વેળા દુરાશાને હૃદયમાં પોષી આવતા એ વાત ખરી, છતાં જેઓ એકવાર નાલન્દામાં વિદ્વતાનો પરિચય આપી શકતા, તેઓનું નામ જગતમાં ફેલાતુ. ઘણીવાર શાસ્ત્રના ગૂઢ તત્વોની મીમાંસા કરવા નાલન્દામઠનો આશ્રય લેવો પડતો.

આજે દક્ષિણભારતથી એક જ્ઞાની પંડિત પધાર્યા છે. તેઓની વિદ્વતાનો પરિચય કરવા એક સભા બેઠી છે. તે સભામાં એક મહાભિક્ષુ સાથે તેઓને વાદ થયો.

દક્ષિણી પંડિતની અગાધ વિદ્વતા જોઇ મહાભિક્ષુ ઘણા ખુશી થયા. તેઓએ વૃદ્ધ કુલપતિ શીલભદ્રની આગળ તેઓની વિદ્વતાનો પરિચય આપ્યો.

કુલપતિએ કહ્યું– "તેઓને જણાવશો કે નાલન્દા સંઘ કાલની સભામાં તેઓનાં ગુણોનું યથાયોગ્ય સન્માન કરશે. અને તેઓને પ્રશંસા–પત્ર આપી નવા જશે."

* * * *

આ બાજુએ નવા વિદ્યાર્થીઓ બીજા એક શ્રમણની પાસે પાઠ લેવા ગયા હતા. શ્રમણે પહેલાં તેઓને કહ્યું, "અમારા આશ્રમની વિશિષ્ટતા એ છે કે અહીં અધ્યાપન કેવળ બૌદ્ધ શાસ્ત્રોમાં પુરૂં થતું નથી. જેથી મનુષ્યના જ્ઞાનનો વિકાસ સંપૂર્ણ રીતે થઈ શકે, એવા ઉદ્દેશથી અમારો સર્વ અભ્યાસક્રમ ઘડાયો

---

* Records of the western world. Beal. p. 112
* " " " " " p. 170

છે. મનુષ્યની બુદ્ધિથી જે કોઈ શાસ્ત્ર હાથ લાગ્યાં છે, તે સર્વની આલોચના અમારા આશ્રમમાં થાય છે. તેથી હેતુવિદ્યા, શબ્દવિદ્યા, ચિકિત્સા વિદ્યા અમારા અભ્યાસક્રમમાં રહી જતી નથી. એ ઉપરાંત બૌદ્ધદર્શન, ત્રિપિટક, જાતક અને વસ્તુશાસ્ત્રનું અમે અધ્યયન કરાવીએ છીએ. બૌદ્ધ છીએ એટલા માટે બ્રાહ્મણોના જ્ઞાન ભંડાર અવજ્ઞાની દ્રષ્ટિએ જોઈએ છીએ એવું નથી. સંસ્કૃત સાહિત્ય, દર્શનની આલોચના અહીં સુન્દર રીતે થાય છે."

ક્ષણેક થોભ્યા પછી પુછયું "હવે કહો જોઈએ, તમો કયા શાસ્ત્રનો અભ્યાસ કરશો?"

કેટલાક બોલી ઉઠયા, "અમે ત્રિપિટક શિખીશું."

"ત્રિપિટક તો ભારે જબરદસ્ત છે! તેના ત્રણ ભાગ (૧) વિનય (૨) સુત્ર (૩) અભિધર્મ્મ. માત્ર વિનય પિટકમાં પાંચ મોટાં પુસ્તકો છે, તે સર્વ પુરાં કરતાં ઘણા દિવસ થશે. તેથી પહેલેથી શરૂ કરો.", હમણાં પારાજીકાંનું અધ્યયન કરો."

"ઠીક, તમે કયા શાસ્ત્રની ચર્ચા કરશો?" બીજા વિદ્યાર્થીઓને પૂછયું.

"અમે જાતક શિખીશું."

"બહુ સુન્દર વાત, આ પુસ્તકોનું નામ જાતક કેમ પડયું જાણો છો?" આમાં બુદ્ધદેવની જન્મકથા આવે છે. આ જાતકમાંથી અમે પ્રાચીનકાળનો, સમાજનો મૂળ ઈતિહાસ જોઈ શકીએ છીએ. તે સમયના આચાર વ્યવહાર રીતિ નીતિની પુરેપુરી માહિતી મેળવી શકાય છે. તમોને મારી ભલામણ છે કે કેવળ સાહિત્યની દ્રષ્ટિથી જાતક ન વાંચતાં ઐતિહાસિક દ્રષ્ટિએ તેની આલોચના કરશો."

શ્રમણે બીજા વર્ગને પુછયું, "તમારો કયો વિષય છે?"

"અમે સ્થપતિ વિદ્યાની આરાધના કરીશું."

"તમારો સાહિત્ય, દર્શન, ઇતિહાસ, વગેરેને મૂકી એ નવી વિદ્યામાં અનુરાગ થયો તે જોઇ હું ઘણો ખુશી થયો છું. આ દેશમાં શિલ્પશક્તિ નથી એમ નથી. આ વિશાળ હર્મ્ય, અને તેની ઉપરનું સુક્ષ્મ શિલ્પકામ તે આ દેશનાજ કારીગરોની કીર્તિ છે, વિદેશી શિલ્પીઓની નથી. આ વિદ્યા અહીં શિખવાય છે. આવા પ્રકારના શિલ્પમંદીરમાં આ મઠના શ્રમણો જેમ ધર્મમાં, દર્શનમાં, પારંગત છે તેમ એ વિદ્યામાં પણ પારદર્શી છે. અમોને આશા રાખવાનું કારણ મળે છે કે તમારા જેવા ઉત્સાહી વિદ્યાર્થીઓ દ્વારા અલ્પ સમયમાં સામાન્ય લોકોમાં આ વિદ્યા ફેલાશે."

બીજા કેટલાક વિદ્યાર્થીઓ એક બાજુએ ઉભેલા હતા, તેઓએ વેદાન્તનું ધ્યયન કરવા ઠરાવ્યું છે તે જાણી શ્રમણ બોલ્યા, "તમો વેદાન્ત લેશો તેથી

કુંઠિત થવાનું કારણ શું છે ? પહેલાંજ મેં કહ્યું છે કે અમે બૌદ્ધ હોઇ હિન્દુઓના જ્ઞાનભંડારને વિદ્વેષ દ્રષ્ટિથી જોતા નથી, વળી તેઓના અમુલ્ય જ્ઞાનરત્નોનો સાદર સ્વીકાર કરીએ છીએ. વળી અહીંયાં હિન્દુદર્શન અને સાહિત્યની આલોચના કરવાની સુન્દર ગોઠવણ કરવામાં આવી છે."

થોડીવાર થોભ્યા પછી ફરી ભિક્ષુ કહેવા લાગ્યા, "તમોએ જે વિષયો પસંદ કર્યા તે ઉપરાંત બીજો એક અમારા આશ્રમમાં શિખવાય છે. અને તે જુના પુસ્તકોની નકલ કરવાનું અને તે આવકારદાયક કાર્ય છે. પંડિતો એ કાર્યમાં જોડાયેલા છે. અમારે ત્યાં એક વિશાળ પુસ્તકાલય છે ત્યાં હજારો પુસ્તકો ભારતના જુદા જુદા દેશ અને શહેરોમાંથી લાવી સંગ્રહ કરવામાં આવ્યો છે. જે પુસ્તકો ઘણાં પ્રાચીન અને લોકોમાં જેની માગ હોય તેવાં પુસ્તકોની નકલો તૈયાર થવી જોઇએ. આવી નકલો કરવા અનેક ભિક્ષુ ત્યાં બેસી ગયા છે; તેઓના એક હાથમાં ભોજપત્ર, પાતાલપત્ર અને બીજા હાથમાં કલમ છે. આ સર્વ વ્યાપારથી દેશમાં જ્ઞાનપ્રસાર થાય છે. તેઓમાં જેઓ અતિ પંડિત હોય છે તેઓ ઘણી વેળા પુસ્તકોની ટીકા મૂળના અર્થ સમજાવવા લખી યા નવું પુસ્તક લખી લોકો ઉપર ઉપકાર કરે છે. તમો પણ અનાયાસે તે વિદ્યામાં અજમાવી શકશો."

(૯)

ઇન્દ્રરાજ અને કૃષ્ણરાજનો નાગરિક પોષાક તેમના અંગપર હવે રહ્યો નથી. તેઓએ સૌમ્ય, શાન્ત પોષાક ધારણ કર્યો હતો. તેઓએ કાષાય વસ્ત્રો પહેર્યા હતાં અને તેઓનું મસ્તક મુન્ડિત હતું. તેઓનાં વાસ ગૃહો પાસે પાસે હોવાથી ઘણી સગવડ હતી, લાંબી રાત શાસ્રચર્ચા કરી જુદા જુદ વિષયો ઉપર તેઓ વિચાર ચલાવતા. તેઓ શિલ્પશાસ્ત્ર અને બૌદ્ધ દર્શનનો અભ્યાસ કરે છે.

ઇન્દ્રે કહ્યું—"આજ પેલા નવા અતિથિ કોણ આવ્યા છે ?"

કૃષ્ણે ઉત્તર આપ્યો, "જાણતા નથી, તે તો ચીનમાંથી આવ્યા છે. તેઓનું નામ–હુએન સાંગ."

"કયા ઉદ્દેશથી આટલે દૂર આવ્યા હશે ?"

"આપણો જે ઉદ્દેશ તેઓનો પણ તેજ ઉદ્દેશ. તેઓ બૌધ્ધદર્શન શિખવા આવ્યા છે."

"આ પહેલાં કોઇ ચીની મુસાફર અહીં આવેલા ?"

"કેમ નહિ ! ફાહિયાન આવ્યા હતા, તેઓ પાછા ફરતી વેળાએ બંગાળના તમલૂક બંદરથી ભારતીય નૌકામાં બેસી સમુદ્ર ઓળંગી જાવાબેટ ગયા, ત્યાંથી પોતાના દેશ ચીન પહોંચ્યા. તેઓની નૌકાના નાવિકો ભારતના હતા."

"ચાલોને આપણે નૌકા વિદ્યા શિખી લઇએ, તે શિખી દેશવિદેશ જોઇ આવીએ."

"મને પણ સમુદ્ર–યાત્રાની તીવ્ર ઇચ્છા છે. અને હું ધારૂં છું કે શિલ્પ-વિદ્યા સારી રીતે શિખી બંગાળની બહાર કોઇ વસાહત કરી, જાવા બેટ નહિ તો સુમાત્રામાં જઇ શકીએ, અને ત્યાં બંગાળની શિલ્પકળાનો પરિચય ચખાડી શકીએ."

કૃષ્ણરાજ વિચાર કરી બોલ્યા. "અહીંના વ્રતનિયમો કેટલા કઠોર છે! ભાઇ આટલા વ્રતનિયમો કયે તે કાંઇ ચાલે? ખબર નથી ખોરાકમાં જરાપણ સ્વતંત્ર નહિ, નિયમ પરનિયમ બાંધીજ રાખ્યા છે. જેવાં કે—સુરસુર અવાજ કરી ખાવું નહિ, હાથ ચાટવા નહિ, માત્ર ચાટવું નહિ અને ઓઠ ચાટવા નહિ. મનુષ્ય પોતાની ઇચ્છા પ્રમાણે જ્યારે તૃપ્તિથી ખાતો થશે ત્યારે આટલી બધી 'ના' આવી કર્ણદ્વાર આગળ ગણગણ કરતાં બહુજ કંટાળી જશે એમ મને લાગે છે."

"આથી કંટાળી જવું એ ખોટું છે, કારણ આ પ્રમાણે વ્રતનિયમો ના હોય તો ભિક્ષુઓ જીવનમાં સંયમ–શિક્ષા કેવીરીતે ગ્રહણ કરશે?"

"પણ બહુમાં લાભ નહિ. આપણે જોતા નથી કે ભિક્ષુઓને વિલાસમાં કંઇ દ્રવ્ય, ગંધ, માળા યા કંઇ પણ વિલેપન માટે નિષેધ છે. વળી જળક્રીડા પણ ત્યાજ્ય. મારા મત પ્રમાણે આટલા બધા હદપારના નિષેધનું પરિણામ સારૂં આવશે નહિ."

"તે જે કહો તે, પણ અહીંની શિક્ષણ–પ્રથા અતિ સુન્દર છે, આખો દિવસ શ્રવણ વાંચનમાંજ જતો રહે છે. ઘણા વળી કહે છે કે—આટલા અલ્પ સમયમાં સર્વ વિષય સ્પષ્ટ સમજાતા નથી. ચારે બાજુ વિદ્યાર્થીઓ ભિક્ષુઓને પુછયા કરે છે, અને તેઓ ધીરભાવે ઉત્તર આપે છે. જરાપણ તેઓ કંટાળતા નથી.

આ પ્રકારની વાતો કરતાં રાત ઘણી વહી ગઇ, ત્યારે બન્ને મિત્રો એક બીજાની વિદાય લઇ પોતપોતાના વાસગૃહમાં ગયા. તેઓના ગૃહમાં—એકખુણે કામળનું બિછાનું હતું. એક બાજુએ કેટલાંક ભોજપત્રનાં લખેલાં પુસ્તકો પડયાં હતાં. બીજીબાજુએ કાષાયવસ્ત્ર હતાં.

(૧૦)

ચાર વર્ષ વહી ગયાં, નાલન્દાનું ગૌરવ હવે નવજીવન પામ્યું. સેંકડો વિદ્યાર્થીઓ નાલન્દાના આંગણે આવી લાગ્યા છે. આ દરમ્યાન ઇન્દ્ર અને કૃષ્ણ ઉભયે સારી પ્રગતિ કરી છે. તેઓની તીક્ષ્ણ બુદ્ધિએ અધ્યાપકોને આશ્ચર્યમાં ડુબાડી દીધાં.

શિલ્પકળામાં ઉભયે અસાધારણ પ્રવિણતા મેળવી. કેટલીયે સુન્દર મૂર્તિઓ તેઓએ ઘડી–કોઇ બુદ્ધદેવની, કોઇ વિષ્ણુની, તો વળી કોઈ બોધિસત્વની. શિલ્પ-

લિપિ કોતરવામાં તેઓની બરાબર કોઇ હતું નહિ.' તે સમયની નાલન્દા મઠની સર્વ મૂર્તિઓ તેઓની દક્ષતાનો પરિચય કરાવે છે.—

આજે કેટલાએ દિવસથી તેઓ ઘરઘેલા થયા છે. ઘેર પાછા ફરવા તેઓનુ મન ઉતાવળું થયું છે તેથી ઉભયમાં ચાંચલ્યની શેર ફૂટી છે.

"હવે ભાઈ ઘેર ચાલો, આપણો અભ્યાસતો પૂરો થયો,"

"હા, હવે આપણને જવાની છૂટ છે. આગામી ઉત્સવને દિવસે પદવીદાન સમારંભ થશે, તે પછી આપણે ગ્રહ તરફ પાછા ફરી શકીશું."

* * * *

આજે નાલન્દા વિદ્યાપીઠનો મહાન સમારંભ છે. આજ સભાગૃહ સુન્દર રીતે શણગારવામાં આવ્યું છે, કારણ આજે વિદાયસભાનું અધિવેશન છે. જેઓનો અભ્યાસ સમાપ્ત થયો હશે, જેઓએ શાસ્ત્રમાં પ્રવીણતા મેળવી હશે, તેઓને આજે જાહેરમાં પ્રશંસા-પત્ર આપવામાં આવશે.

ઈન્દ્ર અને કૃષ્ણ આજ ઘણા ઉત્સાહમાં છે. આટલા દિવસનો શ્રમ, કષ્ટ, સાધના તેઓની સફળ થશે. આ વાતનાજ ગૌરવથી તેઓનું હૃદય ભરાઇ ગયું. ઉત્સુક હૃદય એ પળની અપેક્ષા કરવા લાગ્ય

પછી કુલપતિ શીલભદ્ર પધાર્યા. સર્વેએ સસંભ્રમે ઉભા થઇ તેઓને આવકાર આપ્યો.

સભાના કાર્યનો આરંભ કરતાં કુલપતિ બોલ્યા, "આજનો ઉત્સવ તમારા જેવા યુવકોના જીવનમાં સ્મરણીય થાય તે ઉચિત છે, કારણ આજથી તમો સંસારપથે યાત્રા કરશો. સંસાર અતિ વિપદપૂર્ણ છે. તેથી તમોને મારી વિનંતિ છે કે નીચેનો ઉપદેશ મનમાં રાખશો,—

"अक्रोधेन जिनेक्रोधं, समाधूं साधूना जिने।
जिने कपरिवं दानेन, सत्येन अलीकवादीनम्॥

અર્થાત્ ક્ષમાથી, ક્રોધને જીતો, સાધુતાથી અસાધુને જીતો, કૃપણને દાનથી અને ત્યથી મિથ્યાવાદીને જીતો. આ ઉપદેશ મનમાં રાખવા ભાર મૂકું છું કારણ કે નાલન્દા વિદ્યાપીઠનું ગૌરવ અને ખ્યાતિનો આધાર તમારી ઉપર છે. તમોને જોઇ પ્રજામાં નાલન્દાના ગુણદોષનો વિચાર થશે. ફરી ફરી હું તમોને આ ઉપદેશ ધ્યાનમાં રાખવા વિનંતિ કરૂં છું."

પછી પ્રશંસા-પત્ર આપવાનો ક્રમ શરૂ થયો. એકે એક વિદ્યાર્થીઓ તેઓની સામે આવી પ્રશંસાપત્ર લઇ જવા લાગ્યા, કુલપતિજીએ તેઓ સર્વને આશીર્વાદ આપ્યા. સર્વની પાછળ આવ્યા કૃષ્ણરાજ અને ઇન્દ્રરાજ. તેઓને પ્રશંસાપત્ર આપી કુલપતિ બોલ્યા. "આજની સભાનું ગૌરવ મારા આ બે વિદ્યાર્થીઓ છે. તેઓની સાધના, એકાગ્રતા, અને ધૈર્ય જોઈ હું આશ્ચર્ય પામ્યો છું. તેઓ શિલ્પકળામાં એટલા પારદર્શી થયા છે, કે મારો દઢ વિશ્વાસ છે કે આ આશ્રમનું નામ તેઓ રાખશે. અહીંઆંથી તેઓએ જાવા બેટ જવા નક્કી કર્યું છે. મને આશા છે કે તેઓની આશા સફળ થશે. તે સાથે નાલન્દાનું પણ ગૌરવ વધશે. બીજી એકવાત કહી નાખું- પહેલાં અમારા આશ્રમમાં પ્રશંસા-પત્ર આપવાની પ્રથા ન હતી. પણ તેથી અનેક અસાધુઓને પોતાને નાલન્દાના વિદ્યાર્થીઓ કહેડાવતા ફરવાની સગવડ મળતી, આથી નાલન્દા વિદ્યાપીઠની માનહાની એટલી થઇ કે અમોને આ નવો નિયમ કરવો ઠીક લાગ્યો. અમારા પ્રશંસા-પત્રમાં આશ્રમની શીલ મહોર હોય છે, તેમાં કોતરાવેલું છે કેઃ—

"શ્રી નાલન્દા મહાવિહારીઆર્ય ભિક્ષુસંઘસ્ય અને તેમાં એક ધર્મચક્ર છે. તેની બન્ને બાજુએ બે હરણ ચક્રની દિશામાં શિર ઉંચકીને ઉભા છે. જેઓ નાલન્દા વિદ્યાપીઠના વિદ્યાર્થી તરીકે પરીચય આપશે, તેઓ જો આવું પ્રશંસા-પત્ર નહિ બતાવી શકે, તો તેઓના અપમાનની હદ રહેશે નહિ. અંતે તમોને વિનંતિ છે કે તમો આ ગાથા સર્વકાળે ધ્યાનમાં રાખશો.

"नहि धम्मो अधम्मो च उभौ समविपाकिनौ।
अधम्मो निरयंनेति धम्मोपावेति सुगगतिति॥

અર્થાત્ ધર્મ અને અધર્મ ઉભય સમાન ફળ આપતા નથી, અધર્મ નરકે લઇ જાય છે, અને ધર્મ સ્વર્ગપ્રાપ્તિ કરાવે છે. તમારી આગળ આ છેલ્લી વિનંતિ છે કે તમો નાલન્દા મઠનું ગૌરવ વધારવા દરેક પળે પ્રયત્ન કરશો."

પછી કુલપતિ શીલભદ્ર જેવા આસનપર બીરાજ્યા તેવાજ સહસ્ત્ર કંઠે સભામંડપ ગાજી ઉઠયો.

"જય હો! નાલન્દા મઠનો જય હો!" *

ઇન્દુપ્રસાદ દેવશંકર ભટ્ટ.

---

* શ્રી ફણીન્દ્રબાબુના બંગાળી પુસ્તકનો અનુવાદ, તેમના અનુગ્રહથી.



# જ્યોતિ

રા. ચન્દ્રવદન ચીમનલાલ મહેતા

પુરૂષના પાખંડને હદ નથી. અને માનસિક પાખંડની તો કલ્પનાજ ન થાય. છતાં એ પાખંડનું એને ભાન નથી. એ પાખંડનો ઉચ્છેદક મનાય છે. ધર્મનો અનુયાયી ગણાય છે. પુણ્યનો પ્રેરક ગણાય છે.

પુરૂષનો આત્મા દેહથી જુદો છે. યુગ યુગથી એ ફીલસુફી પુરૂષ આજે શીખ્યો છે. દેહને આત્માની પરવા નથી. દેહને આત્માના ધર્મમાં આકાશ પાતાળ જેટલો તફાવત છે, એટલેજ એનો આત્મા દેહથી જુદો છે.

આજે પુરૂષને દેહની કિંમત છે. આત્માનાં ગૌણપદમાં એ અભિમાન લે છે. પુરૂષની પારખ દેહથી છે, એટલે એની સાચવટ એને વ્હાલી છે. દેહ આત્માનો પ્રકાશ ન થઇ રહે એટલા માટે તો એને એનાથી જુદો રાખ્યો છે. અને એમાં એનું ગૌરવ છે.

કઈ ધન્યપળથી જ્યોતિ માટે મ્હારા હૃદયે પૂજા આરંભી એ જાણવા મ્હારા જીવન ખજાનામાંની બધીયે અમૂલ્ય સ્મૃતિઓ ફરીફરી તપાસતાંયે આજે મ્હને કંઇ યાદ આવતું નથી; તેમજ જીવનની કઇ નિશ્ચિત ક્ષણમાં જ્યોતિના હૃદયમાં મ્હારે માટે વાત્સલ્યના પૂર ઉછળ્યાં, એ વિષે પણ કંઇ સાંભરતું નથી. નજીવા લાગતા ફક્ત ત્રણ આછા પ્રસંગોજ આજે તો મ્હારી નજર સામું તરવરે છે. હમારા વાત્સલ્યયુગના પ્રારંભકાલના એ ત્રણ વેદજ આજે તો મ્હારી પાસે રહેલી મ્હારી અમૂલ્ય દોલત છે.

ટુંકામાંજ કહીશ. એક સમયે દેવ સમક્ષ આચમનીમાં પંચામૃત ભરી 'ભાઇ લ્યો તો' એ બોલેલી, એ એના શબ્દટંકારનો આજેયે હજી મ્હારા હૃદયમાં પડઘો રમી રહ્યો છે. મ્હારા હૃદયનું સ્નેહચેતન જગાડનાર એનું પ્રથમ સંબોધન તે એ.

બીજી વાર, નૂતનવર્ષેજ હા, એ દેવદર્શનઘેલી દક્ષિણા ભૂલી મંદીરે આવી હતી, અને એણે મ્હારી પાસે "જે કંઇ" હતું તે લીધું. ઘર પાછું આપવા માંડતા મ્હેં ના કહી કે તરતજ એ બોલી, 'મ્હારા પૂણ્ય ત્હારે ચોરવા હશે ખરૂં ને? એટલે આ નથી લેવું.' એ શબ્દ શ્રવણનો દિન, એ મ્હારી દ્વિતીય પૂણ્યતિથિ.

અને ત્રીજી વાર સરસ્વતીને મંદિરે જતાં ભાઈબીજે દેવસમક્ષ, કપાળે કુંકુંમ ચન્દ્રક કરતાં એના મુખમાંથી સરી પડેલા આશિષના બે'ચાર શબ્દો. મ્હારા કાનમાં ગૂંજતો ત્રીજો એ સામમંત્ર. એમ મ્હારા ને જ્યોતિનાં હેતભાવના ગણેશ દેવ સમીપ મંડાયા હતા. ત્હમે નહી માનો. યુગે યુગે સજીવન થતી હમારી એ મૈત્રી હતી. બ્હેન વિનાનો હું–મ્હેં એને મ્હારી વડિલ ભગિની તરીકે સ્થાપી હતી. ભાઇ વિનાની એ શાંતાએ મ્હને એના રામ તરીકે સ્વીકાર્યો હતો. અને પછી તો હું મ્હારી સૌ છાની વાત એને જ સાચવવા આપતો, અને એના હૃદયખંડની કુંચી એણે મ્હને સોંપી મુકી હતી.

ઘણા કદાચ અતિશયોક્તિ માનશે; પણ મ્હારા પૂજ્યભાવની ઘેલછામ નિત્ય સ્હવારે હું એનું જ સ્મરણ કરતો. મ્હારા દરેક કર્યારંભની ગણેશસ્તુતિ કહો, સરસ્વતી આવ્હાન કહો, કે ૐ નો ઉચ્ચાર કહો, એ સૌમાં મ્હારે એનુંજ સ્મરણ હતું. મ્હને અમૃત પાવાનું એ બ્રહ્માને ત્યાંથી વ્રત લઇને આવી હતી. એનું સર્વસ્વ મ્હને પૂજ્ય હતું. એના બોલે બોલ હું ગોખતો, એના ગાએલા ગીત હું લવતો, વારંવાર પ્રેરણા પામવા એનું સર્વ પવિત્ર ગણી સંગ્રહતો. મ્હારા જીવનમાં પથરાયલા અન્ધારા અજવાળવા પ્રભુએ પ્રેરેલી એ દેવદૂતી જ હતી.

જ્યોતિ એ એનું ખરૂં નામ નથી. એક દિવસ નામની યાદી બનાવી એને બતાવતાં, જ્યોતિ એને ઘણું ગમ્યું હતું, તે દિવસથી હું એને જ્યોતિ નામે ઓળખું છું.' અર્થ વિનાના નામ પણ પુંજ્યવસ્તુના અભિધાનરૂપ થતાં કેટલાં મહત્વના બને છે, એનું મ્હને જ્ઞાન હતું, પણ જ્યોતિના નામોચ્ચારમાં, એ વ્યંજનોમ એ અભિધાનમાં, જે ગૂઢ વાતાવરણ પળ બે પળમાં સંયોજાઇ, મ્હારા મનોબલને પ્રાણસ્વરૂપે પ્રેરકવન્તુ થતું, એનું વર્ણન હું કયા શબ્દોમાં આપી શકું?

(૨

મ્હારા જન્મદિને એણે મ્હને અંતરના અભિનંદન આપ્યા. તે શુભદિવસે એણે મ્હારી હૃદયપોથી અજાણતા ઉકેલી. તે ધન્યપળે મ્હારી સ્મૃતિભૂમિમાં પ્રવેશ કરી મૃત્યુ પ્રાય થએલા અનેક પ્રસંગો એણે સજીવન કર્યા. રામ સ્પર્શથી અહલ્યા પ્રગટી, એમ મ્હારા ભૂતસંસ્મરણોને જીવનદાન મળ્યું.

ચાંદનીના ચોકમાં હું મ્હારો ઇતિહાસ ઉકેલતો હતો. એને કે મ્હને એ ઇતિહાસ નવો ન હતો, અને કદાચ જગતભરને એ નવો નહી હોય. લોક મ્હને નિર્બળ મનનો કહી હસતા, અને અત્યંત લાગણીવશ કહી વગોવતા, એવા લોકને તે જરાયે નવો નહીજ હોય. છોકરવાદી, નાદાની, નિર્બળતા, કાયરપણું, લોકની જીભે ગમેતેમ અથડાતા સર્વ વિશેષણોથી ભરપુર એ ઇતિહાસ, લાગણીના એકાદ હેલાએ જરાયે હલ્લેસાયલા સર્વ કોઇને તો નવો નહીંજ હોય.

જે ક્ષણથી કેટલાક દોઢડાહ્યાઓ પોતાના પ્રિયજનને દેવી કહી સંબોધે છે, તે સમયથીજ મ્હારી વાર્તાનું આદિ છે. જેને હું મ્હારી નથી કરી શકયો એને

વિશેજ મ્હારો આ ઇતિહાસમાં ભળાપો છે. અને એને જો હું મ્હારી કરી શકયો હોત તો મ્હારે આજે કંઇ કહેવાનું હોત પણ નહિ. જેને મ્હારી કરવાની ફીલ્સુફી મ્હેં ઉકેલી, તે કમનશીબે હું જ ઉકેલનાર હતો, એટલે કેવળ ઉદ્ધતાઇ અને મૂર્ખાશી ભરેલી ગણાયેલી, એવી એ ફીલ્સુફીથી ભરેલો મ્હારો એ ઇતિહાસ છે. જે એક સત્ય, જેને હું પરમ સત્ય માની બેઠો એટલેજ એ અસત્ય ગણાયું, એવા અનિશ્ચિત સત્યથી ભરેલો મ્હારો ઇતિહાસ છે. કાળના ક્ષણુ ક્ષણના, અને કોને ખબર કદાચ યુગ યુગના યે–અસંખ્ય પડદા પડયા છતાં જેને હું નથી ભુલી શકયો, અને એ ભુલાવવાને પ્રથમ તો મ્હારા જીવનપર કોણુ જાણે કેટલાયે, પેલા મૃત્યુના કાળા પડદા નાંખવા પડશે, એવી જે અંકિત મૂર્તિ છે, તેને ન ભૂલવાની મૂર્ખાઇથી ભરેલો મ્હારો ઇતિહાસ છે.

યૌવનની શરૂઆતમાં જ એણે મ્હારો હૃદયખંડ મનોહર ઓકવી પાડી લીંપ્યો હતો. એ ખંડ શણુગારવા મ્હેં ત્યાં એના સિવાય કોઈની તસ્વીર મઢી ન્હોતી. જેને જીવનસખિ બનાવી અનેકાનેક કોડ માણવાના અસંખ્ય સ્વપ્નો સેવ્યા હતા, કંઈ કંઇ આશાઓ બાંધી હતી, કંઇક અણુધાર્યું અજબ ઉત્સાહ ને શ્રદ્ધાથી કરી બતાવવા મનોબલ પ્રગટાવ્યું હતું, એવી મ્હારી હૃદય કુંજની કોકિલા જે સમાજના પારધિઓ પકડી ગયા, ત્યાંજ મ્હારા એ ઇતિહાસનો અંત છે. એ આદિ ને અંત વચ્ચે વસ્તુ વગરનો ઇતિહાસ છે. પરંતુ જગતને અવાસ્તવિક લાગતો એ ઇતિહાસ અનિયંત્રિત લાગણીઓના ધોધથી ભરપૂર છે. વગર વર્ણને એક ઘડીની કલ્પનામાં એ સરજી શકાય એટલો એ સુલભ છે. એ ઇતિહાસ નિર્મળ મનોસૃષ્ટિના કાલ્પનિક વાદળાઓ પર કોઇપણે ક્ષણે આલેખી શકાશે.

પણ મ્હારી અંતકથા એટલેથી નથી અટકી. જગતને જંપ ન હતો. મ્હારા લગ્ન મ્હાણવાની જગતને હોંસ હતી. એ હોંસમાં એને પોતાની નિરાંત ગુમાવી દીધી હતી. મ્હને પરણાવવા બધા ભમત લઈ બેઠા હતા. પરણાવવા. હા, જે નામથી હું કેવળ ત્રાસતો, જે નામ સાંભળી હું કેવળ ન્હાસી છુટવા માંગતો, એને વિષે મ્હારી સમક્ષ કંઇ કંઇ પીંજણુ થવા માંડયા. પરણેજ સુખની આશા રખાવવામાં આવતી. અનેક પ્રકારના ડહાપણોનું મ્હારી સામે પારાયણુ થવા માંડયું. આત્મા પાસેથી માપ વગરનો અંગરખો ઉછીનો માંગી આણી ગમેતેમ પહેરી, ગમે ત્યારે આવી ઉભો રહેનાર એ અનિયામત ડહાપણે દરરોજ અતિથિ થઈ મ્હારે આંગણે આવવા માંડયું. મ્હારો ક્ષોભ ને મ્હારી વિમાસણુ જ્યોતિજ સમજતી.

પણુ મ્હને જ્યોતિમાં શ્રધા હતી. એ મનમાં ધાર્યું બધું કરતી. એનામાં આત્મસંરક્ષણુનું અભિમાન હતું. જગતના પાખંડને વાક્ જવાલાએ દઝાડવાનું એનામાં સામર્થ્ય હતું. દુનિયાના ખોટા ડહાપણને ઠોકરે મારવાની હિંમત હતી. અને લોક ટાદ્યલાને તો એ ઘોળી પીતી. અને એથીજ વ્હાલસોયા હૈયાના અંતરના ઉદ્દગાર ઝીલવાની એનામાં શક્તિ હતી. મ્હારા નિર્બળ કહેવાતા

મનોબલને પુનઃ પુનઃ પ્રગટાવાનું એનામાં સામર્થ્ય હતું. અને એથીજ એની વિનંતિ સરખી મ્હને આજ્ઞા સમાન હતી. વારંવાર મ્હારી આંખોમાં એ અનેરા આશિર્વાદ આંજતી, મ્હારે મગજે ચઢેલી ગરમી મ્હારે માથે એના વ્હાલસોયા હાથ ફેરવી, એ ઉતારતી.

પરંતુ કોણુ જાણે એ પણ અંતરમાં મ્હને પરણાવવાની ન્હાની ઉત્કંઠા રાખતી. મ્હારી નિરંતરની વ્યથાને એમ એ શાંત પાડવા માંગતી. એ હું જાણુતો અને મ્હારા નિશ્ચયોથી ડગતો. ગમેતેમ કરી મ્હારા દિલનો દાવાનલ હોલવવાનું એણે વ્રત લીધું હતું. એ વ્રતઘેલી મ્હને પરણાવશે જ એવો મ્હને ભય રહેતો.

તે જન્મદિને એણે મ્હારા ઓવારણા લીધા. એ જન્મદિને મ્હારાથી એ દૂર જતી હતી. એ ન હોય ત્યારે એની ભકિત અર્થે મ્હેં એના વાળની લટ ભેટ તરીકે માંગી.

પળભરમાં એણે વિચાર કરી લીધો. અણે એ અવસર આવે આપવાનું વચન આપ્યું. અને મ્હને એ અવસરની રાહ જોતો રાખી, મ્હને સંભારવાનું વચન આપી, એ તે દિવસે મ્હારાથી દુર ગઇ. અને જતાં જતાં એનું કહેલું કરવાનું મ્હારી પાસે વચન પણ લેતી ગઇ.

(૩)

જ્યોતિબ્હેનની મદદ જ્યારે અત્યંત આવશ્યક હતી ત્યારે જ એ મ્હારી પડખે નહતી, એટલે મ્હને એની ખોટ અત્યંત સાલતી. મ્હને એકલવાયા હવે એમજ લાગતું કે મ્હારે પરણુવુંજ પડશે. મ્હારી આસપાસ અલખામણું વાતાવરણ એકાએક સરજાવા માંડયું, અને મ્હારો ભય પળે પળે દ્દઢ થતો ગયો. મ્હારી અંતકથાનાં આ ઈતિહાસમાં યે હું કંઈ નવી વસ્તુ પુરી શકું એમ નથી.

છેવટની નિરાશામાં હું જીવતો ત્યારે મ્હને એકાએક જ્યોતિ તરફથી તાર મળ્યો. એમાં એ મ્હને એકદમ મળવા માંગતી હતી. જ્યોતિની આજ્ઞા જેવી ઇચ્છા પાળવા હું કશાની દરકાર કર્યા વિના ઉપડયો. હું શું સાહસ ખેડતો હતો, તે જાણુતો હતો છતાં હું સર્વ છોડી નીકળ્યો.

અને એને જઈને હું મળ્યો. અને તરતજ એ બોલી, "ત્હારે ભેટ જોઇતી હતી ને? લે, આ. ત્હારા બાનો પત્ર છે. મ્હને આનંદ થયો છે. મ્હારી તો આ માંદગીને લીધે ત્યાં નહી અવાય. લે આ. લગ્નને દિવસે જ ત્હને આ હું આપવા માંગતી હતી. એમ મ્હેં નક્કી કર્યું હતું. ત્રણ દિવસ વહેલી આપુ છું. લગ્ન કરે તોજ ત્હારો આ ઉપર હક્ક."

એમ કહી એણે પોતાના સુંવાળા વાળની લટમાં બે સુંદર પાણીદાર મોતી પરોવી આપ્યા.

મ્હેં એ ભેટ લીધી, આંખે અડકાડી, તરત પાછી આપી.

"કેમ? નથી સ્વીકારવી? કે પરણવું નથી?" "પરણનાર હતો એથી તો સ્વીકારી. પણ હવે શંકાશીલ થાઉં છું, એટલે પાછી આપું છું."

"કેમ?"

"આજેજ પરણનાર હતો, હવે કોણ જાણે. મ્હારા લગ્ન આંજની તિથિના બદલાયા હતા. ત્હારો તાર આવ્યો એટલે નીકળી અહીં આવ્યો. ત્યાં મ્હેં કશું જણાવ્યું નથી.

"ત્યારે તું અહીં કેમ આવ્યો?"

"ત્હારો તાર. લગ્ન કરતાં ત્હારી આજ્ઞાની કિંમત વધારે હતી. જીંદગીમાં ત્હારૂં એકે વચન ઉથાપ્યું નથી, ઉથાપવુંયે નથી."

"ગાંડા રે ગાંડા."

"હઈશ"

"વારૂં ત્યારે હવે પાછો જા, અને વચન આપ કે હવે મ્હારૂં કહેલું નહી કરે."

"એમ નહીં બને"

"બનશે. પાછો જા. અને મ્હને બધું સવિસ્તર જણાવશે. લે આ ભેટ."

વિધિએ આકર્ષક બાજી માંડી હતી. મ્હારી ગેરહાજરીની અસર અને પરિણામ માઠાં આવ્યાં. મ્હને તો માફક આવ્યા. મ્હને મૂર્ખ માનનાર જગતે મ્હને તો મૂર્ખ જ ગણ્યો. મ્હારા ઇતિહાસનો છેલ્લો પડદો નાંખી લઉં એ પહેલાંના આ ઇતિહાસમાંની સઘળી વસ્તુઓનો સમારંભ મ્હોટો હોવાથી એ પણ કલ્પનાની વેગ પર રાખીશ. હું પાછો ફર્યો, પણ લગ્ન ન જ થયા. હિંમતભેર હું જ્યોતિની ભેટ લઇ એને મંદીરે ગયો. વિધિનો હાથ ફરી જડ એ દેવીએ મ્હને એ ભેટ પાછી મ્હને પ્રસાદમાં જ આપી. એ ભેટ મ્હારા સ્મૃતિમંડારની અમૂલ્ય દોલત છે.

પાખંડી જગતે મ્હને કંઇ કંઇ ઠેરવ્યો. મ્હારી પુણ્યમૂર્તિ જ્યોતિએ હું ન પરણ્યો એ માટે મ્હને જુદોજ ઠેરવ્યો. ઘણીવાર એકના નિર્ણય અનેકના નિર્ણય કરતાં કયારે વધારે મહત્વનાં અને સત્યવાળા નથી હોતા?





# નિરાશા

સુરભિ લય જો પામી છેલ્લી અનુપમ સાંધ્ય એ
હત-હૃદયની જાતાં ઝાંખી પ્રભાય ફરીવળે—
તમસ રજની આંધી ઘેરી ભયંકર અંતરે
શ્રમ શિથિલ આ અંગો રંગો દિગન્ત શમીગયે.
જળજળ કરી અન્તે થાકયા હતાશ હરીણુ શી
મૃગ જળ સમી ત્યાગી જાતા દશા કપરી કરી.
મધુર રવ એ આશા-વેણુ પ્રમુગ્ધ મને કરી
વિલય સહસા પામી હૈયે રહ્યાં ધ્વનિ એ રમી:
ઉદધિ ભરમાં આશા હોડી મને તરવા મળી,
અરર પ્રિય એ મારી હોડી ગઈ જળમાં ભળી;
ગમ ન પડતી ગોથાં ખાતો દિશા સુજતી નથી.
હૃદય. વિયદે ઘુમે ઘેરી વળી ઘન વાદળી.
નિરખી અજીવાં નેત્રે પાસે અનિષ્ટ રડી રહું
અતિ અતળઆ કાળા ડોળા જળે ડુબતું રહ્યું:

શા. અમીદાસ.





# બ્રિટીશ સામ્રાજ્ય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ.

(ગતાંકથી ચાલુ)

લેખકઃ–પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

## પ્રકરણ ૭ મું

### હિંદી સુતરાઉ કાપડનો વ્યાપાર (ચાલુ)

(સત્તરમી સદીમાં)

આપણે ઉપર જોઇ ગયા તેમ ઇંગ્લાંડમાં હવે ફેશન થઇ ગઈ. સર્વ સ્થળે આખા સમાજમાં તે ખૂબ વપરાવા લાગ્યું. લેકી (ઇંગ્લાંડનો ૧૮-મી સદીનો ઈતિહાસ પુસ્તક બીજું) કહે છે કે–" સત્તરમી સદીની આખરે સસ્તી અને અતિ સુંદર હિંદી કેલીકો, મઝલીને અને ચીંટઝ છિંટો) ઘણાજ મ્હોટ જથ્થામાં ઇંગ્લાંડમ આયાત થતાં હતાં અને તે એટલાં તો લોકપ્રીય થઇ પડયાં હતા કે અંગ્રેજી ગરમ અને રેશમી કાપડ બનાવનારાઓ ઘણાજ ગભરાઇ ગયા–બીધા," "નગ્ન સત્ય" (Naked truth) (૧૬૯૬) નો લેખક બળાપો કરે છે કેઃ– "ફેશનને સાચીરીતે ડાકણ કહેવામાં આવી છે; જેમ માલ મોંઘો અને થોડો તેમ તેની માંગ વધારે; મઝલીનં એકવારની કિમ્મત ૩૦ સીલીંગ, અને વળી માલ પણ જોઈએ તેવો નહિં."

*હિંદી કપડથી ઇંગ્લાંડમાં થયલો ખળભળાટ*

અંગ્રેજી કાપડના કારખાનાવાળાઓની ફરીયાદ હવે એટલી બધી વધીપડી કે, આખરે રેશમી કાપડ અને રંગેલી છાપેલી કેલીકો, છિંટોના વપરાશ પર અંકુશ મુકવાનો સવાલ પાર્લામેન્ટની આમ (commons) અને અમીરો (Lords) ની સભાઓ આગળ મુકવામાં આવ્યો, પરંતુ ઉચ્ચવર્ગના લોકો અને સ્ત્રીઓ આ અંકુશની તદ્દન વિરૂધ્ધ હોવાને લીધે અમીરોની સભાએ બે વખત આ દરખાસ્ત ઉડાવી દીધી. પછીના થોડા વરસો સુધી

આ રક્ષણની નીતિની તરફેણ અને વિરૂધ્ધ પક્ષો વચ્ચે રીતસર લડાઇ ચાલી. આખરે ઇ. સ. ૧૬૯૭ માં ફ્રેન્ચ અને બીજા યુરોપીયન રેશમી માલની આયાતની બંધી થઇ. યુરોપીયન યુદ્ધના અંત સમયે આ કાયદો થવાથી હિંદી રેશમી કાપડ અને કેલીકો છિંટની આયાત ઉલટી વધી અને ઇંગ્લાંડના વણકારોના ઉદ્યોગને નષ્ટપ્રાય દશામાં લાવી મુકયો. વસ્તુસ્થિતિની ગંભીરતા ઇ. સ. ૧૬૯૮ અને તે પછી ઇંગ્લાંડમાં આયાત થયેલા હિંદી માલોના આંકડા પરથી સ્પષ્ટ દેખાય છેઃ—

| વરસ ઈ. સ. | કેલીકો, છિંટો | બંગાલીરેશમી કાપડ |
|---|---|---|
| ૧૬૯૮ | ૨૪૭,૨૧૨ તાકા | ૫૭,૨૯૯ તાકા |
| ૧૬૯૯ | ૮૫૩,૦૩૪ ,, | ૨૪,૪૪૫ ,, |
| ૧૭૦૦ | ૯૫૧,૧૦૯ ,, | ૧૧૬,૪૫૫ ,, |

જ્યારે ઇંગ્લાંડના કારખાનાવાળાઓની ફરિયાદો ઉડીગઇ ત્યારે લંડનના રેશમના વણકારોએ એટલું બધું તોફાન મચાવ્યું કે ઇસ્ટ ઇન્ડીયા હાઉસની તીજોરીઓ કબ્જે કરવાનો પ્રયત્ન કર્યો અને લગભગ ફાવ્યા પણ ખરા, પણ આખરે તેમને કાયદાને માન આપવાની ફર્જ પડી. આ ઉપરથી હિંદી સુતરાઉ અને રેશમી કાપડ વિરૂદ્ધ કાયદાઓ કરવામાં આવ્યાં.

હિંદી કાપડ વિરૂદ્ધ કાયદો ઈ. સ. ૧૭૦૦

ઇ. સ. ૧૭૦૦ માં કાયદો પસાર થયો કેઃ—"ઇ. સ. ૧૭૦૧ થી બધાં વણેલાં રેશમી કાપડ, બંગાલી કાપડ, અને અર્ધા સુતરાઉ તથા અર્ધા રેશમીમિશ્ર કાપડ, ઇરાન, ચીન, તથા ઇસ્ટ ઇન્ડીઝ (હિંદ) તરફનું કાપડ; અને તમામ જાતનાં ત્યાં બનેલાં કેલીકો, છાપેલા, રંગીત, કે ભાતવાળા કાપડો, પાછાં મોકલાવી દેવામાં આવે તેને જંગાત ખાતાંના અમલદારોએ ગોદામોમાં તાળાં મારી ભરી મુકવાં. તથા પોષાક કે ફરનીચર માટે તેમનો કોઇએ પણ ઉપયોગ કરવો નહિ. આનો ભંગ કરનારને—વેચનાર કે ખરીદકરનાર કે રાખનારને—૨૦૦ પૌંડ દંડ થશે."

હિંદી કાપડના બહિષ્કારની ઇંગ્લાંડમાં ચળવળ

ઉપરના કાયદાથી સ્પષ્ટ થાય છે કે અંગ્રેજી વણકરો, અને કારખાનાવાળાઓ હિંદી કેલીકો અને મઝલીન વણનારાઓની કુશળતા અને આવડતથી ઘણા ડર્યા હતા, ઘણા અદેખા બન્યા હતા, અને તેમને દાબી દેવાની શરૂઆત આ સમયથી ઇરાદા પૂર્વક થવા લાગી. હિંદી સુતરાઉ કાપડની વિરૂદ્ધની ચળવળ કરનારા માત્ર ઇંગ્લાંડના વણકરો જ નહિ પણ લંડનનાં રહેવાસીઓ અને વેપારીઓ પણ હતા ઇ. સ. ૧૬૭૦ અને તે પછી હિંદી રેશમી તથા સુતરાઉ કાપડની આયાત

વિરૂદ્ધ અસંખ્ય ચોપાનીયાઓ લખાવા માંડયા. (બેઇનનું "ઇંગ્લાંડનું કાપડનું વણાટ કામ") ઇ. સ. ૧૬૮૧ માં આમની (commons) સભાના એક મેંબરે તપાસ કરી ચોક્કસ રીતે કહ્યું કે ઇંગ્લાંડ હિંદી સુતરાઉ કાપડ પર દરવર્ષે ૩૦૦,૦૦૦ પૌંડ ખર્ચે છે. હિંદી કેલીકો, છીંટ, મઝલીન અને વણેલાં રેશમી કાપડ વિરૂદ્ધ ચળવળ એકદમ વધતી ગઇ અને લોકલાગણીને સંતોષવાને તેમની પર ભારેને ભારે જકાત નાખવામાં આવી. તે વખતે હિંદી રેશમી કાપડ, મઝલીન અને કેલીકો પર લેવાતી ચાલુ જકાત ઉપરાંત તેમના પર પંદર ટકા જકાત નાખવામાં આવી હતી. ઇ. સ. ૧૭૦૦ ના કાયદામાં ઇંગ્લાંડમાં બંધી કરવામાં આવેલો માલ યૂરોપ અને સંસ્થાનોમાં પાછો મોકલવામાં આવે ત્યારે માત્ર ૨ાા ટકા જ જકાત લેવાતી. થોડી મુદત માટે નખાયલી ૧૫ ટકા જકાત હિંદી માલની આયાત બંધ કરવાને માટે કાયમની કરવામાં આવી. બીજો કાયદો પણ પસાર કરવામાં આવ્યો અને બધા સફેત કેલીકો અને મઝલીન અગર ગામડી કાપડ પર પણ એટલી જ જકાત નાખવામાં આવી; અને આથી ઇસ્ટ ઇન્ડીયા કંપનીની મ્હોટામાં મ્હોટી કમાઉ શાખા પર સખત્ત ફટકો પડયો.

**હિંદી માલના બાહિષ્કારથી ઇંગ્લીશ માલને મળેલું ઉત્તેજન**

બીજી બાજુએ ઇંગ્લાંડના વપરાશ માટે હિંદી વણેલાં રેશમી કાપડ અને છાપેલી રંગેલી કેલીકો, છિંટોની સદંતર બંધી થવાથી તેમજ મઝલીન અને સફેત કેલીકોપર ભારે જકાત પડવાથી ઇંગ્લાંડના રંગાટ અને વણાટ કામના ઉદ્યોગોને ઘણુંજ ઉત્તેજન મળ્યું. થોડા વર્ષોમાં જ કાચા રેશમ અને સુતરની આયાત અતિશય વધી ગઇ. અને માત્ર ઇ. સ. ૧૭૦૬ જેટલાં વ્હેલાં વખતમાં બંગાલી કાપડ જેવુંજ કાપડ ઇંગ્લાંડના કારીગરો બનાવવા લાગ્યા. (પત્ર વ્યવહાર પુસ્તક ૧૦ મું પાના ૪૪૭–૫૭૮) અને રંગીન છાંપેલી કેલીકો અને છિંટોને બદલે હિંદમાંથી સાદુ કાપડ જ ઇંગ્લાંડ જવા લાગ્યું અને તેને રંગી, છાંપી અને ભાતો પાડીને ઇંગ્લાંડના લોકો તેમનો બહોળો ઉપયોગ કરવા લાગ્યા.

**હિંદી માલના વધુ બહિષ્કાર માટે લેવાયલા વધુ સખત્ત પગલા**

આટલું થયું છતાં પણ પહેરવેશ અને ફરનીચર માંટે વપરાતાં હિંદી કેલીકો છિંટોની માંગને ઉપરોક્ત 'રક્ષણ' ના કાયદાઓ બહુજ થોડી-નજીવી—અસર કરી શકયા; અને ઇંગ્લાંડના ઉનીગરમ રેશમી અને રંગાટના ઉદ્યોગોને ઉલટું નુકસાન કર્યું અને ફરીથી ઇ. સ. ૧૭૧૯ માં આ સવાલ પાર્લામેન્ટમાં ચર્ચાયો, ઘણી તકરાર થઇ અને અંતે ઇંગ્લાંડના ગરમ અને રેશમી કાપડના ઉદ્યોગોને ટકાવી રાખવા તથા ઉત્તેજન આપવાના ઉદ્દેશથી ઇ. સ. ૧૭૨૦ માં એક કાયદો પસાર કરવામાં આવ્યો અને આથી હિંદી રેશમી કાપડ અને રંગીન છાપેલી

કેલીકો છિંટોની આયાત અસરકારકરીતે બંધ કરવામાં આવી. એ કાયદાથી "હીંદી રેશમી કાપડ તથા હિંદી છાપેલા, રંગેલા, ભાત પાડેલા કેલીકો, છિંટોના. પહેરવેશ અને ઉપયોગની સદંતર બંધી કરવામાં આવી. અને આ દરેક ગુન્હા માટે પહેરનારને માટે પાંચ પૌંડ દંડ તથા વેચનારને વીસ પૌંડ દંડની સજા રાખવામાં આવી." આ કાયદાથી ધારેલી અસર થઈ, જે ઇંગ્લાંડ જતા ઉપરોક્ત માલની અતિશય ઘટપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

અંગ્રેજ સ્ત્રીઓનો હિંદી કાપડ પરનો મોહ

આ ચળવળ આટલેથી અટકી નહિ પણ લાંબા વખત સુધી ઉપરોક્ત હિંદી માલની વપરાશ વિરૂદ્ધ કળકળાટ અને સખત ફરિયાદો ચાલુ રહી. "ઇંગ્લીશ વ્યાપારના ખરડા" ( a Plan of the English commerce ) (ઇ. સ. ૧૭૨૬–પાનુ ૨૫૪) ના લેખક ના લખવા પ્રમાણે સ્ત્રીઓનો દુરાગ્રહ અથવા 'ફેશનનાં ગાંડપણુ' ને લીધે જ ઉપરોક્ત હિંદી માલનો ઉપયોગ ચાલુ રહી શકયો હતો. 'જો હુ સ્ત્રીઓને કહું કે પર્લામેન્ટના કાયદા પ્રમાણે જ તમે કપડા પહેરો' તો તેઓ તરત જ મને પુછશે કે "શું અમે શણગારેલી મૂર્ખીઓ અને બીજાઓને દેખાડવાની મશ્કરીમજાક માટે સર્જાયેલી ઢીંગલીઓ કે પુતળીઓ છીએ? તમે શું અમારી જાતીની મશ્કરી કરો છો? શું પાર્લામેન્ટને સ્ત્રીઓને હિંદી રાણીઓ બનાવવા શિવાય બીજો ધંધોજ નથી? પુરૂષોની માફક અમને પણ 'અંગ્રેજી સ્વતંત્રતાનો હક્ક છે; અને અમે માનીયે છીએ કે અમને પણ અમારી મરજી પડે તેમ કરવાને, કહેવાને, બોલવાને, અને જોઇએ તે પહેરવાને સંપુર્ણ હક્ક છે,—સ્વતંત્રતા છે.

ઈંગ્લીશ માલ હિંદમાં ઘુસાડવા ઇસ્ટ-ઇન્ડીયા કુંપનીને પ્રયત્ન.

જ્યારે પર્લામેન્ટના આવા સખત્ત કાયદાઓથી હિંદી રેશમી કાપડ, કેલીકો, અને મઝલીનોની આયાત ઇંગ્લાંડમાં બંધ થવા લાગી, ત્યારે ઇસ્ટઇંડીયા કંપની-ઇરાન અને મોગલ બાદશાહતના થતાં અંદરના ભાગલાંથી ચાલતી અંધાધુંધી, લડાઇઓ, તેમજ ઇસ્ટ-ઇન્ડીયા કંપની અને મોગલ બાદશાહ વચ્ચેના વિગ્રહને લીધે ખોટ ખાઇને પણ ઇંગ્લીશ માલ હિંદમાં ઘુસાડવાનો મજબુત પ્રયત્ન કરી રહી હતી. સસ્તું ગરમ ફ્રેન્ચ કાપડ ઓસ્ટેંડનાં વહાણો હિંદમાં અંગ્રેજી કાપડના ભાવથી ઘણી ઓછી કિમ્મતે વેચતાં અને આ ઉપરાંત હિંદી માલની બ્રીટનમાં આયાતની બંધીની જાણ થવાથી હિંદીઓ અંગ્રેજો



હિંદી કેલીકો-છિંટનો નમૂનો

[૧૭ મી સ

સાથે વેપાર નહીં કરતાં ઓસ્ટેંડના લોકો સાથે વધારે વેપાર કરવા લાગ્યા. (I O. Miscellaneous, ૬, પાના-૨૭૯-૩૨૩)

ઇસ્ટઇન્ડીયા કંપની-નો હીંદમાં રાજ્યસત્તા ઉત્પન્ન સ્થાપવાનો મોહ.

સત્તરમીસદીની આખરમાં ઇસ્ટઇન્ડીયા કુંપની પોર્ટુગીઝ લોકોને પગલે ચાલવા લાગી, અને ધીરે ધીરે તેમના સાહસીક મગજમાં વ્યાપાર કરતાં રાજકીય સત્તા મેળવવા અને જમાવવાની પ્રબળ ઇચ્છા થઈ. હવે બધાં હિંદી વ્યાપારી વ્હાણોને ફાવે તેમ લૂટીને અંગ્રેજી કાફલાએ મલબાર બાજુપર ખુબ લૂંટ મેળવી, અને બંગાળમાં હુગલીની કોઠીના વડા મી. જોબ કેનોકની સરદારી હેઠળ અંગ્રેજી લશ્કરે નસીબદેવીના-ભાવિના ઘણા ફેરફારો અનુભવ્યા. કુંપનીને મુંબઇના ગવર્નર સર જોન ચાઈલ્ડે મોગલો સાથેનો વિગ્રહ જારી રાખ્યો જે અંતે કુંપનીને પ્રાણઘાતક નીવડયો....અને વિગ્રહ સમ્યા પહેલાં તેમણે પોતાના બધા હકકો, હિંદીઓ અને મોગલમાં પોતાની આંટ અને આબરૂ ખોયા. આ ઉપરાંત સુરતના મોગલ સુબાએ એકદમ મુંબઈ સર કર્યું; અને કુંપનીના કારખાનાવાળાઓને-નોકરોને કેદ કર્યા એટલું જ નહી પણ તેમની ડોકમાં બેડીઓ પહેરાવી શેરીઓમાં, ગલીઓમાં ફેરવ્યા:

દરીયા અને જમીન પરની લૂટફાટો, કરપીણકૃત્યો અને લડાઇમાં થયેલી હારોને લીધે અંગ્રેજોને બાદશાહ ઔરંગઝેબને શરણે જવું પડયું તથા સમાધાન માટે આજીજીઓ વિનવણીઓ કરવી પડી......આ માટે સુરતથી બે અમલદારો 'અંગ્રેજી એલચીઓ'ના નામ હેઠળ દિલ્હી મોકલવામાં આવ્યા. આમાનો મી. જ્યોર્જ વેલ્ડન ઉપરી અને મી. અબ્રાહમ નવાર, (યાહુદી) દુય્યમ (બીજો) હતો, એલચીઓ માટેના નવા થયલા રિવાજ પ્રમાણે તેઓ હાથ બાંધી દરબારમાં દાખલ થયા અને લાંબા થઈ પગે પડવાની-સાષ્ટાંગ પ્રણામ-કરવાની તેમને ફર્જ પડી હતી. બાદશાહે પ્રથમ તો ઘણો સખત ઠપકો આપ્યો અને પછી તેમની અર્જીઓ-માંગણીઓ વિષે પુછયું. એલચીઓએ પ્રથમ પોતાના ગુન્હાઓ કબુલ કર્યા અને માફી માંગી; અને અર્જ કરી કે તેમનું રદ થયેલું ફરમાન પુનઃ જારી કરવામાં આવે તથા સુરતના મોગલ સુબાસાહેબને મુંબઇબેટમાંથી તેના લશ્કર સાથે પાછો બોલાવી લેવામાં આવે.

બાદશાહ ઔરંગઝેબે તેમના ગુન્હાઓની માફી આપી, પણ સરત કરી કે તેમનો ગવર્નર ચાઇલ્ડ નવ માસની અંદર હિંદુસ્તાન છોડી ચાલ્યો જવો જોઇએ,

અને કદી પણ તે હિંદ પાછો આવવો ન જોઈએ; અને બાદશાહતની રૈયતના બાબત તથા લુટ અને બીજા નુકસાનો બાબત પૂરેપૂરો બદલો આપવાની સરતે ફરમાન નવેસરથી પાછું આપવામાં આવ્યું.

મોગલ શહેનશાહની મ્હોટી મહેરબાનીથી ઉપર મુજબ સમાધાન થવાથી મી. જોબ કેનોકે કુંપનીના કારખાનાવાળાઓ અને નોકરો તેમની કોઠીઓમાં પાછા આવી શકે તે માટે રજા માગી, અને તે તેને આપવામાં આવી.

આ બનાવ પછી કુંપનીએ વ્યાપારને માટે હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં કોઠીઓ સ્થાપી, જેમાંથી પશ્ચાતકાલીન બનાવોએ દાખવ્યું તેમ સૌથી અગત્યની કલકત્તાની કોઠી હતી. અને ઉપર આવી ગયલા મી. જોબ કેનોક જ કલકત્તા કોઠીના મુખ્ય રેકટર-વડા અમલદાર હતા. (Bolt's considerations on Indian affairs.)

. આ પ્રકરણ પુરૂં કરતાં જણાવવું જોઇએ કે બાદશાહ ઔરંગઝેબની ભુલાઇને લીધે વ્યાપાર માટે મળેલા ઉદાર પરવાનાઓમાંથી જ ઇસ્ટ-ઈન્ડીયા કુંપનીને રાજકીય સત્તા મળવાનાં બી રોપાયાં અને એને પરિણામે આપણે આ ગ્રંથના બીજા ખંડમાં જોશું તેમ અંગ્રેજ વ્યાપારીના મીશનોનો મુખવટો ફેંકી દીધો અર્થાત વ્યાપારી મટી ગયા અને રાજકર્તા થયા.






આ જોઇને હેરાન થવું પડે છે કે વર્તમાન સમયના યુવક અને યુવતિઓને દીન-રાત પ્રેમનું રટન લાગ્યું રહે છે. આ સંસાર પ્રેમ વિના એમને શૂન્ય દેખાય છે. પ્રેમની જુદાઈ એમને માટે મૃત્યુથી પણ વધુ છે. પોતાના સુખમય પવિત્ર વિદ્યાર્થિજીવનને તે સ્વયં અતિ દુઃખી, અપવિત્ર બનાવી દે છે. દિન-રાત ચિંતાથી શરીરનો નાશ થઈ જાય છે. જે વાતોની ધૃણા કરવી જોઇએ, એને એ પ્રેમના નામથી પોકારે છે. એક યુવતિ એક યુવક સાથે પ્રેમ કરે છે, ત્યારે તે પોતાના મોહને પ્રેમના નામથી પોકારે છે; અને એ નાશકારી મોહને પોતાના હૃદયમાં ઉચ્ચસ્થાન આપે છે. ચુંબન, આલિંગન આદિને, જેની હૃદયથી ધૃણા કરવી જોઇએ, તેને મ્હોટા ગૌરવથી હૃદયમાં સ્થાન આપે છે; શું એકબીજા તરફ મીટ માંડી જોતા રહેવું એ પ્રેમ છે? કદાપિ નહિ. પ્રેમ સ્વર્ગીય વસ્તુ છે. પ્રેમનું સિંહાસન અતિ ઉચ્ચ છે. મેરી કોરેલીની 'Treasure of Heaven' એ પ્રેમનો ઉચ્ચ આદર્શ છે.

એજ પ્રેમ છે, જેમાં પવિત્રતા છે, જેમાં સ્વર્ગીયતા છે; જેમાં ઉચ્ચઆદર્શ છે. બાકી સર્વ મોહમાયાની જાળ છે, ઝંઝટ છે, દુઃખ છે, અપવિત્રતા છે, ઉચ્ચ પદ પરથી પતન છે.

રાત્રિનો સમય છે, ચાંદની ખીલી રહી છે, સમુદ્રમાં શાંતિ આવી રહી છે, ભીષણવૃષ્ટિ અત્યારે થંભી છે. એક કુમારીકા પોતાની ઝુંપડીમાં વિસ્મિત ઉભી છે. એના કાનો પર કયારેક કયાંથી આવતો કુતરાનો વાસ્વાનો ધ્વનિ અથડાય છે, થોડા વખત પછી એને સ્વેતવસ્ત્ર દૂર દેખાય છે, એ એજ ક્ષણે એ વસ્ત્ર તથા અવાજ પર લક્ષ રાખી ત્યાં પહોંચે છે, અને એક વૃદ્ધને મૂર્છિત અવસ્થામાં જુવે છે. ન્હાનકડો કુતરો પ્રેમથી પાગલ થઇ માલીકની આસપાસ ફર્યા રહ્યો છે; કુમારિકા પરિશ્રમથી વૃદ્ધ અને કુતરાને પોતાની ઝુંપડીમાં લઇ જાય છે. પ્રેમથી પાગલ એ, એ બુઢાની સેવામાં કેટલાક મહિના લાગી રહે છે. એજ પ્રેમ, પ્રેમનું વાસ્તવિક સ્વરૂપ આવા સ્થાનો પર જ જોવાને મળે છે. શું એક બીજાને આલિંગન કરવું

એ પ્રેમ છે? નહિ, કદાપિ નહિ. એ આસક્તિ છે. એ મોહ છે. આસક્તિ તો પશુઓમાં પણ છે. પછી મનુષ્ય અને પશુમાં શું અંતર? મનુષ્ય સ્વયં પોતાના ઉચ્ચ આત્માને અપવિત્ર કરી નાખે છે. જો એક વખત એ વાતોથી એને ઘૃણા થઇ જાય, જેને એ મોહ-વશ 'પ્રેમ'ના નામથી પોકારે છે, તો ભવસાગરથી તરી જાય. શરીર સંપત્તિ (health)નું સત્યાનાશ નહિ થાય. આત્માનો નાશ નહિ થાય. ઘણાઓ કહેશે કે અમારૂં સત્યાનાશ થાય છે, તે થવા દો; પ્રેમ તો અમારા વશમાં નથી ના; કેમકે પ્રેમ આંધળો છે. પણ એ પ્રેમ હોય તો ના? કોઇ કવિએ સત્ય કહ્યું છે કે—

ઇશ્ક હોવે તો હકીકી ઇશ્ક હોનાં ચાહિએ;
ઔર સબ જીતને હે આશિક, ઉનપૈરોના ચાહિએ.

"કૌશલ્યા દેવી."



# જાુલીઅન.

[ કેટલાક પત્રો: પત્ર ૧ લો. ]

( હરિફાઇ વિભાગ નં. ૬. )

તા.________

રા. રા.________

મ્હારો આ કાગળ વાંચી ત્હમે બધા અજાયબજ થઇ જશો, એમ હું માનું છું. ખરેખર, મનુષ્યનું નશીબ પાંદડા તળે ઢંકાઇ રહેલું હોય છે એ વાત કેટલી સાચી છે એ મ્હારા આ કિસ્સા પરથી ત્હમને જરૂર સમઝાશે. મુંબાઇથી મ્હારે એકાએક નીકળવાનું થયું એટલે મુંબાઇથી લખેલા કાગળમાં હું બધું વિગતથી જણાવી શકયો ન હતો. અને એ ઉતાવળને લીધે મ્હારાથી ત્હમને બે દિવસ મુંબાઇ છોડી મળવા પણ અવાયું નહી, પરંતુ અહીં સ્ટીમરમાં તો સમયજ કહાડવાનો એટલે જરા વિસ્તારથી લખી શકીશ ખરો.

મ્હારો સ્વભાવ તો ત્હમે જાણો છો. કાંતો હું માણસોને શોધતો જાઉં છું કે માણસો મ્હને શોધતાં આવે છે; ગમે તેમ પણ જેને જેને હું મળું છું ત્હેની સાથે સારી ઓળખાણ પડતા મ્હને વાર નથી લાગતી, અને એમ મ્હારૂં મિત્રમંડળ વિશાળ ને વિશાળ થતું જ જાય છે. મ્હારા ગયા પત્રમાં જ મ્હેં ત્હમને જે જર્મન બાઇ વિશે લખ્યું હતું, એજ બાઇ અત્યારે મ્હારી સાથે સ્ટીમર પર છે, અને એની જ કૃપાથકી હું આ પ્રવાસે જઇ શકયો છું. છેલ્લા બે ત્રણ મહિનાથી હું એને ગુજરાતી ભણાવતો, અને ત્યારે મ્હેં જાણ્યું હતું કે એ તો જર્મનીમાં સંસ્કૃતની શિક્ષીકા છે અને હિંદુસ્તાન ટુંક સમય માટે ફરવા આવી હતી. એણે મુંબઇમા રહીને ગુજરાતીનો તેમજ બીજી ભાષાઓનો પણ બનતો અભ્યાસ કર્યો હતો. મ્હારે ને એને તો ટુંક મુદતમાં કંઈ એવી જ માયા બંધાઇ ગઇ કે એણે મ્હને મ્હારૂં વાંચન વધારવા અત્યંત મદદ કરી, અને ફક્ત ત્રણ મહિનાના સહચારના પરિણામે મ્હને પોતાની સાથે જર્મની લઇ જવાને પણ તૈયાર થઇ. એક દિવસ ચા પીતાં એણે મ્હને સપ્ટેમ્બર મહિનામાં ભરાનાર પ્રેસ કોંગ્રેસ વિશે વાત કરી, અને એ પણ ત્યાં જનાર છે તો મ્હને પણ સાથે લઇ જવાની એણે ઇચ્છા બતાવી. દુનીઆની પ્રેસ કોંગ્રેસમાં તે હું કયા હિસાબે જઈ શકું, એ વિશે મ્હારી અશક્તિઓનો મ્હને વિચાર તો આવ્યો, પણ એણે મ્હારી મુશ્કેલીઓ, સ્હેજમાં ઉકેલી નાંખી. એનો સગો ભાઇ વીલ્હેમ જર્મનીના એક પ્રખ્યાત દૈનિકનો તંત્રી છે, અને એની દ્વારા

છાપખાનાનો સંબંધ કેવો હોવો જોઇએ એ વિશે કંઇક બંધારણો ઘડશે ને એમ બધા ઠરાવો પસાર થશે, ને મજા કરશે બધા. બાકી તો ત્યાં જઇને જોઇએ ત્યારે ખબર પડે.

એડનથી પુષ્કળ મેવો લીધો હતો તે પરજ હમે તો મારો રાખીએ છીએ. અને રાતા સમુદ્રમાંથી પસાર થતાં સ્હેજ થંડી વધારે લાગી, એ સિવાય વધારે ફેરફાર ખાસ જણાયો નથી. અને મુસાફરીના લાંબા ટાહ્યલા વિશે તો મ્હેં નહી જ લખવા નક્કી કર્યું છે એટલે વર્ણનોમાં તો નહી જ ઉતરૂં, પણ એક જાણવાલાયક કિસ્સો ગઈ કાલેજ રાતે બન્યો હતો તે તો જરૂર જણાવીશ. સ્ટીમર પર પણ ગમે, એટલા માટે કેવા કેવા કાર્યક્રમ ગોઠવાય છે એ તો જુઓ. ગઈ કાલે ફેન્સી ડ્રેસની સરાસરી હતી, અને એને માટે એક જજ નિમી ઇનામો કાઢવામાં આવ્યા હતા. એમાં પ્રથમતો હું ભાગ ન્હોતો લેવાનો, કારણ કે આપણે તો જો કંઈ વેશ કરીએ તો બરાબર કરીએ, અને અહીં કંઇ પુરતા સાધન મળે નહી, એટલે માંડી વાળ્યું હતું, પણ છેલ્લી ઘડીએ આન્ટીની ઉમેદ થઈ આવી, અને એણે એક રસ્તો બતાવ્યો એટલે હું તૈયાર થઇ ગયો. કોઇ તો સ્ટીમરના કામ કરનારા પાસેજ પોષાક માંગી લાવેલા અને એ કામમાં તો આ અંગ્રેજી એટલે ઘણા પોઢીઓ બહુ જબરીનો. ખલાસી કે કેપ્ટન કે બટલર વગેરે બની આવેલા, પણ હું ને નાન્સીનો ઠાઠ જુદોજ હતો. નાન્સીઃ એ એક ફ્રેન્ચ બાળા છે, હિંદુસ્તાનથી ફ્રાન્સ જાય છે. હમારે એની સાથે ઠીક ઓળખાણ થઇ છે. એને વિશે વધારે પછી લખીશ. આન્ટી પાસે હિંદુસ્તાનથી ખરીદેલા બે ત્રણ મારવાડી પોષાક હતા. એ ત્યાં જર્મનીમાં કોઇને ભેટ આપનાર હતી. તે એણે નાન્સીને પહેરવા આપ્યા. મારવાડી ઘાઘરો, અને જરી ભરતની ચોળી કે કમખો, ને ઝીણી રેશમી સાડી, ઉપર સોનેરી કોર, એકાદ બે મોતીની કંઠી, કાનમાં એરીંગ, ને નાન્સી તો એવી લાગે! કપાળે ચાંલ્લો ન હતો, તે આન્ટીનું પણ ભેજું તો, તે લાલ ઝીણો કાગળ લાવી ગોળ કાપી એવો તો ચોંટયો કે નાન્સીનો બધો દેખાવજ ફરી ગયો. અને મ્હેં જરા ઠમક ઠમક ચાલતા શીખવ્યું, એટલે નાન્સી-બાઈ તો નરી જાણે શુદ્ધ મારવાડણ જ.

મ્હેં મ્હારી સાથે ત્રણ બંગાળી ધોતીઆ, અને ત્રણ લાંબા સફેદ કોટ, હું જેવા મુંબઇમાં પહેરતો તેવાજ અને એક લાલ કાયસથઇ પાઘડી લીધા હતા. કોઈ વખતે હીંદી પોષાકની જરૂર પડે એમ ધારી રાખ્યા હતા. હા. ત્હમે તો હસશો. પાઘડી. ત્યાં તો કદી પહેરત નહી પણ આ બાજુ તો કદાચ એનું વધારે વજન પડે, અને વજન કરતાંયે નવીનતા, એટલે પાઘડી પણ પહેરી, અને ધોતીયું તો એવું ચીપીચીપીને વાણીઆસાઇ પાટલી પાડીને પહેર્યું, અને બીજા રેશમી કિનારના ડીબંધ ધોતીઆનો એશ બનાવી વીંટાળ્યો, હાથમાં ન્હાની લાકડી રાખી અને હમે યાં ખંડમાં સિધાવ્યા.

ઈનામ પહેલું નાન્સીને ને બીજું મ્હને. ત્હમે તો અજાયબ થશો, નાન્સીને તો મળે, પણ મ્હને કેમ? મ્હને તાદ્દશતા માટે. પાછળથી જાણ્યું હતું કે જજ સાહેબે મ્હને કોઇ યુરોપીઅન ધારેલો, અને આ પોષાકમાં એમને અજબ ચાતુર્ય જણાએલું, એટલે બીજું ઈનામ મ્હને આપેલું. એ સ્ફોટ રાત્રે ભોજન વખતે જ થએલો.

પણ એથી ઘણાં મુસાફરોની મ્હારા પર આંખ ઠરી ગઈ હતી કેટલાક તો ઈર્ષાથીએ બળતા હશે. અથવા તો આપણે હિંદુએ એમજ ધારી બેસીએ છીએ. મ્હને તો જેની સાથે ગાઢ દોસ્તી બંધાવા માંડી તેતો નેન્સી. એ મ્હને બધાં કરતાં સૌથી વધારે માનની લાગણીથી જુએ છે. મ્હને એના વર્તનમાં કુલીનતા તરવરતી જણાય છે. એની સાથે મ્હેં થોડું થોડું ફ્રેન્ચ શીખવા માંડયું છે, એટલે હું હવે ફ્રેન્ચમાંજ હાંકયે રાખું છું. આજ ત્રણ દિવસ થયા હવે ત્રણ ચાર કલાક રોજ સાથે ગાળીએ છીએ. અને એ ત્રણ ચાર કલાકમાં તો એટલું બધું હિંદુસ્તાન વિશે પૂછે છે, એવા એવા સવાલ કે ઘણીવાર મ્હને મ્હારા અજ્ઞાન પર દયા આવે છે.

આજ એ મ્હને નથી મળી. સાંઝે ફક્ત તૂતક પર જ મળશે. આજે એ આખો દિવસ આરામ લેવાની છે. પણ ગઇ કાલે તો એણે મ્હને કંઇકંઈ પૂંછયું. ચન્દ્રગુપ્ત, અશોક; વૈદિક દેવ, બૌદ્ધ ધર્મ, સંસ્કૃતિથી સંસ્કૃતિ પર ભૂસકા. એક યુગ પરથી બીજા પર કુદકો. જે જે ઇતિહાસ જાણું એટલો કહું. કહું એમાંયે મતભેદ. ચોક્કસ કંઇ નહી. પૂરી તવારીખ નહી. અને વળી એમાં મ્હારૂં જ્ઞાનભંડાળ કેટલું? વળી વિશ્વ વિદ્યાલયોનો પાઠયક્રમ પૂછે, તો એમાંએ કમબખ્તી. એ પૂછે એ ઇતિહાસના ઉંડા અભ્યાસને કયાંયે સ્થાન ન જાચુતા વળી એ ગુચવી નાંખે. મ્હારાં ઝોકા ખાતાં જ્ઞાનને જાગ્રત કરનાર આ બાળાની ઉત્કંઠા હું શી રીતે યથાર્થ સંતોષી શકું? પ્રેસ કોંગ્રેસમાં જનારો પોતાના દેશના ભૂતકાળના સ્વપ્ના પણ પુરા ન જાણી, ભણેલો ગણાવી, એક પરદેશી બાળાની પરશુરામથી માંડી પ્રતાપ સુધીની સર્વ પ્રતાપભાવનાઓ વિશેની ઉત્કંઠાના ઉચિત ઉત્તર શી રીતે આપી શકું? "કુમાર" માંથી વીર લક્ષ્મી બાઈનું ચિત્ર બતાવ્યું, અને એણે તો જોન, ઓફ આર્ક સાથે સરખાવવા માંડયું. નેપોલીઅન તો મોઢે જાણે. આવેશમાં એતો ફ્રેન્ચમાં શશાં કરી ઝડપબંધ બોલી ગઇ હતી. પ્રતાપ, શિવાજી કે પૃથ્વીરાજ જેવા યોદ્ધાઓ હિંદમાં હોય તો પરણું હું તો એવા કોઇ વીરને. હું તો ન સમજ્યો એનું ફ્રેન્ચ, પણ આન્ટીએ અંગ્રેજીમાં સમજાવ્યું. એ સાંભળી હું તો આસોજ થઇ ગયો હતો. એ સાંભળી મ્હેં એક નિસાસો પણ નાંખ્યો હતો.

[ ચાર દિવસ પછી ]

આ કાગળ પોર્ટસઇદથી પોસ્ટ કરવાનો હતો, પણ રહી ગયો. હા, હવે જરા સાહેબ બનવા માંડયા કેની, એટલે આ ભુલવાનું શીખ્યા! હવે તો બ્રીન્ડીસીથી જ પોસ્ટ કરવો પડશે. આજે આખી રાત આ કાગળ લખીશ.

બીજુ કંઇ ખાસ કામ નથી, અને મગજ એટલું હલકું લાગે છે કે આ કાગળ બેઠો બેઠો લખ્યા જ કરૂં. સાંજે નાન્સી જોડે ખુબજ વાતો કરી. આન્ટીએ એને કહ્યું હશે કે મ્હેં કવિતાઓ પણ રચી છે, એટલે એતો મ્હારો પીછોજ ન જ મુકે. એને બધી સાંભળવીતી, જોવી હતી, સમઝવી હતી. કેવળ જ્ઞાન માટેની એની ઘેલછા ઉપરાંત આવી રસિકતા પણ એના હૃદયમાં ભરી હશે એ જાણી મ્હને વધારે અજાયબી થઇ. અજાયબી સાથે અનેકાનેક વિચારો ઘૂમવા લાગ્યા. કયાં આપણા પંડિતો, કયાં આપણા વિદ્યાર્થીઓનો ઉત્સાહ, કયાં આપણી અરસિક શિક્ષણ પ્રણાલિકાઓ! કયાં હું—કોણ હું, કયાં મ્હારી આનંદ ખાતર નવરાશે આમતેમ જોડેલી નિર્જીવ કવિતાઓ! કયાં આ બાળાની જ્ઞાનભક્તિ!

ફ્રાન્સની છોકરીઓ વિશે કેટકેટલું સાંભળ્યું હતું. એમની અધોગતિ વિશે તો ઘણુંજ સાંભળ્યું હતું. પણ નાન્સી જેવી વિરલ બાળકીઓ પણ ત્યાં જન્મે છે એ જાણી આનંદ થયો. નાન્સી જેવા નિર્દોષ પંખીઓ ન પાકતા હોય તો પછી ફ્રેન્ચ જેવું સુંદર અને મૃદુલ; સમૃદ્ધ અને વિપુલ, સાહિત્ય પણ પાકેજ કેમ?

પણ નાન્સીએ તો મમત જ કીધો. મ્હારે મ્હારી રંક કૃતિઓ વાંચવી પડી. એમાં આન્ટીને સજા થઇ. હું વાંચુ ને એ સમઝાવે. નાન્સી થોડુ ઘણું સમઝે ને રડે. વળી વચ્ચે વચ્ચે હુંયે ફ્રેન્ચ બાફતો જાઉં ને આન્ટીને હાથ લપેટી બેસનાર નાન્સી વળી ખડખડાટ હસે: વળી નાન્સી કંઇ પ્રશ્નો પણ પૂછતી જાય ને હું યથાશક્તિ ઉત્તર આપતો જાઉં. આખી સાંજ, તે કયાંની કયાં ચાલી ગઈ એનું ભાનજ ન રહ્યું. અને હુંયે નાન્સી પાસે કંઇ ઓછું નથી શીખ્યો. વીકટર હ્યુગોની કવિતા વિશે એની પાસેથીજ મ્હેં તો પ્હેલાં સાંભળ્યું. અને એ કવિહૃદયની સાચી ઓળખ પણ નાન્સીએજ કરાવી. ઘણી-એવાર એ હ્યુગોના કાવ્યો વાંચી સમઝાવે છે, ને મ્હને કંઇ નવા આંદોલનોનો અનુભવ કરાવે છે. ફ્રાન્સ! આપણે ત્યાં કાળીદાસ ને ભવભૂતિ ને બાણ ને માઘ ને હર્ષ ને........ટાગોર ને ઇકબાલ ને બંકિમ ને વિદ્યાસાગર ને........પણ ફ્રાન્સ! ત્હારી રત્નાવલી પણ કંઈ ઓરજ છે, ત્હારા સાહિત્યસર્જકો તો ત્હારા ભાગ્ય વિધાતા નિવડયા છે. ડુમા, ને હ્યુગો, ને રેસાઇન, ને ચીરઓ ને રૂસો, ને સલી પ્રધામ, ને રોમેરોલા, ને આંતોલ, ને

હિંદના સાહિત્યસર્જકો હિંદના ભાગ્ય વિધાતા કયારે થશે?

બસ ત્યારે. ત્રીજો પત્ર તો જ્યારે લખાય ત્યારે. આ તો કાલે હમે ઇટાલી પહોંચવાના. આ સામે દૂર દૂર ક્ષિતિજમાં જણાતા ગ્રીસ અને ઇટાલીની ભવ્ય સંસ્કૃતિઓ ચૂસી ચૂસી માતબર બનેલા આ ભૂમધ્ય સમુદ્રને હૈયા ઝોલા

ખાતા, આન્ટી, નાન્સી અને હું, ત્રણે તુતકને આ નાકેથી પેલે નાકે એમ મૂંગા મૂંગા—આ ઉંચે દેખાતા આકાશ જેવા મૂંગા—આંટા મારતા; કે કદીએ ભવ્ય સંસ્કૃતિની વાતો કરતાં, યુલાસીસ, પેરીસ, હેલન, એલેકઝાન્ડર, કલીઓપેટ્રા, બ્રુટસ, સીઝર, કંઇ કંઇ અફલાતુની ચારિત્ર્યોના હૃદયંગમ ચિત્રો આલેખતાં, નીચે દરિઆમાં છલબલ કરતાં મોજા જોતાં, કે આસપાસમાં જણાતી ડોલતાતી કોઇ આદર્શ સેવિકા સમી દીવાદાંડીની અલપઝલપ રોશની જોતાં, માનવ હૃદયમાં ઉભરાતાં તરંગ બુદ્બુદો આ નીચે ઉદધિજલમાં ડુબકીઓ ખાતી મિનમંડળો માફક હૈયામાંજ શામાવી આ લાંબી દરિઆઈ સફરને અંગે સ્હેજ સ્હાજ જણાતા શ્રમને ઇટાલીના અનેક કીર્તિસ્થંભ જોવાના ઉત્સાહથી સંહારી આ અહીં પથરાયલી અનહદ શાંતિમાં તલ્લીન થઇ, ભવિષ્યમાં અનેક સુંદર સ્વપ્નાં રચવાની આશામાં આજની છેલ્લી રાત્રિ પ્રભુને પ્રાર્થી વારંવાર એ જગતનિયંતાનો ઉપકાર માની, વિતાવશું.

લી.__________

---

તા._______

## પત્ર ૩ જો.

રા. રા._________

પરબિડીઆ પરની કાળી લીંટીઓ જોઇને ત્હમને ધ્રાસ્કોજ પડયો હશે. ખરેખર, મ્હારા જીવનમાં જે જે બનાવ બનતા જાય છે, એ હું જાતેજ એ કેમ બને છે તે સમજી શકતો નથી. અત્યંત શોકસાર હૈયે વહી રહીને આ કાગળ લખું છું. અહીંની અશાંતિ છોડી એક નિર્જન સ્થળે બેસીને શાંત ચિત્તે આ લખવા બેઠો છું ખરો, પણ એટલી બધી વિચાર પરંપરાઓ મગજને ગૂંચવે છે કે કેમે કરી મનની વ્યગ્રતા શમતી નથી. હું શા સારૂ અહીં આવ્યો! ભાવિ હજી મ્હને કયાં ધકેલશે! વગેરે વિવિધ દશાઓ કલ્પનામાં સજાય છે, અને એવી સ્થિતિમાં ત્હમને સંભારી આ લખવામાં કંઇક આશ્વાસન શોધું છું. લોઝેનમાં ૧૯ મી સપટેંબરે કોંગ્રેસ મળી. હું ૧૬ મી અને ૧૭ મી બે દિવસ હાજર રહી શકયો. ત્રીજે દિવસે મ્હારે એકાએક જવું પડયું.

બ્રિન્ડીસીથી હવે બર્લીન કેમ પહોંચ્યા, ઇટાલીના સુંદર દશ્યો જોઈ જોઈ હું કેટલો પ્રસન્ન થયો, એ વિશે લખવા મ્હારૂં મન જરાયે સ્વસ્થ નથી. કારણ આજે આન્ટી નથી. તા. ૧૮ મી સપટેમ્બરે સાંજે એ આ દુનીઆ છોડી દેવલોક પામી છે. બર્લીન આવ્યા પછી મ્હને તો એના ભાઈ સાથે ઘણી દોસ્તી થઇ ગઇ હતી, અને એને મ્હને લોઝેનમાં કોંગ્રેસમાં જવાને બધી સગવડ કરી આપી હતી, પણ બીજે

દિવસે રાત્રે જ તાર આવ્યો અને હું કોંગ્રેસ પડતી મુકી બર્લીન આવ્યો. આન્ટીની તબિયત અહીં આવ્યા પછી જરાયે નરમ ગરમ ચાલતી ન્હોતી, પણ હમે કોંગ્રેસ માં જવાને ઉપડયા તેના ચાર દિવસ અગાઉ એને તાવ આવવો શરૂ થયેલો ને તે ન્યુમોનીઆ નીકળ્યો, અને એમાં જ એ ઝડપાઇ ગઇ. એને તાવમાં મૂકીને જવાને મ્હારૂં મનતો માનતું જ નહી, પણ આન્ટીએ મમત લઇ ખાસ આગ્રહથી મ્હને મોકલાવ્યો, અને હું ગયો. અને બે દિવસ પછી તાર મળ્યો અને પાછો ફર્યો. બર્લીન આવી મ્હેં તરત જ એના ભાઇને તરત નીકળી આવવા તાર કર્યો, પણ એને આવતાં મોડું થયું, અને એ દરમ્યાનમાં તો આન્ટી દેહ ત્યાગી ગઇ હતી. એ સ્થિતિમાં મ્હારી ગભરામણનો પાર ન હતો. ત્યાર પછી જે થોડો સમય મ્હને મુશ્કેલીઓ પડી છે, એનો ત્હમને હું શો ખ્યાલ આપી શકું! આન્ટી તો ગઇ. એની સ્નેહાળ હુંફ જતાં હું તદ્દન એકલવાયો, શું કરવું એ વિચારમાં મુંઝાયો. એની આપણી નજરે તો અઢળક લાગે એટલી દોલતની યોગ્ય વ્યવસ્થાતો થઇ ગઇ, અને બધું રીતસરનું થઇ રહ્યું, પછી મ્હારી સ્થિતિનું મ્હને સંપૂર્ણ ભાન થયું. આલીશાન હોટેલોમાં ઠાઠથી જમનારો હું, મ્હારે ટુકડો પાંઉ ને ગ્લાસ, બે ગ્લાસ બીઅર પર પણ એક દિવસ કાઢવો પડયો. આન્ટીએ ૧૦,૦૦૦ રૂપીઆનો એક ચેક મ્હને આપવાનું કહી ગઇ હતી; એનું હિંદુસ્તાનમાં યોગ્ય સ્મારક મ્હારી મુનસફી પ્રમાણે કરવાનું હતું. પણ મ્હારો ગજવા ખર્ચ તો પુરેજ થઈ ગએલો, અને મ્હારી વિમાસણ હુંજ સમજું. એનો ભાઇ ત્યાં આવ્યો ત્યારે મ્હેં એને મ્હારી હકીકત કહી અને હાલ તરતને માટે એ પ્રેસમંડળમાંજ રીપોર્ટર તરીકે કામ કરવા માંગણી કરી.

હું આ કાગળમાં નેન્સી વિશે, કે કોંગ્રેસમાં પહેલે દિવસે સાંજે જુવાનીઆઓ સમક્ષ 'હિંદુસ્તાનના આદર્શો' ઉપર એક ટુંકુ ભાષણ આપ્યું હતું એ વિશે લખવાનું મન થતું નથી. નેન્સી બે ત્રણ દિવસ હમારી સાથે ઇટાલીમાં ફરી હશે. અને પછી એકલી ફ્રાન્સ ચાલી ગઇ. ત્યાર બાદ એના બે ત્રણ કાગળો આવ્યા છે, અને પોતાને ગામ મોન્ટાર્ગી મ્હને નિમંત્રે છે. એ તો ત્યાં જતાં જવાશે ત્યારે, પણ નેન્સીને મ્હેં આન્ટીના દુખદ સમાચાર લખી દીધા છે, એ જાણી એનેયે આઘાત થશે એ હું જાણું છું. અને ભાષણમાં તો આપણા આદર્શ એટલે શું? યુરોપીય આદર્શથી આપણા આદર્શ, નીતિમાં, ચારિત્ર્યમાં; ભાવનામાં, ભકિતમાં; સેવામાં, સ્વાર્પણમાં; સામાજીક જીવનથી માંડી ઇતિહાસિક જીવન ને ધાર્મિક જીવન સુધીમાં; કેટ કેટલા ઉચ્ચત્તર અને ભવ્યતર છે એ ભેદ વિસ્તારથી સમજાવ્યો. અને આદર્શનું સ્વપ્નું સિધ્ધ કરવા જતાં આજનું હમારૂં મનોબલ આધીનદશાને અંગે કયાં છક્કડ ખાઇ હારી જાય છે એ ખામી પણ જણાવી, અને હજી વિધિના પ્રબલ વેગ સામે એ આદર્શ નવું ચૈતન્ય ભાવિમાંયે આપ્યાજ કરશે, એવા આશાસૂચન પણ કીધાં. એ ભાષણ કેવું થયું અને એની શી અસર થઈ એ તો આ સાથે મોકલેલાં એક બે અંગ્રેજી અને ફ્રેન્ચ છાપાઓની કાપલીમાંથી વાંચી લેજો.

મ્હારી સર્વ વ્યવસ્થા ડા. હયુબર્ટના પુત્ર એડવીનને માથે આવી હતી, એટલે એ મ્હારી બધી સગવડો પર ધ્યાન રાખતો હતો. એ ભોળાંદિલના એડવીનની મૈત્રી પણ પ્રભુએ યોગ્ય સમયે મેળવી આપી. આજે હમે લોસેન છોડી જનાર છીએ. હમારી આખી મંડળી ઘણે સ્થળે તો સાથેજ રખડશે. આજે સ્હવારે હું હજી જાગ્યો ન હતો એટલામાં એડવીને બારણું ઠોકી મ્હને જગાડયો. જગાડી માફ માંગી અને એની સાથે આવેલી એની બ્હેનની મ્હને ઓળખાણ કરાવી. 'જુલીઅન' જુલીઅન નામ સાંભળી જ મ્હને એને માટે કંઇ કંઇ વિચારો આવી ગયા. અને એતો મ્હારી સામે ભોજન લેતાં બેઠેલી બાળા. મ્હેં જુલીઅન વિશે ઘણું ઘણું કોંગ્રેસ દરમ્યાન સાંભળ્યું હતું. એજ આ જુલીઅન જાણી આનંદ થયો.

હવે હમારે નિકળવાનો સમય થશે. એટલે આ કાગળ આટલેથી જ બંધ કરૂં છું. મ્હારી કશી ચિંતા કરશો નહી. પરમ કૃપાળુ પ્રભુની શકિતઓનો આપણે માનવ સજીકડાં કયારેય જરા સરખો ખ્યાલ કરી શકવાના નથી. હજી મ્હારા ભાવિમાં શું શું લખ્યું હશે તે તો કોણ જાણે, પણ પેલી અંગ્રેજી કાવ્યની પ્રખ્યાત લીટી તો મ્હને ડગલે ડગલે યાદ આવે છે કે દરેક વાદળીને રૂપેરી કિનાર હોય છેજ.

લી ________

---

પત્ર. ૪

તા. ________

રા. રા. ________

આ પત્ર બર્લીનની ટપાલમાં પડશે ત્યારે હું અને જુલીઅન એક અલાયદી સ્ટીમલૉંચમાં હમારી આખી મંડળી સહિત તરતા હઈશું, અને આ પત્ર લઇ રેઇલ બ્રીન્ડીસી તરફ દોડતો હશે, ત્યારે હમે બે, જુલીઅન અને હું લૉંચના એક સુંદર કેબિનમાં એકલા હાથમાં હાથ ગુંથી બેસી ડૉવર તરફ ઉડતા હઇશું, અથવા તો હું ને સુંદર જુલીઅન, હા હું, નિર્મળ જુલીઅન અને એડવીન ત્રણે આનંદ ભેર વાર્તાલાપ કરતા હઇશું.

આ કાગળ હું ત્હમને બર્લીનની એક સુંદર હૉટેલમાં બેસી લખી રહયો છું. અહીં નિરાંત છે, શાંતિ છે, છતાં લોસેન છોડયા પછી આજ સુધીનો ઇતિહાસ એટલા ઝીણા, સુંદર, રમ્ય પ્રસંગોથી ભરપૂર છે, કે એમાંથી કયું છોડી મ્હારે શું લખવું, એની ગુંચવણમાંથીજ ઉગરી શકતો નથી. આજે અહીંની નિરાંત મળી ન હોત તો કદાચ આ પત્ર લખતે પણ નહી.

જુલીઅન અને હું અહીં એકલા,–હા, એકલા. આજના દિવસ માટે અહીં આવ્યા છીએ. આજ સોળમે દિવસે આન્ટીની કબર પર બે ચાર ઉન્હા આંસુ સારવા, સ્હવારે એની શાંત સમાધિના દર્શન કરી આવ્યા હતા, અને સાંજે જુલીઅન અને હું આખા બર્લીનમાં મળી શકયા એટલા સારાંમાંસારા ફુલનો ઢગલો લઈને પાછા ગયા હતા. અને આન્ટીની કબર સમીપ પહોંચતાં તો એ ફુલનો મઘમઘાટ ભૂલી ગયા, અને આન્ટીની સૌમ્ય; શાંત, હસમુખી મૂર્તિ કબરમાંથી બેઠી થતી જણાવા લાગી. ફુલની એ ચાદર..આરાઢતા તો આંખમાંથી ખળખળ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. સગી જનેતા અહીં પોઢી હોય એવી લાગણી થઈ આવી, અને આપણે પ્રદક્ષિણાનું સાચું રહસ્ય તો કયારે સમજવાના હતા, પણ કોણ જાણે કેમ, આપો આપજ મ્હારા પગ ચાર વખત એની આસપાસ ફર્યા, સાષ્ટાંગ કર્યાં, ભૂમી ચૂમી અને હું કેટલો પોચા હૃદયનો છું એ તો ત્હમે જાણો છો ને? રડયો, ખૂબ જ રડયો. અને દિંગમૂઢ બની જુલીઅન બધું જોયા કરે, અને પછી તો એ પણ રડે, ને હું રડું, ને એ મ્હને બાઝી પડી, કંઈક શાંત કીધો, અને મૂંગા મૂંગા પ્રાર્થના કરતાં ત્યાંથી અહીં એક પણ અક્ષર બોલ્યા વિના આવ્યા છીએ.

હમારી મુસાફરીનો આછો ખ્યાલ પણ આપવા હું બનતો પ્રયાસ હું કરીશ, પણ મુખ્યત્વે તો હું મ્હારી અને જુલીઅનની વાતોથીજ કાગળ ભરીશ. મુસાફરીનાં વર્ણનો તો ત્હમને ગમે ત્યાંથી મળી રહેશે, પણ જે આનંદ અને ઉત્સાહથી હું અને જુલીઅન પ્રકૃતિના સુંદર દ્રશ્યો નિહાળીએ છીએ એનો ખ્યાલ ત્હમને આપવાનું અત્યંત મન છતાં શી રીતે આપી શકીશ?

લોઝેનથી જીનોવા થઇ તા. ૨૦, ૨૧, ૨૨ મી સપ્ટેમ્બરે હમારૂં મંડળ બરનીસ આબરલેન્ડ, ઈન્ટરલેકન, અને લ્યુસરન વગેરે સ્થળે રખડી ૨૩ મીએ પેરીસ પહોંચ્યું. પેરીસથી હમારી મંડળીના બે ભાગ થયા. એક મંડળ વડીલોનું, તે ત્યાંજ રહ્યું. અને જુવાનીઆ મંડળ પેરીસની આસપાસ ફરવા નીકળ્યું. હમે વળી ત્રીજોજ સંઘ કહાડયો. જુલીઅન હું અને એડવીન. હમે ત્રણે નેન્સીના, આમંત્રણને માન આપી એને ગામ ગયા. ત્યાંથી હમે પછા પેરીસ આવી ૩૦ મીએ બર્લીન આવ્યા છીએ. એડવીન વડીલો સાથે ગયો છે. હમે કાલે ઉપડશું. અને ગમે તેમ કરી ૨જીએ હમારૂં આખું મંડળ પાછું લંડનમાં એકઠું થઇ જશે. આ હમારો કાર્યક્રમ.

સ્વીઝરલેન્ડના પ્રત્યેક સ્થળનું વર્ણન કયાં કરૂં? ફોટોગ્રાફ તો અનેક પાડયા છે, તે જોજો, પણ બે ચાર ઈંચના કેદખાનામાં કુદરત કદી કેદ થઇ શકે ખરી? પ્રકૃતિ દેવીનું શાંત અને સક્રિય શક્તિઓનું દૈવી મિલન જોઇ આંખ અને હૈયું બંને ઠરે છે. ત્યાં વાતાવરણમાં ચૈતન્ય છે, અને એ ચૈતન્ય સોંસરૂં હૈયામાં ઉતરી જાય છે. એવા બેનમૂન સ્થળ હિંદમાં નથી એમ નહી, પણ આપણા લખપતિઓ ત્યાં એવે સ્થળે ધર્મશાળા કે મંદિર નહિ બંધાવતા, ગંદા અને ગીચ ગામોમાં જ બંધાવ્યા કરશે, એ લોકો જ્યારે કુદરતને જોતા થશે ત્યારેજ રમણીયતાની ખરી કિંમત અંકાશે.

પણ એવી આડકથાઓથી આ કાગળ નહી ભરૂં. જીનોવા છોડયા પછીના હુમારા પ્રવાસમાં સ્વીઝરલેન્ડ કે ઇટાલીની રમણીય ખીણોમાંથી, સુંદર અને આનંદ દાયક અનેક દૃશ્યો જોતાં, કે શિરજટાઓ એકમેકમાં ગૂંથતી મજુલ વર્તાલાપ કરતાં સુરેખ ઘટાવાળા તરૂ નીચેથી જતાં આવતાં, કો રેલ્સમાં ઉડતાં; કે કો લીલે પાટલે તડકે મુકવવા મુકેલી ચોખાની વડીઓ જેવી વનવીટેળ સુંદર શ્વેતશૃંગી ટેકરીઓ ચઢતાં ઉતરતાં; નંદનવન સમા પુલ ઉસરાઉ લતા મંડપોમાં એકાંતે બેસી વિશ્રાંતિ લેતાં; કે ગહન ગરવી શીતળ ગિરિ ગવ્હરોમાંથી પસાર થતાં, મ્હારી પડખે રહી, જ્ઞાનના નિર્મળ વહેતા ઝરામાંથી ગૌરવભરી ટશરો ઉરાડી મ્હને વારવાર એ મીઠાં વારિ પાનાર જુલીઅને મ્હને જે આનંદ અને આશ્વાસન આપ્યાં છે, એ સંબંધી કંઇકવધારે વિગતથી કદાચ લખીશ. શા માટે હું એ સંબંધી લખવા પ્રેરાઉ છું તેતો પ્રભુ જાણે, પરંતુ મ્હારા અંતર્ગત આનંદની અનુભવ કથા આલેખતાં મ્હારા દિલના હોંસ ઉભરો કંઇક શમશે એવી આશામાં એ લખવાનો મ્હારો ધર્મ સમજું છું.

જુલીઅન હિંદુ છે. ચોંકશો નહી, ડા. હ્યુબર્ટ સ્ટેવલી એ પુત્રી જુલીઅન એક સાચી હિંદુ બાળાજ છે. એને ઘણું સારૂં સંસ્કૃત આવડે છે, હિંદુ ધર્મનો ઉંડો અભ્યાસ છે, વેદિક સાહિત્યની આછી રૂપરેખાનું ભાન છે, અને એટલા માટેજ કેવલ એને હિંદુ ગણુતો નથી, પરંતુ આટલા સહવાસ પછી હું જોઈ શકયો છું, કે એને આખી હિંદુ સંસ્કૃતિ પચાવી છે, એટલુંજ નહી પણ એ આખી સંસ્કૃતિ એણે પોતાને વશવર્તી બનાવી દીધી છે. અની ઢબછબમાં અને સંસ્કારમાં મ્હને કુલીન મર્યાદા અને વિશિષ્ટ વ્યકિતત્વ જણાય છે.

એનું વર્તન સયંમી છે, એટલુંજ નહી પણ ધર્મમય છે. વારંવાર હસ્ત-ધૂનન કરવાની પાશ્ચાત્ય રૂઢીને એ વખોડે છે. હવે તો મ્હારી પાસેથી નમસ્કારવિધિ શીખી ગઇ છે, એટલે એનાથીજ ચલાવે છે. એ સંપુર્ણ 'શાકાહારી' છે. એના નીતિના સિધ્ધાંતો એના દેશના નીતિના સિધ્ધાંતોથી તદ્દન જુદાજ છે. એની ચારિત્ર્ય ભાવના તદ્દન ઉંચી અને શુદ્ધ છે. એનો આદર્શવાદ આપણા અદ્વૈતવાદને ઘણે અંશે મળતો છે. એના સૌન્દર્યમાં છટા છે, અંગે અંગમાં વિશુધ્ધ અને ચેતન છે; એના મુખપરની કાંતિ એના ચારિત્ર્યના તેજ સાથે સ્પર્ધા કરે છે, એટલે જ ક્ષણે ક્ષણે એ વધુ સુંદર જણાય છે. એના ગૌરવદન પર સૌમ્ય મીઠાશ છે. આ મ્હારી સ્હામે બેઠી એ મ્હોંણે કંઇ વાંચી રહી છે. એના વાળનો અંબોડો આપણે ત્યાંના જેવોજ બેઠો નીચો જણાય છે. હાલમાં અહીં જે 'ટાવરફેશન' ના ઉંચા અંબોડા વળાય છે એવો નહી. અને વળી એણે વેણી વિશે વાંચ્યુ હશે તે વેણી બાંધતા શીખી છે. એની વેણી એટલે ત્રણ ચાર ગુલાબના પુલ અંબોડે ખોસી મુકે. આન્ટીની કબર પરથી એવા એ થોડાક પુલ લઇ આવી છે, તેજ અત્યારે ખોસીને બેઠી છે. પણ એના સૌન્દર્યનાંજ વખાણ કર્યા કરૂં તો ત્હમે ચીઢાશો, ને બબડશો કે છબીજ શા માટે ન મોકલી? અહીં કેમેરાનો શો તોટો

પડયો છે! પણ એ છબી ભાગ્યેજ પડાવે છે. મ્હારી માફક એનામાંયે કેટલીક ધૂન છે. પરણ્યા પહેલાં છબી પડાવવીજ નહી, એમ એ માને છે. અને વળી છબીમાં ત્હમે એને નહી જ ઓળખી શકો. એના સૌન્દર્યની ખરી સુરખ, કેમેરા કદી નહી ઝડપી શકે. અને વળી છબી મોકલું તો ત્હમે તો કયાંને કયાં છપી મારો. બારે ઘડીએ ઉંચે ઉંચે વ્યોમમાં વિહરી સ્વર્ગના સુંદર સ્વપ્ના એકઠા કરી લાવનારી એ ભાવનાશીલ, ચિંતનશીલ, છતાં રમતિઆળ અને નિર્દોષ જુલીઅનને ત્હમે એક પોસ્ટ કાર્ડમાં કદી કેદ નહી કરી શકો.

જીનેવાથી નીકળ્યા પછી જુલીઅને ફકત મ્હારી જ સાથે છૂટથી વાર્તાલાપ કર્યો છે. ભરતખંડના ઐશ્વર્ય સંબંધી, એની સમૃદ્ધિ સંબંધી; એની વિશાળ જ્ઞાનની શાખા-પ્રશાખા સંબંધી, અનેક કથા આખ્યાયિકા સંબંધી, એના ગુઢ તત્વજ્ઞાન સંબંધી; યોગ, મોક્ષ, આત્મા; પરમપદ: કંઇક અભેદ ભેદ ઉકેલી પદે પદે નવી સૃષ્ટિમાં જન્મતા જોઈએ છીએ. એનું વાંચન વિશાળ છે, પણ એથી ઉંડુ એનું ચિંતન છે. જાણે નેન્સીનો વિરાટ્ અવતાર. એડવીન હમારી વાતો સાંભળે છે, પણ એ સાંભળવા પુરતો જ. પણ એ તો સાંભળેયે છે. બીજા દેખાવખોર માફક છેતરતો નથી. એનું થાકે ત્યાં સુધી સાંભળે સમજે. નહીતો મૂંગો રહે.

નેન્સીને ગામ ફક્ત જુલીઅન એડવીન ને હું એ ઉપરાંત યુવાન મંડળમાંના બે ત્રણ એક દિવસ માટે જઈ આવ્યા. પણ એ એક દિવસનો મ્હારો અભિમાન ઈતિહાસ અનેક મીઠાં અને મોંઘા સ્મરણોથી ભરપૂર છે, ને ભરપૂર રહેશે. બાળક જેવી નેન્સી તો હજી જ્ઞાનકુંડમાં જરા જરા ચંચૂપાત કરતી હતી, છતાં એની પૂજાભાવના અનેરી હતી. એને ત્યાં હમે લગભગ સ્હવારે નવ વાગે પહોંચ્યા. પણ એણે તો આખું ગામ ન્હોતરેલું. કંઇ કંઇ તૈયારીઓ કરી મુકેલી. એડવીન અને જુલીઅનને ઓળખાવ્યાં, અને તરત જ સ્હેજવારમાં બધા ગાઢમિત્રો થઈ રહ્યા. અંગ્રેજ સિવાય બધી પ્રજા વધારે મળતાવડી હશે કદાચ!

બપોરે જમ્યા પછી નેન્સીએ ઠાઠ જમાવ્યો. પ્રથમ વાતે તો એણે એડવીન અને જુલીઅનનું એક અજ્ઞાન દૂર કર્યું. ને તે મ્હારી કવિતા સંબંધી. જુલીઅનની આંખમાં તો એ જાણીને ઝળઝળીઆ આવી ગયા. એ વાત એને ન કહેવા માટે મ્હને મીઠો ઠપકો પણ આપ્યો. સાંજે ટોળું જામ્યું. બધા ગામ બહારની એક ન્હાની ટેકરી પર ગયા. વળી તે દિવસે હતો રવિવાર. જે જાણે તે આવે. ત્યાં એક કિલ્લાનાં કંઇક ખડિએર છે. અને એ ખંડિએરના રહ્યા સહ્યા બુરજો પરથી રળીઆમણા દ્રશ્યો દેખાય છે. ત્યાં બેઠા બેઠા આ ત્હમારા કવિરાજ પોતાની કવિતા લલકારતા હતા. લલકારતો હતો કે ગાતો હતો, તેતો પ્રભુ જાણે. પણ બધાં ધ્યાન દઇને ન સમજતાં છતાં સાંભળતાં હતાં. નેન્સી બનતે પ્રયાસે એનું ફ્રેન્ચ કરતી અને સમઝાવતી. જુલીઅન તો પરમભક્તિથી સાંભળે. સાંભળે ને પ્રફુલ્લ થાય. અને જે

કોઇ પૂછે ત્હેની આગળ ભારોભાર વખાણ કરે. હમારા યુવાનમંડળમાંના જોડીદારે—પ્રેસના ખાં કની—તે ચપોચપ લખવાજ માંડયું. અને બીજે દિવસે તો બધું છાપામાં.

અને તે દિવસે બધાએ મ્હારો તો ઘાણ જ કાઢયો. સન્ધ્યાની દિવ્ય રંગાવલી રચાતાં, મ્હને એક પુલવ્હેલમાં નાંખી ખેંચ્યો. અને જયાં જુઓ ત્યાં પુલ જ પુલ. પુલના ઢગલામાં દાટી દીધો મ્હને. આ ફ્રેન્ચ લોકો પુલની પાછળ તો કંઇ અજબ ગાંડા છે. પુલનો વર્ષાદ, ને પુલની ચાદર, ને પુલની જાજમ. પુલજ પુલ. નેન્સી તો મ્હારૂં અભિમાન સાતમે આકાશે જ ચઢાવતી. એ તો મ્હને એમના વિદ્યાલયની સાહિત્ય પરિષદનો પ્રમુખ નીમવા માટે કહેવા આવી. ત્હમે બધા આ વાંચીને હસશો. અરે મ્હારી દયાએ ખાશો કદાચ. મ્હારા અભિમાનને વ્યર્થ પણ ગણશો કદાચ. પણ શું કરૂં. જે બન્યું તે લખું છું. બાકી હું કયાં નથી જાણતો. હું પ્રમુખ ! પ્રમુખ ! મ્હને પોતાને જ આ વિચાર પર પોતાપર હસવું આવે છે. હું પૂરો જુવાન પણ નહી, નિશાળીઓ, ટુટલ ડાળીઓ, ઉપરછલ્લો, અનેકાનેક રીતે નાલાયક, તે વળી પ્રમુખ શાનો ?

બધો સમારંભ પતતાં હમે ઘર જવા નીકળ્યાં. નેન્સી વ્હેલી નાઠી. એ વ્હેલી જઈ ભોજનપ્રબંધ કરવા માંગતી હતી. હું ને જુલીઅન, ગામપાદરે બધું ટોળું વિખેરાતાં છેલ્લા રહ્યા. હજી શરીરપર પુલ તો લદાયલા જ હતા. ત્યાં પાસેનું એક ન્હાનું જળાશય જોઇ ઘર પહોંચવાનું હમે નક્કી કર્યું. એડવીન સાથે ન આવ્યો. હમે એ જળાશયની સુંદર કિનારીપર આછા આછા પ્રકાશમાં લીલી હરિઆળી ઉપર ચાલતા હતાં. અને પાછી ત્યાં સાહિત્યની ગોઠડી ગુંથી. કાલીદાસથી શેકસપીઅર, ને ડાન્ટે, ત્યાંથી પાછો વીકટર હયુગો પર ભુસ્કો, તે આંતોલ સુધી, અને ત્યાંથી બુદ્ધનો શૂન્યવાદ, તે આગમનિગમના ભેદ, ઉપનિષદ ને છેવટે પાતાંજલ યોગ, એમ હમારૂં ચવચવ પુરાણ ચાલ્યા જ કર્યું. જુલીઅન તો વચ્ચે વચ્ચે કેટલાયે સંસ્કૃત શ્લોકનો અર્થ માંગે, ને હું યથાશક્તિ, યથામતિ, યથાબુદ્ધિ સમજાવતો જાઉં અન્ધારા વીંટળાવા માંડેલા. અને હમે વાતઘેલા છેક મોડા ઘર પહોંચ્યા ત્યારે તો બધા હમારી રાહ જોઇને જમવા વગર બેસી રહેલા, અને હમે ભૂલા પડયા હઇશું જાણી કેટલાકને ચિંતા પણ થવા માંડેલી. એડવીન ને જુલીઅન બંને મળતાંજ ભેટી પડયા, ને મ્હેં માફ માંગવા માંડી, પણ નેન્સીએ તરતજ કહ્યું. 'એ તો હમે જાણતા જ હતા, કે બંને પુરા વાતુડીઆ છે, ચાલો જમવા માંડો હવે'

ને બરાબર ચોવીસ કલાક ત્યાં રહી, નેન્સીના આતિથ્યની અનેક મધુર સ્મૃતિઓ વડે હમારો સ્મરણ ભંડાર વધારે ઉજ્જવલ કરી, અનેક શુભેચ્છાઓ લઈ દઈ, હમે પાછા ફર્યા. મ્હારા જીવનમાં ફ્રાન્સ જો કોઈ જીવંત મૂર્તિને લીધે સ્મરણીય રહેશે તો તે નેન્સી ને નેન્સીના આતિથ્યને લીધે જ.

આ કાગળ અતિલાંબો થવાના ભયે હું ફ્રાન્સના સ્થલ વર્ણનોમાં નહી ઉતરૂં. પણ એક બે તરી આવતી વાત લખ્યા વગર રહેવાતું નથી. આપણે ત્યાંના

મંદિરો જેવા અહીં પણ ઘણે સ્થળે નેપોલિયન અને જોન ઓફ્ આર્કના દહેરા છે, અને એ બંને માટે ગરીબ વર્ગની પૂજાભાવના અજબ અને અચલ છે. સૈકાઓ થયા ડગી નથી, અને સૈકાઓના સૈકાઓ વહી જશે તોયે ડગશે નહી, એવા ઉંડા એમની ભક્તિના મૂળ છે. અન્ય પ્રજાઓ એ બે વીર વિભૂતિઓ માટે ગમે તેમ ચીતરે, કહે, પણ ફ્રાન્સમાં તો એ મૂર્તિઓનું સ્થાન અદ્વિતીય છે અને રહેશે. અનેક વીર પુત્રોની એ પ્રેરણામૂર્તિઓ છે. ભરતખંડમાં એવી અનેક મૂર્તિઓ હોવા છતાં તે પ્રેરકમૂર્તિઓ કયારે થશે તે તો પ્રભુ જાણે!

હમે ૨૯ મી એ એટલે ગઇ કાલે પેરીસથી નીકળી અહીં બર્લીન આવ્યા છીએ. હું ને ફક્ત જુલીઅન. અને આજે આખો દિવસ આન્ટી માટે પ્રાર્થના કરવામાં જ ગાળ્યો છે. અત્યારે શાંત ચિત્તે આ પત્ર લખી રહ્યો છું. કાલ સ્હવારે વ્હેલાં અત્રેથી મોટરમાં નીકળી જનાર છીએ. જતાં જતાં ફરી એકવાર આન્ટીની સમાધિના છેલ્લા દર્શન કરતાં જઈશું. અત્યારે તો ઘણું મોડું થઇ ગયું છે, એટલે આ બંધ કરીશ. અને હવે તો લંડન જઇને કાગળ લખીશ હું ઉઠીશ નહી ત્યાં સુધી જુલીઅન અહીંથી જશે નહી, આ કાગળ લખું છું એ એ જાણે છે એટલે મૂંગી મૂંગી એ મ્હને વાંચ્યા જ કરે છે. અને હું જાગીશ ત્યાં સુધી જાગશે. આછા લીલા પ્રકાશમાં એની ગૌરવર્ણી કાયા અને રતુમડું મ્હોં કંઈ અનેરા રંગ ધરી રહે છે. જુલીઅન! એનો પેલો અંબોડો-કેવો સુંદર એ કેશકલાપ! એ પર શોભતા ત્રણ રંગી ગુલાબ આન્ટીની કબર પરથી આણેલા-જાણે આન્ટીની પ્રસાદી! આન્ટી! તે આજે નથી! ગઈ જ કાલે તો એ વાતો કરતી હતી! કેટલી એની માયા! કેવી એની મમતા! ચાલો બસ કરીશ હવે તો. હૃદયના ધબકારા વધે છે, ને ત્હમે કહેશો કે એમ લાગણીવશ થયે શું ફાયદો? પણ જ્ઞાન કરતાં ભક્તિ જ પ્રભુને તો વધારે પ્રિય છે. જય જય.

લી.________

---

પત્ર. ૫ મો.

તા.________

રા. રા.________

મ્હારો છેલ્લો પત્ર વાંચી ત્હમે શા શા વિચારો કર્યા હશે એ હું કલ્પી શકું છું. જુલીઅનનું અને મ્હારૂં નામ ત્હમે કેટલીયે વાર ચર્ચ્યું હશે એ પણ કલ્પી શકું છું. પરંતુ મ્હને ખાત્રી છે કે આ પત્ર વાંચી ત્હમારી બધી જીજ્ઞાસાઓ શમી જશે. કુનાર્ડ લાઇનની રાજમહેલ જેવી 'લુકેશીઆ' નામની સ્ટીમર પરથી આ પત્ર

લખી રહ્યો છું. એ હું આવતી કાલે હવે ત્રણ ચાર કલાક ફ્રાન્સના બ્રેસ્ટ બંદરે અટકાવાના છીએ ત્યાંથી પોસ્ટ કરીશ. હવે અમેરિકા જઇએ છીએ ફક્ત બે જ દિવસ ત્યાં રોકાઈ હું હિંદુસ્તાન પાછો ફરીશ.

આ સુંદર સ્ટીમર વિશે આપણા છાપાઓમાં વર્ણનો આવ્યાં હતાં, તે ત્હમે વાંચી લેજો એમાં જે જે સગવડો છે તે જે રમતગમતના સાધનો ગોઠવેલા છે, તે વિશે કશુ જ લખતો નથી. આ અમેરિકનોની વૈભવ માણવાની અભિલાષાઓને ધન્ય છે. શાંત રજનીમાં ચન્દ્રપ્રકાશમાં આ એક ન્હાના ફળદ્રુપ ટપુ જેવી સ્ટીમર વિશાળસાગર પર તરી રહી છે, અને હું આજે લખું છું, તે ભાંગ્યુતુટ્યુ વાંચવાનો પ્રયત્ન કરતી જુલીઅન મ્હારે ખભે ડોકું રાખી મ્હારી પડખે ઉભી રહી છે. અને એના શ્વેત હાથીદાંત જેવા એક હાથે મ્હારા માથાના વાળ ગુંચવી રહી છે. પરંતુ આ રમ્ય અનુભવોને પળભર પડતા મૂકી હમે બર્લીનથી લંડન જઈ શું શું કર્યું એ ઈતિહાસમાં જ ઉતરીશ. તા. ૩ જી એ હમે લંડન પહોંચ્યા. અને અહીં પણ હમારી મંડળી વિખરાઈ ગઈ. કોઈ કેમ્બ્રીજ તો વેપારી બુદ્ધિવાળા માન્ચેસ્ટર, તો ઈતિહાસના શોખીનો જુનાપુરાણા કિલ્લા જોવા, તો કુદરત રસીઆ લેકડીસ્ટ્રીકટમાં, જેમને જેમ રૂચ્યુ તેમ ઉપડી ગયા. વડિલો તો મુખ્યત્વે લંડનમાં જ રહ્યા. એમને તે પાછી પર્લામેન્ટ, મુલાકાત, ડીનર પાર્ટી બધુંજ કની.

પ્રથમ તો હમે આપણી સાવકીય માતા સમી, અને એડવીન જુલીઅનની છુટા છેડા કરેલી મા સમી, પાર્લામેન્ટ જોઈ. ખરેખર, એની મહત્તા અને ગાંભીર્ય મ્હેં ધાર્યા હતા તેવાજ લાગ્યા. આ લોકની કાર્યશકિતમાં ને બુધ્ધિબળમાં ચુસ્ત દીપણું એટલું બધું તેજ રહે છે કે રાજ્યદ્વારી કાયદો એજ લોકો સહેલાઈથી ઉકેલી શકે ને વણી શકે. પણ એ રાજ્યદ્વારી પ્રકરણ ક્યાં ખોલું ? વેસ્ટ મિનિ-સ્ટરમાં જઇ ઈંગ્લેંડની મહા વિભૂતિઓને નમસ્કાર કર્યા. એના વિશાળ અને ભવ્ય ખંડમાં ફરતાં ફરતાં મ્હારા થનગન નાચતાં હૈયાએ તો જગતવંદ્ય કવિઓને શ્રધ્ધાભરી અંજલીઓ દીધી. અનંત નિદ્રા સેવનારી આ મહા વ્યકિતઓને સંભા-રતા કોઈને પણ શ્રેની એલેજી સંભરેજ. બર્ન્સની કબર આગળ તો મ્હારા આંસુ આવ્યાજ નહી રહ્યાં. ચોગરદમ નર્યો પત્થર, પણ એમાંયે લાખોના હૈયા પીગ-ળાવવાની શકિત જાણી એ પત્થરોને પણ ધન્યવાદ અપાયો. મ્હારૂં મૌન જુલી-અન વધારતી. હું કંઇ જરૂરનું જોવા ચૂકું તો એ ઇશારાએ મ્હારૂં ધ્યાન ખેંચે. એડવીન પણ મૂગો મૂગો વાતાવરણમાં ગૂંગળાતો ચાલે.

શેકસપીઅરનું મકાન જોયું. જુલીઅન હું ને એડવીન હમારી ત્રિપુટી સાથેજ ફરતી. બર્નાડશૉને મળ્યા. દુનીઆમાં જીવતી જાગતી પ્રચંડ મનોબલ ધરાવનારી ફક્ત એજ વ્યકિતઓ. ઘડગણુ આવે તેમ જુવાન થતી જાય એવી બર્નાડશૉ ને આલ્વા એડીસન.. શૉ ને તો મળ્યા. અમેરિકામાં પ્રસંગ મળશે તો એડીસનને પણ મળીશું. અને ઈંગ્લંડના શૉ દાદાને જોયા, એવાજ એક બીજા

દાદાને પણ મળી આવ્યા. તે હાર્ડીદાદા. બાપડા ઓટોગ્રાફ આપતાં પરવારે ત્યારે હમારી સાથે વાતો કરે ને? આખી અંગ્રેજી વાંચનાર આલમને તીખા તમતમતા સત્યનિષ્ઠ લખાણોથી વિંધનાર શૉને, અને આખી અંગ્રેજી આલમના આંસુઓને હૃદયને ખુણે ખુણેથી એનેક પંક્તિઓ વડે ખેંચનાર આ વૃદ્ધ જાદુગર હાર્ડીને મળવાથી તો અત્યંત આનંદ થયો. શૉનું મદારી છતાં સ્નેહાળ હાસ્ય અને હાર્ડીની આંખમાં ઝમેલા ઠરી રહેલાં આંસુઓ, હમે કદી ભૂલીશું નહી. જુલીઅન તો કહે છે કે એણે તો શૉની ચમકતી આંખોમાં આખો સેન્ટજોનનો નાટક ભજવતો જોયો, અને ધર્મની પ્રપંચી જાળ ઉચ્છેદનાની હિંમત પિછાની; અને હાર્ડીની આંખમાં આખી ટેસ કોઈ તેજસ્વી લિપિમાં લખાએલી વાંચી. ઇંગ્લેંડમાં કરેલી આ બે જાત્રાઓ હવે જીવનમાં કદી ભૂલીએ એમ નથી.

પણ આ સાહિત્ય યાત્રા સાથે એક સ્નેહયાત્રાનો પ્રસંગ પણ અહીં જ હવે જણાવી દઉં. જુલીઅન હું અને એડવીન, પ્રકૃતિ દેવીએ પાથરેલા ઝીણા પરિધાન સમા લીલી વનવેલીઓમાં જે સુંદર સરોવરો શોભી રહ્યા છે, તે જોઇ કોઇએ ખાસ આગ્રહ કરી કહેલું તેવી એક લીસ્ટરટ્વીન નામની જગ્યા જોવા ગયા. અત્યંત વિષમ ચઢાવવાળા કેટલાક ચઢાવો ચઢી હવે એ સ્થળે પહોંચ્યા. હમારી ગાડી સહેલાઈથી જતી, અને ડ્રાઈવર હોંશીઆર તેથી જરા પણ ચિંતા થવા ન દીધી. એક સરોવરની આસપાસ બે જરા ઉંચી ટેકરીઓ એવી આકર્ષક રીતે ખડી છે કે કોઇપણ પ્રવાસીનું ધ્યાન ખેંચ્યા વગર નહીં રહે. અહીં માનવીએ પોતાની કળાનો હાથ પણ બતાવ્યો છે. એ બંને ટેકરીઓને એક મ્હોટા તારના દોરડાવતી બાંધી દેવામાં આવી છે. અને સ્હામી બાજુપર જવા આવવાને ત્યાં સીકા રાખવામાં આવ્યા છે. આ સીકા વીજળી બળે ચાલે છે. અને એમાં બબ્બે માણસો એકી વખતે જઈ શકે છે. અને આ બાજુથી પેલી બાજુ જતાં પંદર મિનિટ લાગે છે. અને નીચે સરોવર. તાર તુટયો તો—પણ બધા કંઇ આપણા જેવા હોય છે? સાહસિકતા શીખતાં આપણને કં સૈકા જોઇશે.

જુલીઅન એડવીન અને હું, એની એકબાજુએ આવી ઉભા. બેજ જણજઈ શકે એમ હતું. એડવીન હમને બેને જ મોકલવા માંગતો. હું બે જણને જવા કહેતો પણ એડવીનનો મમત મ્હારા કરતાં જબરો. હમારે સામી બાજુ જઇ સીકુ પાછું મોકલવાનું હતું. એ અડધો કલાકેક થોભવા કરતાં એડવીન મોટરમાં એટલો સમય ફરવા ગયો. અને હમે બે એ સીકામાં ગોઠવાયા. સરરર.... એ પંદર મિનિટનો અલભ્ય અનુભવ! જાણે ઉડયા. પડયા, ગયા, ઓઃ ધબક ધબક, ઉપર આભ નીચે નિર્મળ જળ. પડયા તો પાતાળમાં! સુખરૂપ હવે સામે પાર પહોંચ્યા. અને સીકુ પાછું મોકલાવ્યું.

ત્યાં એક ન્હાનું વિશ્રાંતિગૃહ હતું. ને સાથે ન્હાનો શો બાગ. એથી અગાડી રસ્તોજ ન હતો. બાગ સુંદર હતો. જાણે ન્હાનો માધવી મંડપ. એ

માધવી મંડપમાં બેઠા બેઠા પ્રકૃતિ દેવીના દર્શન કરવાના, અને એ માધવી મંડપમાંજ હમારા સ્નેહબીજ ફુટયા. પ્રકૃતિ દેવીની નિરંતર આરાધના કર્યા પછી એના મધુર પ્રસાદ પચાવી પચાવી, હમે ત્યહાંની અગમ્ય લીલામાં હમે હમારા આત્માને સ્વતંત્ર રીતે કુદવા જ દીધો.

એ પરિસ્થિતિમાં જે કંઇ બન્યુ એનો હું સંપૂર્ણ હેવાલ આ પત્રમાં લખીશ. મ્હને પળે પળ યાદ છે. અને ઉપરથી ત્હમને તો હમારે માટે જે ખ્યાલ બંધાય તે ખરો, બાકી હું તો સત્ય હકીકત લખવાનો મ્હારો ધમ સમજું છું તે લખીશ જ. તે રમ્ય સાંજથી હું ને જુલીઅનં કંઇ અનેરૂં જીવન જીવીએ છીએ. એ અમૃત ચોઘડીએ હમારો પ્રેમ પ્રગટયો. એ માધવી મંડપમાં હું બેઠો ન બેઠો હઇશ, ને જુલીઅને ટગર ટગર મ્હારી આંખમાં જોઇ, મ્હારા આત્માના ઉંડાણુ ક્ષુબ્ધ કરી બોલીઃ એ શું બોલતી હતી તેનું મ્હને ભાન હતું. એ વાર્તાલાપ શી રીતે પરિણમવાનો હતો એનુંએ મ્હને ભાન હતું. પહેલાં તો એ કંઈ શ્લોક બોલી ગઇ ને પછી મ્હારે ખભે એના બંને હાથ મુકી બોલીઃ

आनंद रुपमं मृत यद्रा विभाति। આનંદ સ્વરૂપમાં જ મ્હને તો અમરત્વ જણાય છે." ને હું કંઈ બોલતો તો એ તરત મ્હને અટકાવી એતો ચલાવ્યે જ રાખતી, " आनंदातय खल्विमानि भूतानि जायन्ते અને એનો અર્થ એ જ કની કે આનંદમાંથી જ વસ્તુઓ જન્મે છે ?. આજ વર્ષો થયાં મ્હારા હૃદયમાં ભરી મુકેલા આનંદ આજ ઉભરાય છે. મધમાખ જેવી હું તો જ્યાં જ્યાં, સાહિત્યમાં, વિજ્ઞાનમાં, કે કુદરતમાં હૈયાને શાશ્વત આનંદ આપતું કંઇએ જોઉં છું, તે સઘળું મ્હારા હૃદયમાં ભર્યા જ કરૂં છું. એ સર્વથી ઉભરાઇ મ્હારૂં હૈયું આજે છલકાય છે. અને તું મ્હારા આનંદ સાગર! આજે હું આ આંખોએ જોઉં છું તે તુંએ નથી જોતો શું ? ને આ હું જે અનુભવું છું તે તુંયે નથી અનુભવતો શું ? મ્હારા આનંદ જેવો ત્હારો આનંદ પણુ નથી ઉભરાતો કહે ? ત્હને ને મ્હને સર્વત્ર એક જ આનંદના દર્શન થાય છે, તો એ આનંદમાંથી જ પ્રેમનો જન્મ થવા દે." મ્હારે ખભે એના હાથનો પૂલ રૂઢ થતો ગયો, અને એ આવેશમાં આ જ્ઞાનભંડાર શી રીતે ખાલવી જતી હશે એ વિષે હું કંઇએ વિચાર કરી શકું તે પહેલાં તો એણે ચલાવ્યું જ,

"આ આકાશ અનંત અનંદથી ભરપૂર ન હોત તો આપણે શ્વાસોશ્વાસ પણુ કેમ લઇ શકયા હોત ! મ્હને આજે ધ્યાનથી સાંભળ. તું ના નહીંજ કહે. મ્હારૂં હૃદય આજે ખોલવા દે. ત્હારા મનમાં મ્હારૂં શ્રેય, અને મ્હારા દિલમાં ત્હારૂં શ્રેય, આ ટુંક સમયમાં નથી વસ્યું શું ? હું તો એક માર્ગી છું. સરસ્વતીની શીળી છાંયમાં જ સદૈવ ઉછરી છું છતાં મ્હારા આત્માની આસપાસ કોઇ અગમ્ય બંધન બંધાયલા મ્હને લાગે છે. એવી પરતંત્રતા હું અનુભવું છું. મ્હને ત્હારા દ્વારા સ્વતંત્ર નહિં થવા દે ? પેલું શું ત્હમારૂં: *त्यक्तेन भूंजीथाथः।* મ્હારી જાતને ત્યાગી ત્હને સમર્પી દઇશ. ને ઓ, મ્હારા વૈભવનો ને આનંદનો પાર નહી રહે પછી.

"પણ હું સ્વાર્થી છું. મ્હારા દેવદૂત! હું નિસ્વાર્થ થવાજ ત્હને વાંછુ છું. હું ત્હારા દેશની નથી. હા, હું હિન્દુ નથી. પણ મ્હારો આત્મા હિન્દુ છે એની હું ત્હને ખાત્રી આપું છું. અને નહીં હોય તો તું બનાવજે, એને, મ્હારી જીવનભરની એ હોંસ પુરી કરજે. વ્હાલા!"

હું ધીમે ધીમે "જુલીઅન! જુલીઅન!" બોલ્યા કરૂં, ને એનું બોલવું તો સડસડાટ ચાલ્યું જ જાય. જુલીઅન મ્હારા હૃદયમાં સમેટાઇ ગઇ અને એના હૈયાનો ધબકાર હું સાંભળી શકતો હતો.

જીવનની એ ધન્ય પળમાં હમે ઉચ્ચ, સ્વસ્થ, અમે શાંત, સુખી અને સફળ જીવન ગાળવા, જીવનની એકલ અને અધુરી પ્રવૃત્તિ વ્યકિત ભેદ ટાળવા બાધક બંને છે, એ ખોટ ટાળવા; જીવનકલા થકી સ્વયંપ્રકાશના સંપૂર્ણ કિરણો ઝીલી ઝીલી, એ પ્રેરણા કિરણોથી યુગ યુગના હૃદયમાં એકઠા થએલા ખજાનાના અમૂલ્ય રત્નો સંશોધી, એ રત્નો વડે અનન્ય જીવન શણગારવા, કલ્પનાની જાદુઇ વસંત અનુભવવા, વિચાર–બુદ્ધિની ગહન ઉંડાઇ માપવા, મનોબલની સમતોલ નિયંત્રણ-ક્રિયા વડે અલભ્ય, અપ્રાપ્ય અને અશકય જણાતું સર્વ કંઇ સિદ્ધ કરવા, મનુષ્યને પ્રાસાદિત સમર્થ શકિતઓને સંપૂર્ણ રીતે ખીલવવા, સૂક્ષ્મમાં સૂક્ષ્મ સંસ્કારોને વધારે ને વધારે વિશુદ્ધ કરી, તે અચલ, અમર, અજર, અલૌકિક પદને પામવા, હમે હમારા હૃદયમાં પ્રેમદીવડા પ્રગટાવ્યાં.

એ અડધા કલાકમાં હમે તળ અતળ સુધીના હમારા હદય ઉકેલી લીધા. અને એક ગાઢ આલિંગન પણ ઉકેલી હમે જરા વ્હેવારૂ વાત કરી. જુલીઅને તો તે ઘડીથી સંવનન કાળ શરૂ કરી અને એક બીજાને પુરા ઓળખી લઇ હિંદુસ્તાન જઇ લગ્ન કરવા સૂચવ્યું: પણ મ્હેં એમ ન કરતાં, જો હમે પરણી શકીએ એમ હોય તોજ સંવનન કાળ શરૂ કરવો, એડવીન આવે ત્યારે એની સલાહ લેવી, અને લગ્નની શકયતા ન હોય તો આજે જે આનંદ ભોગવી રહ્યા છીએ, તે છેવટનો ગણી હંમેશભરની વિદાય લેવી. અને લગ્ન તો એ થઇજ ગયા હતા ને? આત્મા કયાં જુદાઇ ઓળખવા રાજી હતા?

પણ મ્હને વિચાર સરખાંયે જુલીઅને કરવા ન દીધા. એ તો કહે કે એડવીન કે ડો. હુબર્ટ કોઇ ના પાડેજ નહી. મ્હને બોલતો અટકાવી, વળી પાછી જોરથી મ્હને ભેટી પડી, અને એની આંખમાંથી આનંદના અશ્રુ ટપકવા માંડયા, એ લુછું, ન લુછું ત્યાં તો એડવીન આવી પહોંચ્યો.

એડવીનને જોતાંજ જુલીઅન તરત એની પાસે ગઇ, અને હમારી વચ્ચે બેસાડી આખો ઇતિહાસ એણે કહ્યો. એ બધું પાછું હું લંબાણથી નહીં લખું. મ્હને લાગે છે કે જુલીઅને જે શબ્દોમાં કહ્યું તે શબ્દોમાં હું કદાચ નહીજ કહી શકત. જુલીઅનની જીભ પણ પુર્નજીવન પામી હતી.

એડવીને હમારૂં કામ સહેલું કરી આપવા ડા. હ્યુમર્ટને પૂછવાનું એણે જાતેજ પોતાને માથે લીધું, અને પોતા તરફથી હમને બેને અંતરના અભિનંદનો પણ આપ્યા. જુલીઅનને તો એણે એમજ કહ્યું કે આ પંદર દિવસમાં તું ત્હારૂં વ્યક્તિત્વ આટલું બધું અર્પી દેશે, અને આવી મ્હાત થઇ જશે એમ હું ધારતો ન્હોતો. પણ ચાલો, આ જાણી મ્હને તો અત્યંત આનંદ જ થયો છે."

ત્યાંથી હમે પાછા ફર્યા, અને વળી એ ત્રાજવા સમીપ આવી પહોંચ્યા. અને ત્યાંયે એજ ઝગડો પાછો. અને હવે તો એડવીનને બ્હાનું મળેલું, એટલે એજ જીત્યો. હું ને જુલીઅન એ પ્રેમડીચોળે પંદર મિનિટ હીંચોળઈ પહેલાં આ બાજુ આવ્યા, અને એડવીન પછી આવ્યો. અને હમે હમારે ઉતારે મૂંગા મૂંગા પહોંચ્યા.

બીજે દિવસે સ્હવારે જ એડવીને એના પપાને હમારૂં પારાયણ કહ્યું. અને ત્હમે માનશો ? એ ઉમરાવ દિલના ભલા પિતાએ પોતાના સંતાનની ઇચ્છાને કેટલું માન આપ્યું હશે ! કેટલાંક ગૌણ મુદ્દાએ રજુ કરી એનો એણે જાતે જ રદીઓ આપી, અને એક પિતાને છાજે એવી કિંમતી સલાહ આપી હમને એક હીરાની વીંટી ખુશાલીમાં ભેટ આપી. એ વીંટી હમે સ્હવાર સાંજ વારાફરતી પહેરીએ છીએ.

તે ઉપરાંત એમણે મ્હારો પ્રોગ્રામ પણ નક્કી કર્યો. તા. ૧૦ ઓકટોબરે ઇંગ્લેંડથી એમની સાથે નીકળી બે ચાર દિવસ અમેરિકા રહી, ૨૦ મી નવેમ્બરે લગભગ હિંદુસ્તાન આવવું. જુલીઅન મ્હારી સાથે આવશે, અને એડવીનનું નક્કી નહી. ડા. હયુમર્ટ વૈદિક વિધિ અનુસાર લગ્ન કરવા માંગે છે, તે જાતે આઠ દશ મહિના રહીને હિંદ આવશે ત્યારે થશે. પણ તે પહેલાં હિંદમાં ઉતરતાં જ ગાંધર્વવિધિથી વિવાહ કરવો. હાલમાં હમારા સંવનન કાળની ખુશાલીમાં એમણે એક અગત્યની ભેટ આપી છે તેની યોજના તો હું ત્યાં આવીશ ત્યારે ત્હમને સમઝાવીશ તે એક હમારા નામનું–પછી નામ ગમે તે રાખીએ– હિંદુસ્તાનમાં ગમે ત્યાં એક ફીલૉસોફીનું સંશોધનાલય સ્થાપવું.

તા. ૧૦ મીએ હમે ઇંગ્લેંડ ને રામરામ કર્યા. અંગ્રેજી ખાઈ ઓળંગી: એ ખાઇને એડવીને આજેજ સ્હવારે હસતાં હસતાં નવું નામ આપ્યું. એને એ "પ્રેમની ખાઇ" કહે છે. ઇંગ્લેંડને રામરામઃ અત્યારે તો આખા યૂરોપને રામરામઃ લીસ્ટર ટવીન પર આવેલી પવિત્ર પ્રેમકુંજને રામરામઃ સાહિત્ય સમૃદ્ધ ફ્રન્સની રસભૂમીને રામરામઃ પેરીસ, પેરીસની પાસે આવેલા મોન્ટાર્ગી ગામને રામરામઃ મોન્ટાર્ગીની સુંદર ફુલ—ટેકરીને રામરામઃ એ ફુલવાડીમાં રમતી કુદતી નિર્દોષ નેન્સીને ભાવભર્યા રામરામઃ ને એથી દૂર દૂર બર્લીનમાં અનંતનિંદ્રા સેવતી આન્ટીને પ્રણામભર્યા રામરામઃ

હિંદુસ્તાન છોડતા જેવા ભાવો જન્મ્યા હતા એથી કંઇ જુદા જ પ્રકારના ભાવો અત્યારે અનુભવું છું. મ્હારી પડખે અત્યારે પાછી જુલીઅન છે. જુલીઅન! બ્રહ્મ પરબ્રહ્મનો કોયડો સમજવા એ ભગીરથ પ્રયત્ન કરી રહી છે. હમારા હૃદય એક સરખા ધમકારે ધબકી દિન પ્રતિદિન એકજ દિશામાં એકજ અભિલાષામાં અને એકજ આશામાં ઉડવા મથી રહ્યા છે

હવે કદાચ એકજ કાગળ લખી શકીશ. ને તેમાં મ્હારૂં ચોકકસ આવવાનું જણાવીશ. આ પત્ર વાંચી ત્હમે મ્હારે માટે શુંએ ધારશો. ખીજવાશો, અજાયબ થશો; કોણ જાણે. પણ જેવા વિધિવાયરામાં તણાયો છું તે બધા સવિસ્તર મ્હેં ત્હમને જણાવ્યા છે. પછી ત્હમે મ્હારે માટે ગમે તે ધારો. જુલીઅન તે હિંદ જોવાને તલપી રહી છે. પણ કોણ જાણે ત્હમે બધા એનો કેવો સત્કાર કરશો! પણ મ્હને તો શ્રદ્ધા છે કે ભરતખંડમાં સદા સર્વદા ગમેતેને આવકાર જ છે. જુલીઅન પણ એવી જ આશા રાખે છે. જુલીઅન કેવી છે એ વિષે હવે મ્હારે વધારે લખવાનું રહેતું જ નથી. એતો ત્યાં જ આવે છે, એટલે જોશો જ ને?

ચાલો ત્યારે, આ કલાક બે કલાકમાં આ ટપાલ જશે. આ કાગળ ત્હમારી તરફ દોડતો હશે અને હમે તો દરિઆની મધ્યમાં ઝોલા ખાતા હઈશું. જુલીઅનની હું, હું ને જુલીઅન, હું જુલીઅન ને એડવીન ત્હમને પ્રણામ પાઠવીએ છીએ.

લી.________

---

પત્ર ૬

તા. ________

રા. રા.________

આટલા બધા લોકો મુંબાઇ તેડવા આવ્યા હતા; તેમાં ત્હમેજ નહી જણાયા, ત્હમારા ત્રણમાંથી એકે નહી, એટલે થયું તો ખરૂં કે સાહેબ સવારી મુંબાઇ છોડી ક્યાં રખડવા ઉપડી હશે. અને ખબર કઢાવતાં ત્હમારો પત્તો મળ્યો અને ત્હમારો કાગળ પણ મળ્યો, છતાં અહીંની ધમાલને અંગે આ જવાબ મોડો લખું છું તે માફ કરશો. પણ એમાં અહીં આવ્યા પછી જે જે રમુજી પ્રસંગો બન્યા તે પણ જણાવીશ. ત્હમે હોત તો કેવી મજા આવતે!

મ્હને યાદ છે કે મ્હેં ત્હમને છેલ્લો પત્ર અમેરિકા જતાં લખ્યો હતો. ત્યાંથી હમે તરતજ નીકળ્યા, એટલે ટપાલ લખવા કે નાંખવાનો સમય જ ન હતો. ફક્ત મ્હારી પધરામણીના દિવસનો તારજ ત્હમને બધાને મળ્યો હશે.

હું જાણી જોઈને મુંબઇ ન આવ્યો, પણ કોલંબો ઉતરી રેલ્વેમાં આવ્યો. કેમ તે કદાચ આખો કાગળ વાંચશો તો સમજાશે. ઘણાંએ બોરિબંદર પર મ્હને જુલીઅન સાથે ફર્સ્ટ કલાસમાંથી ઉતરવાની આશા રાખેલી, અને એ હિસાબે કેટલાક પારસી મિત્રો તો બબ્બે હાર પણ લઈ આવ્યા હતા, પણ બધા જ નિરાશ થયા. સ્હવારે ૯ વાગે મદ્રાસ મેઇલ બોરિબંદર આવ્યો કે તરત જ સગાંવ્હાલાં તથા મિત્રમંડળ વીંટળાઇ ગયું. બેત્રણ જણાંએતો મ્હને પુછ્યું પણ કે. કેમ એકલોજ. મ્હેં સામું ત્હમારી પુછપરછ કરી વાત ઉડાવી. અને હમે દશેક વાગે ઘેર પહોંચ્યા.—બ્હેન પણ જુલીઅનભાભીને જોવા હોંસભેર આવેલી તેયે બાપડી નિરાશ થઇ હતી.

ત્યારે શું જુલીઅન જેવું કંઇ હતું જ નહી ? અને હું આખો સમય અત્યાર સુધી ત્હમને બનાવતો જ હતો? અને ત્રણ દિવસ પર જ સુરતમાં જેની સાથે ગાંધર્વવિધિથી પરણ્યો તે જુલીઅન નહી ?

જુલીઅન મ્હારી સાથે જ હતી. સાથે જ છે, ને સાથે જ રહેશે. મદ્રાસમાં હમે રા. ખબરદારને મળી આવ્યા ત્યારે જ વેશ બદલ્યો હતો. મ્હેં એને સુંદર રેશમી સાડીમાં મદ્રાસણ બનાવેલી. અને એજ પહેરવેશમાં મુંબઇ આવી હતી મ્હેં એને મુબઈમાં સીધાં તાજમહાલ હોટલમાં જવાની સમજ આપી દીધી હતી. અને ત્યાં અગાઉથી તારથી ગોઠવણ કરી મુકેલી, તે બોરીબંદર પર મ્હારી સાથેના જ કમ્પાર્ટમેન્ટમાંથી ઉતરી એ ટેક્ષી કરી સીધી તાજમહાલ ગઈ. અને જતાં મ્હેં કે એણે સ્હેજ સામું સરખુંએ જોયું નહી. હમે એવો પ્રથમથી જ તાગડો રચ્યો હતો.

બપોરે હું ને-બ્હેન એને મળવા ગયા હતાં, ત્યાં તો એણે પાછો એનો અંગ્રેજી પોષાક સજી દીધો હતો. એ તો-બ્હેનને એકદમ બાઝીજ પડી, જાણે વર્ષોના સહીપણા.

ત્રિજે દિવસે. રાત્રે હમે સુરત જવા ઉપડનાર હતા. હમારો વિવાહવિધિ ત્યાં થવાનો હતો. બ્હેને અહીં એક દિવસમાં તો જુલીઅનને થોકેડબંધ આપણી સાડી, લુગડા આણી આપ્યા, અને પહેરતાં પણ શીખવી દીધાં, તે જુલીઅન તો એમાં એવી શોભી નીકળે ! હાથે અકેકી હીરાની બંગડી, ને ગળામાં એક સેરી મોતીની કંઠી, રેશમી બનારસી બુટાવાળો બસમો, માથે સીધો સેંથો, ને કપાળે ચાંલ્લો. જુલીઅન તો ઓળખાય જ નહીં.

અને વેશ ભજવવો તો પુરો ભજવવો, એટલે મુંબઇથી નીકળતાં પણ એમજ ખેલ દીધો. એ સીધી એજ ટ્રેનમાં કોલાબેથી આવી. હમે બધા ગ્રાંટરોડથી બેઠા. જે કોઇ મળે તે પૂછે કે, જુલીઅન કયાં ? ને હું કહું કે જાન સાથે કંઇ હોય ?
—સુરત જોજે.

ને ગ્રાંટરોડ પર લોકોની ધમાલ. ઘણાં તો પેલા ફર્સ્ટકલાસના કમ્પાર્ટમેન્ટમાં બેઠેલી બાઈને જોવામાં જુલીઅન વિષે ભુલી જ ગયા. કોઇએ એને કોઇ રાજકુંવરી ઠેરવી, તો કોઇએ કોઇ સ્ટેટની રાણી ઠેરવી, અને હું ને વ્હેનજ ફક્ત સમજીએ, ને મનમાં હસીએ. ને એમ હમે સુરત પહોંચ્યા.

પણ સુરતમાં તો બધાને વ્હેમ પડવા માંડેલો. પેલા રાજકુંવરીને માટે જુદો ઉતારો, અચાનક ટ્રેનમાં થએલી ઓળખાણ ! વગેરે એકાએક ગળે ન ઉતર્યું. અને સાંજે એને અંગ્રેજી પોષાક પહેરાવી હમે બે મંડપ આગળ આવ્યા, અને પછી એને પૂજા સમયે બસમો ને દેશી પોષાક પહેરાવ્યો, ત્યારે બધાના ક્ષોભનો પાર ન રહ્યો. વિવાહવિધિ નિર્વિઘ્ને પાર પડયો છે, અને હવે તો એડવીન આવશે, અને ડા. હુબર્ટ આવશે ત્યારે લગ્ન થશે ત્યારે તો ત્હમારે આવ્યા વગર જરા પણ ચાલશે નહીં.

ચાલો, કાશ્મીરમાં મજા કમી કરજો. જો વધારે રહેવાના હોતો લખજો કે તાર કરજો, કે કદાચ હમે પણ ત્યાં આવી પહોંચીએ. ને ત્હમારા જુલીઅનભાભીના દર્શન કરાવીએ. હવે તો ગુજરાતી પણ ઠીક ઠીક આવડવા માંડયું છે, અને કદાચ હવેના કાગળમાં એના હસ્તાક્ષર પણ જુઓ તો નવાઈ નહીં. ત્હમને બધાને ફરી એકવાર મ્હારા ને જુલીઅનના, જુલીઅન ને મ્હારા, જયશ્રીવંદન.

લી.————






લેખકઃ—ચંદુલાલ જટાશંકર ભટ્ટ બી. એ.

જગતના પ્રારંભકાળથી માનવજાત સૌન્દર્યની પ્રાપ્તિ અને પરિણામે આનન્દના અનુભવ માટે મથ્યા કરે છે. પ્રાથમિક અવસ્થામાં (Primary stage) તો માત્ર પાર્થિવ વસ્તુઓની સુન્દરતામાં જ આનન્દ મનાતો; પરંતુ બુદ્ધિના વિકાસ સાથે પાર્થિવ સૌન્દર્યનો મોહ ઓછો થતો ગયો, અને આનન્દના અનુભવ માટે જુદીજ—ભૌતિકથી પર, ખામીરહિત, અમર સૌન્દર્યથી પૂર્ણ—એવી નવી સૃષ્ટિ ઉત્પન્ન થઈ જેને કલ્પનાસૃષ્ટિ કહેવામાં આવે છે. જેમાં મનુષ્યના નૈતિક તેમજ માનસિક વિકાસ સાથે નવી નવી કલાઓનો જન્મ તેમજ વિકાસ થતો જાય છે. શિલ્પ, ચિત્ર, સંગીત, નૃત્ય વગેરે કલાઓથી જે આનંદ અનુભવાય છે તેનાથી ઉચ્ચતર આનંદ કવિતા—કલાથી અનુભવાય છે. કારણ કે કવિઓ માત્ર આ જગતમાંજ રહીને કાવ્ય લખતા નથી પણ પોતાનું નવુંજ જગત રચે છે જેમાં એ આ જગતની ખામીઓ દૂર કરવા મથે છે. કલ્પનાની પાંખ ઉપર બેસી દૂર દૂર ઉડનારા આ કલાકારો—કવિઓજ—સાહિત્યના ખરા પોષક છે. દરેક દેશની ભાષામાં ગદ્ય કરતાં પદ્ય વહેલું લખાયેલું છે. સૂજનજીના વેદો અને રામાયણ અને મહાભારત પણ એ સમયનાં કાવ્યોજ છે. રા. ખબરદાર કહે છે કે "કવિતા એ સાહિત્યનું હૃદય છે અને તેથીજ તે મનુષ્યોમાં સ્વાભાવિક હોય છે. દરેક પ્રજાના બાલ્યકાળના પ્રથમ મંત્રોચ્ચાર કવિતામાં જ થયા હતા." ખરી રીતે કવિતા એ તો નિસર્ગ વાણી છે અને તેને ઝીલવી એ પુણ્યકાર્ય છે. જૂદા જૂદા કવિઓ જુદી જુદી દૃષ્ટિથી કુદરતનું, સમાજનું, માનવ હૃદયનું અવલોકન કરી પોતાની શક્તિ પ્રમાણે ચિત્રો દોરે છે. સહૃદય વ્યક્તિ એ ચિત્રોની કદર કરી શકે છે અને કવિને જે લાગણી થઇ હોય તે પોતે પણ અનુભવે છે. પરંતુ જેમ મકટ એક પુષ્પને લઈ તેને ચુંથી નાખે છે તેમ બેકદર વ્યકિત એ કાવ્ય ચિત્રોને સમજ્યા વિના તેને ચુંથી નાખે છે.

ભવભૂતિ માનવહૃદયનો ઉંડો અભ્યાસી હતો. તેનામાં કવિ કુલગુરૂ કાલિદાસ જેટલી તો શકિત ન હતી, તો પણ કોઇ કોઇ સ્થળે તેણે સ્વભાવચિત્રો આલેખવામાં કાલિદાસથી પણ વિશેષ શકિતનું ભાન કરાવ્યું છે.

॥ उत्तरराम चरितम् ॥

તેનાં ત્રણ નાટકોમાં उत्तररामचरित વિશે તો એમજ કહેવાય છે કે उत्तरे रामचरिते भवभूति विंशिष्यते (અર્થ. " ઉત્તરરામ ચરિત " નાટકમાં ભવભૂતિ ચડી જાય છે ) આ નાટકની વસ્તુ તેણે वाल्मिकी रामायण ના ઉત્તરકાંડમાંથી તથા पद्मपुराण ના એક ખંડમાંથી લીધેલી છે. પોતાની સંકલતાને યોગ્ય થોડા ફેરફારો કરી જગત આગળ તેણે આ ઉત્તમ નાટક મુકયું છે. તેની અંદરનાં પાત્રોના આલેખનથી તેણે આપણી પાસે આદર્શપત્ની, આદર્શપતિ, આદર્શરાજા, આર્યોનો વિનય તેમજ વીરતાનાં ચિત્રો મુકયાં છે. જેનું આપણે એક પછી એક અવલોકન કરીએ.

(૧) આદર્શપત્ની—સીતા.

જેણે પવિત્રતાના ઉચ્ચતમ આદર્શથી પોતાનું જીવન એટલું વંદનીય બનાવ્યું કે દેવો પણ આવીને તેને નમે એવી અર્યાવર્તની સતી સ્ત્રીઓમાં સીતાનું નામ પ્રથમ સ્થાને છે. તેના ઉપર વિપત્તિઓ પણ અનેક આવી પડતી હતી પણ દરેકમાંથી નિષ્કલંક પસાર થઇ પોતાની શુદ્ધિનું જગતને ભાન કરાવ્યું હતું. ભવભૂતિએ તો ફક્ત એકજ બનાવ પોતાના નાટકમાં લીધો છે. રામના રાજ્યાભિષેક પછી એક જાસુસે આવી સીતાની પવિત્રતા વિષે કોઈ ધોબીએ શંકા કરી છે એમ કહ્યું કે તરત જ રામે તેને જંગલમાં તજી દેવા લક્ષ્મણને આજ્ઞા કરી. ભોળી સીતા લક્ષ્મણ સાથે રથમાં બેસે છે ત્યાંસુધી જાણતી નથી કે પોતાનો તે ક્ષણેથી ત્યાગ થાય છે. નિર્દોષ હોવા છતાં પતિનો દોષ ન ગણતાં પોતાની જ કંઇ ભૂલથી આ વિપત્તિ આવી પડી એમ સમજે છે. જ્યારે રામ તેજ જંગલમાં શંબુક નામના શૂદ્રનો સંહાર કરવા જાય છે ત્યારે સીતા તેને ચમત્કારિક સંજોગો નીચે મળે છે. ગંગાના વરદાનથી સીતા અદૃશ્ય રહે છે. ને પતિદર્શનથી દ્રષ્ટિને તેમજ હૃદયને સંતોષે છે, પણ રામ તેને જોઈ શકતા નથી. અને તેજ સ્થળમાં વૃક્ષો, વલ્લીઓ, નદી વગેરેથી જુનાં સ્મરણ તાજાં થાય છે અને આંખમાં અશ્રુ સાથે વનદેવી વાસન્તીને રામ સીતા વિષે ખબર પૂછે છે ત્યારે વાસન્તી તેને બહુ કઠોર શબ્દોથી જવાબ આપે છે:—

*त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं, त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे.।*
*इत्यादिभिः प्रियशतैरनुरुध्य मुग्धां तामेव शान्त मथवा किमतः परेण ॥*
(उ. रा. अंक ३. श्लोक २६)

(અર્થ:—તુંજ મારૂં જીવન છે, તુંજ મારૂં હૃદય છે, તું કૌમુદી છો, નયનનું અમૃત છો એવા એવા સેંકડો પ્રિય શબ્દોથી ભોળી બાળાને ખુશી કરીને પછી.... અથવા એટલેથીજ બસ હવે એનાથી વિશેષ શું ?)

રામને આ શબ્દો વજ્ર સમાન લાગ્યા અને તેની આંખમાંથી અશ્રુધારા વરસવા લાગી. સીતા પાસે ઉભેલી છતાં તે જોઇ શકતા નથી. અને ગંગાની આજ્ઞા વીના તેનાથી સ્વેચ્છાએ રામની સમક્ષ પાર્થિવરૂપે હાજર થઇ શકાતું નથી તેથી વાસન્તીને કહે છે:—त्वमेव सखि वासन्ति दारुणा कठोरा च यैवमार्यपुत्रं प्रदीप्तं प्रदीपयसि (અર્થ સખી વાસન્તી, તુંજ દારૂણ અને કઠોર છો કે આવી રીતે આર્યપુત્રના બળેલા હૃદયને વધારે બાળે છે.) અન્તે વાસન્તીના ઉપાલંભ સહન ન કરી શકવાથી તથા જાનકીનો વિયોગ અસહ્ય થઇ પડવાથી રામને મૂર્છા આવે છે ત્યારે સીતા પોતાનેજ ધિક્કારથી કહે છે. हा सत्यम करुणास्मि यैवंविधा त्वां प्रेक्षमाणा जीवाम्येव (અર્થ. હા. ખરે હું નિર્દય છું. તમને આ સ્થિતિમાં જોવા છતાં જીવું છું.) આર્યસ્ત્રીઓએ નિઃસ્વાર્થ પ્રેમથી અને પતિને માટે આત્મસમર્પણ કરવાથી બીજા બધા દેશની સ્ત્રીઓમાં શ્રેષ્ઠ સ્થાન મેળવ્યું છે. સીતા અને રામનો પરસ્પર સ્નેહ વાલ્મિકીએ સુન્દર શબ્દોમાં વર્ણવ્યો છે, અને ભવભૂતિએ પણ તેજ શબ્દો પોતાના નાટકમાં યોગ્ય સ્થાને આપી દામ્પત્ય સ્નેહનું ચિત્ર સંપૂર્ણ કર્યું છે:—

तथैव रामः सीतायाः प्राणेभ्योऽपि प्रियोऽभवत्।
हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम्॥
(उ. रा. अं. ६ श्लो. ३१

(અર્થ:—તેમજ રામ સીતાને પ્રાણથી પણ અધિક પ્રિય હતા. પરસ્પર પ્રીતિયોગ અનુભવી હૃદય પોતેજ જાણી શકે છે.)

(૨) આદર્શપતિ, આદર્શરાજા–રામ.

એકપત્નીવ્રત પાળનાર અને પ્રાણથી પણ અધિક સીતાને ચાહનાર રામને રાજા તરીકે તથા પતિ તરીકે જુદી જુદી ફરજ બજાવવી પડે છે. વસિષ્ઠ ગુરૂના સંદેશાનો જવાબ આપતાં રામ કહે છે:—

स्नेहं दयां च सौख्यं च यदि वा जानकीमपि।
आराधनाय लोकानां मुञ्चतो नास्ति मे व्यथा॥

(અર્થ:—લોકના આરાધન માટે સ્નેહ, દયા, સુખ, કે જાનકીને પણ તજવી પડે તો પણ મ્હને દુઃખ થશે નહિ.) પોતાની પ્રજાના કલ્યાણ માટે ગમે

તે ભોગ આપવો પડે તે ધર્મ સમજી, આત્મસુખનો ત્યાગ કરે છે. અને એક નિર્માલ્ય ધોબીને પણ એમ લાગ્યું કે રામ, સીતા જેવી પરઘેર રહી આવેલી સ્ત્રીને રાખે એ યોગ્ય નહિ. તેથી વજ્રથી પણ વધારે સખ્ત હૃદય બનાવી તેને જંગલમાં તજી દેછે. મહાપુરૂષનાં હૃદયને સમજવાં બહુ કઠિન છે.

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि।
लोकोत्तराणां चेतांसि कोहि विज्ञातुमर्हति॥ (उ. रा. अं. २ श्लो. ७)

(અથ:—વજ્રથી પણ વધારે કઠિન, અને પુષ્પથી પણ વધારે કોમળ મહાપુરૂષોના હૃદયને ઓળખવાને કોણ યોગ્ય છે?) છતાં એ ફરજ પુરી થતાંજ પતિહૃદયનું દર્શન થાય છે. રામ કહે છેઃ—

उत्पत्तिपरिपूतायाः किमस्याः पावनान्तरैः।
शुद्धोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः॥ (उ. रा. अं. १ श्लो. १३)

(અર્થઃ—ઉત્પત્તિથીજ અતિ પવિત્ર ને અન્ય પાવક વસ્તુઓની શી જરૂર? ગંગાજલને અને અગ્નિને પવિત્ર કરવા બીજી વસ્તુ જોઈતી નથી) પોતે સીતાને પવિત્ર માનતા છતાં લોકના આરાધનને ખાતર વિયોગ વહોરી લીધો. અને તેજ ક્ષણેથી બાળકની જેમ આંખમાંથી અશ્રુની ધારા ચાલવા માંડી. યજ્ઞ કરવા માટે પતિપત્નીએ સાથે બેસવું જોઇએ એવી ગુરૂની આજ્ઞા થઇ ત્યારે અન્ય સ્ત્રીનો વિચાર પણ ન કરતાં સીતાની સુવર્ણ મૂર્તિ પોતાની પાસે મુકી યજ્ઞ કર્યો. અને જનસ્થાનમાં શૂદ્રને સંહારવા જવું પડયું ત્યારે જુનાં સ્થળો જોઇ તેને વનવાસના સીતાની સાથે વ્યતીત કરેલા દિવસો યાદ આવ્યા. તેનું હૃદય સખ્ત ઉદ્વેગથી ચીરાઇ ગયું અને તેને મૂર્છા આવી. ભવભૂતિએ તેની સ્થિતિનું ચિત્ર આ શબ્દોથી આલેખ્યું છેઃ—

हा हा देवी स्फुटति हृदयं ध्वंसते देहबन्धः।
शून्यं मन्ये जगदविरतज्वाल मन्तर्ज्वलामि॥ (उ. रा. अं. ३ श्लो ३८)

(અર્થઃ હા હા. દેવી. હૃદય ફાટી જાય છે, શરીરના બન્ધો ટુટી જાય છે, જગત શૂન્ય લાગે છે અને અવિરત આન્તર જ્વાલાથી બળ્યા કરૂં છું.) આવું કોમળ હૃદય હોવા છતાં વાસન્તી તેને કઠોર, અને નિર્દય કહે છે. રામ પોતે જ પોતાની નિર્દયતાને સૌથી વધારે સમજે છે, પરંતુ તેનું પ્રજાને માટે જીવન હતું, કોઈ પણ ભોગે પ્રજાને સંતોષવાની તેની ફરજ હતી. વળી સીતાને જંગલમાં હિંસકપશુઓની આગળ નાશ કરાવવા તેણે મોકલી ન હતી, પણ વાલ્મિકીના આશ્રમમાં તેની પૂરી સંભાળ લેવાય તેવી સૂચના આપી તેણે લક્ષ્મણને મોકલ્યો હતો. રામાયણના નાયક

લાખો. હિંદીઓના આદર્શ રાજા, અને ઈશ્વરના અવતાર રામના સ્વભાવાલેખનમાં ભવભૂતિએ પોતાની કલા સફળતાથી વાપરી છે.

(૩) આર્યોનો વિનય

જેને Modern Etiquette (મોડર્ન એટીકેટ) અથવા તો સપષ્ટ શબ્દોમાં આધુનિક તોછડાઈ કહી શકાય તેની સામે આર્યોનો વિનય કેવો હતો તે જોવા ઉત્તરરામના ત્રીજા અંકમાં વાસન્તી અને આત્રેયીના પ્રથમ મિલનના ઉદ્‌ગાર વાંચવા. અતિથિ દેવો ભવ એ સૂત્રનું શબ્દશઃ પાલન થતું જોઈને કયું આર્યહૃદય પ્રસન્ન નહિ થાય? વાસન્તી આત્રેયીને કહે છેઃ—

यथेच्छं भोग्यं वो वनमिदमयं मे सुदिवसः
सतां सद्भिः संगः कथमपि हि पुण्येन भवति।
तरुच्छाया तोयं यदपि तपसो योग्यमशनं
फलं वा मूलं वा तदपि न पराधिन मिहवः॥ (ઉ.રા. અં ૨ શ્લો. ૧)

અર્થઃ—આ વનનો યથેચ્છ ઉપયોગ કરો. આજે મારો મંગળદિવસ સમજું છું. સંતોને સંતોનો સમાગમ પુણ્યપ્રભાવે કોઈ જ કાળે થાય છે. તરૂની છાયા, જળ, ફળ, મૂળ, અથવા તપને યોગ્ય જે કંઈ ખાવા જેવી વસ્તુ અહીં હોય. તે બધી તમારી જ છે. કંઈ જ પારકું ન ગણશો.)

આત્રેયી તેને યોગ્ય જ પ્રત્યુત્તર આપે છે. અને પછી પોતે અગસ્ત્યઋષિ પાસે નિગમાન્ત વિદ્યાનો અભ્યાસ કરવા આવી છે એમ જણાવે છે.

(૪) વીરતા

મહાભારતમાં કહ્યું છે કે પુત્ર એટલે પિતાનું અન્ય સ્વરૂપ. જેમ એક દીપમાંથી બીજા દીપની જ્યોત પ્રગટે છે તેમ પિતાના ગુણોથી ઉપેત પુત્ર જન્મે છે. લવ અને કુશનું યુગ્મ રામના સર્વ સદ્‌ગુણોથી અલંકૃત હોય તેમાં શું આશ્ચર્ય? વાલ્મિકીના નેતૃત્વ નીચે બન્ને ભાઈઓ ક્ષત્રિયત્વના ઉચ્ચ આદર્શે પહોંચે છે. અજાણપણે તેઓ બન્ને અવાજમાં, વિનયમાં, શૌર્યમાં તેમજ સ્વાભાવિક સ્વમાનમાં પિતાને સર્વાંશે મળતા આવે છે. જગત જોયેલું નહિ તેથી વ્યવહારનું અજ્ઞાન તેઓ બતાવે છે પણ વીરતામાં તો અનુપમ છે. કુશ આ નાટકમાં લવ કરતાં થોડું કાર્ય કરે છે છતાં તેના શૌર્યનું ચિત્ર ભવભૂતિએ ઘણુજ સુન્દર શબ્દોમાં રામનેજ મુખે આલેખ્યુ છેઃ—

दृष्टिस्तृणीकृत जगन्त्रयसत्व सारा,
धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम्।
कौमारकेऽपि गिरिवद्गुरुतां दधानो
वीरो रस किमयमेत्युत दर्प एव॥ (ઉ. રા. અં. ૬ શ્લો. ૧૧)

લાખો. હિંદીઓના આદર્શ રાજા, અને ઈશ્વરના અવતાર રામના સ્વભાવાલેખનમાં ભવભૂતિએ પોતાની કલા સફળતાથી વાપરી છે.

(૩) આર્યોનો વિનય

જેને Modern Etiquette (મોડર્ન એટીકેટ) અથવા તો સપષ્ટ શબ્દોમાં આધુનિક તોછડાઇ કહી શકાય તેની સામે આર્યોનો વિનય કેવો હતો તે જોવા ઉત્તરરામના ત્રીજા અંકમાં વાસન્તી અને આત્રેયીના પ્રથમ મિલનના ઉદ્ગાર વાંચવા. અતિથિ દેવો ભવ એ સૂત્રનું શબ્દશઃ પાલન થતું જોઇને કયું આર્યહૃદય પ્રસન્ન નહિ થાય? વાસન્તી આત્રેયીને કહે છેઃ—

यथेच्छं भोग्यं वो वनमिदमयं मे सुदिवसः
सतां सद्भिः संगः कथमपि हि पुण्येन भवति ।
तरुच्छाया तोयं यदपि तपसो योग्यमशनं
फलं वा मूलं वा तदपि न पराधिन मिहवः ॥ (उ. रा. अं २ श्लो. १)

અર્થઃ—આ વનનો યથેચ્છ ઉપયોગ કરો. આજે મારો મંગળદિવસ સમજું છું. સંતોને સંતોનો સમાગમ પુણ્યપ્રભાવે કોઇ જ કાળે થાય છે. તરૂની છાયા, જળ, ફળ, મૂળ, અથવા તપને યોગ્ય જે કંઇ ખાવા જેવી વસ્તુ અહીં હોય તે બધી તમારી જ છે. કંઇ જ પારકું ન ગણશો.)

આત્રેયી તેને યોગ્ય જ પ્રત્યુત્તર આપે છે. અને પછી પોતે અગસ્ત્યઋષિ પાસે નિગમાન્ત વિદ્યાનો અભ્યાસ કરવા આવી છે એમ જણાવે છે.

(૪) વીરતા.

મહાભારતમાં કહ્યું છે કે પુત્ર એટલે પિતાનું અન્ય સ્વરૂપ. જેમ એક દીપમાંથી બીજા દીપની જ્યોત પ્રગટે છે તેમ પિતાના ગુણોથી ઉપેત પુત્ર જન્મે છે. લવ અને કુશનું યુગ્મ રામના સર્વ સદ્દગુણોથી અલંકૃત હોય તેમાં શું આશ્ચર્ય? વાલ્મિકીના નેતૃત્વ નીચે બન્ને ભાઇઓ ક્ષત્રિયત્વના ઉચ્ચ આદર્શે પહોંચે છે. અજાણપણે તેઓ બન્ને અવાજમાં, વિનયમાં, શૌર્યમાં તેમજ સ્વાભાવિક સ્વમાનમાં પિતાને સર્વાંશે મળતા આવે છે. જગત જોયેલું નહિ તેથી વ્યવહારનું અજ્ઞાન તેઓ બતાવે છે પણ વીરતામાં તો અનુપમ છે. કુશ આ નાટકમાં લવ કરતાં થોડું કાર્ય કરે છે છતાં તેના શૌર્યનું ચિત્ર ભવભૂતિએ ઘણુંજ સુન્દર શબ્દોમાં રામનેજ મુખે આલેખ્યું છેઃ—

दृष्टिस्तृणीकृत जगन्त्रयसत्व सारा,
धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम् ।
कौमारकेऽपि गिरिवद्गुरुतां दधानो
वीरो रस किमयमेत्युत दर्प एव ॥ (उ. रा. अं. ६ श्लो. ११)



કુંભમેળો—હરદ્વાર [ ૧૮ મી સદી.

( અર્થઃ—ત્રણુલોકના સારરૂપ સત્વને દષ્ટિમાત્રથી તૃણુસમાનં ગણુનાર, ધીર અને ઉધ્ધત ગતિથી જાણે પૃથ્વીને પણુ ડોલાવનાર, કૌમારાવસ્થામાં પણુ પર્વત-સમાન ગૌરવ ધારણુ કરનાર આ વીરરસ સાક્ષાત્ મારી સન્મુખ આવે છે કે આ દર્પ આવે છે ? )

## ॥ मालतीमाधवम् ॥

આ નાટક સામાજીક છે. આ નાટકનાં ચિત્રો ઓળખ્યા પહેલાં ભવભૂતિના સમયમાં સમાજની કેવી હાલત હતી તેનો થોડો ખ્યાલ લેવો આવશ્યક છે. તે જાણ્યા પછી જ કવિની આ કૃતિનો ઉદ્દેશ સમજી શકાય એમ છે. ઇસ્વી સનના પહેલા શતકથી સાતમા શતક સુધીમાં એટલે અશોક અને નિષ્ઠ વગેરે રાજાઓના સમયમાં બૌદ્ધ ધર્મ સમસ્ત ભારત તેમજ લંકા, જાવા અને ચીનમાં પણુ ફેલાઈ ગયો હતો. અને તેની પ્રધાનતાનો ઘોષ આખી દુનીયામાં થઇ રહ્યો હતો. જેથી અનેક વિદેશ વાસીઓ તીર્થબુદ્ધિથી ભારતમાં યાત્રા કરવા આવતા હતા. તે બૌદ્ધ ધર્મની વિરૂદ્ધ સાતમી સદીથી ચૌદમી સદી સુધી બ્રાહ્મણોએ બંડ ઉઠાયું હતું; અને કુમારિલભટ્ટ, શંકરાચાર્ય, વાચસ્પતિ મિશ્ર, રામાનુજ વગેરે મહાસમર્થ દાર્શનિકોએ અનવરત પરિશ્રમ કરી મૃતપ્રાય બ્રાહ્મણુધર્મને પુનર્જીવિત કર્યો. તેઓની વિદ્વતા, તર્કશક્તિ તેમજ ધર્મપરાયણુતાથી પરાજીત થઇને બૌધ્ધોએ કાંતો આ દેશ છોડયો અથવા તો પોતાનો મત બદલ્યો હોવો જોઇએ.

આ ધર્મયુદ્ધના સમયમા કવિ ભવભૂતિનો જન્મ થયેલો. પોતે બ્રાહ્મણુ એટલે બ્રાહ્મણુધર્મના ચુસ્ત હિમાયતી હોય એમાં શક નહિ. વળી એ જમાનામાં સામાજીક પ્રશ્નોમાં ધર્મની તકરાર મુખ્ય હતી. ઉપર કહેલા દાર્શનિકોના પરિશ્રમની સાથે ભવભૂતિએ પણુ વૈદિક ધર્મનો પુનરૂધ્ધાર કરવાનો પ્રયત્ન કર્યો છે. પણુ તેની પદ્ધતિ બીજાથી નિરાળીજ છે. તેમણે ધર્માચાર્યોની જેમ બૌદ્ધની સામે યુદ્ધ કર્યું નહિ પણુ પ્રાચીન અને પવિત્ર વૈદિક સમાજનું એક આદર્શ ચિત્ર અને બીજું તે સમયના અધઃપતિત હિન્દુ સમાજનું ચિત્ર જનતાની સામે મુકયું. વિવેકી વાચક તેમાંથી સાર ગ્રહણુ કરી લે એવી આશાથી છે.

### (૧) પરિવ્રાજિકા કામંદકી.

હવે માલતીમાધવમાં પહેલું પાત્ર કામંદકી આપણું ધ્યાન ખેંચે છે. પરિવ્રાજીકા કામંદકીનાં કામ જોઇને આપણુને માલુમ પડે છે કે એ સમયમાં બૌદ્ધ-સમાજની અવસ્થા ભગ્ન થઈ ગઇ હતી. બૌદ્ધ પ્રવ્રજનનો નિયમ એવો છે કે સ્વયં લગ્ન કરવાં અથવા કોઈ અન્ય વ્યકિતઓના લગ્નમાં સહાયતા આપવી એ બન્ને પાપ છે. છતાં કામંદકીએ પ્રતિજ્ઞા કરી કેઃ—

तत्सर्वथा संगमनाय यत्नः प्राण व्ययेनापि मया विधेयः।
(मालती अं. ४)

(અર્થ:—પ્રાણ જાય તો પણ માલતીની સાથે માધવનાં લગ્ન કરાવી આપીશ.) બૌદ્ધ ધર્મ ભલે એ કાર્યનો નિષેધ કરે પણ કામંદકીના એ કાર્યના સમર્થન માટે ભવભૂતિ આ કારણ આપે છેઃ—

दया वा स्नेहो वा भगवति निजेऽस्मिन् शिशुजने।
भवत्या संसाराद्विरतमपि चित्तं द्रवयति॥
अतश्च प्रव्रज्या समयसुलभाचारविमुखः।
प्रसक्तस्ते यत्नः प्रभवति पुनर्दैवमपरम्॥ (मालती. अं. ६ श्लो. ६)

(અર્થ:—હે ભગવતિ શિશુ માલતી તરફ તમારો જે સ્નેહ છે, તેણે તમારાં સંસારથી વિરકત ચિત્તને પણ આર્દ્ર કરી દીધું. જેથી તમે પ્રવ્રજ્યાશ્રમનું સુખ મરડી નાખીને માલતી માટે પ્રયત્ન કરી રહ્યાં છો.)

## (૨) સ્નેહઘેલી માલતી

માલતીનો સ્નેહ માધવ ઉપરજ હતો. તેને નંદન તરફ લેશ પણ આકર્ષણ ન હતું તેથી તે નંદનની સાથે લગ્ન થાય તેના કરતાં મરણને વધારે પ્રિય ગણે છે. આ સ્નેહભીના હૃદયવાળી બાલાનું ચંદ્રસમાન મુખારવિંદ અને અંગેઅંગની સપ્રમાણતા માધવના હૃદયને પહેલી દૃષ્ટિએજ આકર્ષે છે. તો પણ આધુનિક સમયની ઉચ્છૃંખલ બાલાની જેવી માલતી વિષય-સુખની લાલસુ નથી. તે વિશુદ્ધસ્નેહની પ્રવાસિની છે. અને પોતાની વૃત્તિઓને ઇચ્છા પ્રમાણે અવરોધી શકે છેઃ—

ज्वलतु गगने रात्रौ रात्रावखंडः कलः शशी
दहतु मदनः किंवा मृत्योः परेण विधास्यति।
(मालती मा. अं. २. श्लो. २)

(અર્થ:—ચંદ્ર ભલે એક પછી એક રાત્રિએ અખંડ કલાથી મને બાળે, મદન પણ મને ભલે બાળે. પણ તેઓ મને મૃત્યુથી વિશેષ શું દુઃખ આપવાના?)

લગ્ન પછી પણ આ સર્વાંગસુન્દર માલતી પોતાના સંયમને ભૂલતી નથી. પતિ પાસે પોતાની સરલતા, શરમાળપણું, નિરભિમાનતાનું ક્ષણે ક્ષણે ભાન કરાવે છે

## (૩) સૌદામિની

કામંદકીની શિષ્યા સૌદામિની પહેલાં બૌદ્ધ હતી. પછી અઘોરઘંટની શિષ્યા

બનીને તેણે ગુરૂચર્યા, તપસ્યા, મંત્ર, તંત્ર, યોગ, અભિયોગ વગેરેનું અનુષ્ઠાન કરીને અલૌકિક સિધ્ધી પ્રાપ્ત કરી. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે એ સમયમાં કોઇ કોઇ લોકો બૌદ્ધ ધર્મને તજીને અઘોરી, શૈવ કે તાંત્રિક ધર્મનો સ્વીકાર કરતા હતા. કામંદકી સૌદામિનીની પ્રશંસા કરતાં કહે છે.—

वन्द्या त्वमेव जगतः स्पृहणीय सिध्धिः
एवंविधैर्विलसितैरतिबोधिसत्वैः।
यस्याः पुरा परिचयप्रतिबद्धबीज
मुद्भूतभूरिफलशालि विजृंभितं ते॥

(माल॰ अं॰ १० श्लो॰ २१)

(અર્થ:—તેં જે અલૌકિક સિધ્ધિઓ પ્રાપ્ત કરી છે, એ સ્પૃહણીય છે અને બોધિસત્વોને પણ દુર્લભ છે. તેં તો બોધિસત્વોથી પણ વિશેષ સિધ્ધિઓ મેળવી છે તેથી તું જગતમાં વંદનીય છો.) આ સૌદામિની, માલતી અને માધવને નિઃસ્વાર્થ મદદ કરે છે અને પોતે મેળવેલી સિદ્ધિના બળથી સંયોગોને કરૂણમાં પરિણમતા અટકાવીને આનંદકર બનાવે છે. નિઃસ્વાર્થ પરોપકારનું ચિત્ર આથી વધારે સુન્દર કયું હોઇ શકે?

## (૪) સ્નેહઘેલો માધવ

શુદ્ધસ્નેહથી વિવશ થયેલો યુવક જોવો હોય તો માધવનું ચિત્ર જુઓ. Shakespeare (શેકસપીઅર) નો Romeo (રોમીઓ) અને ભવભૂતિનો માધવ ઘણે અંશે મળતા આવે છે. માલતીને જોતાંજ પ્રથમ દર્શને માધવનું દિલ ઘાયલ થાય છે. અને પોતે અત્યાર સુધી નહિ અનુભવેલ એવી અવર્ણ્ય લાગણી અનુભવે છે. અંગ્રેજ વિવેચક Hazlitt (હેઝલિટ) નું Romeo (રોમીઓ) નું વર્ણન શબ્દશઃ આપણા માધવને લાગુ પડે છે. ફક્ત "Romeo" ને બદલે "માધવ" એટલો ફેરફાર કરવોજ જરૂરનો છે. Hzalitt કહે છે "Romeo is abstracted from everything but his love and is lost in it." (અર્થ:—રોમીઓ પોતાના પ્રેમ સિવાય બીજી સર્વ બાબતોથી વિરકત બને છે અને પ્રેમમાં જ વિલીન થાય છે.) માધવ પણ પ્રેમની ખાતર જગતને ભૂલી જાય છે અને માલતી સિવાય તેને અન્ય કંઇ પણ દેખાતું નથી. માલતી તેના હૃદયનું વિશ્રામસ્થાન અને તેના જીવનસુખની મૂર્તિ છે. સંસાર તેને સ્વપ્ન સમાન ભાસે છે. ભવભૂતિનું દોરેલું માધવનું ચિત્ર અમુક અંશે શેક-સપીઅરના રોમીઓથી પણ વધારે આકર્ષક બની રહ્યું છે. માધવનું હૃદયમન્થન આ શબ્દોમાં વર્ણવેલું છે:—

लीनेव प्रतिबिम्बितेव लिखितेवो त्कीर्णरूपेव च
प्रत्युप्तेव च वज्रलेप घटितेवान्तर्निखातेव च।
सा नश्चेतसि कीलितेव विशिखैश्चेतोभुवः पञ्चभि
श्चिन्ता संततितन्तु जालनिबिडस्यूतेव लग्ना प्रिया॥
(માલ. અં. ૫ શ્લો. ૧૦)

(અર્થઃ—મારી પ્રિયા મારા હૃદયમાં લીન થઈ ગઈ છે, તેમાં તેનું પ્રતિબિમ્બ છે, તેની અંદર તે ચિત્રાએલી છે, કોતરાએલી છે, રોપાએલી છે. વજ્રલેપથી માલતી મારા અંતઃકરણમાં ચોટેલી છે, તેની અંદર ઉંડી દાટેલી છે, કામદેવના પંચબાણથી મારા હૃદય સાથે જડેલી છે, અને સતત ચિન્તનરૂપી તન્તુજાલથી હૃદયસાથે સીવેલી છે.)

## महावीरचरितम्

ભવભૂતિનું ત્રીજું નાટક महावीरचरित છે; જેની વસ્તુ તેણે वाल्मिकी रामायण ના પહેલા છ કાંડમાંથી ઉધ્ધૃત કરેલી છે. આ નાટક કવિનો પ્રથમ પ્રયાસ હોય એમ મનાય છે. તેની અંદરની કલા બીજાં બે નાટકોની જેટલી ખીલેલી નથી. તો પણ પ્રાચીન ઋષિ મુનીઓએ નિરંતર તપ અને વેદાધ્યયન કરી બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો હતો અને આ આર્યાવર્તને હજારો વર્ષો સુધી પવિત્ર વિચારોથી પાવન કર્યો હતો. તેનાં ચિત્રો એ નાટકમાંથી મળી આવે છે. મહામુનિ અગસ્ત્યનું ચિત્ર ભવભૂતિ નીચે પ્રમાણે દોરે છેઃ—

अयं वारां राशिः किमरुरभूद्यद् विलसितैः
अयं विन्ध्यो येनाहतविटति राघमानमजहाज्।
विलिल्ये यत्कुक्षिस्थितशिखिनि वातापि वपुषा
सकासां वाणीनां मुनिरकलितात्मास्तु विषयः॥
('महावीर अं. ७

(અર્થ જેની શક્તિથી માહાસમુદ્ર મરૂભૂમિસમાન બની ગયો, જેના પ્રભાવથી વિંધ્યાચલે ગર્વ તજી વધવાનું બંધ કર્યું, જેના જઠરાગ્નિમાં વાતાપિ નામનો દાનવ ભસ્મ થઈ ગયો, એવા અચિંત્ય મહાત્મ્યવાળા ઋષિ અગસ્ત્ય અહિં વાસ કરે છે.)

બીજાં થોડાં વીરતાનાં તથા પ્રાચીન સમાજનાં ચિત્રો આ નાટકમાં છે. પરંતુ બધાંને અહિ સ્થાન આપવું ઉચિત નથી. આ વિષયમાં એટલું જ લખવું યોગ્ય છે કે ધર્મશાસ્ત્રકારોએ જે જે નિયમો કર્યા છે, તે દૈનિક જીવનમાં કેવી રીતે પાલી શકાતા એ બતાવવા માટે તેણે महावीरचरित અને उत्तररामचरित લખ્યાં છે. વેદ, ઉપનિષદ્, સંહિતા, પુરાણ, રામાયણ, મહાભારત વગેરે પ્રાચીન ગ્રંથોમાંથી

આખ્યાયિકાઓ લઈને ભવભૂતિએ જનસમૂહની આગળ આદર્શ જીવનના ચિત્રો મુકેલાં છે.

## ઉપસંહાર.

ભવભૂતિનાં ત્રણે નાટકોનો અભ્યાસ કરતાં માલુમ પડે છે કે તેના પોતાના જમાનામાં તેનો બહુ સત્કાર નહિ થયેલો. ઘણા મહાનલેખકોના સંબંધમાં આવો અનુભવ થાય છે. પરંતુ તેમને મળેલી પરમાત્માની પ્રસાદીનો તેઓ જગતને રસાસ્વાદ કરાવવામાં નિરાશ નહિ થતાં પોતાનો પ્રયાસ ચાલુ રાખે છે. અને અન્તે તો તેમની કદર થાય છે જ. વીરચરિત પછી ઉત્તરરામ અને માલતીમાધવનો જન્મ થયો ત્યારે સાહિત્યકારો કવિની કૃતિમાં મુગ્ધ થયા; પરંતુ કેટલાક વિવેચકોએ તેમનાં કાવ્યોની સખ્ત શબ્દોમાં ટીકા કરી. જેથી ભવભૂતિ ઉત્તરરામમાં લખે છે:—

सर्वथा व्यवहर्त्तव्यं कुतो ह्यवचनीयता ।
यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः ॥

(અર્થ:) સર્વથા આપણે આપણું કર્તવ્ય બજાવ્યા કરવું. નિન્દા કયાં નથી? દુષ્ટ મનુષ્યો સ્ત્રીઓના સતીત્વની અને વાણીની નિન્દા કર્યા જ કરે છે.) વળી માલતીમાધવમાં પણ એક સ્થળે લખે છે કે:—

ये नाम केचिदिह नः प्रथयन्त्यवज्ञां जानन्ति ते किमपि तान्प्रति नैष यत्नः।
उत्पत्स्यते मम हि कोऽपि समानधर्मा कालोह्ययं निरवधि र्विपुला च पृथ्वी ॥

(અર્થ: જેઓ મારી કૃતિની અવજ્ઞા કરે છે, તેઓજ તેનું કારણ જાણે છે. આ મારો યત્ન તેઓને માટે નથી જ. મારી કદર કરનાર કોઈ સમાનધર્મી જન્મશે જ. કારણ કે સમયને અવધિ નથી અને પૃથ્વી વિશાલ છે.)

એક અંગ્રેજ લેખક કહે છે. "Time is the corrector where our judgements err." (સમય ભુલનો સુધારક છે.) અને ખરે સમય જતાં વાચકવર્ગે પોતાની ભુલ સુધારી અને આ મહાનકવિની કદર કરી. અત્યારે તો ભવભૂતિ કલાકારની હારમાળામાં ઘણોજ કીમતી હીરો થઇ પડયો છે, અને પોતાના કૃતિને અનુરૂપ સાધનો માટે જેમ કોઇ કલાકાર ઉત્તમ-કલાકારની પદશ્રેણીએ ચાલે તેમજ કોઇ સાહિત્યકલાકાર સજ્જન ભાવને અનુરૂપ શબ્દો તથા સંગીત લાવવા માટે ભવભૂતિના રસાત્મા તરફ પ્રેરણા માટે જુએ એ સંભવિત છે: तथास्तु.



# સુવર્ણા.

( લેખકઃ—રા. હરિપ્રસાદ કૃપારામ ભટ્ટ. )

સુવર્ણા સૌંદયની પ્રતિમા હતી, અને નિલામ્બર તેનો પુજારી હતો.

સુવર્ણાનું સુડોળ બદન, ગૌરવર્ણ, સ્નેહ અને ગંભીરભાવ ભરી મુખમુદ્રા, તેજસ્વી નયનો, શ્યામરંગી કેશકલાપ-આ બધાંમાંથી અદભૂત સૌંદર્ય નીતરતું હતું. અને વાસનાઘેલો પુજારી નિલામ્બર તેનું પાન કરી રહ્યો હતો.

નિલામ્બરેય કૈં ઓછો સુંદર ન હતો, અને હતો એથીયે, સુંદર દેખાવાની તેની જબરી ખ્વાહેશને અંગે થતી સૌંદર્ય પાછળની ટાપટીપથી વિશેષ સુંદર દેખાતો. તેની ભભકભરી ચાલ, રહેણી કરણીની સફાઇ, બોલવાની છટા, એ બધાંમાં સુંદર દેખાવાની તેની ઉગ્ર ભાવના તરવરતી ઘણાને દેખાતી- અને સુવર્ણાને તો વિશેષ.

નિલામ્બર માનતો કે સૌંદર્ય એ અન્ય પ્રેમનું તો કોણ જાણે, પણ દંપતિ-પ્રેમનું તો અવશ્ય પોષકતત્વ છે. અને પરસ્પરના દીલને સાંધનારી પ્રણય સાંકળને શિથિલ થવા ન દેવા ઇચ્છતા દરેક પ્રેમી પતિ અને પત્નીએ હંમેશાં એકબીજાને સુંદર મેહક જ દેખાવું જોઇએ.

અને તેથી જ પોતાપરના નિલામ્બરના પ્રેમને કે નિલામ્બરને સંતોષવા પૂરતી, સુવર્ણા પણ યથાશક્તિ વિશેષ સુંદર દેખાવા, બિચારી પ્રયત્ન કરતી. જોકે સૌંદર્યને જોવાથી થતા મનઃક્ષોભને નિલામ્બર પ્રેમ ગણતો હોય તો તેને વાસના ગણે એ વધારે સાચું છે, એમ હંમેશાં સુવર્ણા માનતી. પણ નિલામ્બરમાં, પોતાની વાત પકડી રાખવાની-પછી સાચી હો કે ખોટી હો-પ્રબળટેવ, અને પોતા વિરૂદ્ધ જનાર વ્યક્તિમાં દોષારોપણ કરવાનો નિલામ્બરનો સામાન્ય સ્વભાવ, સુવર્ણાને નિલામ્બર સાથે આ બાબતમાં વધારે ચર્ચામાં ઉતરવા કદી દેતાં ન હતાં. જોકે કોઈની સાથે અને તેમાંય ખાસ કરીને પતિની સાથે કોઈપણ જાતના વાદવિવાદમાં ઉતરવું એ સુવર્ણાના સ્વભાવથી જ કેંક અંશે વિરૂદ્ધ હતું, અને કેંક અંશે તેવું બનવા અનુભવે પણ તેને શિખવ્યું હતું. તેણે પોતાના જીવનના અમુક સિદ્ધાંતો નક્કિ કર્યા હતા અને તે પ્રમાણે બનતાં સુધી તે વર્તતી. તે વિચારતી ઘણું પણ હમ્મેશાં ન છુટકે બોલવું પડે તેટલુંજ તે બોલતી. પરંતુ ટાણું આવ્યે ટુચકો મારવાનું તે ન ભૂલતી. અપ્રિય લાગે, પોતાને લાગતું સત્ય બેધડક કહી દેવું જોઇએ, એ પોતાનો ધર્મ છે, એમ સુવર્ણા ખરાહૃદયથી માનતી. પરન્તુ કહેતી તે બને તેટલા ટુંકા સ્વરૂપમાં- સુવર્ણાને વાચાળતા તરફ અનહદ તિરસ્કાર હતો.

નિલામ્બરને આવા આવા સુવર્ણામાં દઢ ઘર કરી બેઠેલા કેટલાક સિદ્ધાંતો બહુ ખૂંચતા. સુવર્ણાના-પોતાની પત્નીના ઉપદેશામૃતો સાંભળવા તે કદી તૈયાર હતો નહિ. સુવર્ણા પોતાથી ગમે તેટલી ડાહી હોય-જ્ઞાની હોય છતાં તેને ગુરૂ-પદે સ્થાપવા નિલામ્બરનું અભિમાની અંતઃકરણ નાકબુલ હતું.

એક તરફ રમતીયાળ, છોકરવાદી વાચાળ, અભિમાની નિલામ્બર, અને બીજી તરફ ગંભીર, ડાહી, પ્રૌઢતાવાળી મિતભાષિણી સુવર્ણા. એક તરફ સૌંદર્ય આગળ લુટુપટુ થતો કયાં વાસનાઘેલો નિલામ્બર અને વાસનાના વિચારમાંયે જેને પાશવતા ડંખે છે. એવી કયાં સુવર્ણા ? બન્ને વચ્ચેનું આ અંતર અસામાન્ય હતું. તેને સાંકળનારી સાંકળના અંકોડા માત્ર સુવર્ણાનું અપ્રતિમ લાવણ્ય અને નિલામ્બરનું પૂજ્ય પતિપદ હોય તેમ લાગતું.

સ્વભાવમાં રહેલી ઉપર્યુક્ત કેટલીક અસમાનતાઓને અંગે પરસ્પર મન દુઃખ થવાના અને વિશેષે કરીને નિલામ્બરને મનદુઃખ થવાના કેટલીક વાર પ્રસંગો ઉપસ્થિત થતા. પરન્તુ એ પ્રસંગોને અંગે ઉભી થતી કડવાશની તિવ્રતા ઘણીવાર સુવર્ણાના સૌંદર્યથી તો ઘણીવાર નિલામ્બરના રમતિયાળ-પણાથી શાન્ત થઈ જતી. અને બંન્નેનો જીવનપ્રવાહ પાછો ઘડીભર શાન્ત ગંભીર થઇ જતો. પણ જેમ જેમ વર્ષો વિતતાં ગયાં તેમ તેમ તે સાથે નિલામ્બર અને સુવર્ણાની વચ્ચે રહેલું અંતરેય વધતું ચાલ્યું. સુવર્ણાનો પ્રિય વિષય વાંચન હતો જ્યારે નિલામ્બરનો પ્રિય વિષય વાસનાની વાતો-અને ટાયલાંઓમાં રાચવાનો હતો. સુવર્ણાની જ્ઞાનની વાતો ઝીલવાનું સામર્થ્ય જેમ ન હતું નિલામ્બરમાં, તેમ નિલામ્બરની રસીક વાતો, તેના હૃદયમાં વહેતાં સ્નેહઝરણાં કે નિલામ્બરના હૃદયના ઉમળકાઓ ઝીલવાનું સામર્થ્ય ન હતું સુવર્ણામાં. નિલામ્બરના આશ્લેશનમાં પ્રણય ઉમળકાની ગંધ કરતાં વાસનાની ગંધજ તેને વધારે આવતી. અને ઘણીવાર આવે સમયે સુવર્ણાની શિથિલતા, તેના મુખારવિંદ પર દેખાઇ આવતી. અણગમા અને તિરસ્કારની છાયા, નિલામ્બરના હૃદયના ઉમળકા ઉપર એવો સખ્ત ઝપાટો મારતી કે નિલામ્બરનો એ ઉમળકો ઓસરી જતો અને બિચારો ભોંઠો પડી જતો. સુવર્ણા આનું પરિણામ સમજી ન શકે તેટલી બાળક હતી, અને તેથી જ વગર વિચાર્યે પોતાના સ્વામિ નિલામ્બરના પતિ તરીકેના અભિમાન પર પોતાની શ્રેષ્ઠતાના અભિમાન રૂપી હથોડાના ઘા લગાવ્યે જ જતી હતી.

* * * *

વ્યોમેથી વાદળી હમણાં જ વરસી ગઈ છે. રસભીની મૃતિકામાંથી તેમજ ઉદ્યાનમાં ખીલેલાં પુષ્પોની મીઠી સુગંધીથી આખું વાતાવરણ સુગંધમય બની ગયું છે. આથમતા સૂર્યના રશ્મિઓ નીચે વહતી નર્મદાના શાન્ત ગંભીર ઉંડા નીરમાં સાયંસ્નાન કરી રહ્યાં છે. ઉદ્યાનમાં નિલામ્બર અને સુવર્ણા બેઠાં છે. સામે ન્હાનાં

પલ્વલમાં કુમુદિનીઓ હીચી રહી છે. ચોપાસ અપૂર્વ શાન્તિ છે. સુવર્ણાને સ્વભાવિક અને નિલામ્બરને અસ્વાભાવિક મૌન છવાઇ રહ્યું છે.

આખરે નિલામ્બરે મૌન તોડયું.

" સુવર્ણા જોઇ પેલી કુમુદિની, કેટલી સુંદર દેખાય છે ? "

સુવર્ણા જાગી અને કુમુદિની તરફ ઝીણી દ્રષ્ટિએ જોઇ રહી.

" વાહ ! ઘણી મનોહર, જાણે પુષ્પસૃષ્ટિની રાણી

" અને પેલો રસરાજ પ્રણય ઘેલો ભૃંગ કેવો પોતાની હૃદયરાણીને- " એમ કહેતાં ચારે તરફ જોઇ, નિલામ્બરે સુવર્ણાના કપોલ પર એક ચુમ્બન પ્રદાન કરી-મૌનથી વાકયનો ઉત્તરાર્ધ પુરો કર્યો.

—અને સુવર્ણાએ—

" જેવો મોહઘેલો નિલામ્બર પોતાની "— એમ કહી નિલામ્બરના ઉક્ત વાકયનો ઉત્તરાર્ધ પુરો કરતાં કરતાં અર્થગાંભીર્ય ભરી દૃષ્ટિથી નિલામ્બર સામું જોયું.

નિલામ્બરના પ્રણય ઉભરા ઉપર સુવર્ણાની વાકયપૂર્તિ અને તેમાં રહેલા ગર્ભિત મર્મ પ્રહારથી ટાઢું પાણી રેડાયું અને તેની લાગણીનો પારો નીચે ઉતર્યો. નિલામ્બર બબડયોઃ—

મોહ-ઘેલો, હા; મોહઘેલો નિલામ્બર!!!

નિલામ્બરના " મોહઘેલા " શબ્દપરનું વજન સુવર્ણા સ્પષ્ટ સમજી શકી.

નિલામ્બરના એ ગંભિર ધ્વનિમાં તેણે ધારેલા દેખાવમાં સુવર્ણા સ્પષ્ટ જોઇ શકી કે આ નિલામ્બર હંમેશનો નિલામ્બર નથી. અને સુવર્ણા બિચારી ઢીલી ઢીલી થઈ ગઇ.

" નિલામ્બર મને માફ નહિં કરો ? "

સુવર્ણાની આ આજીજી જાણે સાંભળી જ ન હોય તેમ નિલામ્બર પહેલાંની માફકજ મૂંગોજ બેસી રહ્યો. સુવર્ણાયે કશું વિશેષ બોલી ન શકી. મ્લાન વદને થોડા સમય એમને એમજ બેસી રહી; અને પછી વ્યોમમાં રાતાપીળા અભ્રની થતી અને આથમતી અનેરી આકૃતિઓમાં વિશ્વંભરની અલૌકિક સંતાનો અને કુદરતના અબાધિત નિયમોનો સાક્ષાત્કાર કરવામાં લીન થઇ ગઇ.

સુવર્ણા ગમે તેટલી સુંદર હોય, વિદ્વાન હોય, તેના મનથી ડાહી હોય પરન્તુ પોતાને નિલામ્બર જેવી અતિ પ્રાણુથી દીલવાળી વ્યક્તિને, આવી તેરી

હસી કે તિરસ્કારી કાઢવાનો તેને કશો હક્ક નથી. પત્ની પાસે પ્રાણ પાથરનારા પતિના પ્રેમને મોહ માનનાર પત્ની ગમે તેટલી બીજી રીતે લાયક હોય તો પણ તે તિરસ્કારને પાત્ર છે. પણ ના, સુવર્ણા શા માટે ? હુંજ તિરસ્કારને પાત્ર છું. સ્ત્રી પાસે જીહજુરી કરનારો પતિજ તિરસ્કારને પાત્ર હોઇ શકે. એક પક્ષીય પ્રેમ કદિ ટકી શકે નહિ. સુવર્ણા, ઘણીવાર ત્હારો મુંગે મોઢે કે, હાવકે મોઢે થયેલો મ્હારો તિરસ્કાર મેં સહ્યા કર્યો, પણ એ બધું તારા પ્રેમને માટે. પણ સુવર્ણા તને જો નિલામ્બરના પ્રેમની કદરજ નથી તો નિલામ્બર એવો પાગલ કે નામર્દ નથી કે માત્ર સુવર્ણાના સૌંદર્યની પાછળ દિવાનો બને. સુવર્ણા, તને ત્હારૂં સૌંદર્ય અને સૌંદર્ય જનિત અભિમાન બન્ને મુબારક હો.

નિલામ્બર બધા વિચારોમાંથી જાગ્યો ત્યારે સંધ્યાએ શ્યામ ચાદર ઓઢી લીધી હતી. નિલામ્બર અને સુવર્ણા, યંત્રવત, મોડી સાંજે પોતાને ઘેર આવ્યા.

એ રાત્રિમાં કાળરાત્રિની ભયંકરતા સુવર્ણાને લાગી. બિચારી સુવર્ણા ઘણી હિમ્મત એકઠી કરી નિલામ્બરને પગે પડી બધા ખુલાસા કરવા અનેકવાર તૈયાર થઈ પરન્તુ નિલામ્બરની દૃષ્ટિ અને વર્તનમાં દેખાતી અસહ્ય બેદરકારી અને કશું પણ, ન સાંભળવાની તેણે બાંધેલી દૃઢગાંઠ જરાયે શિથિલ થઇજ નહિ કે સુવર્ણા કશુંએ સમાધાન કરી શકે. અને જો કે સુવર્ણા અત્યારે ક્ષમા યાચી શકતી ન હતી તે નિલામ્બરના અક્કડપણાનેજ આભારી હતું પરન્તુ રોષે ભરાયેલું દીલ આત્મ-નિરિક્ષણ કરવાને અશક્ત બની ઘણીવાર સામું નિર્દોષ હોય છતાં તેને દોષિ માનવા, ઠરાવવા તેમજ દડવા તૈયાર થાય છે. તેમજ નિલામ્બરે પણ સુવર્ણાની આ નિર્બલતામાં, ગરિબાઇમાં, તેના આ લાચારીપણામાં નિર્દોષ સુવર્ણાની અક્કડતા અને અભિમાન જોયું. નિલામ્બરને એમજ થયું કે પોતે સુવર્ણા અને સુવર્ણા નિલામ્બર હોત તો તેણે નિલામ્બરના પાદપદ્મની ધૂળી અત્યારે પોતાને શિરે ચ્ચડાવી હોત. નિલામ્બરના પાદપદ્મમાં લોટી પડયો હોત, અને પોતાના વર્તન માટે રડી રડી અનેકવાર ક્ષમા યાચી હોત, આવું કદિ ફરી વર્તન ન કરવા માટે સોગંદ લીધા હોત અને આવું ઘણું ઘણું કરી નિલામ્બરને લ્હાવ્યા હોત; પરન્તુ આ સુવર્ણા કે જેની રગે રગમાં પોતાના જ્ઞાન અને સૌંદર્યનો ગર્વ વહે છે, તે નિલામ્બર સામુ જોવા પણ તૈયાર નથી.

સુવર્ણા, નિલામ્બર ત્હારાથી દૂર ખસીને તને સમજાવશે કે તે અવજ્ઞાને પાત્ર નથી- ત્હારો શિષ્ય થવાને લાયક નથી. તારા સૌંદર્યનીયે તેને પરવા નથી. તેની તહેનાતમાં તો સારા જગતનું સૌંદર્ય ખડું છે.

આવા આવા અનેક વિચારોમાં નિલામ્બરની આખી રાત્રિ વ્યતિત થઇ ગઇ.

પલ્વલમાં કુમુદિનીઓ હીચી રહી છે; ચોપાસ અપૂર્વ શાન્તિ છે. સુવર્ણાને સ્વભાવિક અને નિલામ્બરને અસ્વાભાવિક મૌન છવાઇ રહ્યું છે.

આખરે નિલામ્બરે મૌન તોડયું.

"સુવર્ણા જોઇ પેલી કુમુદિની, કેટલી સુંદર દેખાય છે ?"

સુવર્ણા જાગી અને કુમુદિની તરફ ઝીણી દ્રષ્ટિએ જોઇ રહી.

"વાહ ! ઘણી મનોહર, જાણે પુષ્પસૃષ્ટિની રાણી

"અને પેલો રસરાજ પ્રણય ઘેલો ભૃંગ કેવો પોતાની હૃદયરાણીને–" એમ કહેતાં ચારે તરફ જોઇ, નિલામ્બરે સુવર્ણાના કપોલ પર એક ચુમ્બન પ્રદાન કરી–મૌનથી વાકયનો ઉત્તરાર્ધ પુરો કર્યો.

—અને સુવર્ણાએ—

"જેવો મોહઘેલો નિલામ્બર પોતાની"— એમ કહી નિલામ્બરના ઉક્ત વાકયનો ઉત્તરાર્ધ પુરો કરતાં કરતાં અર્થગાંભીર્ય ભરી દ્રષ્ટિથી નિલામ્બર સામું જોયું.

નિલામ્બરના પ્રણય ઉભરા ઉપર સુવર્ણાની વાકયપૂર્તિ અને તેમાં રહેલા ગર્ભિત મર્મ પ્રહારથી ટાઢું પાણી રેડાયું અને તેની લાગણીનો પારો નીચે ઉતર્યો. નિલામ્બર બબડયો:—

મોહ–ઘેલો, હા; મોહઘેલો નિલામ્બર !!!

નિલામ્બરના "મોહઘેલા" શબ્દપરનું વજન સુવર્ણા સ્પષ્ટ સમજી શકી.

નિલામ્બરના એ ગંભિર ધ્વનિમાં તેણે ધારેલા દેખાવમાં સુવર્ણા સ્પષ્ટ જોઇ શકી કે આ નિલામ્બર હંમેશનો નિલામ્બર નથી. અને સુવર્ણા બિચારી ઢીલી ઢીલી થઇ ગઇ.

"નિલામ્બર મને માફ નહિં કરો ?"

સુવર્ણાની આ આજીજી જાણે સાંભળી જ ન હોય તેમ નિલામ્બર પહેલાંની માફકજ મૂંગોજ બેસી રહ્યો. સુવર્ણાયે કશું વિશેષ બોલી ન શકી. મ્લાન વદને થોડો સમય એમને એમજ બેસી રહી; અને પછી વ્યોમમાં રાતાપીળા અભ્રની થતી અને આથમતી અનેરી આકૃતિઓમાં વિશ્વંભરની અલૌકિક સંતાનો અને કુદરતના અબાધિત નિયમોનો સાક્ષાત્કાર કરવામાં લીન થઇ ગઇ.

સુવર્ણા ગમે તેટલી સુંદર હોય. વિદ્વાન હોય. તેના મનથી ડાહી હોય પરન્તુ પોતાને નિલામ્બર જેવી અતિ પ્રાણથી દીલવાળી વ્યક્તિને, આવી તેરી

હસી કે તિરસ્કારી કાઢવાનો તેને કશો હક્ક નથી. પત્ની પાસે પ્રાણ પાથરનારા પતિના પ્રેમને મોહ માનનાર પત્ની ગમે તેટલી બીજી રીતે લાયક હોય તો પણ તે તિરસ્કારને પાત્ર છે. પણ ના, સુવર્ણા શા માટે ? હું જ તિરસ્કારને પાત્ર છું. સ્ત્રી પાસે જીહજુરી કરનારો પતિજ તિરસ્કારને પાત્ર હોઇ શકે. એક પક્ષીય પ્રેમ કદિ ટકી શકે નહિ. સુવર્ણા, ઘણીવાર ત્હારો મુંગે મોઢે કે, હાવકે મોઢે થયેલો મ્હારો તિરસ્કાર મેં સહ્યા કર્યો, પણ એ બધું તારા પ્રેમને માટે. પણ સુવર્ણા તને જો નિલામ્બરના પ્રેમની કદરજ નથી તો નિલામ્બર એવો પાગલ કે નામર્દ નથી કે માત્ર સુવર્ણાના સૌંદર્યની પાછળ દિવાનો બને. સુવર્ણા, તને ત્હારૂં સૌંદર્ય અને સૌંદર્ય જનિત અભિમાન બન્ને મુબારક હો.

નિલામ્બર બધા વિચારોમાંથી જાગ્યો ત્યારે સંધ્યાએ શ્યામ ચાદર ઓઢી લીધી હતી. નિલામ્બર અને સુવર્ણા, યંત્રવત, મોડી સાંજે પોતાને ઘેર આવ્યા.

એ રાત્રિમાં કાળરાત્રિની ભયંકરતા સુવર્ણાને લાગી. બિચારી સુવર્ણા ઘણી હિમ્મત એકઠી કરી નિલામ્બરને પગે પડી બધા ખુલાસા કરવા અનેકવાર તૈયાર થઈ પરન્તુ નિલામ્બરની દૃષ્ટિ અને વર્તનમાં દેખાતી અસહ્ય બેદરકારી અને કશું પણ, ન સાંભળવાની તેણે બાંધેલી દૃઢગાંઠ જરાયે શિથિલ થઇજ નહિ કે સુવર્ણા કશુંએ સમાધાન કરી શકે. અને જો કે સુવર્ણા અત્યારે ક્ષમા યાચી શકતી ન હતી તે નિલામ્બરના અક્કડપણાનેજ આભારી હતું પરન્તુ રોષે ભરાયેલું દીલ આત્મ-નિરિક્ષણ કરવાને અશક્ત બની ઘણીવાર સામું નિર્દોષ હોય છતાં તેને દોષિ માનવા, ઠરાવવા તેમજ દંડવા તૈયાર થાય છે. તેમજ નિલામ્બરે પણ સુવર્ણાની આ નિર્બલતામાં, ગરિબાઇમાં, તેના આ લાચારીપણામાં નિર્દોષ સુવર્ણાની અક્કડતા અને અભિમાન જોયું. નિલામ્બરને એમજ થયું કે પોતે સુવર્ણા અને સુવર્ણા નિલામ્બર હોત તો તેણે નિલામ્બરના પાદપદ્મની ધૂળી અત્યારે પોતાને શિરે ચડાવી હોત. નિલામ્બરના પાદપદ્મમાં લોટી પડયો હોત, અને પોતાના વર્તન માટે રડી રડી અનેકવાર ક્ષમા યાચી હોત, આવું કદિ ફરી વર્તન ન કરવા માટે સોગંદ લીધા હોત અને આવું ઘણું ઘણું કરી નિલામ્બરને મનાવ્યા હોત; પરન્તુ આ સુવર્ણા કે જેની રગે રગમાં પોતાના જ્ઞાન અને સૌંદર્યનો ગર્વ વહે છે, તે નિલામ્બર સામુ જોવા પણ તૈયાર નથી.

સુવર્ણા, નિલામ્બર ત્હારાથી દૂર ખસીને તને સમજાવશે કે તે અવજ્ઞાને પાત્ર નથી- ત્હારો શિષ્ય થવાને લાયક નથી. તારા સૌંદર્યનીયે તેને પરવા નથી. તેની તહેનાતમાં તો સારા જગતનું સૌંદર્ય ખડું છે.

આવા આવા અનેક વિચારોમાં નિલામ્બરની આખી રાત્રિ વ્યતિત થઇ ગઇ.

પ્રાતઃકાળે દાસી જાગી ત્યારે " સુવર્ણાકૉટેજ " નાં બારણાંઓ ખુલ્લાં હતાં. નિલામ્બરની શૈયા સંકેલતાં મળેલી ન્હાની શી ચબરખી, દાસીએ આવી સુવર્ણાને આપી.

" સુવર્ણા પ્રભુને ગમ્યું ત્યાં સુધી સાથે રહ્યાં: હવે હું મ્હારા માર્ગે, તું ત્હારે માર્ગે. "

મોહઘેલો નિલામ્બર.

આ અક્ષરો પર સુવર્ણાની દૃષ્ટિ સ્થિર થઇ ગઈ. આંખોમાંથી ધીમે ધીમે જળધારા વહેવા લાગી.

સુવર્ણાની આ સ્થિતિ જોઇ દાસી ન તો કૈં બોલી શકી કે ન તો સુવર્ણા પાસે ઉભી રહી શકી. પોતાની ઝળઝળીયાં ભરેલી આંખો સંતાડતી દાસી ત્યાંથી ચાલી ગઈ.

" નિલામ્બર આ તમારો પ્રેમ ! આ તમારી દયા ! ! આ ન્યાય ! ! !

દાસીએ જતાં જતાં આટલા શબ્દો સાંભળ્યા. દાસી પાણી લઇ પાછી આવી ત્યારે સુવર્ણા ઓશીકામાં મોઢું સંતાડી ધ્રુસકે ધ્રુસકે રડી રહી હતી. સુવર્ણાના આ એકજ વાક્યથી આટલો બધો અનર્થ થશે, નિલામ્બર ને આટલું બધું ખોટું લાગશે, તેનો જો સુવર્ણાને સ્વપ્નેય ખ્યાલ હોત તો તે કદિ આવું બોલી ન હોત. પણ નિલામ્બરે જ આવી અને આથી આકરી ટીકાઓ ટીકાઓ સહી સહીને જં સુવર્ણાની તેને લાગનાં સત્ય કહી દેવાની ટેવને કેળવી હતી. પણ આજનો પ્રસંગ એ સ્પષ્ટ કરે છે કે નિલામ્બરે સુવર્ણાની દરેક ટીકા ગણી ગણીને ગાંઠે બાંધી હતી. અને પોતાની સહિષ્ણુતાની કદર કરાવવા કે ગમે તે. ઇચ્છાથી તે આટલા દિવસ સુધી ધુંધવાતો પણ શાન્ત રહ્યો હતો.

સુવર્ણાનાં અશ્રુઓ સૂકાયા પછી તેનું આર્દ્ર હૈયું કલ્પનાઓ કરી તેમાંથી આશ્વાસન શોધવા ફાંફાં મારવા માંડયું. " નિલામ્બર તમે આમ એકલી મૂકીને ન્હાસી જાઓજ નહિં: નક્કી તમારી આ સુવર્ણાની ટેવ સુધારવાના ઈરાદાથી કે તેણે કરેલી ભૂલનું તેને પ્રાયશ્ચિત કરાવવાના હેતુથી કયાંય સંતાઈ રહ્યા હશો. જો તેમ હોય તો નિલામ્બર પ્રગટ થાઓ. આ તમારી દાસી સુવર્ણા એટલી ગમાર નથી કે તેની ભૂલ સુધારવા માટે આટલીયે શીક્ષાની આવશ્યકતા હોય. સુવર્ણા તમારી પાસે અનેકવાર તેની થયેલી ભૂલ માટે ક્ષમા યાચે છેઃ—

" નિલામ્બર મ્હને માફ કરો "

રસ્તાપર ચાલતાં વાહનના અવાજથી ઘણીવાર સુવર્ણાના કાન ચમકતા અને નિલામ્બરને સત્કારવા પોતાના નયનાશ્રુથી તેના પાદપદ્મ ધોવા સુવર્ણા બહાર દોડી

આવતી. કોઇના પગરવમાં નિલામ્બરનાં પગરવનું ભાન થતાં " એ નિલામ્બર આવ્યા " એમ થતાં સુવર્ણાને રોમાંચ થતું, અને નયનમાંથી સરતાં હર્ષાશ્રુ સંતાડતી, ઘરના દ્વારનો અગળીઓ ઉઘાડી પોતાના નિલામ્બરના સુવર્ણાને શોધતાં સ્નેહઘેલાં નયનો; પાછળથી દબાવવા સારૂ ઘણીએવાર સુધી બારણા પાછળ સુવર્ણા સંતાઇ ઉભી રહેતી; તે ઠેઠ દાસી આવી " બ્હેન આ શું ? કોઈ ગાંડાં કહેશે " કે એવું કૈં મીઠું ઠપકા ભર્યું કહી તેને જગાડતી ત્યારે તે પોતાની આ સમાધિમાંથી જાગતી.

ઘણીવાર કલાકોના કલાકો સુધી પશ્ચિમમાં પડતી બારી પાસે, નિલામ્બરની માર્ગ પ્રતિક્ષા કરતી તે ઉભી રહેતી, અને દૂર સુદૂર કોઇ માનવ–આકૃતિ દેખાતી તો તેને એમ જ થતું કે એ તો નિલામ્બર જ આવે છે. એ આવે, જરૂર એજ છે. ચાલ પણ એના જેવી જ છે. હા, એ તો નિલામ્બર જ છે, એને આવો ભાસ થતાં સુવર્ણાના હૃદયમાં અનેક લાગણીઓનો તનમનાટ ઉભરી આવતો, અને જ્યારે નજીક આવતાં જણાતું કે એતો કોઇ બીજી જ વ્યક્તિ છે, ત્યારે બીચારી વિરહ ઘેલી સુવર્ણાની નિરાશાનો પાર જ ન રહેતો.

આમ સુવર્ણાની પળો, કલાકો, દિવસો, મહિનાઓ અને વર્ષો એક પછી એક વિતતાં ચાલ્યાં, પણ નિલામ્બરના ન તો કાંઇ ખબર આવ્યા, ન તો નિલામ્બર પાછો ફર્યો.

* * * *

નિલામ્બરનેય ઘણીવાર સુવર્ણાનું સ્મરણ થતું. કેટલાય દિવસો સુધી નિલામ્બરેય સુવર્ણાની રાહ જોઇ. સુવર્ણાના નજીવા ગુન્હા માટે પોતે કરેલી આ આકરી શિક્ષા માટે નિલામ્બરનેય અનેકવાર ઘડીભર પોતા તરફ તિરસ્કાર છુટતો, અને સુવર્ણા પાસે જઇ પોતાના નાદાન વર્તન માટે ક્ષમા યાચવા ઘડીભર તત્પર થઇ જતો, પણ બીજીજ ક્ષણે પતિ તરીકેનું પોતાનું અભિમાન તેની વિવેકબુદ્ધિ પર, તેની લાગણી પર, તેની દયા પર, સવાર થઇ જતું અને તેની ન્યાયદ્રષ્ટિ ફરી જતી. તે પુનઃ પોતાની નિર્બળતા પર ખડો થઇ જતો. "સુવર્ણા પાસે પોતે ક્ષમા યાચવા જાય ? ના, ના, તેમ કદિ બને નહિ. પત્નીથી તિરસ્કારાયેલો નિલામ્બર પત્નીને જીહજુરી કરવા ગયો એવી નામર્દાઇ ઇતિહાસને પાને કદી નિલામ્બર ચડાવા દેશે નહિ.

* * * *

નિલામ્બર સુખી છે. જે જીવનનો તે અભિલાષી હતો તે જીવન અત્યારે જીવે છે.

વિલાસ નગરની સૌંદર્ય બજારમાંથી, પોતાને યોગ્ય, નિલામ્બરે એક કિમ્મતી સૌંદર્ય રત્ન ખરીદી લીધું છે. તેનું નામ " નીલા " છે.

પ્રાતઃકાળે દાસી જાગી ત્યારે "સુવર્ણાકૉટેજ" નાં બારણાંઓ ખુલ્લાં હતાં. નિલામ્બરની શૈયા સંકેલતાં મળેલી ન્હાની શી ચબરખી, દાસીએ આવી સુવર્ણાને આપી.

"સુવર્ણાપ્રભુને ગમ્યું ત્યાં સુધી સાથે રહ્યાં: હવે હું મ્હારા માર્ગે, ત્હું ત્હારે માર્ગે."

મોહઘેલો નિલામ્બર.

આ અક્ષરો પર સુવર્ણાની દૃષ્ટિ સ્થિર થઇ ગઈ. આંખોમાંથી ધીમે ધીમે જળધારા વહેવા લાગી.

સુવર્ણાની આ સ્થિતિ જોઇ દાસી ન તો કૈં બોલી શકી કે ન તો સુવર્ણા પાસે ઉભી રહી શકી. પોતાની ઝળઝળીયાં ભરેલી આંખો સંતાડતી દાસી ત્યાંથી ચાલી ગઈ.

"નિલામ્બર આ તમારો પ્રેમ! આ તમારી દયા!! આ ન્યાય!!!

દાસીએ જતાં જતાં આટલા શબ્દો સાંભળ્યા. દાસી પાણી લઇ પાછી આવી ત્યારે સુવર્ણા ઓશીકામાં મોઢું સંતાડી મુસ્કે મુસ્કે રડી રહી હતી. સુવર્ણાના આ એકજ વાક્યથી આટલો બધો અનર્થ થશે, નિલામ્બર ને આટલું બધું ખોટું લાગશે, તેનો જો સુવર્ણાને સ્વપ્નેય ખ્યાલ હોત તો તે કદિ આવું બોલી ન હોત. પણ નિલામ્બરે જ આવી અને આથી આકરી ટીકાઓ ટીકાઓ સહી સહીને જ સુવર્ણાની તેને લાગતાં સત્ય કહી દેવાની ટેવને કેળવી હતી. પણ આજનો પ્રસંગ એ સ્પષ્ટ કરે છે કે નિલામ્બરે સુવર્ણાની દરેક ટીકા ગણી ગણીને ગાંઠે બાંધી હતી. અને પોતાની સહિષ્ણુતાની કદર કરાવવા કે ગમે તે ઇચ્છાથી તે આટલા દિવસ સુધી ધુંધવાતો પણ શાન્ત રહ્યો હતો.

સુવર્ણાનાં અશ્રુઓ સૂકાયા પછી તેનું આર્દ્ર હૈયું કલ્પનાઓ કરી તેમાંથી આશ્વાસન શોધવા ફાંફાં મારવા માંડયું. "નિલામ્બર તમે આમ એકલી મૂકીને ન્હાસી જાઓજ નહિં નક્કી તમારી આ સુવર્ણાની ટેવ સુધારવાના ઈરાદાથી કે તેણે કરેલી ભુલનું તેને પ્રાયશ્ચિત કરાવવાના હેતુથી કયાંય સંતાઈ રહ્યા હશો. જો તેમ હોય તો નિલામ્બર પ્રગટ થાઓ. આ તમારી દાસી સુવર્ણા એટલી ગમાર નથી કે તેની ભૂલ સુધારવા માટે આટલીયે શીક્ષાની આવશ્યકતા હોય. સુવર્ણા તમારી પાસે અનેકવાર તેની થયેલી ભૂલ માટે ક્ષમા યાચે છે:—

"નિલામ્બર મ્હને માફ કરો"

રસ્તાપર ચાલતાં વાહનના અવાજથી ઘણીવાર સુવર્ણાના કાન ચમકતા અને નિલામ્બરને સત્કારવા પોતાના નયનાશ્રુથી તેના પાદપદ્મ ધોવા સુવર્ણા બહાર દોડી

વળી એજ શબ્દ—

"પાણી"

વળી બીજી પાંચેક પળો વીતિ.

"નીલા પાણી આપશો? એમ કહેતાં દરદીએ પોતાની નિસ્તેજ આંખો ઉઘાડી, અને ટેબલપર પડેલાં ઝાંખાં ફાનસનાં પ્રકાશમાં તેનું આખું જગત્ તેણે ઝાંખું ઝાંખું થતું જોયું. સ્થુલ અને એ દર્દીના દિપકમાં તેજ ખુટયું જતું હતું અને જીવન જ્યોત ઝાંખી થતી જતી હતી.

છેવટે દ્વાર ઉઘડયાં. અને નિલાની મૂતિ, એ દરદીની સમક્ષ ખડી થઇ. જેટલું બળ બાકી રહ્યું, હતું તેટલા બળથી નિલામ્બરે પ્રશ્ન કર્યો?

"નીલા, અત્યારે કયાં ગઇ હતી"?

"આરામમાં" નિલાએ જવાબ આપ્યો. એ જવાબમાં નહતી સ્ત્રી સ્વભાવની સહજ કોમળતા, ન હતી નીલાના કંઠની નૈસર્ગિક મીઠાશ, ન હતી લાગણી, ન હતી દ્દયા, નિલામ્બરની આંખો નિલા સામે ફાટી રહી. ઘડીભર તે કશું બોલી શકયો નહિં. તેનો કંઠ રૂંધાઇ ગયો. અને એ મર્દ પુરૂષની નિસ્તેજ આંખોમાંથી ધીમે ધીમે જળપ્રવાહ વ્હેવો શરૂ થયો. નિલામ્બરની નિર્બળતા સામે જાણે હસતી હોય તેમ નીલા તેની સામું જોઇ સ્થિર ઉભી રહી. આમ કેટલીક પળો વિતી અને—

—નિલામ્બરના અશ્રુપ્રવાહમાં જાણે તેની નિર્બળતા નીતરી ગઇ હોય તેમ નિલામ્બર બોલ્યો.

"નીલા, મ્હારાં એક દિવસના સ્વર્ગ, ......"

નીલા વચ્ચેજ બોલી ઉઠી.

"હા: એ બધું ભૂતકાળમાં ગયું."

"નીલા ત્હારા આ નિલામ્બર તરફનો પ્રેમ ત્હારી દયા બધું કયાં ગયું? આ પાગલ નિલામ્બર કે જે તેનું સર્વસ્વ ત્હારા ચરણમાં મૂકી ફના થયો છે તે તે તારા ખાવિંદ નિલામ્બર તરફ આ બેદરકારી?"

"હા;" પહેલાના જેવી જ કરડાકી અને અક્કડાઇથી નીલાએ જવાબ આપ્યો. અને થોડીવાર મુંગી રહી પછી નીલા બોલી.

"નિલામ્બર સમઝ કે આ નીલા એક ગરીબડી ગુલામડી થવા સર્જાએલી નથી. તેના ગુલાબી ગાલો એક માયકાંગલા નિર્બળ દરદીના હોઠથી ચુંબન માટે

સર્જાયા નથી. તેનું જીવન, તેના જીવનની ખુશીઓ, તેના જીવનની રસીકતા એક શબવત્ હાડપિંજરની સેવા પાછળ એળે જવા દેવા માટે નથી. બલ્કે ત્હારા જેવા હજારોનાં જીવન યૌવન સૌંદર્ય દૌલત, આબરૂ એ બધાંનીયે આ નીલાંનાં યૌવન સૌંદર્ય આગળ કશીજ કિમ્મત નથી.

" પ્રભુ ત્હને માફ કરે " નિલામ્બર એટલું જ બોલી શકયો.

નીલાના શબ્દોનાં આઘાત અને બોલવાના થાકથી નિલામ્બરને પાછી મૂર્છા આવી ગઈ.

* * * *

સ્હવાર થયું. અનાથ દરદીની સેવા પાછળ જીવન ગાળતી એક પરિચારિકાને, નિલામ્બરને સોંપી નીલા હંમેશને માટે નિલામ્બર અને તેના ગૃહનો ત્યાગ કરી પોતાને ઇચ્છિત માર્ગે પ્રયાણ કરી ગઇ,

* * * * *

બે દિવસ અને બે રાત્રિ સતત પરિચર્યા કરતી પરિચારિકા ખાધા પીધા વગર મૃત્યુ શય્યાપર સૂતેલા નિલામ્બરની સેવા કરી રહી છે. અને વારંવાર પરમ-કૃપાળુ વિશ્વંભર પાસે નિલામ્બરે કરેલા પાતકો માટે દયા યાચતિ અને આ જીવ-લેણ મંદવાડમાંથી તેને ઉભો કરવા માટે અનેકવાર લળી લળી દયાર્દ્રચિત્તે પ્રાર્થના કરી રહી છે. બીજા દિવસની આખી રાત્રિ પણ આમને આમ પસાર થઈ ગઈ.

ત્રીજા દિવસનું સ્હવાર થયું. રવિનાં આરોગ્યકર કિરણો કાચની બારીમાંથી દરદીની શૈય્યા સુધી પહોંચ્યાં. દરદીમાં ધીમે ધીમે જાગૃતિ આવવા માંડી. અર્ધભાનવાળી સ્થિતિમાં તેનાથી બોલાઇ જવાયું:—

" ની..........લા...... ? "

બિચારી પરિચારિકાના ખોળીયામાં જીવ આવ્યો. તેની આશાનો પ્રદીપ જરા ઉજ્જવળ થયો. તે ધીમેથી બોલી:—નિલામ્બર કોને બોલાવો છો? નીલાને?

નિલામ્બર બોલ્યો. " ના " " નીલાના ગાલો પર દાઝો પડી છે. તેના શરાબમાં ઝેરની વાસ આવે છે. " નિલામ્બર બોલતો પાછો બંધ થયો. અને તેની બંધ આંખો-માંથી અશ્રુપ્રવાહ વહેવો શરૂ થયો.

પરિચારિકા બિચારી નિલામ્બર શું બોલ્યો તે કશું સમજી શકી નહિ. તેણે ધીમે નિલામ્બરનાં અશ્રુઓ લૂછયાં નિલામ્બરનું મસ્તક ખોળામાં લીધું અને નિ-

લામ્બર સામું જોઇ રહી. પછી નિલામ્બરના શુષ્ક હોઠ સાથે પોતાના હોઠ મેળવ્યા. પરિચારિકાની આંખોમાંથી દડદડ કરતી અશ્રુની શેર વહેતી નિલામ્બરને નવરાવવા માંડી નિલામ્બર જાગ્યો. પારિચારિકાની અને નિલામ્બરની આંખો એક એકમાં મળી. નિલામ્બરની આંખોમાં અજબ તેજ ચમકયું:

"કોણ મ્હારી સુવર્ણા" ? એમ કહેતાં જોરથી નિલામ્બર સુવર્ણાને ભેટી પડયો.

"હા મ્હારાનાથ, નિલામ્બર.

આમ કયાંય સુધી બંન્ને એક બીજાને હર્ષાશ્રુ પ્રવાહથી ન્હવરાવતાં પડી રહ્યાં.

(સંપૂર્ણ)



# 'ઝમોર સંબંધી વક્તવ્ય'

## શ્રીયુત, પુરૂષોત્તમ વિશ્રામ માવજી અને રા. 'ચન્દ્રકાન્ત'

સંચાલકોઃ—'સુવર્ણમાલા'

સુજ્ઞ મહાશય,

આપના માસિકના ગત માગસર તથા પોષના અંકોમાં "ઝમોર" નામની કથા પ્રકટ કરવામાં આવી છે તે ઇરાદાપૂર્વક જૈન સાધુઓનું અપમાન કરવાને તથા જૈનોની પૂર્વ જાહોજલાલી પ્રત્યેની ઇર્ષ્યાથી જૈનધર્મ તથા જૈનોને લોકની દૃષ્ટિમાં ઉતારી પાડવાને લખાઇ હોય એમ સ્પષ્ટ સમજાય છે. લેખક મહાશય કદાચ એમ માનતા હોય કે આ પ્રકારે હિંદુ સંગઠન થશે કે શૈવ વા હિંદુધર્મનો ઉદ્ધાર થઇ જશે તો તેવા ભ્રમો આપના લોકપ્રસિધ્ધ માસિક જેવા માસિકો તથા જાહેર પત્રોએ સદ્ય નિવારવા અતિ જરૂરી છે. અમને તો લાગે છે કે આવા લેખકોની બિનજવાબદાર પ્રવૃત્તિઓથી આજે સમસ્ત હિંદમાં સ્થલે સ્થલે કોમી કલહના ગગનભેદક ધ્વની થઈ રહ્યા છે તથા પૂરેપૂરી અશાંતિ વ્યાપી રહી છે. તે સમયે બિલકુલ ટૂંક દૃષ્ટિથી અને તદ્દન સંકુચિત-વૃત્તિથી અને સંપૂર્ણ ધર્માંધપણાથી લખાએલા લેખો સમસ્ત ભારતવર્ષમાં ભિન્ન ભિન્ન કોમો વચ્ચે અને ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ વચ્ચે અવનવું વિષ રેડી રહ્યાં છે તેને અટકાવવાને તો નહિં પરંતુ ગતિમાન કરવાને માસિકો અને વર્તમાન પત્રોના જવાબદાર અધિપતિઓ પણ સહાય આપે એ ઇષ્ટ ગણાય નહિ.

શું રાસમાલામાં બ્રાહ્મણોની એક દંતકથા મૂલ તરીકે દેખાડવામાં આવે એટલે બસ! લેખકને પોતાની કલમ બેલગામ છોડી દેવાની સંપૂર્ણ છૂટ? એ કલ્પિત બ્રાહ્મણી દંતકથાના શરીરમાં શું લેખકે વિષમય આત્મા રેડયો નથી? શું વિનાશક રંગોથી ચિત્રને અચ્છીતરેહ ઘુટવામાં આવ્યું નથી? શું ઇર્ષા અને દ્વેષના ઝેરી આભરણોથી શણગાર સજવામાં આવ્યો નથી?

આપના ઐતિહાસિક ખ્યાતિવાલા માસિકમાં જ્યાં જગે જગે વાંચક-ઐતિહાસિક તત્વની અપેક્ષા રાખે ત્યાં એક સ્થલે શ્રીહેમચંદ્રસૂરિ અને કુમારપાલ મહારાજના ઐતિહાસિક પાત્રો ઉતારવામાં આવે અને સાથેજ પ્રવીણસૂરિ, નક્ષત્ર સૂરિ, વગેરે પાત્રોની નિરાધાર કલ્પના કરી જૈનશાસ્ત્રો જેનો પૂર્ણ પ્રતિબંધ કરે તેવાં આચરણો કરતાં દેખાડવામાં આવે-એ પ્રમાણે નિર્મૂલ કલ્પનાઓના શ્યામ સાયા હેઠલ પવિત્ર જૈન સાધુઓ પર આક્ષેપો કરવામાં આવે તે જૈન સમાજ કોઇ પણ સાંખી શકે નહિં.

ચન્દ્રમામાં પણ કલંક હોય માટે પ્રત્યેક મહા પુરૂષમાં પણ કોઈ ન કોઈ દોષ વા વિકાર હોય એ પ્રકારનાજ તર્કજ્ઞાનની જેને ઇશ્વરી નવાજેશ એવા અથવા જ્યાં દોષ કલ્પીજ શકાતો ન હોય ત્યાં દોષારોપણ કરી પે કલ્પી તત્ પ્રકારના બાલિશ સિદ્ધાન્તને સત્ય કરી બનાવવાના આગ્રહથી અને ર મથનાર સાહિત્યકો શું સાહિત્યની પવિત્રતા, વા તેનું ગૌરવ સમજે છે? સુધી સાહિત્ય ક્ષેત્ર પ્રત્યેક પ્રકારની રાગદ્વેષ જન્ય મલિનતાથી અતિદ્દ ખરીદ શાંતિનું ધામ મનાતું તેને આજે આવી વિકૃત કૃતિઓ વડે કેટલે દરજ્જે અરોઅડ કરવામાં આવ્યું છે. તંત્રી મહાશય! આપ જુઓ છો, અમાંનું દરતુ રવીંદ્રનાથ ઠાકુર આદિ મહા કવિઓ જેણે "वसुधैव कुटुम्बकम्" એ કડી અંગીકાર કર્યું છે તેમના કોઈપણ ગ્રંથોમાં? ત્યાં તો સહિત્યનો પાતા આદર્શજ જણાય છે. સાહિત્ય સર્વ દૂષિત વાતા-વરણથી પર છે.... એ

અમને પૂરેપૂરો વિશ્વાસ છે કે સાહિત્યના સત્યસેવકો, ગુજરાતના મહારથીઓ સાહિત્યની પવિત્રતા જાલવવા માટે પોતાના ઓજસ્વી અસ્ત્ર હવે તો સદ્ય યોજશે. પ્રસ્તુત કથામાં પાટણમાં ધર્મયુદ્ધ શરૂ થયાનો ઉલ્લેખ કરનાર લેખક તથા તેના જેવા કલમબાજોને ફરી ધર્મયુદ્ધ ઉપસ્થિત કરતાં હિંદુકોમના દીર્ઘદર્શી આગેવાનો તુરત રોકશે–અનિષ્ટ પરિણામ નિપજાવતાં થંભાવશે.

સમગ્ર લેખમાં લેખકની મનોવૃત્તિનું દર્શન સ્થલે સ્થલે થાય છે. પરંતુ તે પૈકી તેના કેટલાક ઉદ્‌ગારોજ દૃષ્ટાંત રૂપે અત્રે મુકીશું.

લેખક મેવાડી રાણીને " મહાસૂરિજી જાતે વિધિસર દીક્ષા દેવાના. સાત દિવસ પોતાની શિષ્યા તરીકે રાખી વ્રતો, મહાવ્રતો, અનુવ્રતો ને અત્યંગો તથા ધર્મના ગૂઢ રહસ્યો સમજાવી સુબોધરૂપ અમૃત પાઇ રાણીના હૃદયમાં જ્ઞાનદીપક પ્રકટ કરવાના ' એમ લખે છે. લેખકને મન વ્રત, મહાવ્રત, અનુવ્રત બધું એકી વખતે આપી શકાય એવું જ છે. અત્યંગ એટલે શું તેતો લેખકજ જાણે. પરંતુ રાણીને પોતાની શિષ્યા તરીકે સાતદિવસ હેમસૂરિ રાખે એ કલ્પનામાં તો દાટ જ વાળ્યો છે. જૈનની દીક્ષા સાધુ કે સાધ્વી તરીકે લીધા પછી એટલે મહાવ્રતો લીધા પછી ગૃહમાં જવાનું હોય જ નહીં વળી શ્રાવિકા તરીકે પણ એટલે ( અનુવ્રત નહિ પણ અણુવૃત લેવાને માટે) તેમજ વંદનાર્થે કોઈપણ સ્ત્રી એકલી સાધુના ઉપાશ્રયમાં સાત દિવસતોશું પણ એક કલાકે રહી શકે નહિં. જૈન સાધુઓ તથા સાધ્વીઓના ઉપાશ્રયો પણ જુદાજ હોય છે તો જૈન સાધુઓના બ્રહ્મચર્ય મહાવ્રતને ભંગ કરનારા અણઘટતા કલ્પિત પ્રસંગો કલ્પી જૈન સાધુઓને લેખકે ઘોર અન્યાય કર્યો છે. લેખક એક સ્થળે આમ લખેછે:–" એક સવારે હેમસૂરિનો એક શિષ્ય વિહારાર્થે નગરના રસ્તે જતો હતો (શિષ્યનું નામ હોયજ ક્યાંથી?) દૈવયોગે ઉપરથી ઘરનું નળીયું પડ્યું અને મુનિજીનું બોડું માથું સખ્ત ઘવાયું. લોકો એકઠા થઇ ગયા xxx એક બ્રાહ્મણ જે ઓસરીની અંદર જોતા બેઠો હતો તે બધા સાંભળે તેમ બોલ્યો ' મુનિ મહારાજશ્રી! માથે જટા રાખતા

તો શું ખોટું? આમ રસ્તે જતાં વાગે નહિં. જૈનધર્મ ના કહેતો હોય તો ધર્મમાં આવો. ગુરૂ જોઇએ તો નવારાણી દીક્ષા આપવા તૈયાર છે. ××× બ્રાહ્મણ છુટવા ન પામ્યો હોત તો 'અહિંસાપરમોધર્મઃ'ના ચુસ્ત અનુયાયીઓના પધાએ દિવસો પૂરા થવાનો ઘણો સંભવ હતો. નાસતા નાસતા એ જાણે શાપ હોય તેમ બ્રાહ્મણ બોલ્યો 'હવેજ ખબર પડશે તો તમારા ઉંચા દેરા થાય તો મને સાંભરજો' બ્રાહ્મણમાં એટલી હિંમત કયાંથી આવી તે યું જ નહિં." કયાંથી સમજાય? કલ્પનાના ઘોડાને ધર્મ ઝનુનના ચાબખાથા ટ હાંકી મૂકયો હોય ત્યાં ઔચિત્ય અનૌચિત્યનું જ્ઞાન રહેજ કયાંથી? સંન્યાસીઓ, શંકરાચાર્યના અનુયાયીઓ તેમજ સમાજી સાધુઓ પણ મુંડિત વાલા હોય છે એ લેખકની સ્મૃતિમાંથી સરી ગયું હોય એમ લાગે છે. અને કઆતમાં જે જૈન સાધુઓને 'પેલા નિમાલા વિનાના બોડા માથાવાલા' વિગેરે શબ્દોમાં આલેખ્યા હતા તેટલાથી સંતોષ નહીં થયેલો એટલે તપર નલીયું પાડવાનો હાસ્યજનક પ્રસંગ ઉપસ્થિત કર્યો અને તેથીએ ન ધરાતાં બ્રાહ્મણ પાસે જટા રાખવાનું કહેવડાવી નવારાણી પાસે દીક્ષા લેવાનું કહેવું અને વલી અહિંસાવાદીને હિંસા કરવાને તત્પર ચિત્રી છેવટ નાસતા બ્રાહ્મણ પાસે ઉંચા દેરા નીચાં થવાનો શ્રાપ અપાવવો એથી વિશેષ ઝેર ભરેલું અને આક્ષેપપૂર્ણ જૈન સાધુઓની નિતાંત નિંદા કરનારૂં બીજું કયું લખાણ હોઇ શકે.

લેખકને જાણે–મેવાડના રાણાના મુખે કુમારપાલ તથા મુનિ મહારાજે ખીજાઈ (મેવાડી કુંવરી પર) જુલ્મ વર્તાવશે 'કારણ ધર્મ પ્રવર્તનમાં અહિંસા વાદી જૈનો હિંસા કરતા અચકાતાજ નથી એ હું જાણું છું' એમ કહેવડાવવાથી સંતોષ ન થયો હોય તેથી, લેખક સ્વમુખે તેની અત્રે પુનરૂકિત કરી પોતાના હૃદયનો ભાવ તદ્દન સ્પષ્ટ કરે છે. લેખકે પ્રવીણસૂરિ તથા નક્ષત્રસૂરિ તથા સાધ્વીના કલ્પિત પાત્રોને મેવાડી રાણીને તેડવા ગયેલાં ચિતરી જે જે કાર્ય કરતાં આલેખ્યા છે તે જૈન સાધુના આચારથી તદ્દન વિરૂદ્ધ છે. ગૃહસ્થાશ્રમીઓના જયોતિષ વૈદકના કાર્યો જૈન સાધુઓ જૈન શાસ્ત્ર પ્રમાણે કરી શકતા નથી. તેમજ જયોતિષ, વૈદક તથા મંત્રથી વૃત્તિ કરવા વિરૂદ્ધ જૈન શાસનો સખ્ત પ્રતિબંધ છે.

કુમારપાલ રાજા પણ જૈન હોવાથી તેની સામે પણ લેખકે કટાક્ષ કર્યો છે. કુમારપાલ રાજાના સમયમાં ગુજરાત જાહોજલાલીની ટોચપર હતું. છતાંયે ઐતિહાસિક સત્યવિરૂદ્ધ કટાક્ષ કરવામાં બીજું શું તાત્પર્ય હોઇ શકે?

લેખકે કુમારપાલને 'આપ ગુજરાતના રાજા નહિં' એવું મેવાડી રાણાનું કથન બારોટ મુખે સંભલાવતાં તેને સહેજ ક્રોધ ચડયો એમ કહી 'કુમારપાલ–મહારાજના શુરાતનો જગજાહેર હતાં' એ ઉમેરી તેનાપર તદ્દન અયોગ્ય આક્ષેપ, તે જૈન હોવા માત્રથીજ, કર્યો છે. ખુદ મેવાડી રાણાના કથનમાં પણ 'તમારા શૂરવીર મનાતા કુમારપાલ મહારાજ' એમ આક્ષેપ કરવામાં આવ્યો છે.

લેખક કલ્પિત પ્રવીણસૂરિને વાતવિમર્દન તેલ ખરીદવા જતાં કલ્પી દાસીના હાથમાંના તેલના કચોલાંને સ્પર્શતાં ચિતર્યા છે.

લેખકને એટલીએ ખબર નથી કે જૈને સાધુઓ પૈસા રાખતા નથી તો ખરીદ કરવા નીકળેજ કયાંથી. જૈન સાધુઓને સ્વીકારવા પડતાં મહાવ્રતોમાં નિષ્પરિગ્રહ રહેવાનું મહાવ્રત પણ અંગિકાર કરવું પડે છે. તેમજ જૈન સાધુઓ જે પ્રકારનુ ઉગ્ર બ્રહ્મચર્ય વ્રત ધારણ કરે છે તેને લઇને સ્ત્રીને વસ્તુના આંતરે પણ અડકી શકતા નથી અર્થાત્ હાથો હાથ સ્ત્રીપાસેથી કોઇ પણ વસ્તુ લઇ કે આપી શકતા નથી. ભિતને આંતરે પણ સ્ત્રી વસતી હોય તો તેઓ વસી શકતા નથી. એ પ્રકારનું જૈન ધર્મમાં પ્રસિદ્ધ નવવાડોથી સુરક્ષિત આદર્શ બ્રહ્મચર્ય જૈન સાધુઓ પાળે છે. તો, જૈનાચારથી વિરૂદ્ધ દાસીના હાથમાંના તેલનાં કચોલાંને સ્પર્શતાં જૈન સાધુને આલેખવામાં તેમના પ્રત્યેના દ્વેષ સિવાય બીજો કયો આશય સંભવી શકે? વળી કપોલકલ્પિતઘટના ઉપજાવી જૈન સાધુઓને કામણ ટુંમણ કરનારા આલેખી ધાર્મિક વ્યાખ્યાન અપાતું હોય ત્યારે સભા જનોમાં મ્હોટી શિલા રેડવવી એ લેખકની મનોદશા તલસુધી સ્પષ્ટ દેખાડે છે. હજુએ અધુરૂં હોય તો વાંચો લેખકના આ ઉદ્ગારો:—"સઘળું પાપ હેમસૂરિ, તારે માથે-રાજા, તારે માથે"

"એ ઝમોર પછી ગુજરાતનો ઇતિહાસ બદલાયો. એ ન હોતતો પીળા કેશરીઆ ચાંલાનું અત્યારે કેટલું જોર હોત તે કલ્પવું મુશ્કેલ છે. હેમસૂરિજીની કલા નમવા માંડી. રાજાની શ્રદ્ધા ન ચળી. પરંતુ અંધવશીકરણના પાશમાંથી એ મુક્ત થયા. કુમારપાળ મહારાજે શિવાલયોના પુનરૂદ્ધારમાંએ પાછળથી, દ્રવ્ય ખર્ચ્યાં તેના ઉલ્લેખો ઇતિહાસમાંથી જડી આવે છે." આ કેવા ઉલટા સ્વરૂપમાં રજુ થાય છે. કુમારપાલ જેને હેમસૂરિના વશીભૂત ચિતરવામાં આવ્યા છે તે ઇતિહાસમાં તો શુરવીર, ઉદાર અને ભિન્ન ભિન્ન ધર્મોમાં નિષ્પક્ષભાવ રાખનાર યોગ્ય રાજા તરીકેજ નજરે આવે છે. તેને બ્રાહ્મણ દંતકથાના 'ઝમોર' પછી જ શિવાલયોના ઉદ્ધાર કરનારા અત્રે દેખાડવામાં આવે છે. શું તઓ પહેલાં ન્હોતા ઉદ્ધાર કરતા? અને કર્યા તો તે કલ્પિત ઝમોર પછીજ કર્યા? શું છે ઇતિહાસમાં તેવો પુરાવો? ખુદ હેમચંદ્રાચાર્ય મહારાજ પણ કેવા નિષ્પક્ષપાતી અને સર્વ ધર્મ માટે સદ્ભાવ રાખનારા હતા તે તેમણે સિધ્ધરાજ મહારાજને આપેલા સંજીવની ન્યાયે ધર્મ કરવાના બોધપરથી, અને કુમારપાલ મહારાજના સમયમાં તેમણે રચેલ: વીતરાગ સ્તોત્ર અને મહાદેવના પ્રસંગ પરથી સ્પષ્ટ માલમ પડે છે. તો, એવા મહાપુરૂષ જેની સર્વદેશીય બુદ્ધિ અને સર્વ શાસ્ત્ર વિશારદતાને માટે 'કલિકાલ સર્વજ્ઞ'નું આપેલું બિરૂદ યથાર્થજ છે એમ આજે પણ દુનીયાના સમર્થ વિદ્વાનો માને છે, અને તેને માટે પૂર્ણ માન ધરાવે છે તેવા મહાપુરૂષને ખોટાજ રંગમાં આલેખવામાં ધર્માંધતા કે ધર્મદ્વેષ સિવાય અન્ય કયું કારણ